૭૮૬.

# અર્પણ પત્રિકા.

મહેરબાન નેક નામદાર ઑનરેબલ શેઠ સાહેબ અબ્દુલકરીમ અબ્દુલ શકુર જમાલ સી. આઇ. ઇ.

આપના બુદ્ધિ, બળ, સાહસ અને મહાન ઉદારતા ભરેલાં કામોથી સર્વત્ર આપનું નામ મશહુર અને લોક પ્રિય થઈ પડેલું છે. વિશેષે કરીને કેળવણી અને સાહિત્ય તરફનો આપનો શુદ્ધ ભાવ સર્વ સ્થળે સુપ્રસિદ્ધ છે અને તેટલા માટે તેના ઉત્તેજન અર્થે લાખો રૂપિઆ આપે અર્પણ પણ કર્યા છે. ખાસ કરી મુસલમીન કોમના ભલા અને ઉદ્ધાર માટે આપના તરફથી પ્રયત્નો સતત ચાલુ છે. આવા આવા સર્વોત્તમ ગુણોથી આપના પ્રત્યે મારી ખરા અંતઃકરણની લાગણી અને ભાવના સ્ફુરતાં આપ નામદારની રજામંદીથી આ લઘુ પુસ્તક આપ સાહેબને અર્પણ કરવાથી હું મને પોતાને ભાગ્યશાળી માનું છું.

લી૦ તાબેદાર,

જી. એ. શેખ.

# બે બોલ.

મારા મર્હુમ ફિલ્લેગાહ જનાબ શેખ ગુલામમોહમદ સાહેબે રચેલાં પુસ્તકો જેની યાદી છેલ્લા પાના ઉપર આપવામાં આવી છે તે પૈકી આ પહેલું ઐતિહાસિક પુસ્તક બહાર પાડવાનો પ્રસંગ આવ્યો તેથી મને અત્યાનંદ થાય છે.

કાગળ વગેરે છપામણીના સાધનોની અત્યંત મોંઘવારીને લીધે ઐતિહાસિક ગ્રન્થો બહાર પાડવામાં રોકાણ થઈ, તો પણ થોડાક મહિનાઓ ઉપર મારા મુરબ્બીની યાદગીરી તરીકે પંદનામાની ૧૫૦૦ પ્રતો છપાવી હતી તેમાંથી ૧૦૦૦ મિત્રોને તથા ગુજરાત અને કાઠિઆવાડના ગરીબ વિદ્યાર્થીને ભેટ તરીકે વહેંચી દેવામાં આવી હતી.

આ ગ્રન્થ જે વાંચક વર્ગ સમક્ષ રજુ કરવામાં આવે છે તે બે ભાગમાં ગ્રન્થ કર્તાની અસલ ધારણા પ્રમાણે અપૂર્ણ છે. કારણકે તેમનો ઉદ્દેશ લડાઈઓનાં વિગતવાર વર્ણનો વગેરે બાબતો વધારા તરીકે ઉમેરવાનો હતો. નીચે જણાવેલી બાબતોના સંબંધનાં પ્રકરણો અધુરાં છે કારણકે તેમનું વિગતવાર વિવેચન કરવાની ધારણા ગ્રન્થ કર્તા રાખતા હતા. તેટલા માટે આ પુસ્તકમાં તે પ્રકરણોનો સમાવેશ કરવામાં આવ્યો નથી.—

મુસલમાનો તથા હિંદુ ઉમરાવોનું વર્ણન, કવિઓ, લશ્કરનો દબદબો, રાજ્ય પદ્ધતિ, મનસબદારી ( સરકારી હોદ્દાઓ ) ની રચના, મહેસુલ, જાહેર ઇમારતો, કેળવણી, વ્યાપાર, ઉદ્યોગ હુન્નર, શિઆઓ તરફની અપક્ષપાત વર્ત્તણુંક, ન્યાય, આગના સ્વાગતા, હિંમત, મુરવ્વત, કુળ, સરમદ વગેરે

બીજી આવૃત્તિમાં કેટલીક રસિક બાબતો જેવી કે લગ્ન પૃ. ૧૭૩, વખત પત્રક પૃ. ૧૬૪ વગેરેનું વર્ણન પરિશિષ્ટ તરીકે ગ્રન્થની સાથે જોડવાનો ઇરાદો મેં કર્યો છે.

આ ગ્રન્થમાં શહેનશાહના ખાનગી જીવનનો વૃત્તાંત, પ્રવાસો, રાજ્યારોહણના ઉત્સવો વગેરે બાબતોના વર્ણનનો સમાવેશ કરવામાં આવ્યો નથી; કારણકે પ્રકરણોની ગોઠવણ એવા પ્રકારની છે કે, તેમાં તેને સ્થળ આપવું અશકય લાગે છે. પરંતુ મારા ધારવા પ્રમાણે આ બાબતો પ્રકાશમાં લાવવા યોગ્ય છે કેમકે મોટી સંખ્યાના હિંદુ અમીરોને જલૂસ ( રાજ્યારોહણ ) ના દરબારોમાં શહેનશાહને હાથે ખિતાબો, કીમતી ભેટો અને લશ્કરી પોષાકો મેળવવાની હકિકત રસિક થઇ પડયા વગર રહે નહિ. તેથી આ વિષય ઉપર કાતો એક જુદુંજ પુસ્તક રચવાનો કે આ પ્રકરણોનીજ પૂર્વણી તરીકે હિંદુ અમીરોની વિગતો આલમગીર નામા, માસીરે આલમગીરી, માસીરૂલ ઉમરા વગેરે ગ્રંન્થોને આધારે દાખલ કરવાનો વિચાર મેં રાખ્યો છે પરંતુ પ્રથમ ધારેલા પુસ્તકો છપાઇ રહ્યા પછીજ આ કામ કરી શકીશ. કારણકે કામમાંથી વખત મળવો અશકય લાગે છે. આ દરમ્યાન જો કોઇ ગૃહસ્થ આ કામ માથે લેશે તો તેને પુસ્તકો તથા નાણાં સંબંધી મદદની જરૂર હશે તો હું મારાથી બનતી મદદ આપીશ.

મહુંમ ગ્રંથ કર્ત્તાના મિત્રો તરફથી આ પુસ્તક વગર ઢીલે પ્રગટ કરવા મારા ઉપર અત્યંત દબાણ છતાં તે કામમાં વાર થઈ તેના કારણો જો હું અહિં રજુ કરૂં તો તે અસ્થાને ગણાશે નહિ. પહેલું અને ખાથી અગત્યનું કારણ તો એ હતું કે, કાગળોની કીમત કૂદકે અને ભૂસકે વધતી જતી હતી; વળી છપામણ, વળામણ અને બંધામણના દરો પણ ટોચે જઈ પહોંચ્યા હતાં એમ છતાં છેવટે તે કામ મેં માથે લીધું અને સમયને અનુસરીને વધુમાં વધુ ભાવો આપ્યા, બીજું કારણ એ હતું કે અમુક પરોપકારી કામો માટે ઉઘરાણાં કરવામાં હું રોકાએલો હતો અને તે કામ ત્રણ વર્ષ ચાલુ રહેતાં રોકડ અને જિનસ મળીને કુલ આંકડો રૂ. ૩૦૦૦૦, ઉપર ગયો હતોઃ ત્રીજું એકે અમુક મંડળની સૂચનાથી એક ઐતિહાસિક પુસ્તક રચવાનું

કામ મેં શરૂ કર્યું. લગભગ પા ભાગ તૈયાર થયો. પરંતુ છપામણી વગેરેના ભાવો અત્યંત વધી જવાથી અને યોજના મોટા પાયા ઉપર ઉભી કરેલી હોવાથી તે કાર્ય વધારે અનુકુળ સમય આવે ત્યાં સુધી મુલતવી રાખવું પડયું.

આ પુસ્તકના જુદી જુદી ભાષાઓમાં ભાષાન્તર કરવાનું કામ કેટલાક ગૃહસ્થોએ માથે લીધું છે; તેમનો આ તકે આભાર માનવામાં આવે છે.

આ પુસ્તક પ્રગટ થયા પૂર્વે મર્હુમ ગ્રન્થકર્ત્તાના મિત્રોમાંના નીચે જણાવેલા ગૃહસ્થોએ તપાસી સંતોષ જાહેર કર્યો હતો, તે માટે તેઓ સાહેબોનો ઉપકાર માનું છુંઃ—

પ્રોફેસર એસ. એચ. હોડીવાળા સાહેબ એમ. એ. બહાઉદ્દીન કોલેજ જુનાગઢ.

પ્રોફેસર એચ. એમ. ભટ સાહેબ એમ. એ. બહાઉદ્દીન કોલેજ જુનાગઢ.

મી. સી. એચ. પંડયા બી. એ. ચીફ એજયુકેશનલ ઓફીસર જુનાગઢ.

મી. પી. બી. નાણાવટી બી. એ. સીનીઅર એજયુકેશનલ ઇન્સ્પેકટર જુનાગઢ.

મી. એમ. એસ. દેશાઇ બી. એ. જુનીઅર એજયુકેશનલ ઇન્સ્પેકટર જુનાગઢ.

ખાનબહાદુર એમ. આઇ. કાદરી બી. એ. એલ. એલ. બી. આસીસ્ટંટ જડજ ધુલીયા.

મી. એમ. એ. ફકીહ. બી. એ. બારીસ્ટર એટ-લૉ. સેસન્સ જડજ જુનાગઢ.

ખાનસાહેબ જે. એચ. શેખ. અમદાવાદ.

મી. જે. એસ. કાદરી બી. એ. ડેપ્યુટી એજયુકેશનલ ઇન્સ્પેકટર અમદાવાદ.

મી. બી. એ. ઉરૈઝી પ્રિન્સીપાલ વિ. જે. મદરેસા. પોરબંદર.

મી. અબ્દુલગની ઇબ્રાહીમ જુનાગઢ.
મી. એમ. એસ. કાઝી જુનાગઢ.
મી. મુન્શી અમીરમીયાં ફારૂકી અમદાવાદ.

ઉપર વર્ણવેલા સદગૃહસ્થો પૈકી મારે પ્રોફેસર હોડીવાળા સાહેબનો ખાસ ઉપકાર માનવો જોઇએ, જેમણે આ પુસ્તકમાંના નામો અને વિગતોનાં ખરાપણાની ખાત્રી કરવા ઘણી તસ્દી લીધી છે. વળી મારી નોકરીની રોકાણ છતાં આ પુસ્તક જલદી પ્રગટ કરવાને હું શક્તિવાન થયો તે તેમનીજ માયાળુ મદદને આભારી છે.

રંગુનના શાહ વેપારી ઓનરેબલ શેઠ અબ્દુલકરીમ જમાલ સી. આઇ. ઈ. જેમની કેળવણી પ્રત્યે પ્રીતિને લીધે તે દિશામાં ઉદારતાનો ઝરો આખા હિંદમાં વહી રહ્યો છે અને કોમની પાછળ પડેલી સ્થિતિને આગળ વધારવામાં મિશ્ર ધાતુના થાંભલાના ટેકા રૂપ થઈ પડી છે અને જેમણે ગુજરાત તથા કાઠિઆવાડ ખાતે અમારા કોમીપંદનામાની ૧૭૦૦ પ્રતો ગરીબોમાં વહેંચી છે, મર્હુમ શેખ સાહેબ પ્રત્યે તેમના અપૂર્વ પ્રેમની આભાર પૂર્વક કદરશનાસીની નિશાની તરીકે આ પુસ્તક તેમનેજ અર્પણ કરવામાં આવે છે જેનો તેઓ સાહેબે કૃપાદ્રષ્ટિથી સ્વીકાર કરવા મહેરબાની કરી છે.

અંતે જે મારા શુભેચ્છકોએ મારા આ નમ્ર સાહસમાં વખતો વખત ઉત્તેજન આપ્યું છે અથવા સહાય કરી છે તેમનો હું આ તર્ફે અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. વળી પ્રખ્યાત વિદ્વાન લેખક અને કવિ ડૉ. મોહંમદ ઇકબાલ સાહેબે એમ. ઓ. કોલેજ (અલીગઢ) માં એક વિશાળ મેળાવડા સમક્ષ ભાષણ આપતાં શહેનશાહ ઔરંગઝેબના સંબંધમાં પોતાનો મત દર્શાવ્યો હતો તેનું ગુજરાતી ભાષાંતર આ નીચે દાખલ કરવામાં આવે છે. એઓ સાહેબે મહેરબાની કરીને આ પુસ્તકના ઉર્દુ ભાષાંતરને વાંચી જવાનું વચન આપ્યું છે.

"હિંદમાં જ્યારે આપણે ઇસ્લામી રાજાની ઉન્નતિના ઇતિ-

હાસ ઉપર નજર કરીએ છીએ ત્યારે આપણને તૈમૂર પ્રથમ પ્રકારનો પ્રકાશક જણાય છે. બાબર પ્રથમ તથા દ્વિતીય પ્રકારોનું મિશ્રણ પ્રદર્શિત કરે છે. જહાંગીર દ્વિતીય પ્રકારના બીબામાં વિશેષતઃ ઢળાયલો છે. અને આલમગીર જેનાં જીવન અને કાર્યો મારા ધારવા પ્રમાણે હિંદના ઈસ્લામની દેશીયતાની અભિવૃદ્ધિના આરંભનું પ્રથમ બિંદુ છે તે તૃત્તીય પ્રકારનો પ્રગટ કર્ત્તા છે. જે લોકોએ આલમગીરના સમયની બીનાઓ હિંદના ઇતિહાસના પાશ્ચાત્ય ટીકાકારોની જીભ્હાથી સાંભળી છે તેમના અભિપ્રાયમાં આલમગીરનું નામ નિર્દયતા, કઠોરતા, જોરજૂલમ, નિરંકુશતા, ધૂર્તતા, વિશ્વાસઘાત, રાજકીય કાવતરાં તથા યોજનાઓ સાથે જોડાએલું છે. વાદવિવાદનો ભય અટકાવ કરે છે, નહિ તો સમકાલીન ઇતિહાસની બીનાઓના વાસ્તવિક નિરૂપણ તથા વિવરણથી સિદ્ધ કરી આપત કે આલમગીરના રાજકીય જીવનની ચળવળનાં સ્વરૂપો વ્યવહાર શાસ્ત્રાનુંસાર તથા વાસ્તવિક હતાં. તેના જીવનવૃત્તાંત તથા તેના સમયની બીનાઓ સંબંધી બારીક નજરે અભ્યાસ કર્યાથી મારી ખાત્રી થઈ ગઈ છે કે, જે આરોપો તેના ઉપર મૂકવામાં આવે છે તે તે સમયમાં બનેલી બીનાઓનો ખરો અર્થ સમજવાની અશક્તિ અને નાગરિક તથા રાજ્યતંત્ર સંબંધી સત્તાની ગેરસમજ ઉપર રચાએલા છે. જે તે સમયમા ઇસ્લામી રાજ્યના એક છેડાથી બીજા છેડા સુધી પ્રચલિત હતી. મારા મત પ્રમાણે અજાતીય લક્ષણનો તે પ્રકાર જેની છાયા આલમગીરની વ્યક્તિએ પાડી છે, તે ખરેખરી ઈસ્લામી પ્રકૃતિનો નમુનો છે અને આપણી કેળવણીનો ઉદ્દેશ એ હોવો જોઇએ કે આ નમુનાની વૃદ્ધિ કરતા જવુ અને મુસલમાનો આ આ નમુનો અનુકરણ માટે હમેશા પોતાની સામે મૂકે.”

ગુલામઅહમદ શેખ

છપાય છે. છપાય છે.

જુનાગઢનો ઇતિહાસ

# ઉર્દુ ભાષામાં.

અગાઉથી કીમત આપી આશ્રય આપનાર

સદગૃહસ્થોના મુબારક નામો પુસ્તકમાં

પ્રસિદ્ધ કરવામાં આવશે.

કિમત રૂપિયા ચાર ફક્ત.

## મર્હુમ શેખ ગુલામમોહંમદ આબીદમીયાં સાહેબનું ટૂંક જીવન વૃતાંત.

લખનાર—એક મિત્ર

મી શેખ ગુલામમોહમદનું વતન સુરતની નજીક આવેલું ઓરપાડ હતું તેઓ શાહી કાનુનગો કુળમા તા ૩૧–૫–૧૮૬૩ ને રોજ જન્મ્યા હતા. ઉર્દુ ફારસી, ગુજરાતી તથા ધાર્મિક કેળવણી સારીપેઠે લીધા પછી તેઓ અંગ્રેજી શીખ્યા જ્યારે ગુજરાત વગેરેમા લોકો હઠ ધર્મથી અંગ્રેજી કેળવણીને ધિક્કારતા હતા ત્યારે તેમણે મર્હુમ મી ઇબ્રાહીમ મોહમદ સયાણી બી એ જેવા વખણાયલા અને બાહોશ તથા કોમીદરદવાળા હેડમાસ્તર પાસેથી મેટ્રીક્યુલેશન સુધીની કેળવણી મેળવી તેઓ જ્યારે ભરૂચ અને નડીયાદ હાઇસ્કુલોમા અભ્યાસ કરતા હતા ત્યારથીજ તેમને કોમની દાઝ હૈડે હતી. સ્વાર્થપણાથી તેઓ વિમુખ હોવાથી આખી જીંદગી પરમાર્થમાજ તેમણે ગાળી માન લાયક પરિચયમા મે કોઈ વેળા તેમને પોતાના સ્વાર્થની વાત કરતા સાભળી નથી જ્યારે જ્યારે વાતચીત થાય ત્યારે કોમની ઉન્નતિ શીરીતે થાય તેનીજ યોજનાઓ તેમની તરફથી રજુ કરવામા આવતી

સને ૧૮૮૮ મા જુનાગઢ સ્ટેટની નોકરીમા જોડાયા અને મહાબત મદ્રસામા અંગ્રેજીના માસ્તર તરીકે રહી જુનાગઢની સુતેલી પ્રજાને જગાડવા તથા લોકોને કેળવણી તથા સુધારા તરફ વાળવા જે અથાગ પ્રયત્ન કર્યો તે રાજ્યના અધિકારીઓ તથા પ્રજાવર્ગના અત્યંત પ્રેમ ઉપરથી સમજાય છે શહેરમા અમીરથી ગરીબ સુધી તેમને " ઉસ્તાદ સાહેબ " કહેતા. અમીરોને કેળવણીમા સુધારવા તેમણે ખાસ પ્રયત્ન કર્યો, પણ અફસોસની વાત છે કે, તેમનુ આયુષ્ય અચાનક અણધાર્યું પુરૂ થવાથી તે યોજના સંપુર્ણ થઈ શકી નહિ

સને ૧૮૯૮ મા તેમની બદલી મ્યુનિસીપલ ઈન્સપેક્ટર તરીકે થઇ અને ત્યા સાત વર્ષ કામ કર્યા પછી સને ૧૯૦૧ મા તેમને

પાછા મદ્રેસામાં જરૂર જણાયાથી બોલાવી લેવામાં આવ્યા. આ કામ ઉપરાંત ઇ. સ. ૧૮૯૬ માં તેમને જુનાગઢ રાજ્યનો ઇતિહાસ લખવાનું મહાન કાર્ય પણ સોંપવામાં આવ્યું હતું અને સ્ટેટ હીસ્ટોરીયન તરીકે નીમણુંક થઇ હતી. સન ૧૯૦૦ ની સાલમાં રાજ્યમાં ઘાસની અછતને લીધે તેમને ગુજરાતમાંથી ઘાસ ખરીદી લાવવાનાં ખાસ કામ ઉપર નીમવામાં આવ્યા હતા.

અને ૧૯૧૧ માં જુનાગઢનાં મહુંમ નવાબ સાહેબ સર રસુલખાનજી જી. સી. આઇ. ઈ. સાહેબ બહાદુર તરફથી " મહાબતખાનજી યતીમખાનું " સ્થાપવામાં આવ્યું ત્યારે મી. ગુલામ મોહંમદને તેનું બધું કામ સોંપવામાં આવ્યું. કોમીદીલસોઝી અને ખંતથી થોડા વખતમાં યતીમખાનું એક અતિ ઉપયોગી ખાતું ( મી. રેન્ડોલ, એડમીનીસ્ટ્રેટર સાહેબનાં શબ્દ છે. ) બની ગયું. અને શરૂઆતમાં ખાનગી હોવા છતાં પાછળથી સ્ટેટે તેને સરકારી ખાતું બનાવી દીધું. યતીમખાનામાં તેમને કામ કરતાં જોઇને કોઇને એમજ લાગે કે, જાણે તે બધાં નિરાધાર બાળકોના બાપ એજ છે. કારણ તેઓ તેમની શારીરિક અને નૈતિક કેળવણીની સંભાળ બાપનાં જેવાજ પ્રેમથી લેતા હતા. છોકરાનો નવરાશનો વખત ઉત્તમ રીતે ઉપયોગમાં આવે તેટલા માટે તેમણે યતીમખાનાના વિશાળ વાડામાં બાગની યોજના કરી હતી. તેમાંથી છોકરાઓને સારીરિક કસરત, ઉપયોગી કામ કરવાથી ઉત્પન્ન થતો આનંદ તથા ખુલ્લી હવાનો લાભ મળતો. આ યોજના પાછળથી પણ ચાલુ રહેવાથી તે યતીમખાનાને એક નાની સરખી ઉપજનું સાધન થઇ પડયું.

આવા ઉપયોગી કાર્યનો એકાએક અંત આવ્યો એ ઘણી ખેદજનક બીના છે. કારણ કે ત્રણેક મહિનાની કેન્સરની બીમારી ભોગવી તેઓ તા. ૨૨ મી ઓકટોબર ૧૯૧૪ ને રોજ સુરત ખાતે સ્વર્ગવાસી થયા. તેમને યાદ કરનારાઓની સંખ્યા બહુજ મોટી છે. અને આખા જુનાગઢમાં તેમની જનસેવા તથા સદ્ગુણો હમેશ યાદ આવ્યા કરે છે.

શેખ સાહેબના મરણની તારીખ તેમના મિત્ર લખનૌના મૌલવી હાફેઝ મોહંમદ જાનસાહેબે નીચે પ્રમાણે કહી છેઃ—

ચૂં ગુલામે મોહંમદ અઝ દુન્યા સૂએ બાગે બહેસ્ત રખ્ત કશીદ,
જુમ્લે અહબાબો હમ અકારેબરા અલમો રંજો ઈન્તેશાબ રસીદ,
ખુદ અલ્લામા દરફ્ને તારીખ હમ બદીગર ઉલુમ ખુદ ફરીદ,
શિકલે મિરાતે મુસ્તફાબાદ જલવાગર સાખ્તઉ અશિકલે જદીદ,
બેહરે તારીખે હિંદ વ હમ ગુજરાત રકમે હુરફએ ખ સફહા કશીદ,
ઝદ રકમ સર ગુઝશ્ત આલમગીર બાદ્દમા જદો જહદો સઈએ મઝીદ,
હમ દિગર યાદગારે ખુદ બગુઝાસ્ત સિપસ અઝ બન્દે ઝીન્દગી બરહીદ,
મીસરએ સાલે ફોતશ ઈશ્કુતમ નેક બુન્યાદ દર બહીસ્ત રસીદ.

હી. ૧૩૩૨

જુનાગઢ ખાતે મુસલમાનોએ તેમના મરણની દીલગીરી દરશાવવા માટે એક સભા ભરી હતી અને તેમના પવિત્ર આત્માની શાન્તિ તથા તેમની સેવાનાં બદલા માટે ખુદાતઆલા પાસે સો લોકોએ દુઆ માગી હતી. આ સભા મહાબત મદ્રસામાં ભરવામાં આવી હતી. તેમનાં સ્મરણાર્થે એક જાહેર ફંડ એકઠું કરી ચની-મખાનામાં કુવારો, બેઠક વગેરે બંધાવ્યાં છે.

તેમનાં સદ્વર્તનમાં કેટલીક વાતો એવી જાહેરી હતી કે, એક હીરો ( Hero ) કહીએ તો ચાલે. તેમની હિંમત, રાસ્તી અને હમદર્દીનું વર્ણન કરવા પુરતા શબ્દો મને મળી શકતા નથી. તેમનો પ્યાર, મીલનસારપણું, નિરાભીમાનપણું, દયા, ક્ષમા, શાન્તિ ત્રિવતા શુદ્ધ બુદ્ધિ અને ઉત્તમ જ્ઞાન તથા કોમી હમદર્દીથી તેમનું નામ સઘળે પ્રીય થઈ રહ્યું છે. જુનાગઢ રાજયના ચીફ ઇન્જીનીયર મી. બુક ફોકસ લખે છેઃ—

I much regret to hear the sad news of the demise of Mr. Ghulam Mohomed. I feel that Junagadh has lost its most faithful servant. It is to his devotion to *duty & his honesty of purpose that the* Yatim boys are turning out so well.

" મી. ગુલામમોહમ્મદના મરણના માઠા સમાચાર સાંભળી હું ઘણો દીલગીર થાઉં છું અને કહું છું કે, જુનાગઢનો વફાદારમાં વફાદાર સેવા બજાવનારની ખોટ પડી ગઇ છે. તેમના પ્રમાણિક ઇરાદાઓ અને ફરજ બજાવવાને લીધેજ યતીમો આવા સારા નીકળે છે."

જુનાગઢ સ્ટેટના વાર્ષિક રીપોર્ટ સન. ૧૯૧૪-૧૫ માં નીચે પ્રમાણે લખ્યુંછેઃ-

" The yatımkhana has unfortunately lost during the year the services of its organizer & first superintendent Mr. Gulam Mohomed A. Shaikh, whose place it is difficult to fill."

" ચાલુ વર્ષમાં યતીમખાનાએ તેના સ્થાપક અને પહેલા સુપ્રીન્ટેન્ડેન્ટ મી. ગુલામમોહંમદ એ. શેખની કમનસીબે સેવા ખોઈ છે, જેમની જગ્યા ભાગ્યેજ પુરાઈ શકે છે."

સાચવટ અને ખરૂં કામ કરવાની હિંમત એટલી હતી કે, ગમેતેવો મોટો હોય તેને પણ શિખામણ આપવામાં અથવા તેની ભૂલ બતાવવામાં સ્વતંત્રપણે સત્ય હકિકત કહેવામાં અચકાતા નહિ. વિદ્યાનો શોખ એટલો બધો હતો કે, હજારો રૂપિઆ ખરચી ફારસી, અરબી, ઉર્દુ વગેરેની ધર્મ તથા ઇતિહાસની ચોપડીઓ પોતાની લાયબ્રેરીમાં ભેગી કરી હતી. ૨૦૦ મોટી મોટી કીતાબો એમણે ઓરપાઠ મદ્રેસે એહમદીયાને ભેટ આપી છે. કુરાનશરીફ અને હદીસનું જ્ઞાન બહુ સારૂં હતું. મર્હુમ વઝીર સાહેબ તેમની કચેરીમાં ઘણાં વિદ્વાનો અને મોલવીઓ હોવા છતાં તેમનેજ મોઢેથી સોરઠ, ગુજરાત અને હિંદુસ્તાનનો ઇતિહાસ સાંભળતા, જુનાગઢ શહેરમાં બહારથી કોઈ સરકારી મેહમાન અથવા પ્રવાસી આવતા તો તેમને ઐતિહાસિક હકિકતની માહિતીની જરૂર પડે તો નવાબ સાહેબના હુકમથી મી. શેખ બધી હકિકત પુરી પાડતા હતા.

મી. ગુલામમોહ'મદે કોમની કેળવણીની તથા સાહિત્યની જે સેવા કરી છે તે નીચે પ્રમાણે છેઃ—

કોમી પંદનામા "મુસદ્દસેહાલી નામની મોલાના હાલીની લખેલી જગ પ્રસિદ્ધ ઉર્દૂ નઝમ જેણે આખા હિંદુસ્તાનનાં મુસલમાનોને જગાડયા, તેનો લાભ ગુજરાત કાઠિયાવાડનાં સામાન્ય મુસલમાનો તેમાં લખેલી ઉંચી ભાષાનાં અજ્ઞાનને લીધે બરાબર લઈ નહિ શક્તા હોવાથી મી. ગુલામમોહ'મદે તેને ગુજરાતી લીપિ તથા ઉર્દૂ જબાનમાં લખી, તેની દરેક મુસ્કેલ ઇબારત ઉપર નોટ લખી છપાવી. જેથી તે કોમી ગ્રંથ દરેક મુસલમાન સારી પેઠે પોતાની આગળની તથા હાલની સ્થિતિ સમજીને સુધરી શકે છે. ગુજરાત કાઠિયાવાડનાં સુધારા માટે આ યુક્તિભર્યું કામ કરી મુસલમાનોને જગાડયા છે.

૨) પંદનામા—ઉપર પ્રમાણે આ પુસ્તક પણ લખવામાં આવ્યું છે. તેમાં મોલાના હાલીની (૧) શકવયે હિંદ (૨) ચુપકીદાદ અને (૩) બેવાહકી મુનાજાત ત્રણે શામેલ છે.

૩) મન્તે કુન્તેર નામની ફારસી કિતાબનોં શરૂઆતનો ભાગ મુંબઈ યુનીવર્સીટીનાં વિદ્યાર્થીઓના હિત માટે અંગ્રેજી તરજુમો કરી છપાવ્યો છે.

૪) હિંદુસ્તાનનો ઇસ્લામી ઇતિહાસ અંગ્રેજી ભાષામાં લખ્યો છે.

૫) મિરાતે મોહમદી—ગુજરાતનો ઇતિહાસ ઉર્દૂ ભાષામાં લખ્યો છે.

૬) મિરાતે મુસ્તફાબાદ—આમાં શરૂઆતથી હાલ સુધી સોરઠ અને જુનાગઢ રાજ્યનો સંપૂર્ણ ઇતિહાસ ઉર્દૂમાં છે.

૭) મિરાતે આલમગીરી—હિંદુસ્તાનના મોગલ શહેનશાહ ઔરંગઝેબ અથવા આલમગીરનો તેમણે ખાસ અભ્યાસ કર્યો હતો. અને તે બાબતમાં એટલા તો ઉંડા ઉતર્યા હતા. અને એટલી

માહિતી મેળવી હતી કે જાણે કેમ ઔરંગઝેબને આંખોથી જોયો હોય ! અંગ્રેજી, ફારસી, ગુજરાતી જેટલાં પુસ્તકો તે બાદશાહ સંબંધે લખાયાં તે દરેક તેમણે વાંચ્યા હતાં. પછી તેની દરેક બાબતની શોધખોળ માટે બે વાર ઉત્તર હિંદુસ્તાનમાં જુદી જુદી જગ્યાએ મુસાફરીઓ કરી ત્યાંનાં લેખો તથા હસ્તલેખિત ગ્રંથો તપાસ્યા હતા. વધારે તપાસ માટે મી. ગુલામમોહંમદ ત્રીજી વાર ઉત્તર હિંદુસ્તાન તરફ બનારસ વગેરે ઠેકાણે જવાનાં હતાં પણ કમનસીબે તેમનું મરણ થયું. તેમનો ખાસ ઇરાદો એ હતો કે ઔરંગઝેબ ઉપર જે જે આરોપો ધાર્મિક હઠને લીધે ગેરઠા, હિંદુ તેમજ મુસલમાન ઇતિહાસકોએ ઠોકી બેસાડયા અને જે ઉપરથી ઘણાખરા યૂરોપીયન લેખકો પણ ભૂલમાં પડી ગયા છે, તેમને દાખલા પુરાવાથી તોડી સાબિત કરી બતાવવું કે ઔરંગઝેબને ૯૦ ટકા માણસો જેવો સમજે છે, તેનાથી તદ્દન જુદોજ હતો. તેનાં ગુણો તથા કૃત્યો ફક્ત નાની અને ન રોકી શકાય તેવી ખામીઓમાં ઢાંકી દેવામાં આવ્યા છે. આ સઘળાં આળની જાળમાંથી ઔરંગઝેબને છોડાવી તેને ખરા રંગોમાં બતાવવા મી. ગુલામમોહંમદે બીડું ઝડપ્યું હતું અને એવા મથ્યા હતા કે જે લોકોએ તેમને મોઢેથી ઔરંગઝેબની હકિકત સાંભળી છે, તેમને પૂરતી ખાત્રી થઇ હતી કે ઔરંગઝેબને ન્યાય મલશે. તેમણે ઔરંગઝેબ ઉપર એક દલીલો ભરેલો ગ્રંથ લખ્યો છે. જેમાં આજ સુધી બાહાર ન પડેલી કેટલીક બાબતોનો ખુલાસો કરવામાં આવ્યો છે. ખેદજનક એ છે કે આ પુસ્તક તેમના હાથના છેવટના સ્પર્શથી બેનસીબ રહી ગયું છે. તોપણ તે હવે વગર વિલંબે જેમ છે તેવી સ્થિતિમાં પ્રગટ કરવામાં આવે છે. અને આ વાંચક વર્ગથી તેની ખરી ખુબીઓ હમેશને માટે અપ્રગટ રહેશે. આ પુસ્તક હમણા તો ગુજરાતી ભાષામાં છે. પણ મર્હુમનો ઇરાદો તેને ઉર્દુ તથા અંગ્રેજીમાં પણ છપાવવાનો હતો અને ઉમેદ છે કે ટૂંક મુદતમાં તેપણ થઈ જશે.

ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ—મુંબાઈ ગવર્નમેન્ટ તરફથી ઉર્દુ નિશાળોમાં ખાસ પુસ્તકો તૈયાર કરવા સારૂ એક કમિટિ

નીમવામાં આવી હતી. તે કમિટિ તરફથી મહુંમ શેખને ઇતિહાસીક પુસ્તકો પુરાં પાડવાનું કામ સોંપવામાં આવ્યું હતું. પરંતુ યૂરોપનો મહાન વિગ્રહ જાહેર થતાં આ કમિટિએ પોતાનું કાર્ય હાથપર લેવાનું મુલ્તવી રાખ્યું પણ ફરમાશ મુજબ પોતાનાં હસ્તક સોંપાયલા કાર્ય માટે પોતે ગુજરાતનો ઇતિહાસ ઉર્દુમાં પોતાની છેલ્લી બિમારીના વખતમાં લખ્યો છે, જે હવે ઉર્દુ તથા ગુજરાતીમાં છપાશે.

વખતો વખત આફતાબે ઇસ્લમ, પૈસા અખબાર વગેરે પત્રોમાં મુસલમાનો સંબંધે લેખો મોકલતા. તેમાંથી ૧૯૧૧ ની જાનેવારીના આફતાબે ઇસ્લમમાં એક લેખ કુરાને શરીફમાં સમાયલા સુધરેલા ખ્યાલોને દર્શાવતાં ખરેખર ઇસ્લામ શુ છે તે બતાવ્યું હતું. આ લેખનો ઉતારો મુંબઇ સમાચાર તથા અમરેલીના ઇસ્લામીક ન્યુઝના એડીટરોએ ખાસ પોતાનાં પત્રોમાં છાપ્યો હતો. રોઝાનાં પૈસા અખબારમાં ઔરંગઝેબ સંબંધે જે લેખ (તા. ૯–૪–૧૯૦૬ માં) આપ્યો છે તેથી તેમની ઉંચી વિદ્વતા માલમ પડે છે. આખરે ઇસ્લામી ધર્મ તથા કોમ પ્રત્યે ખરા અંતઃકરણની લાગણીનો અખૂટ બજાનો આપણાથી અદ્રશ્ય થઇ ગયો તે માટે આપણને હમેશને માટે ખેદજ કરતા રહેવું પડશે

# મિરાતે આલમગીરી.

## અનુક્રમણિકા.

## પ્રકરણ ૨ જું ( ઔરંગઝેબની શાહજાદગી. )



## પ્રકરણ ૩ જું ( ભાઇઓ વચ્ચે અંદર અંદરની લડાઇ. )

## પ્રકરણ ૪ થું ( સંપુર્ણ શહેનશાહત )



## પ્રકરણ ૫ મું ( રજપૂત )



## પ્રકરણ ૬ ઠું ( દક્ષિણ–વિજાપુર–આદિલશાહી )



## પ્રકરણ ૭ મું ( દક્ષિણ–ગોવળકોંડા–કુતુબશાહી. )

## પ્રકરણ ૮ મું ( બાદશાહી સવારી દક્ષિણમાં—મરેઠાઓ. )

મરેઠાઓની નવી સ્થિતિ ૨૮૪—શિવાજીની શરૂઆતની લૂટ. અફઝલખાનનું વાઘ નખથી ખૂન ૨૮૫—દક્ષિણના સુબા શાયસ્તખાનની શિવાજી ઉપર ચડાઇ ૨૮૬—શાહજાદા મોહંમદ મોઆઝમ તથા રાજા જયસિંહનું દક્ષિણના સુબા તરીકે જવું. ૨૮૭—બાદશાહની હજુરમાં શિવાજીનું આગ્રા જવું અને ત્યાંથી નાશી જવું ૨૮૮—શિવાજીની સુરતની લૂટ તેની હાર અને મોત ૨૯૦-શિવાજીની હકિકત માટે કયો આધાર છે? આગ્રાથી નાશી જવા પછીની શિવાજીની હાર ૨૯૩—શિવાજીની મુસલમાન પ્રત્યેની વર્તણુંક તથા તેણે મુસલમાન કરતા હિંદુઓને વધારે સતાવ્યા છે ૨૯૪—સંભાજી ૨૯૭—બારે દમામથી આલમગીરનું દક્ષિણમાં દાખલ થવું. હજુરે પોતાના અમલદારોની કરેલી કદર ૨૯૮—શાહજાદાઓની તથા સરદારોની જીત. ૨૯૯—ખાનજહાં તથા ફીરોઝજંગની જીતો. બાદશાહ તરફથી મરેઠાઓને ઇનામ બેલગાઉં તથા આદુનીના કીલ્લાની જીતો મહામારીનો રોગ ૩૦૦—સંભાજી તથા કવિકલશનું કેદ પકડાવવું અને તેમને થએલી સજા. બાદશાહે સંભાજીના કેદ પકડાયલા સગાઓને આપેલું રક્ષણ. બાદશાહની બક્ષિશો ૩૦૧—બાદશાહની સંભાજીના દીકરા તથા કુટુંબ પ્રત્યે લાગણી, રામનો તોફાન. ગદરી તથા રાયચૂરની ચાકી જીતો ૩૦૩ શાહી સરદારોની જીતો જંજીના કિલ્લાને ઘેરો ૩૦૪—શાહી સરદારો અને શાહજાદાઓની મરેઠાઓ ઉપર ચડાઇ. બાદશાહનું વિજાપુરથી ઇસ્લામપુરી જવું શાહી સરદારોને સતાજી સાથે ટુકેરી વગેરે ઠેકાણે થએલો મુકાબલો ૩૦૫ સતાજીની હાર ભીમા નદીમાં રેલ આવવાથી થએલી નુકશાની શાહી સરદાર ખાનજહાં બહાદુર ફિરોઝજંગનું મરવું જીંજીના કિલ્લાની જીત ૩૦૮—સતાજીનું મૃત્યુ ૩૦૯—રામનું મૃત્યુ શિવાજી બીજો મરેઠા સરદાર તરીકે ૩૧૦—બાદશાહની વસંતગઢના કિલ્લાની જીત સતારાની જીત ૩૧૧—પરલીગઢની જીત. બાદશાહનું મુકામ ખુસાનગરમાં ૩૧૩—બાદશાહનું મુકામ ખવાસપુર તથા મીરચમાં બાદશાહી સરદારોની જીતો પન્નાલા તથા પુનગઢની જીત ૩૧૪—વરદાનગઢ, નાન્દગીર, ચંદન તથા વંદન કિલ્લાઓની જીત. ૩૧૫—ખેલનાના કિલ્લાની જીત ૩૧૬—બાદશાહની બક્ષિસો. કનદાનાના કિલ્લાની જીત ૩૧૮—બાદશાહની રાજગઢના કિલ્લાની જીત ૩૧૯—તુરનાના કિલ્લાની જીત ૩૨૦—વાકનકેરાના કિલ્લાના માલેક પેમનાયકની હકિકત ૩૨૧—વાકનકેરાના કિલ્લાની જીત ૩૨૨—દક્ષિણની ફતેહમાં જનાનેઅઝીમ તથા બાદશાહી બક્ષિસો ૩૨૫—કનગાનાના કિલ્લાની ફરીથી જીત બાદશાહી મુકામ દેવાપુર, બહાદુરગઢ તથા અહમદન-

ગરમાં ૩૨૬ મરેઠાઓની પડતી. ૩૨૭–આલમગીરનું મૃત્યું. મરેઠી શાખાઓનો અંદર અંદરનો દ્વેષ અને છેવટનું પરિણામ ૩૨૮ આલમગીરના દક્ષિણના કામ સંબંધી અભિપ્રાય ૩૩૦–મરેઠાઓને જીતવામાં વિલંબ કેમ થયો ? ૩૩૨–આલમગીરની મરેઠાઓ તથા દક્ષિણના મુલક પ્રત્યે લાગણી. ૩૩૫–મરેઠાઓની બે શાખા–શાહી મરેઠાઓ તથા બળવાખોર મરેઠાઓ, આલમગીરના તાબાના મરેઠા અમલદારો. ૩૩૭–એક વફાદાર મરેઠણ ૩૩૮–આલમગીરની શીવાજીના કુટુંબ ઉપર ઉદારતા ૩૩૯–આલમગીરની શાહુ ઉપર ઉદારતા અને મરેઠાઓની પરિસ્થિતિ ૩૪૦.

## પ્રકરણ ૯ મું ( હિંદુ પ્રજા પ્રત્યે બાદશાહની વર્તણુંક સંબંધી વિવેચન. )

ઔરંગઝેબની પ્રજા પ્રત્યેની વર્તણુંક સંબંધી, હિંદુઓના મંદિરો તોડવા વિષે ૩૪૧–સતનામી લોકોનું બંડ, ઔરંગઝેબે તાબુત બનાવવાનો રિવાજ આખા હિંદુસ્તાનમાં બંધ કર્યો. ૩૪૩–ઔરંગઝેબના સમય સિવાય બીજે વખતે પ્રજા ઉશ્કેરાઈ જાય છે. ૩૪૪ ઔરંગઝેબે હિંદુઓને નોકરીમાંથી કાઢી મુક્યા નથી. ઔરંગઝેબની ઉદારતાનું દૃષ્ટાંત ૩૪૫–ખોટા ઇતિહાસો બંધ કરાવવા બાબત. જઝીયા વેરાનો અર્થ ૩૫૦–જઝીયાની ઉત્પત્તિ શી રીતે થઇ ? જઝીયો એ શું છે ? અને તેથી રાજ્યને શું ફાયદો હતો ? ૩૫૧ ઔરંગઝેબના વખતમા જઝીયો ક્યારે શરૂ થયો. જઝીયાથી મુસલમાન કરતા હિંદુ પ્રજાને કેટલો ફાયદો હતો વગેરે. ૩૫૨–જઝીયાનો દર. ૩૫૩–જઝીયા જેવા હલકા કરથી હિંદુ પ્રજા નારાજ થઇ નથી ૩૫૮.

## પ્રકરણ ૧૦ મું. ( બાદશાહના ગુણ દોષ વિષે વિવેચનો )

આલમગીરનો ધર્મ તથા તેની તે ઉપર લાગણી. ૩૫૫–મનનો નિગ્રહ. પ્રજાના વ્યસનાદિ દુર્ગુણો નાબુદ કરવાની યુક્તિ. વેરા તથા જકાતની માફી. ન્યાય ૩૫૬–અરજદારોની અરજ સાંભળવાની યુક્તિ. શિક્ષા. ગુન્હાની શિક્ષાને બદલે માફી. બાદશાહનો ન્યાય ૩૫૭–ઉદારતા ભરેલી બક્ષિસો, ૩૫૯ સાર્વજનિક કામો. ૩૬૦–વિદ્યા વૃદ્ધિ. "ફતાવાએ આલમગીરી" નામનું ગ્રંથનું તૈયાર કરાવવું. ૩૬૧–બાદશાહના ગુણ. ૩૬૨.

**"સદ્‌ગુણી નસીમા" નામના પુસ્તક માટે મળેલો અભિપ્રાય.**

"સદ્‌ગુણી નસીમા" એ નામનું, ઉર્દુ ઉપરથી, ભાષાન્તર રૂપે રચાયેલું પુસ્તક છપાના પહેલાં મ્હારા વાચવામા આવેલું છે. તે જોઇ જતાં મને ઘણો આનંદ થયો છે. અબળા પણ સન્માર્ગે ચાલવાથી તથા સદ્‌ગુણ સંપાદન કરવાથી કેવી સબળા બને છે અને પોતાના કુટુમ્બીઓનેજ નહિ પણ આખી સમાજને સુધારવા માટે કેવાં પ્રયત્નો કરી શકે છે. તેનો આ દાખલો સર્વ સ્ત્રીઓએ મનન કરવા યોગ્ય છે. ઘરસંસાર કરકસરથી, નીતિથી, ભક્તિથી, અને પૂર્ણ પ્રેમથી કેમ ચલાવવો તેનો બોધ આ પુસ્તક ઉપરથી ઉત્તમ રીતે મળી શકે છે. તેની સાથે અભણ સ્ત્રીઓ પોતાનું તથા પોતાના સગા વ્હાલાનું કેવું અનિષ્ટ કરે છે અને નિર્દોષ બાળકોનાં પ્રાણ પણ ઇર્ષ્યાઆદિ દુર્ગુણોથી કેવા હરીલે છે તેનો આબેહુબ ચિતાર આ રસિક પુસ્તકમા આપેલો છે. મને આશા છે કે મૂળ ગ્રંથ જેવો લોકપ્રિય થઇ પડેલો જણાવવામા આવે છે, તેવુંજ એ તેનું ભાષાંન્તર પણ હૃદયગ્રાહી નીવડશે. ભાષન્તર કર્તાઓને તેમના શ્રમ માટે ધન્યવાદ ઘટે છે.

છગનલાલ હરિલાલ પંડ્યા. બી. એ.

તા. ૮-૫-૧૯

ચીફ એજયુકેશનલ ઓફીસર.

જુનાગઢ સ્ટેટ.

# મિરાતે આલમગીરી

## પ્રસ્તાવના.

રૂલર્સ ઑફ઼ ઇન્ડિયા નામની જે સીરીઝ (પુસ્તકમાળા) બહાર પડેલી છે, તેમાં મહાન ન્યાયી સુલતાન **આલમગીર** વિષે અંગ્રેજી ભાષામાં ડબ્લીન ટ્રીનીટિ કૉલેજના અરબી ભાષાના પ્રોફ઼ેસર સ્ટાન્લે લેન પૂલ, એમ. એ. સાહેબે ફક્ત ૨૦૦ પૃષ્ઠમાં બહુજ અધુરૂં અને ખોટાં[૧] સાધનનોને આધારે લખેલું પુસ્તક છે. આ પ્રકારનું આ પહેલુંજ પુસ્તક છે. શહેનશાહ આલમગીરે અર્ધા સૈકા સુધી રાજ્ય કર્યું; તેનું અને તેના વડીલ **બાબરના** ટુંક વખતના રાજ્યનું વર્ણન સરખુંજ રાખવામાં આવે, એ દેખીતું અજુકતું લાગે છે. આલમગીરનું જીવન ચરિત્ર બરાબર લખાય તો ઓછામાં ઓછા બેહજાર પૃષ્ઠ થાય અને તેજ વ્યાજબી પણ કહેવાય.

---

[૧] આ સાધનો સર ડબલ્યુ. ડબલ્યુ. હન્ટર સાહેબે પૂરા પાડયા છે. હિંદના બળવા વખતે બંગાળામાં કેટલાક વહાબી લોકોનાં આચરણ જોઇ, તેને સમજ્યા વગર હિંદના બધા મુસલમાનો ઉપર લાગુ પાડી મજકુર સાહેબે, જે જે લખાણો કર્યાં છે, તેમાં મુસલમાનોનું ધર્માંધપણું પૂરતી રીતે બતાવ્યું છે, અને તે વાત અસલ દુનિયામી ધર્મ તથા અમલ કરનાર ઔરંગઝેબ જેવા બાદશાહ સાથે ઇ. સ. ૧૮૭૧ લગી બહુ જોર ઉપર ચાલી, પણ તે પછી સર સૈયદ અહમદખાને જબરા લખાણો કરી એ ભૂલ ભરેલા વિચારો અને વાતોનું સારી રીતે ખંડન કર્યું.

મજકુર પ્રોફેસર પહેલાં ઘણાખરા અંગ્રેજ ઇતિહાસકર્તાઓ ખોટાં સાધનોને લીધે આલમગીરના ઇતિહાસને ઇનસાફ આપી શક્યા નથી તેથી ઇનસાફને પ્રગટ કરવા મજકુર પ્રોફેસરના નમુના પ્રમાણે ટૂંકામાં આ ઇતિહાસ લખ્યો છે.

ખરેખર, આલમગીરનો ખરો ઇતિહાસ, રાજ્યકર્ત્તાઓ અને ખાસ કરીને મુસલમાન[1] રાજ્યકર્તાઓને તેમજ એક સાધારણ માણસને અખંડ મહેનત કરવા તરફ પ્રેરનાર, સદ્વર્તનનો માર્ગ બતાવનાર તથા જેઓનાં મનમાં દ્વેષ અને ખોટો તિરસ્કાર છે તેનું ખંડન કરનાર નીવડે તેવો છે.

હિંદના ઉત્તર ભાગમાં મુસલમાન તથા હિંદુ, ફારસી તથા ઉર્દુ ભાષા સારી રીતે જાણનાર હોવાને લીધે શહેનશાહ આલમગીરની ખૂબીઓથી પણ વાકેફ છે; પરંતુ ગુજરાતમાં આ વાતની પૂરી ખામી હોવાને લીધે, આ પુસ્તક ગુજરાતી ભાષામાં લખ્યું છે.

---

૧ તે વખતના મોટા દેશ ઇરાનના શાહ નેપ્દ હુસેને, પોતાના રાજ્યમાંથી ખરાબ કામો જેવાં કે ગાયન, જુગાર, દારૂ વગેરે કાઢી નાખવામાં આલમગીરની નકલ કરી હતી. મુન્તખબુલ લુબાબ ભાગ ૨ જો પૃષ્ઠ ૪૯૪.

## ભાગ ૧ લો.

### ખરાં સાધનોની નોંધ.

**ઇસ્લામી રાજ્યકારભારની પદ્ધતિ.**

**વાં**ચનારે આ વાત યાદ રાખવી કે, જે લોકો લખે છે કે મુસલમાન રાજ્યકર્તા અન્ય ધર્મવાળા ઉપર, સારી રીતે રાજ્ય ચલાવવાની શક્તિ ધરાવતા નથી, તે તદન ખોટું છે. આ વિચાર પહેલવહેલો યુરોપિયન લેખકો તરફથી ઉત્પન્ન થયો છે. યુરોપિયન લોકો મુસલમાનોના ધર્મ ઇસ્લામ વિષે એટલુંજ જાણે છે, જેટલું હિંદુઓ ગુજરાતી ભાષામાં વપરાતા ફારસી, અરબી શબ્દોની વ્યુત્પત્તિ તથા અર્થ વિષે જાણે છે. મુસલમાન રાજ્યકર્તા પોતાના ધર્મનું જેટલું વધારે જ્ઞાન ધરાવતો હશે, તેટલુંજ તે પોતાની ગમે તે ધર્મની રૈયતનું ભલું કરશે. હિંદમાં **કુતબુદ્દીન, અલ્તમશ, ફિરોઝશાહ** તથા **શીરશાહ** વગેરે, જે સારા ગણાયા છે, તે ઇસ્લામના કાનુનોથી જાણીતા તથા તે ઉપર ચૂસ્ત હતા તેથીજ. હિંદ સિવાય દુનિયાના બીજા ભાગો ઉપર, જ્યાં જ્યાં મુસલમાનોએ રાજ્ય કર્યું છે ( ખાસ કરીને **સ્પેનમાં** ૭૦૦ થી વધારે વર્ષ સુધી ) ત્યાં ત્યાં અન્ય ધર્મ પાળનારી રૈયતની સંખ્યા ઘણી હતી છતાં, તેઓ સારા ગણાયા છે, તેનું કારણ એજ કે તેઓ ઇસ્લામી કાનુનોથી પૂરા જાણીતા હતા. અન્ય ધર્મવાળા હજી સુધી ઇતિહાસ વગેરેમાં, મુસલમાનોના, બીજાઓને જબરાઇથી વટાળવા વગેરેના, જુલમો સંબંધી લખી તેનો આરોપ અજ્ઞાનતાને લીધે કુરાનશરીફ ઉપર મૂકે છે. આ આરોપ તદન પાયા વગરનો છે. કુરાન શરીફમાં તો તેથી તદન ઉલટાં અનેક વાકયો છે. કુરાન શરીફમાં એક જગ્યોએ લખેલું છે કે "દીનમાં જબરાઇ નથી" એટલે જબરાઇથી બીજાઓને ઇસ્લામમાં લાવવા નહિ. બીજી જગ્યાએ છે કે

"તમારો ધર્મ તમારા માટે અને અમારો ધર્મ અમારે માટે." મુસલમાનોમાં આ કેહેવત ઘણા લાંબા કાળથી ચાલી આવે છે કે "ઈસા બદીને ખુદ વ મુસા બદીને ખુદ" એટલે ઈસા પોતાના ધર્મ ઉપર અને મુસા પોતાના ધર્મ ઉપર. કુરાન શરીફના શિક્ષણ પ્રમાણે મુસલમાનો બીજા ધર્મવાળાને માઠું લાગે એવું કહી કે કરી શકતા નથી. કુરાન શરીફમાં પારકા ધર્મ સંબંધી એમ ચોખ્ખો હુકમ છે કે "તમે તેમની બુરાઇ ન કરો કે જેઓ ખુદા સિવાય બીજાની બંદગી કરે છે, એટલા માટે કે તેઓ તમારા અલ્લાની બુરાઈ ન કરે." એવાજ પ્રકારના હુકમો કુરાન શરીફમાં તથા પેગમ્બર સાહેબનાં વચનોમાં સેંકડો લખેલા છે. જો ન્યાયની દ્રષ્ટિથી જોવામાં આવે તો, એમજ કહેવું પડશે કે, બીજા ધર્મ વાળાનું ભલું કરવા કયા ધર્મમાં વધારે તાકીદ છે તથા કયા ધર્મે વધારે કરી દેખાડ્યું છે તો, તેમાં ઈસ્લામજ મોથી પહેલો આવશે.

**આલમગીર વિષે ભુલ ભરેલાં લખાણો.**

ઈસ્લામ તથા ઇસ્લામના સ્થાપક વિષે એક વખત યૂરોપમાં તરેહ તરેહનાં જુઠાં ગપ્પાં ચાલતાં હતાં. જ્યારે મજબુત રદિયા આપવામાં આવ્યા ત્યારે તે તરફ હવે યૂરોપવાળા સારી નજરથી જોવા લાગ્યા, અને તેઓમાંથીજ ઘણા એવા નીકળ્યા કે, જેમણે ઈસ્લામની ખૂબીઓ ઉપર પુસ્તકો લખ્યાં. એક વખત બીજા ખલીફા હજરત ઉમર સાહેબે સીકંદ્રીયાની લાયબ્રેરી (પુસ્તકાલય) બાળી નાંખ્યા બાબત ચારેમેર નિંદા થતી હતી, જ્યારે પૂરતી સાબીતી સાથે તે ખોટી[1] ઠરી ત્યારે થતી નિંદા બંધ પડી. એજ પ્રમાણે હિંદના શહેનશાહ આલમગીર વિષે બન્યું છે. યૂરોપીયન પ્રવાસીઓના ભૂલ ભરેલાં તથા કેટલાક ધર્માંધ મુસલમાન લેખકોનાં

---

[1] ઉત્તર હિંદના પ્રખ્યાત લેખક શમશુલ ઉલમા શીબલી સાહેબે એક લઘુ પુસ્તક ઉર્દુ ભાષામાં પ્રગટ કર્યું છે. તેમજ ખરી હકિકતનાં બીજાં પણ પુસ્તકો પ્રગટ થયાં છે અને તેમના અંગ્રેજી ભાષામાં ભાષાંતર પણ થયાં છે.

લખાણો ઉપરથી, ધર્મચુસ્ત આલમગીર ધર્માંધ અને બાપ તથા ભાઈઓ સાથે ચલાવેલી વર્તણુંક ઉપરથી ક્રૂર ઠર્યો ખ્રિસ્તી તથા હિંદુ વગેરે ઉપર પ્રમાણે ભલથાપ ખાઈ અઘટિત નિંદા કરે તેમાં નવાઈ નથી, પરંતુ તે મુસલમાનો કે જે નામના સુન્નીમત સાથે સંબંધ ગણે છે અને જે રાજ્યદ્વારી મામલાથી તથા ખરી હકિકતથી વાકેફ નથી, તે પણ આ પ્રમાણે ઈસ્લામમા ચુસ્તપણાને લીધે તથા રજપૂત, શીખ, બળવાખોર હિંદુ તથા મરેઠા સાથે તેમની હઠને લીધે, બાદશાહે જે વ્યાજબી પગલા ભર્યા તેને ખરા પુનવાની અજાણતાને લીધે, ખોટા રૂપમા મૂકાવાથી આ ખરા બાદશાહને બધાએ ગેરવ્યાજબી રીતે વખોડયો છે. હિંદ બલ્કે દુનિયાના ઈતિહાસમા આ કમનસીબ શહેનશાહને જેટલો અન્યાય ઈ સ ૧૯ મા સૈકાના લખનાર તરફથી મળ્યો છે, તેટલો બીજા કોઈને મળેલો જણાતો નથી. ઐતિહાસિક ફીલસુફીનો એક ભેદ એ પણ છે કે, જે બનાવો એક વખત કંઈ કારણસર પ્રખ્યાત થઈ ધીમે ધીમે ખરા માનવામા આવે છે, પણ ખાસ મુદ્દત વિત્યા પછી તે ખોટા પડે છે એવા ઘણા દાખલા મોજુદ છે તેમ આલમગીરની નિંદાનો વખત હવે પૂરો થયો છે અને તેનુ લોકોએ પોતાની અજ્ઞાનતાને લઈ બગાડેલુ ચારિત્ર હવે ન્યાયી આંખને સારૂ દેખાવા લાગે એ બનવા જોગ છે જો વાચનાર આ ઈનસાફી તથા પોતાના બચાવ અર્થે અને દેશની સુલેહ શાંતિ જાળવવા પોતાની રૈયત માટે અખંડ મહેનત બાદશાહની ખોટા[1]

[1] આલમગીરના દુશ્મનો,—

૧ શાહજહા પ્રત્યે લાગણી રાખનાર.

૨ દારા, શુજા, મુરાદ પ્રત્યે લાગણી રાખનાર.

૩ રજપૂત, શીખ, મરેઠા પ્રત્યે લાગણી રાખનાર.

૪ ધર્મંધ લખનારા જે બાદશાહના વખાણ સમજી લખે છે

૫ રોગી મુસલમાન સૂફીઓ.

૬ બળવાખોર હિંદુઓ

લખનાર ઉપરથી બીજાઓએ ભૂલ ખાઈ લખેલી તથા પોતાના ભૂલ ભરેલા વિચારોથી માનેલી નિંદા દિલથી દૂર કરી, ખરા સાધનોપરથી લખેલું આ લઘુ પુસ્તક વાંચી ઇનસાફ અને ન્યાય આપશે, તો તેની નજરમાં આ વખોડાયલો બાદશાહ બધા ધર્મવાળા તથા દેશ માટે ખરેખર બહુજ સારા રાજ્યકર્તા તરીકે વખણાયલો જોવામાં આવશે.

આલમગીરના ઇતિહાસનાં પાંચ સાધનો નીચે પ્રમાણે છે,–

**આલમગીરના ઇતિહાસનાં પાંચ સાધનો.**

(૧) આલમગીરે પોતે ફારસીમાં લખેલા ફરમાનો તથા પત્રો, અને એનાજ વખતમાં કે તે પછી થોડા વખતમાં મુસલમાન તથા હિન્દુઓએ લખેલા ફારસી ઇતિહાસો.

(૨) રજપૂતોના ભાટોની દંતકથાનો કરેલો કર્નલ ટૉડ સાહેબ વગેરેનો સંગ્રહ

(૩) મરેઠાના જુદા જુદા બખર નામના ઇતિહાસો.

(૪) શીખોના જ્ઞાનીઓનો લખેલો શમશેર ખાલસા નામનો ઇતિહાસ

(૫) આલમગીરના વખતમાં હિંદમાં આવેલા યુરોપના પ્રવાસીઓનાં વર્ણન.

---

૭ અકબર, જહાંગીર, શાહજહાંના દરબારમાં તમાશો જોઇ ખુશી થનાર જેમને આલમગીરના દરબારમાં ખુશી થવાનું કાંઇ મળ્યું નહિ.

૮ બાદશાહ ભોળા હોય તો તેમને ત્યાંથી કમાવવાનું ખૂબ મળે તેવા તે વખતના પ્રવાસીઓ.

૯ હક વાત કહેવી એ બાદશાહની ટેવ હતી.
"અલહક્કો મીરરૂન વ લવકાના મુર્રન" (હક વાત કડવી લાગે છે)

૧૦ ખરાબ ચલગતના.

**આલમગીરના સંબંધના ગુંચવાડા ભરેલા જુદાં જુદાં વર્ણન અને ખરી હકિકત શોધવા માટે ૭ નિયમો.**

આલમગીરના સંબંધના કેટલાક બનાવો એવા ગુંચવાડા ભરેલા તથા જુદા જુદાં વર્ણનવાળા છે તથા તેમના લખનારાઓના એવા છુપા હેતુ રહેલા જણાય છે કે, તે-માથી ખરી હકિકત શોધી કાઢવી એ ઘણુ મુશ્કેલી ભરેલું છે. આલમગીરના ઇતિહાસોમાંનો કોઇપણ એક એવો ઇતિહાસ નથી કે, જેનો અક્ષરે અક્ષર ખરો માનવામાં આવે. બાપ સાથે કેવુ વર્તન ચલાવ્યું, શાહજાદા મુરાદ સાથે શરૂઆતમા થયેલો કરાર, તેનુ કેદ થવુ, તથા તેની કતલ વિષે, દારાની કતલ વિષે, મહારાજા જસવંતસિંહ તથા તેના કુટુંબ વિષે, શિવાજીના શાહી દરબારમાથી ચાલ્યા જવા વિષે વગેરે બનાવોના અનેક વર્ણનો છે એટલે સુધી કે, ઉદેપુરી બેગમ કોણ હતી તે વિષે ઘણી જુદી જુદી વાતો છે. કુદરતી આવી પડેલા બનાવો જેને દૂર કરવામા જુદા જુદા વર્ણનોનો જે દાખલો આલમગીરના ઇતિહાસમા છે, તે દુનિયાના ઇતિહાસમા કોઈ રાજ્યકર્તા માટે જોવામા આવશે નહિ આ બધું છતા ઐતિહાસિક તુલનાવડે ખરી હકિકત નીકળી આવ્યા વગર રહેતી નથી માટે તેમ કરવા નીચે મુજબ ધોરણ બાધવાની જરૂર છે,—

**પહેલો નિયમ—લેખકોની પ્રકૃતિ.**

૧ કાર્સી ઇતિહાસ લખનારાઓમાથી, કે યૂરોપીયન પ્રવાસીઓમાથી, કોણ કોણ બાદશાહના તરફદાર કે વિરૂદ્ધ પક્ષના હતા ? મુસલમાનોના લખેલા ફારસી ઇતિહાસોમા, સૌથી પહેલવહેલો સ્વતંત્ર પણે એટલે ફરમાણ વગર લખાયલો આલમગીરનો ઇતિહાસ "મિરાતુલ આલમ" છે જેનો લખનાર આલમગીરની પેઠે સુન્ની તથા તેની મહેરબાની મેળવનાર નોકર હતો તે પછી અન્જારી રીતે

લખાયલો "આલમગીર નામા દેહસાલા" (દશ વર્ષ)નો લખનાર જો કે શીઆ પંથનો છે; પણ તેના ઉપર સરકારી દબાણ હોવું જોઇએ. જો કે આ બંને લખનારાની હકિકત ખરી અને માનવા લાયક છે તોપણ માત્ર બાપ તથા ભાઇઓના સંબંધમાં આલમગીરની કસુર કદાચ છુપાવે, માટે આ બાબતમાં બીજા ઇતિહાસો ઉપર આધાર રાખવો જોઇએ. જોકે તેઓ બંને બાદશાહના તરફદાર ગણાય, પણ ખાફીખાન વગેરે ઘણાખરા ધર્માંધ લખનારાની પેઠે, હિંદુ વગેરેને કાફીર[1] તથા મહમૂદ ગીઝનવીના ધર્માંધપણાના વખાણ જેમ ફારસી ઇતિહાસોમાં ખોટાં લખાયલાં છે તેમ આલમગીરને " બુતશિકન " ( મૂર્તિને તોડનાર ) લખે છે જે તદ્દન ખોટું છે; કેમકે આલમગીરના પહેલા દશ વર્ષમાં એવો કોઇ બનાવ બન્યોજ નથી. " મિરાતુલ આલમ" માં તો એટલે સુધી લખ્યું છે કે, હિંદુઓને બાદશાહે નોકરીમાંથી કાઢી મૂકયા; જે " આલમગીર નામા " કે બીજા ફારસી ઇતિહાસોમાં નથી; તથા આ વખત સુધીમાં એવું બન્યું પણ નથી. માત્ર પોતાના દિલની ખુશીને અર્થે બાદશાહના વખાણ કરવા માટે બાદશાહથી નહિ બનેલી બાબત પણ લખી દીધી છે. આવી ટેવ ધર્માંધ પ્રકૃતિના મુસલમાન લેખકોમાં[2] હોય છે. એમના ખરાપણાની તપાસ કર-

---

૧ હિંદુ લોકો જેમ મુસલમાનોને યવનકે મ્લેચ્છ લખે છે તેનો અર્થ જેવો ધિક્કાર ભરેલો થાય છે, તેવો કાફીરનો થનો નથી. કાફીર એટલે ઇસ્લામમાં ન હોય તે. આ સુધરેલા જમાનામાં પણ હિંદુ લેખકો સુલતાન મહમૂદ તથા શાહબુદ્દીન જેવાને હિંદ દેશના તથા હિંદુ ધર્મના દુસ્મનો હતા એવું પોતાના ઇતિહાસમાં લખે છે તે ભૂલ ભરેલું છે.

૨ આલમગીર દીનદાર એટલે ધાર્મિક હતો તેના વખાણમાં નહિ બનેલું તે વખતના તેના લખનાર લખે પણ તે પછીના એટલે હીજરી ૧૧૭૨ નો " હફ્ત ગુલશને મોહંમદ શાહી " તથા હીજરી ૧૧૪૨ નો " કનઝુલ મહફુઝ " જે તેનો ઇતિહાસ લખનાર નથી છતાં પ્રસતાવનામાં એવા શબ્દો લખે છે.

વાની કસોટી એ છે કે, જ્યાં સુધી લખનાર કોઈ ખાસ બનાવ ન લખે, ત્યાં સુધી વખાણમાં લખેલાં વિશેષણો ખરાં માનવાં નહિ. જો જરાએ ખરાપણું હોય તો, હિંદુ લેખકો કે ધર્માંધ પ્રકૃતિના નહિ તેવા મુસલમાન લેખકોના લખાણથી ટેકો મળવો જોઇએ બલ્કે આલમગીરના પોતાનાં લખાણોમાં પણ તેવું નીકળવું જોઇએ.

ઉપર પ્રમાણે ધર્માંધ પ્રકૃતિના લખનારાની ભૂલ ન જોતાં આલમગીરને કોઈ ધર્માંધ ગણે તો તેમાં તેનીજ ભૂલ છે.

આલમગીરનો ઇતિહાસ લખનાર આકિલખાન, નેઅમતખાન તથા ખાફીખાન શીઆ પંથના છે. આલમગીર સુન્ની હતો; પણ આ લેખકો શીઆ હોવાને લીધે ખોટું લખે, તે કરતાં માનવા લાયક બીજાં કારણો તેમનાંજ પુસ્તકોમાંથી જણાઇ આવે છે. આકિલખાન, લોક પ્રિય શાહજહાં પ્રત્યે, લાગણી રાખે છે. નેઅમતખાનને એકંદર બધા માને છે કે, તે નિંદા લખનાર પ્રકૃતિનો હતો અને તેનાં લખાણો ઐતિહાસિક ગણત્રીનાંજ નથી. ખાફીખાનનો બાપ શાહઝાદા મુરાદનો નોકર હતો: એટલે તેની લાગણીમાં બાપથી સાંભળેલું ખરૂં માની આલમગીર વિરૂદ્ધ લખે તે સંભવિત છે. ફુતુહાતે આલમગીરીનો કર્તા શાહઝાદા શુજાનો નોકર હતો. માટે આવા લેખકોના લખાણોને સાચાં માનવામાં સાવચેતી રાખવી જોઇએ.

આલમગીરના વખતમા તથા થોડી મુદ્દત પછીના, તેનો ફારસી ભાષામાં ઇતિહાસ લખનારા, ઘણા હિંદુઓ પણ છે. તેમનામાંથી એક પણ હજી સુધી આલમગીર તરફ દ્વેષ રાખનાર માલમ પડયો નથી.

યૂરોપના પ્રવાસીઓમાં વધારે લખનાર ફ્રેન્ચ ડૉકટર બરનીયર તથા સ્ટાગીયા ડામોગરનો કર્તા ઈટાલીનો મનુચી દારા શિકોહના તરફદાર હતા, એવું તેમનાં પોતાનાં લખાણો ઉપરથીજ માલમ પડે છે. બરનીયર ખાફીખાનની પેઠે કંઇક ખરૂં

અને કંઈક ખોટું લખે છે, પણ મનુચી આલમગીર સામે અભાવ રાખે છેઃ એવું તે પોતે કબુલ કરે છે. આનો લખેલો લગભગ બધો હેવાલ પાયા વગરનો છેઃ જેનો ખુલાસો આગળ કરવામાં આવશે. આલમગીરે હિંદુઓનાં લગભગ બધાં દહેરાં તોડાવી, તેમના ઉપર જુલમ કરવા વગેરેનાં આરોપો મનુચીએ ફક્ત શબ્દો-માંજ મૂકયાં છે. તેણે કામો વર્ણવી આરોપો દર્શાવ્યા નથી. તે વખત યૂરોપમાં પડેલા ખ્રિસ્તી ધર્મના ફાંટાઓમાં અન્યોન્ય એટલું ધર્માંધપણું હતું કે, ચારે તરફ કાપાકાપી ચાલતી હતી. એવા લોકો હિંદમાં આવી હિંદુ તથા મુસલમાન ધર્મને તદ્દન જુદાં સ્વરૂપોમાં જોઈ ઉંધું અને ખોટું લખે, એ સ્વાભાવિક છે. એટલે ઉપર પ્રમાણે કેટલાક ધર્માંધ મુસલમાન લખનારાની પેઠે, તે વખતના યૂરોપવાળાઓ બીજા ધર્મવાળાઓ ઉપર ધર્મ દ્વેષ ઓછો રાખતા નહોતા કે જે તેમનાં પોતાનાં લખાણો ઉપરથી સાબીત થાય છે. જેમકે ડૉકટર જેમીલી કેરેરી મૂર્ત્તિઓ છૂપી રીતે તોડતો અને તેમ કરવામાં પુણ્ય છે એમ સમજતો, પણ મુસલમાન તથા યૂરોપીયન લેખકોનો લખવાનો હેતુ જુદો અને તેમાં અનેકગણો ફેરફાર છે. જે મુસલમાનો હિંદુઓને કાફિર લખતા તેઓ પણ દુનિયાનાં કામોમાં તેમની સાથે મહોબત રાખતા, અને તેમને મદદ આપતા, જેના ઘણા દાખલા છે.

**બીજો નિયમ-લખાણોનો વખત તથા આધાર.** ૨ તે વખતનાં લખાણો છે કે તે પછી લાંબે કાળે થયેલાં છે? ખરા આધારો પરથી લખવામાં આવ્યું છે કે, હલકા લોકોનાં ગપ્પાં સપ્પાં સાંભળી લખવામાં આવ્યું છે.

ઇતિહાસના ખરા પણા માટે, તેજ વખતે ખરા આધારો ઉપરથી લખાયલા ઇતિહાસો ભરોસા પાત્ર ગણાશે. પાછળથી

---

૧ સ્ટોરીયા ડેમોગર નામના હાલ પ્રગટ થયેલા ૪ પુસ્તકમાંથી પુસ્તક ૧ લું પૃષ્ઠ ૩૬૮.

લાંબા કાળે લખાયલા ઇતિહાસો પહેલાવાળાની નકલ હશે કે હલકા લોકોમાં ચાલતી જાહ્રી વાતો તેમાં ભરી હશે. દેશી રાજ્યોમાં કેટલીક જાતના ખરા બનાવોથી ખાસ દરજ્જાનાજ માણસો વાકેફ હોય છે, હલકા લોકોમાં તેથી જુદી તરેહનીજ વાતો ચાલે છે જેના નમૂના હાલ પણ દેશી નાનાં નાનાં રાજ્યોમાં જોવામાં આવે છે. રજપૂતોના સંબંધની આલમગીર વિષેની તેમના ભાટોમાં તેમની જાહ્રી મોટાઇ વગેરેની ચાલતી દંતકથાઓનો લાંબા કાળે કર્નલ ટૉડ સાહેબે સંગ્રહ કર્યો છે. આલમગીરે જઝીયો ચાલુ કર્યો, તેથી ખીજવાઇને ઉદેપુરનો રાણો બાદશાહને સખત ઠપકા ભરેલો કાગળ લખે છે, જેની નકલ[1] ટૉડ સાહેબે ખરૂં માની કરી છે. તે કાગળ તારીખ તથા સન વગરનો છે તથા તેમાં જે ડર બતાવ્યો છે, તે નહિ માનવા જેવો બલ્કે હાંસી કરવા જેવો છે. આવી દંતકથા જે ઇતિહાસમાં લખાય, તે ઇતિહાસ કદી ખરા માનવા જોઇએ નહિ.

આલમગીર સાથેના શિવાજી તથા સંભાજી વગેરેના બનાવો.

**મરેઠાના બખરો**

આલમગીરના મૃત્યુ પછી લાંબા કાળે મરેઠાઓની કંઇક ચડતી થઇ તથા ઇતિહાસ લખવાની કંઇક લાયકીવાળા થયા ત્યારે બખર નામના ઇતિહાસો લખવામાં આવ્યા છે. કૃષ્ણાજી અનંત સભાસદે બખર લખ્યો છે. આ લખનાર મુસલમાનો તરફ એટલું ખરાબ વલણ રાખે છે કે, નેક અફઝલ-

---

[1] સાહેબ લોકોનો ઐતિહાસિક શોખ જોઇ, હિંદના લોકો પૈસા કે સાહેબની મહેરબાની મેળવવાની લાલચે બનાવટી પૂરાવા પણ રજુ કરી દે છે જેને સાહેબ લોકો સમજી શકતા નથી. ઑર્મ સાહેબ આ કાગળના લખનાર તરીકે રાજા જયસિંહનું નામ આપે છે તથા ડફ સાહેબ મહારાજા જસવંતસિંહનું નામ આપે છે જ્યારે તે દખણમાં હતો. માસીરે આલમગીરી પ્રમાણે આ બંને રજપૂત સરદારો જઝીયો જારી થયો, તે પહેલા મરી ગયા હતા.

ખાનને દુર્યોધનથી વધારે ખરાબ ગણે છે. દિલેરખાન જેવા સારાં શખ્સ તથા ફિરંગ, જેને રામાયણમાં બહુજ ખરાબ ગણ્યો છે, તેવો લખે છે. ત્યાર પછી ચિત્ર ગુપ્ત વગેરે લખનારા પરથી ૧૯ મા સૈકાની શરૂઆતમાં મલ્હારરાવ ચીટનીસે એક બખર તૈયાર કર્યો છે.

બખરોમાંના બહુ થોડા ભાગનો અંગ્રેજીમાં તરજુમો થયો છે. ડફ સાહેબના કહેવા પ્રમાણે બખરનો અર્થ દંત કથા થાય છે. આ દંતકથાવાળા પુસ્તકોમાં શિવાજી વગેરે માટે ઈરાદા પૂર્વક સારૂં અને આલમગીર કે મુસલમાનો વિષે ખોટો મત બંધાય તે માટે જુઠું તથા ખરાબ લખાયલું છે; છતાં તેમાંથી શિવાજીની દગલબાજી, પોતાનાંજ સગાં કે ન્યાતવાળા સાથે બાબ માલ મીલકત છીનવી લેવાના હેતુથી કરેલી એ બાબતના અનેક નમુના માલમ પડી આવે છે. તેમજ અફઝલખાને શિવાજીના મોટાભાઇ સંભાજીને મારી નાંખ્યો હતો તથા શિવાજી તરફ ખરાબ ઈરાદો હતો વગેરે તદ્દન ખોટું લખ્યું છે. બખરોનો એક બીજા સાથે બરાબર મુકાબલો કરવામાં આવે તો તેમાં એટલો ફેરફાર છે કે, એક પણ ખરો સાબીત થઇ શકે નહિ; તેમજ તેમાં વખતનો ઘણી જગ્યાએ પત્તો નથી.

શિવાજી પુનામાં કથા સાંભળવા ગયો હતો, ત્યાં કેદ પકડાતાં દેવ[1] કૃતિથી બચી ગયો. ઘાટનો ઘણો ભાગ ધોવાઇ ગયો હતો પણ દેવીએ કોંકણને બચાવ્યો. એવી બીજી ઘણી વાતો તેમાં લખાયલી છે. મરેઠા ગણત્રીના નહોતા, પણ પાછળથી ઉંચે દરજ્જે ચઢવાથી આવા લોકો પોતાનાં કામોમાં અતિશ્યોક્તિ વાપરે એ સ્વાભાવિક છે. એવા દાખલા બખરમાં ઘણા છે. મરેઠા ઇતિહાસનો ઘણો ખરો ભાગ મોગલ શહેનશાહત કે દક્ષિણના

---

[1] ગ્રાંટ ડફનો મરેઠા ઇતિહાસ ભાગ ૧ લો પૃ. ૧૬૭.

[2] એલ્ફીન્સ્ટન કૃત આવૃતિ પાંચમી પૃ. ૬૧૪ ની નોટ.

મુસલમાની રાજ્યોના બગર આધારે લખાયેલા ફારસી ઇતિહાસો સાથે મળતો નથી બધા ફારસી ઇતિહાસો મુજબ શિવાજી બાદશાહ પાસે આગ્રે ગયો હતો પણ બખબર દિલ્લીનું લખે છે, તથા ત્યાં બનેલી હકિકત પણ અસલથી તદ્દન જુદી આપે છે. જોધપુરવાળો મહારાજા જસવંતસિંહ, જે બાદશાહ તરફથી દક્ષિણમાં હતો ત્યારે જઝીયા બાબતનો બાદશાહને લખેલો તેનો કાગળ શિવાજીને હાથ આવ્યો અને તે કોલાપુર[2]ના રાજા પાસેથી ડફ સાહેબને મળ્યો ગમે તે પ્રકારે આ કાગળની પહેલાથી બનાવટ થવી જોઇએ. જસવંતસિંહ કે એવા દરજ્જાનો બીજો કોઇ રજપૂત પોતાના ધણીને આવો કાગળ લખે, તે તે વખત અનુસાર માનવા જોગ નથી અને એથી સાચી વાત તો એ છે કે, જઝીયા વખતે મહારાજા [1]દક્ષિણમાં તો શું પરંતુ [3]દુનિયામા પણ નહોતો ત્યારે કાગળ કોણે લખ્યો.

હાલના વખતમા શિવાજીના ઘાતકી કામોને ધર્માભિમાન કે દેશાભિમાનનુ રૂપ આપી તેને વખાણવો અને આલમગીર ધર્મ કે દેશ ખાતર જે કરે તેને વખોડવો એ મોટો પક્ષપાત છે.

અફઝલખાન સાથે કરેલી શિવાજીની દગલબાજીનો જો કે બખબરો બચાવ કરવા યત્ન કરે છે, પણ તે ટકતો નથી. આવી

[1] ગ્રાંટ ડફના મરેઠા ઇતિહાસ ભાગ ૧ લો પૃ. ૧૮૦-૧.૧

[2] ગ્રાંટ ડફ મરેઠા ઇતિહાસ ભાગ ૧ લુ પૃ ૧૮૫

[3] માસીરે આલમગીરી પૃષ્ટ ૧૭૧ જસવંતસિંહ હી.૧૦૮૯ના ઝીલ્કદની ૭મી તારીખે (૧૦ મી ડીસેમ્બર ૧૬૭૮) કાબુલમા મરી ગયો. પૃષ્ટ ૧૭૪ બીજે વર્ષે એટલે હી. ૧૦૯૦ (ઇ. સ ૧૬૭૯) મા જઝીયો જારી થયો પણ એલફીન્સ્ટન સાહેબે ખાફીખાન ઉપરથી જઝીયાનો વખત જસવંતસિંહના મર્યા પહેલા લખ્યો છે, (એલફીન્સ્ટન કૃત આવૃત્તિ ૫ મી પૃષ્ટ ૬૩૮) જે માસીરના મુકાબલામા ખરો નથી પણ બહુ પહેલા એટલે હી. ૧૦૮૨ મા જમરૂદનો થાણદાર થઇ ત્યા ગયો અને ત્યાથી કાબુલ બદલાયો પણ એટલી વાત તો ખરી કે તે દક્ષિણમા નહોતો ખાફીખાનમા જઝીયો નાખવાનો ચોક્કસ સાલ નથી. હી. ૧૦૮૭ થી ૧૦૮૯ સુધીમા નાખ્યાનુ છે.

જગાએ આલમગીરનામા જેવા ઇતિહાસ ઉપર વધારે આધાર અને ભરોસો રાખવો જોઇએ; કેમકે અફઝલખાન વિજાપુર રાજ્ય તરફનો હતો અને આલમગીરનામાનો કર્તા મોગલ સરકાર તરફનો હતો.

**બખ્ખર તથા જસ્ટીસ રાનાડે**

બખ્ખર વગેરે ઉપરથી જસ્ટીસ રાનાડેએ કલમના જોરથી શિવાજીને ખુબ ચઢાવ્યો અને આલમગીરની હલકાઇ થાય તેવું જે લખ્યું છે, તે છેવટે ખોટું પડયા વગર રહેશે નહિ. અફસોસ કે આવા ઇનસાફી ગૃહસ્થો પોતાના એક લુટારાનો, ઘણા સાચા પૂરાવા છતાં, આવો બચાવ કરે છે, કે જ્યારે અફઝલખાને શિવાજીને મળવા હાથ લાંબો કર્યો, ત્યારે તે દગલબાજીથી મારશે એવુ શિવાજીને લાગ્યુ એટલે પોતાના બચાવ[1] અર્થે અફઝલખાનના પેટમાં વાઘ નખ ભોંકી દીધા.

---

[1]. ચીટનીસ તથા સભાસદોનાં બખ્ખરોમાંથી નીકળતી હકિકત એક કોરે મુકીને રાનાડે સાહેબ લખે છે કે "અફઝલખાને પોતાના ડાબા હાથે શિવાજીની ગરદન પકડી પોતાના ભણી ખેંચ્યો જેથી શિવાજીને વાઘ નખ મારવાની જરૂર પડી." આ વાત ફારસી ઇતિહાસો તથા યુરોપીયન સાહેબોનાં લખાણોથી તદ્દન જુદી છે. રાનાડે સાહેબને એ નહિ સુઝયું કે, શિવાજીએ પહેલાંથીજ પોતા પાસે વાઘ નખ કેમ રાખ્યાં ?

શિવાજીનાં રાજ્ય કારભારના વખાણ તથા સારા ગુણો ફારસી પુસ્તકો તથા યુરોપીયન પ્રવાસીઓના લખાણોને તપાસ્યા વગર લખ્યાં છે તે એટલે સુધી કે, "ચુકીભર અંગ્રેજો જે રાજ્ય પદ્ધતિના નિયમોને અમલમાં લાવી આખા દેશ ઉપર રાજ્ય ચલાવે છે તેમ શિવાજીએ કર્યું." હાલના અંગ્રેજી રાજ્ય સાથે શિવાજીનો મુકાબલો કરવો કેવળ ખોટું કહેવાશે. રાજ્ય કારભારના વર્ણનમાં ખોટા શબ્દો જે મુસલમાન રાજ્યોમાં ચાલતા તે શબ્દો ઉપરથી લખી સંતોષ માન્યો છે, જેમકે "શબનવીસ" ઉપરથી "સબનીસ" "જમાનવીસ" ઉપરથી "જામિનિસ" "ખાસા ખેલ" ઉપરથી 'સેના ખાસ ખેલ' જેમાં 'સેના' શબ્દ

**શીખ.** શીખ લોકોના લાંબા કાળ પછી લખાયલા ઇતિહાસમાં ગપ્પાં ઠોકયાનો પાર નથી તેમાં વખતતો બતાવ્યોજ નથી. ઠેઠ મોગલ બાદશાહ બાબરના વખતથી અકબર, જહાંગીર તથા શાહજહાંનાં વખતમાં શીખ લોકોનું મોગલ શાહનશાહત સાથે લડતાં રહ્યાનું બીલકુલ ખોટું જણાવેલું છે. ગુરૂ હરગોવિંદ પાંચ વખત શાહજહાં સાથે લડયો, તેમાં ચાર વખત જીત્યો. તે પછી તેનો પાંચ વર્ષનો દીકરો હરકીશન ગુરૂ થયો અને મોટાભાઇ રામરાયે રાજા જયસિંહ મારફત આલમગીર પાસે ફરિયાદ લાવ્યો; પણ શીળી નીકળવાથી મરી ગયો. આખરે તેમનો કાકો તેગબહાદુર ગુરૂ થયો જેને આલમગીરે દિલ્લી બોલાવી હી. ૧૦૮૧ માં[1] મારી નાંખ્યો. તેમાં તેઓની નહિ માનવા જેવી બહાદુરી દર્શાવી છે. આલમગીરના ફારસી ઇતિહાસોમાં શીખ લોકોનું નામ[1] પણ નથી.

---

નકામો ઉમેર્યો છે. એ વાતને રાનાડે જેવા ફારસી જ્ઞાન વગરના શું સમજી શકે?

શિવાજીના ખરાબ ગુણો તથા ખરાબ કામો ફારસી તથા યુરોપીયન ઇતિહાસવાળા લખે છે તેનો થોડો ભાગ પણ રાનાડે સાહેબે કબુલ રાખ્યો નથી. તેમજ તે વખતના ફારસી જાણનારા હિંદુ લેખકો જેવા કે ચહાર ગુલશનનો કર્તા વગેરે મરેઠાને પોતાના પુસ્તકોમા દુષ્ટ મરેઠા લખે છે. આખા દક્ષિણમા શિવાજીને તે વખતે "લુટારો" કહેતા. આ બધું છતા રાનાડેએ સાફ લખવાની કોશીશ કરી છે. ટુંકમા રાનાડે સાહેબે પોતાના "મરાઠી સત્તાનો ઉદય" નામના પુસ્તકમા ઘણી વાતો પાયા વગરની લખી છે તે ઇતિહાસના સારો અભ્યાસ કરનારને જણાયા વગર રહેશે નહિ. અને તેઓ એવોજ ફેસલો આપશે કે, જસ્ટીસ રાનાડે સાહેબે શિવાજીની તરફેણમા અને આલમગીર વિરૂદ્ધ પોતાની કલમનું જે જોર બનાવ્યું છે તે તદન ખોટું છે.

[1] "માસીરે આલમગીરી" પૃષ્ઠ, ૧૫૪. બાદશાહ પંજાબની મુસાફરીમા હતો ત્યારે એક વખત પાલખી (તખ્ને ર્‌વાં) ઉપર સવાર થતો હતો

**ફારસી ઇતિહાસોમાં ખાફીખાન, બરનીયર તથા મનુચી.**

ખાફીખાનનો ઇતિહાસ આલમગીરના મૃત્યુ પછી લાંબા કાળે લખાયો છે, એટલુંજ નહિ પણ તેમાં લખેલા કેટલાક બનાવો તો સામાન્ય લોકોથી સાંભળેલાજ છે. બરનીયર આલમગીરના શરૂ વખતથી બાર વર્ષ સુધી હિંદમાં રહ્યો, પરંતુ હલકા લોકોમાં ચાલતી ઘણી વાતો પોતાના સફરનામામાં દાખલ કરી છે. મનુચી બે ત્રણ વર્ષ પહેલાંથી આવ્યો છે અને આલમગીરના

---

એટલામાં ગુરૂ તેગસીંગના ચેલાએ બાદશાહ તરફ બે ઇટો ફેંકી. એક તખ્તે રવા પાસે પહોચી. સરકારી માણસોએ તે ચેલાને જે તે ચેલાઓમાં આગેવાન હતો, તેને પકડી કોટવાળને સોંપી દીધો. તે સિવાય વધારે કંઇ નથી. આ જગ્યાએ શીખ શબ્દ પણ લખ્યો નથી.

'ખુલાસને તવારીખ' પ્રમાણે ગુરૂ હરગોવિંદનો નાનો દીકરો તેગ બહાદુર ૧૫ વરસ સુધી ગુરૂ રહ્યો. પાછળથી ૧૦૮૧ હી. મા દિલ્હીમાં માર્યો ગયો.

તા૦ ૩૦ મી નવેમ્બર ૧૯૦૭ ના વકીલ અખબાર પ્રમાણે કાંગડાના હિંદુ રાજાઓ તથા શીખના ગુરૂનાં ભાઇએ ગુરૂજીનાં ફસાદની આલમગીર બાદશાહને ખબર કરી તેને પકડાવ્યો.

શમશીર ખાલીસામાં લખ્યું છે કે– તેગ બહાદુરનો દીકરો ગુરૂ ગોવિંદ એવો બહાદુર હતો કે તેણે આલમગીરનો મુકાબલો કરી બાદશાહને ગભરાટમાં નાંખ્યો. એવું પોતે બચર નાટકમા લખે છે. એના બે નાના ભાઇઓને શાહી સરદાર જાનીખાને દીવાલમાં જીવતા ચણાવી દીધા. આખરે બાદશાહને સલાહ કરવી પડી. ગુરૂ ગોવિંદ બહાદુર શાહનો મદદગાર હતો એનાજ તીરથી આઝમશાહ સંવત ૧૭૬૦ માં માર્યો ગયો (ઇ. સ. ૧૭૦૭–૮ માં માર્યા જવાનું સાબીત છે તે ઉપરથી જણાશે કે શીખોની હકિકત પાયા વગરની છે.)

આ હેવાલોમાંથી જરાપણ તે વખતના સનંદી ફારસી ઇતિહાસોમાં લખાયલું નથી. દિલ્હીના ચાંદની ચોકમાં મશહુર ગુરૂની કબર મોજુદ છે અને ત્યાં એવી દંત કથા ચાલે છે કે શહેર બહાર દૂર એને બાદશાહે ગરદન મરાવ્યો અને અહિં દાટવા દીધો એ માનવામાં આવતું નથી.

મૃત્યુ પછી દશેક વર્ષે હિંદમાંજ મદ્રાસ તરફ મરી ગયો છે. એણે પણ આલમગીરનાં બનાવો લાંબાકાળે લખ્યા છે અને બરનીયર કરતાં વધારે ગપ્પાં ઠોક્યાં છે. આ બંને ઘણી જગ્યાએ પોતાના સાંભળેલા અને પોતે માનતા નથી, એવું પણ બતાવે છે. આ બંનેએ પોતાના દેશમાં પોતાની કીર્તિ વધારવા ખાતર ઘણી જગ્યાએ પોતાનો દરબારી વગ તથા હાજરી બતાવવા પ્રયત્ન કર્યો છે. પણ જો એમના લખ્યા પ્રમાણે એમનો દરબારી વગ હોત તો, ફારસી ઇતિહાસો-માંથી એકમાં પણ તેમના વિષે જરાએ ઈશારો હોત, પણ તેમાં તો તેમનું નામ પણ નથી. તે સિવાય આ લોકો દેશના રાજ-દ્વારી મામલા, ધર્મ, ભાષા તથા રિવાજોથી પૂરા અજાણ્યા હોવાને લીધે ભૂલો કરે, તે બનવા જોગ છે; એવું બરનીયરના સફર-નામાનો અધિપતી પોતે કબુલ[1] કરે છે. આ પ્રમાણે ઉપરનાં બધાં લખાણોને જ્યાં સુધી બીજી તરફથી ટેકો ન મળે, ત્યાં સુધી ખરા ઇતિહાસમાં તેમને દાખલ કરવાં જોઈએ નહિ.

| | ૩ દરાયત ( સમયાનુસાર અથવા તૂલના ) એટલે તે વખત |
|---|---|
| **ત્રીજો નિયમ–દરાયત= તૂલના.** | અનુસાર સામાન્ય બુદ્ધિ માન્ય કરે તે પ્રમાણેની તે બાબતો છે? અથવા બાદશાહના સર્વમાન્ય ગુણની માફક છે કે વિરૂદ્ધ ? |

નં. ૨ જા માં વર્ણવેલા ઇતિહાસોના ઘણા ખરા બનાવો ફક્ત તૂલનાની કસોટીથીજ પોતાની મેળેજ ખોટા જણાય છે.

---

એવીજ રીતે શાહજહાની મોટી દીકરી જહાંઆરાની કબર અજમેરમાં ખાજા સાહેબના રોજા પાસે હોવાનું કહેવામાં આવે છે પણ ખરી હકિકત તેમ નથી. એની કબર તો દિલ્હીમાં મોટા વલી નિઝામુદીન સાહેબના રોજા પાસે છે. તેમજ સરમદને બાદશાહે કતલ કરાવ્યો અને તેની કબર દિલ્હીમાં જુમામસ્જીદની સામે હોવાનું મશહુર છે પણ આ બધું પાછળથી ઘડવામાં આવ્યું છે.

1 બરનીયરના સફરનામાના ઇન્ટ્રોડકશન ( મુકદ્દમો ) પૃ. ૪૯

ઇ. ૧૯ માં સૈકાના હાલના ઇતિહાસોના આધાર તરીકે, વધારે ભરોસા પાત્ર ખાફીખાન, બરનીયર તથા મનુચી વગેરેમાંથી નીચે પ્રમાણે નમુના દાખલ લખવામાં આવે છે.

આલમગીર જ્યારે બાપ તરફથી દક્ષિણનો સુબો હતો ત્યારે ગોવલકોંડાના સુલતાને પોતાના વઝીર મીરજુમલાના કુટુંબ ઉપર બહુ સખતી કરી હતી. મીરજુમલાની અરજ શાહજહાંએ સ્વીકારી શાહઝાદાને મદદ કરવા લખ્યું તથા ગાવલકોંડાના સુલતાનને મનાઇ ભરેલી તાકીદ કરી, જેની વિગતવાર ખરી હકિકત ઇનાયતુલ્લાખાનના લખેલા શાહજહાંનામામાં છે; જેમાંથી ખાફીખાન નકલ કરી પોતા તરફથી ઉમેરે[1] છે કે શાહઝાદા આલમગીરે પોતાના દીકરા મોહંમદ સુલતાનને બંગાળે કાકાની દીકરી સાથે પરણવા જાય છે એવું બતાવી હૈદ્રાબાદ ઉપર ચઢાઇ કરવા મોકલ્યો અને પોતે શિકાર કરવાનું બહાનું કરી પાછળથી ચઢી આવ્યો. આ બે, વાત અસલ[2] પુસ્તકમાં નથી. આ બનાવ બન્યો ત્યારે ખાફીખાન ભાગ્યેજ જન્મ્યો હશે. લાંબા કાળે લખે છે તથા પોતે કબુલ કરે છે કે, શાહજહાંએ ગોવલકોંડાના સુલતાનને ત્રણ ફરમાનો મોકલ્યાં હતાં. છેલ્લામાં બહુ બીવરાવ્યો હતો કે જો નહિ માનશે તો, તારા ઉપર ચઢાઇ થશે વગેરે. તેમજ તેવા પ્રકારનાં લખાણો ઔરંગઝેબ ઉપર પણ હતાં . ત્યારે હવે બહાનું કાઢવાનું શું કારણ ? તપાસ કર્યા વગર ફક્ત ખાફીખાન ઉપર આધાર રાખી, એલફીન્સ્ટન સાહેબ " ઔરંગઝેબનો હૈદ્રાબાદ ઉપર દગલબાજી[3] ભરેલો હુમલો " લખી પોતા તરફથી

---

૧ મુન્તખબુલ લુબાબ પુ. ૧ લું પૃ. ૭૪૧

૨ ઇલીયટ પુસ્તક ૭ પૃ. ૧૦૭–૧૧૦

૩ એલફીન્સ્ટન કૃત આવૃત્તિ ૫ મી પૃ. ૫૮૯ તેમજ હૈદ્રાબાદ લુટવાનું તથા બાળવાનું ભૂલથી લખ્યું છે, કેમકે ઇનાયતખાનના શાહજહાંનામામાં નથી બલ્કે તેમાં એવું છે કે મોહંમદ સુલતાને પોતાના લશ્કરને શહેરમા જવા સખત બંધી કરી અને ભરોસાના માણસો શહેરના લોકોને દિલાસો આપવા મોકલ્યા.

કહે છે કે ઔરંગાબાદથી બંગાળે જતાં ગોવલકોંડાનું જંગલ વચ્ચે હતું; તેથી મચ્છલીપટમ થઇ ચકરાવો ખાઇ જવાનું બહાનું બતાવ્યું અને રસ્તામાં હેદ્રાબાદ પડતું હતું ત્યાં મોહંમદ સુલતાન આવી પહોંચ્યો. મોહંમદ સુલતાન મોટી ફોજ સાથે પરણવા જાય એને કોણ માને ? ગમે તેમ હોય પણ ગોવલકોંડાના સુલતાનને ખાફીખાનના લખ્યા પ્રમાણે પોતા તરફ ચઢાઈ થવાની ખાત્રી હતી એટલે બહાનું કાઢવાનું કારણ નહોતું.

ખાફીખાન લખે છે કે, ઔરંગઝેબે મુરાદને બાદશાહ પદ ધારણ કર્યાના મુબારકબાદનો કાગળ[1] લખી, દુનિયાની ગરજ ન રાખી, પોતે હજ કરવા જશે વગેરે, કુરાનના સમ પર ભુલથાપ આપી પોતાના તરફ કરી લીધો. હવે બીજા ફારસી ઇતિહાસો એને મળતા આવતા નથી. બલ્કે ખાફીખાનના પોતાનાજ લખાણથી છેવટ સુધી માલમ પડે છેકે, મુરાદ ઔરંગઝેબને મોટા દરજ્જાનો માનતો રહ્યો તથા મુરાદે ઔરંગઝેબ પાસેથી અનેકવાર મોટી મોટી રકમોનાં ઇનામો લીધાં અને શાહજહાં તથા ઔરંગઝેબ વચ્ચે જે કોલકરાર થતા, તથા બાપે દીકરા માટે આલમગીર નામની તલવાર મોકલી તે બધું મુરાદ જાણતો હતો; છતાં કહેતો નથી કે ભાઇ તેં તો હજ કરવા જવાનો કુરાનના સમપર કબુલાત આપી છે અને બાદશાહ તો હું થવાનો છું, આ બધું શું કરે છે ?

બરનીયર[2] પોતે એક જગાએ લખે છે કે, દારા તરફનો ખલીલુલ્લાખાન દગાબાજી રમી ૩૦ હજાર મોગલ લઈ અલગ રહ્યો. તેથી ઔરંગઝેબની ફતેહ થઈ. જરા આગળ ચાલી પોતેજ કહે છે કે, ઔરંગઝેબ પા કલાક હાથી ઉપર મજબૂત રહ્યો જેથી ફતેહ[3] થઈ. ખલીલુલ્લાખાન વિષે તથા પહેલી લડાઇમાં કાસમખાન વિષે મનુચી પણ એવુંજ બોલે છે. પણ આલમગીરની તરફદારી ગણ્યા

---

૧ મુન્તખબુલ લુબાબ ભાગ ૨ જો પૃ-૯-૧૦

૨ બરનીયર પૃષ્ઠ ૫૨-૫૩

૩ બરનીયર પૃષ્ઠ ૫૪

વગરના ફારસી ઇતિહાસોમાંથી એક પણ આને ટેકો આપતો નથી. પોતાની ખરી જાતી બહાદુરીથીજ જીત્યાનું બધા કહે છે.

મુરાદને કેદ કરતી વખતે ઔરંગઝેબ મુરાદના ઓરડામાં ગયો, અને લાતમારી જગાડયો, અને કહ્યું કે ઘણી શરમની વાત છે ? શું રાજાના એવા ઢંગ હોવા જોઇએ ? વગેરે જે બરનીયર[1] લખે છે તે વધારે હસવા લાયક છે. સામાન્ય બુદ્ધિ કબુલ કરે તેવા ફારસી ઇતિહાસોની હકિકત સાથે સરખાવી જુઓ ?

આલમગીર દયાળુ હતો એ સર્વમાન્ય છે. તે વિરૂદ્ધ મનુચી પોતાના ગ્રંથમાં, દારાના માથાને થાળીમાં મૂકી એક માણસ આલમગીર આગળ ઉભો છે, એવી છબી આપે છે. આલમગીર ખુરશી ઉપર બેસી માથા ઉપર તલવાર મારી ઈશારો કરે છે કે, શું તું હિંદનો બાદશાહ થવાનો હતો ? વગેરે કહી માથાને દુઃખી બાપ પાસે મોકલ્યું, કે તે જોઈ મનમાં બળે. શાહજહાં તે વખત ખાવા બેઠો હતો. માથું જોઈ બેહોશ થઇ તે પડી ગયો વગેરે કોઇપણ ઇતિહાસમાં આ અગર આના જેવી વાત લખી નથી. તે છોડીને આલમગીરનો દારાનો પ્રાણ લેવાનો હેતુ પાર પડે, તે ઉપર આવું હાનિકારક કામ તે કરે એટલો નિર્દય અને બેવકૂફ તે નહોતો.

ટેવરનીયરે જાતે આલમગીરને ઝવેરાત જડીત સોનાના વાસણમાં પાણી પીતાં જોયો. સાધારણ રીતે ઉપરની નજરથી તો ખરૂંજ લાગે; પણ ઉંડો વિચાર કરતાં બીજી રીતે જણાઈ શકે કે, જ્યારે બધા ફારસીવાળા પૂરા જોશમાં લખે છે કે, આખી જીંદગી ઈસ્લામી કાનૂન વિરૂદ્ધ ખાવા પીવા કે પહેરવાનું આલમગીરે કર્યું નથી તો એ બનવા જોગ છે કે ટેવરનીયરે ઝવેરાત જેવા દેખીતાં વાસણમાં પાણી પીતાં જોયો હશે ? સોના ચાંદીની પેઠે ઝવેરાતની વસ્તુ ઈસ્લામમાં હરામ નથી.

---

૧ બરનીયર પૃષ્ટ ૬૮

આલમગીર ફક્ત પોતાની હિંદુ રૈયત ઉપરજ ધર્માંધપણું વાપરે અને ખ્રિસ્તી, પારસી વગેરે બીજા ધર્મ વાળાને જરાએ સતાવે નહિ, તો હિંદુઓને ધર્મ દ્વેષે સતાવ્યાનું ખરૂં કેમ ગણાય! આવી રીતે તૂલનાનો ઉપયોગ કરવાથી ચાલતા ઇતિહાસોની સંખ્યાબંધ વાતો ખોટી પડશે.

. . .

**ચોથો નિયમ—બનાવ ખાસ છે કે સામાન્ય.**

૪ બનાવ ખાસ છે કે સામાન્ય? બાદશાહ તરફથી હિંદુઓનાં ખાસ મંદિર તોડવાનું, ખાસ કારણોને લીધે, ખાસ પ્રસંગે બન્યું છે, જેનો ખુલાસો આગળ આપવામાં આવશે. આવા ખાસ બનાવને સામાન્ય ગણી લખવું એ ખુલ્લો અન્યાય છે. બાદશાહના વખાણ થશે એમ સમજી ખાસ જગાએ કેટલાક ધર્માંધ મુસલમાન લેખકો ફક્ત શબ્દોમાં, બનાવ લખ્યા વગર લખીદે, તેમાં બાદશાહનો દોષ નથી. મનુચીએ બાદશાહ વિરૂદ્ધ પોતાનો દ્વેષ જાહેર કરી ઘણી જગાએ હિંદુઓનાં દહેરાં તોડવાનું ફક્ત શબ્દોમાંજ લખ્યું છે. કઈ જગાનાં દહેરાં, શા કારણથી વગેરે કંઇ લખતો નથી. તે કહે છે કે આલમગીર વધારે જીવ્યો હોત તો, બધા હિંદુઓને કચડી નાંખત. જઝીયો એટલા માટે ચાલુ કર્યો હતો, કે હિંદુ વટલીને મુસલમાન થઇ જાય વગેરે વગેરે. મનુચીનાં આવાં પાયા વગરનાં લખાણોને હિંદુ લેખકો તરફથી પણ ટેકો મળતો નથી. બાદશાહ તરીકે ખાસ પ્રસંગે બળવાખોરોને તે સજા કરે કે, નોકરીમાંથી કાઢે કે મંદિર તોડવાનો હુકમ આપે તે સામાન્ય હિંદુ માટે કદી કહેવાય નહિ. હાલના લેખકો એમ સમજવામાં ભૂલ કરે છે કે, મંદિરો તોડવાથી બળવા થયા, પણ ખરી વાત એ છે કે, બળવો થયાથી મંદિર તૂટયાં.

**પાંચ મો નિયમ-બનાવ ધર્મને લગતો કે રાજ્યદ્વારી છે.**

૫. તે બનાવ ધર્મને લગતો કે રાજ્યદ્વારી છે. હાલના વખતમાં ધર્મ તથા રાજ્ય સૂત્ર જુદાં જુદાં છે. કોઈ માણસ ખ્રીસ્તી ધર્મની ખુલ્લી નિંદા કરે તો, ગુન્હેગાર થાય નહિ; પણ રાજ્ય મામલાની જાહેર નિંદા કરે તો, ગુન્હેગાર ઠરે છે. આલમગીરના વખતમાં આથી જુદું જ હતું. તે વખત ધર્મ તથા રાજ્ય સૂત્ર મળેલાં હતાં. યૂરોપવાળાઓએ, આથી અજાણ્યા હોવાને લીધે, આલમગીરના રાજ્યદ્વારી મામલાને તેના ધર્માંધપણાના રૂપમાં લખી દેવામાં ભુલ કરી છે. બનારસ તથા મથુરાં વગેરેમાં કેટલાક હિંદુ, મુસલમાનોને મંદિરોમાં ઇસ્લામ[1] વિરૂદ્ધ શિક્ષણ આપતા હતા. આથી બીજા ધર્મચૂસ્ત મુસલમાનો લડાઈ કરવા ઉભા થાય એ સંભવિત હતું. હિંદુઓને મના કરી તેઓ ન માનતાં બંડ કરી સામા થયા, ત્યારે તેવા લુચ્ચા બળવાખોરો ઉપર ફોજ મોકલી અને છેવટે મંદિર તોડવા હુકમ આપ્યો.

**છઠો નિયમ**

૬. જ્યાં આલમગીરની પાકી માનેલી ટેવ વિરૂદ્ધ જે હોય તે ખોટું માનવું જોઇએ જેમકે ઝેનાબાદીનો કીસ્સો વગેરે.

ઉપર મુજબ ઘડેલા ૬ નિયમોના ધોરણે ચાલી, ખરા આધારની મળતી બાબતોના બનાવને આ લઘુ પુસ્તકમાં ખરો ગણવામાં આવ્યો છે અને જે બાબતમાં ફેરફાર છે તે દર્શાવવામાં આવ્યું છે અને જ્યાં એકજ કથન છે ત્યાં દરાયતથી કામ લેવામાં આવ્યું છે.

---

૧ માસીર આલમગીરી પ્રમાણે લખ્યુંછે પણ મિરાતુલ આલમ પ્રમાણે હિંદુ તથા તેમના વિચારને મળતા મુસલમાનો દારાની લાગણીમાં રાજ્ય વિરૂદ્ધ ભજનો ગાતા હતા

**આલમગીરે ઇતિહાસ લખવા બંધી કરી નથી**

આલમગીર ઉપરના આરોપોમાં એક આરોપ તેણે ઇતિહાસ લખવાની બંધી કરી તે છે. ઈ. સ. ૧૯ મી સદીના મહાન લાયક લેખકોએ, ખાફીખાનના લખાણ ઉપરથી (ભાવાર્થ સમજ્યા વગર) ભુલ થાપ ખાધી છે. મહાન અકબરના વખતથી ઇતિહાસ ખાતું કાયમ થઈ, વિદ્વાન દરબારી અમીરને તેનો ઉપરી બનાવી ઇતિહાસ લખાવવો શરૂ થયો. તે પ્રમાણે આલમગીર આગળ પોતાનાં પહેલાં દશ વર્ષના લખાયલા ઇતિહાસ આલમગીરનામા[1]નું વંચાણ થયું ત્યારે એમ કહીને કે "તાસીસે[2] ખિનાયે બાતિન બર ઈઝહારે આસારે ઝાહેર બુવદ" એટલે "જાહેર કામો બતાવવા કરતાં અંતઃકરણની સફાઈ રાખવી વધારે સારૂં છે." આ ઉપરથી આલમગીરનામાનું લખાવવું બંધ થયું. લાંબા કાળ પછી ખાફીખાને બીજા શબ્દોમાં લખ્યું કે "બઆદ[3] ઇનકિઝાયે દેહસાલ મુન્તરિરખાં મમનૂઅ અજ તસતીરે અહવાલે આં બાદશાહે અદાલત ગુસ્તર ગશનંદ" એટલે દશ વર્ષ પછી ન્યાયી બાદશાહનો હેવાલ લખવા ઇતિહાસ લખનારાઓને મના કરી. ઇતિહાસ લખનારા એટલે સરકારી રીતે જે ખાતું હતું, અને તેમાં જે નોકરો હતા તે, ખાનગી લખનાર નહિ. આ બંને પુસ્તકોના શબ્દો જુદા છે પણ મતલબ એક છે. કેમકે બંને પુસ્તકોમાં બાદશાહની હયાતીમાં

---

૧ ઇલીયટ પુસ્તક ૭ પૃ. ૧૭૪ પ્રમાણે આલમગીરનામું ઇ. ૧૬૮૮ એટલે હી. ૧૦૭૮ માં લખાયું અને બે વર્ષ પછી ઇ. ૧૬૭૦ માં એટલે હી. ૧૧૦૦ તથા જુલુસ ૩૨ મા વર્ષે એનું વંચાણ થયું ત્યારે બાદશાહે આગળ લખવા મના કરી. સાહેબ પોતે પૃ. ૨૮૨ મા ખાફીખાનના ભાગ ૨ જા પૃ. ૨૬૧ ના ઇન્તેખાબમાં એમ પણ લખે છે કે આલમગીરના રાજ્યનાં દશ વર્ષ પૂરાં થયા પછી ઇતિહાસ લખનારા માટે મના થઈ.

૨ માસીરે આલમગીરી પૃ. ૬૮

૩ મુન્તખબુલ લુબાબ ભાગ ૨ જો પૃ. ૨૧૧

ખાનગી લખનારાઓનાં નામ આપ્યાં છે. તે ઉપરથી સાફ જણાઇ આવે છે કે ખાનગી લખનારાઓને મના કરવામાં આવી નથી. તેમજ હયાતીમાં લખનાર પોતાના પુસ્તકોમાં છૂપી રીતે લખવાનું કે મના કરવાનું લખતા નથી.

હવે આ બંને વર્ણનમાં પહેલું વર્ણન માસીરે આલમગીરી નો કર્તા મોહંમદ મુસતઇદખાન સાકીનું ખરૂં કે બીજું ખાફીખાનનું ખરૂં, તે બહુ સહેલાઇથી માલમ પડી આવે તેમ છે. માસીર વાળો આલમગીરના મોત પછી ચોથે વર્ષે લખે છે અને ખાફીખાન ઘણા લાંબા કાળે લખે છે. દરબારી વાત ખાફીખાનના મુકાબલામાં માસીર વાળાને બરાબર પહોંચવાનો સંભવ[1] હતો. ઇ. સ. ૧૯ મી સદીના અંગ્રેજ લેખકોએ ખાફીખાનના પુસ્તકને અવલોકનથી વાંચ્યું હોત તો, આલમગીરે ઇતિહાસ લખવાની મના કર્યાની તેઓ ભુલખાત નહિ.

આલમગીર ખુશામત પસંદ કરતો નહોતો, એવું સર્વ મતે કબુલ કરવામાં આવે છે; તોતે સરકારી રીતે લખાયલા ઇતિહાસને

---

૧ આ સિવાય ફેસલો કરનારી વાત આ છે કે ખાફીખાન પોતે પોતાના પુસ્તકમાં આલમગીરની હયાતીમાં લખાયલા ઇતિહાસોનું વર્ણન કરે છે. જેમાંના એકમાં મના કરવાનું કે છૂપી રીતે લખ્યાનું લખેલું નથી. આ ઉપરથી ખાફીખાનનું મનાઇ વિષે લખવું તદન ખોટું ઠરે છે. ખાફીખાન પોતાના *પુસ્તકના ભાગ ૨ જા પૃ, ૩૭ માં ત્રણ આલમગીરનામા તથા વાકેઆતે આલમગીરી નામના પુસ્તક વિષે લખે છે. પૃ. ૨૧૧ માં માસીરે આલમગીરી તથા બિંદરાબીન હિંદુ ગૃહસ્થના ઇતિહાસ વાંચ્યાનું જણાવે છે માસીરે આલમગીરીમાં બખ્તાવરખાનના ઇતિહાસ મિરાતુલઆલમ વિષે જે લખેલું છે તે પણ એના જાણવામાં છે, પૃ. ૩૩૮ તથા ૩૪૩ માં નેઅમતખાન આલીનાં લખાણોની નિંદા કરે છે છતાં તેની કવિતા અને હૈદ્રાબાદ ઉપરની ચઢાઇનું તેનું લખેલું વર્ણન પોતાના ઇતિહાસમાં ઉતારી લે છે. ઉપરના ઇતિહાસો સ્વતંત્ર પણે બાદશાહની હયાતીમાં લખાયલા છે. બીજી તરફ એક વાત સુદ્દાની એ છે કે બાદશાહી મનાઇ તેના મોત સાથે બંધ થઇ, તો શા માટે ખાફીખાને તરત પોતાનો ઇતિહાસ પ્રગટ કર્યો નહિ ?

પસંદ[1] કરેજ નહિ. જો આલમગીરે પોતાનો બધો ઇતિહાસ એવી રીતે લખાવ્યો હોત તો, શું અબુલફઝલના અકબરનામાની પેઠે ખુશામતથી લખાયલો છે એવી રીતે ટીકા ન થાત? સ્વતંત્રપણે લખનારાઓને તેણે મના કરી નહોતી. ઈશ્વરથી ડરીને સારાં કામો કરવાની ઇચ્છા ધરાવનાર, મોજમજા છોડી દેશના હિત માટે અખંડ મહેનત કરનાર મહાન આલમગીર શીઆ, સુન્ની, હિંદુ તથા ખ્રિસ્તીએ લખેલા પોતાના દબાણ વગરના ઇતિહાસોમાંથી આખરે જે ખરૂં હશે તેજ તરશે, એમ માનવામાં તેણે ઉંડી પહોંચ વાપરી હશે. ત્યારે આલમગીરે પોતાના કરેલાં ઘાતકી કામોને લીધે પોતાનો ઇતિહાસ નહિ લખાવવાનું જે કહે છે તે અજ્ઞાન છે તથા દરબારી ઇતિહાસની ગેરહાજરીમાં આલમગીરનો ઇતિહાસ બરાબર મળતો નથી એમ સમજવામાં ભુલ કરે છે. જો કે સરકારી રીતે લખાતો ઇતિહાસ એણે બંધ કરાવ્યો, પરંતુ આખા દેશમાં અખબારનવીસો જે બનતા દરેક બનાવની નોંધ લેવાની નોકરી બજાવતા, તેમને પોતાના મરણ સુધી બંધ કર્યા નહિ; બલ્કે એના વડીલો કરતા આ કામ એના વખતમાં વધારે[2] સારૂં ચાલતું રહ્યું.

ઈ. સ. ૧૯ મી સદીના મહાન લેખક ગ્રાંટડફ તથા એલફીન્સ્ટન વગેરે સાહેબોને પોતાના વખતમાં શહેનશાહ આલમગીરના ઇતિહાસના ખરા સાધનો નહિ મળવાથી, તેનો ઈતિહાસ લખવામા તેઓએ ઘણી જગાએ ભૂલો કરી છે. ફારસી

૧ એના વખતની એક લડાઇની લખેલી હકિકત એની આગળ વખાણમા વાચવામા આવી ત્યારે પોતે બોલી ઉઠ્યો કે તમે (લખનારને) ઉંચા ટેકરાપર હશો હું હાથી ઉપર હતો છતા બધું જોઇ શક્યો નહિ. સાર એ કે માણસ ટેકરા ઉપર નહોતો અને જે લખ્યુ હતું તેમા કેટલુંક ખરૂ અને કેટલુંક ખોટું હતું.

૨ ફારસી ઇતિહાસોમા આ બાબત વિગતવાર લખાણો છે તથા યૂરોપીયન પ્રવાસીઓ ઉપરથી મી૦ સ્ટાન્લે લેનપૂલ પણ પોતાના પુસ્તકના પૃ. ૮૪ મા લખે છે.

ઈતિહાસોમાંથી ઘણા વગરનો ખાફીખાનનો ઈતિહાસ જે વિષે આગળ જણાવવામાં આવશે, તેના અંગ્રેજી તરજુમાનો ઉપયોગ કર્યો છે અને મનુચીના ખોટા ઇતિહાસનો ઇંતેખાબ કરનાર કેટરૂ અને તે આધારે લખનાર ઓર્મ સાહેબનાં લખાણો ઉપરથી તથા ડૉકટર બરનીયર વગેરે યૂરોપના પ્રવાસીઓનાં કેટલાંક ભૂલ ભરેલાં લખાણો ઉપરથી આલમગીર વિષે ખોટી વાતો પ્રગટ થઈ. બીજી એક ખરાબી એ થઇ કે, ઈલીયટ સાહેબે ખાફીખાન સિવાય મળેલા ફારસી ઇતિહાસોનો પોતાની મરજી મુજબ બહુજ અપૂર્ણ ઇંતેખાબ[1] લીધો છે, અને કેટલાકનો તો મુદ્દલ લીધોજ નથી. ખાફીખાન જેવા સહેલી ભાષાના અંગ્રેજી તરજુમા ઉપરથી સાહેબ લોકોએ કામ ચલાવ્યું છે. જે ઇતિહાસોના તરજુમામાં મહા મુશ્કેલી નડે, તેવા તેમના તેમ છે. અસલ અને તરજુમામાં ઘણી વાર અસર જુદી થાય છે. તે વખતનાં કરેલા તરજુમામાં એક માણસમાં બંને ભાષાની લાયકી ન હોવાને લીધે ઘણી ભૂલો થએલી છે. જો આલમગીરના સંબંધના બધા ફારસી ઇતિહાસો અવલોકનથી જોવામાં આવ્યા હોત અને તેમના લખનારાના ગુણ દોષ જાણી તે મુજબ ઈલીયટ કૃતમાં ઈંતેખાબ થાત તો, ખરી હકિકત માલમ પડી આવત.

શહેનશાહ આલમગીરના ઈતિહાસને લગતા મુસલમાન તથા હિંદુના લખેલા ફારસી ઇતિહાસોની ટુંક યાદી નીચે પ્રમાણે છેઃ—

### મુસલમાન લેખકોના ફારસી ઇતિહાસો.

| | |
|---|---|
| **આલમગીરના ફારસી ભાષામાં લખાયલા ઇતિહાસો.** | ૧ પાદશાહ નામા. |
| | ૨ બાદશાહ નામા. |
| | ૩ શાહજહાં નામા. |
| | ૪ બાદશાહ નામા. |
| | ૫ અમલે સાલેહ. |

---

[1] લીધેલા ઈંતેખાબમા એક વિષય વાળા પારેગ્રાફમાંથી પણ ઘણી જગાએ વાક્યો કાઢી નાખેલાં છે.

૬ તારીખે મુલ્કે આસામ
૭ મિરાતુલ આલમ.
૮ આલમગીર નામા.
૯ ફુતુહાતે આલમગીરી.
૧૦ વાકેઆતે આલમગીરી.
૧૧ આદાબે આલમગીરી.
૧૨ એહકામે આલમગીરી.
૧૩ રૂક્કાતે આલમગીરી.
૧૪ જંગ નામા તથા વાકેયે નેઅમતખાન આલી.
૧૫ માસીરે આલમગીરી.
૧૬ ફેય્યાઝુલ કવાનીન.
૧૭ ઝીનતુત તવારીખ.
૧૮ તઝકરે સલાતીને ચુગતાઈઆ તથા તારીખે ચુગતાઇ
૧૯ મુન્તખબુલ લુબાબ ( ખાફીખાન કૃત )
૨૦ તારીખે ઈરાદતખાન.
૨૧ માસીરૂલ ઉમરા.
૨૨ ખઆને આમરા.

## હિંદુ લેખકોના ફારસી ઇતિહાસો.

૧ લુબ્બતુત તવારીખ.
૨ ખુલાસાતુત તવારીખ.
૩ ફુતુહાતે આલમગીરી.
૪ શ્રી ધર મોરલીધર કૃત
૫ આઝમુલ હરબ.
૬ તારીખે દિલકુશા અથવા નુસ્ખએ દિલકુશા.
૭ ચમનસ્તાન.
૮ તઝકેરાતુલ ઊમરા.
૯ મુન્તખબુત તવારીખ.
૧૦ ઇબરત નામા.

११ शाहे नामा.
१२ अलतयबुल आफाक.
१३ गुल दस्ते बहार.
१४ खुजस्तान कलाम.
१५ नादिरूल जमानी.

१ पादशाह नामा—लखनार मोहंमद अमीन कजवीनी. એમાં શાહજહાંના પહેલા દશ વર્ષનો ઇતિહાસ છે. ઈલીયટમાં એનો ઇંતેખાબ નથી.

૨ બાદશાહ નામા—લખનાર અબ્દુલહમીદ લાહોરી. શાહજહાંના પ્રથમના વીસ વર્ષનો ઇતિહાસ છે. બે ભાગ પૃ. ૧૭૦૦થી વધારે છે. ઈલીયટમા ફક્ત ૭૦ પૃ. નો ઇંતેખાબ છે.

૩ શાહજહાં નામા—[1] લખનાર ઇનાયતખાન જેનો બાપ ઝફરખાન જહાંગીરનો વઝીર હતો. શાહજહાંના ૨૧ મા વર્ષથી ૩૦ મા વર્ષ સુધીનો મોટો ઇતિહાસ છે. જેનો ઈલીયટમા ફક્ત ૪૫ પૃષ્ટનો ઇંતેખાબ છે.

૪ બાદશાહ નામા—લખનાર મોહંમદ વારીસ જે અબ્દુલ હમીદ લાહોરીનો શિષ્ય હતો, તેણે પોતાના ગુરૂના લખેલા પુસ્તકમાં વધારો કરી શાહજહાંના ૩૦ માં વર્ષ સુધી લખ્યું. ઈલીયટમા ફક્ત એકજ પૃષ્ટનો ઇંતેખાબ છે.

ઉપરના ઇતિહાસોમાં (જેના લખનાર મહાન વિદ્વાન કવિ તથા બધી વાતે પૂરા લાયક હતા) શાહજહાંના ચારે શાહઝાદાઓનો વગર તરફદારીવાળો પૂરેપૂરો હેવાલ શાહજહાંના વખતમાજ

૧ મોહમદ સાદિકખાનના લખેલા શાહજહા નામામા આલમગીરનો બાદશાહ થયા પછીનો પણ ઇતિહાસ છે પણ તેનો ઇલીયટમાં બીલકુલ ઇંતેખાબ નથી. ઇલીયટ પુસ્તક ૭ પૃ. ૧૩૩ શાહજહા બાદશાહના શાહજહાનામા નામના બીજા ઇતિહાસો પણ છે.

ખાયલો છે. જે ઉપરથી બધા શાહઆદાઓમાંથી ઔરંગઝેબ
ધી વાતે સર્વ કરતાં ચઢીઆતો છે એવું સાફ જણાય છે.

૫ અમલે સાલેહ—લખનાર મોહંમદ સાલેહ કંબોહ છે. એનું નામ **શાહજહાં નામા** પણ છે. શાહજહાંના શરૂઆતથી તેના મૃત્યુ સુધીનો ઇતિહાસ છે. શાહી દબાણ વગર સ્વતંત્રપણે લખ્યો છે. શાહઆદાઓની લડાઈ તથા શાહજહાં અને ઔરંગઝેબ વચ્ચે ચાલેલા પત્રવ્યવહાર તથા આલમગીર બાદશાહ થયો ત્યારથી તે શાહજહાંના મૃત્યુ સુધીનો આલમગીરના રાજ્યનો સારો હેવાલ આપ્યો છે, જેનો ઇલીયટમાં ઇંતેખાબ નથી. આ સિવાય બીજી બાબતોનો આ મોટા પુસ્તકમાંથી ફક્ત આઠ પૃષ્ઠ જેટલો ઇલીયટમાં ઇંતેખાબ છે.

૬ તારીખે મુલ્કેઆસામ—કર્તા મોલાના શહાબુદ્દીન તાલાશ છે. એણે આલમગીરના શરૂઆતના રાજ્યમાં ખાનખાનાન મોઅઝમખાન ઉર્ફે મીરજુમલાએ આસામ ઉપર કરેલી ચઢાઇનો જાતે જોએલો હેવાલ લખ્યો છે. પુસ્તક નાનું છે. ઇલીયટમાં ઇંતેખાબ નથી.

૭ મિરાતુલ આલમ.—કર્ત્તા બખ્તાવરખાન કરીને મોટો વિદ્વાન તથા કવિ હતો; જોકે તે આલમગીરનો બહુ મોટા દરજ્જાનો અમીર નહોતો, પણ તેના ઉપર ભરોસો તથા મહેરબાની ઘણી હતી. શાહી દબાણ વગર સ્વતંત્ર પણે બાદશાહની હયાતીમાં હી. ૧૦૭૮ માં આ ૧૫૪૦ પૃષ્ઠનો ગંજાવર ઇતિહાસ પૂરો કર્યો છે. કેમકે આલમગીરનામા વાળાને આ પુસ્તકની ખબર નથી, નહિ તો પોતાના પુસ્તકમાં, તે વિષે કંઈ પણ લખતે. અબજદની ગણત્રીના હિસાબે "આઈનયે બખ્ત" માંથી હી. ૧૦૭૮ ની સાલ નીકળે છે. ૩૦ વર્ષ શાહી નોકરી બજાવી હી. ૧૦૯૬ના રબી ઉલ અવ્વલની ૧૫ મી તારીખે તે મરી ગયો. વિદ્યાવિલાસી તથા

લોકોનું ભલું કરનાર હતો. ઠેઠ દાદા આદમથી પોતાના ઈતિહાસની શરૂઆત કરી છે. છેલ્લા ભાગમાં આલમગીરના પહેલા[1] દશ વર્ષની હકિકત છે. વિસ્તાર, પ્રાંતો તથા જીલ્લા, તેમની વાર્ષિક ઉપજ તથા મોટાં મોટાં શહેરો એક બીજાથી કેટલે છેટે છે વગેરે, ઇતિહાસમાં ઘણી અગત્યની બાબતો લખી છે. ઈલીયટમાં ફક્ત ૯—૧૦ પૃષ્ઠનો ઉતેખાબ છે. મિરાતુલ આલમનો લખનાર બખ્તાવરખાન છે, કે બીજો છે તે ઉપર ઈલીયટમાં બહુ લંબાણથી લખ્યું છે. માસીરે આલમગીરીનો કર્તા, જેનો બખ્તાવરખાન સાથે ઘાટો સંબંધ રહ્યો છે, તે પોતાના પુસ્તક પૃ. ૨૫૩માં કહે છે કે, મિરાતુલ આલમનો કર્તા બખ્તાવરખાન છે. તે પછી માસીરૂલ ઉમરાનો કર્તા પોતાના પુસ્તક ૧ લાના પૃ. ૪ માં તેજ પ્રમાણે કહે છે તો તેથી સાહેબનો શક દૂર થવો જોઇતો હતો. ડૉકટર બર્નાડ ડોર્ન પોતાના લખેલા અફ્ઘાનોના ઇતિહાસમાં બખ્તાવરખાન કૃત મિરાતુલ આલમનાં બહુ વખાણ કરે છે.

૮ આલમગીર નામા દેહસાલા (દશ વર્ષનો)—કર્તા મોહંમદ કાઝિમ નામે મોટો વિદ્વાન છે. જો કે સરકારી રીતે લખ્યો છે; તો પણ અવલોકનથી વાંચનારને આલમગીરના વડીલોના લખેલા સરકારી ઇતિહાસો કરતાં ઘણી બાબતોમાં વધારે સારો જણાશે. શાહજહાંની સખત માંદગીને લીધે તેના શાહઝાદાઓમાં ઉત્પન્ન થએલી લડાઇ પૂરી વિગતવાર લખી છે, તથા આસામ, આરાકાન વગેરે ઉપરની ચઢાઇઓનો તથા તે દેશોના રિવાજ તથા ખૂબીઓનો પૂરો ચિતાર આપ્યો

[1] તારીખે મુફઝ્ઝલી જેનો કર્તા સૈયદ મુફઝ્ઝલખાન છે તેમાં પણ આલમગીરના પહેલા દશ વર્ષનો ઇતિહાસ છે. ઇલીયટમાં માત્ર ૩ પૃષ્ટ જેટલો ઉતેખાબ છે. ઇલીયટ પુસ્તક ૭ પૃ. ૬૪૧ પણ આલમગીરના વખતનો ઉતેખાબ નથી.

છે. તે સિવાય ઐતિહાસિક ઘણી બાબતો ધરાવનાર ૧૧૦૭ પૃષ્ટ જેવા આ મોટા ઇતિહાસનો ઈલીયટમાં ફકત ત્રણ પૃષ્ટ જેટલો ઇંતેખાબ છે. દશ વર્ષનો લખાયલો છે તે ઉપરાંત આગળ લખવામાં આવશે તો ૧૭ વર્ષના હેવાલનું એક પુસ્તક કરવામાં આવશે એમ મોહંમદ કાઝિમ પોતે લખે છે પણ કેમ બંધી થઇ, કયારે આ પુસ્તક લખાયું, તથા બાદશાહના વંચાણમાં આવ્યું તે તેમાં લખેલું નથી. ઈલીયટ વગેરેમાં છે કે બાદશાહના જુલુસ ૩૦ મા વર્ષમાં લખાયો, અને ૩૨ મા વર્ષમાં એટલે હી. ૧૧૦૦ માં તેનું વંચાણ થયું. તેની સાથે એમ પણ લખે[1] છે કે, મિરાતુલ આલમનો કર્તા, મોહંમદ કાઝિમની ગ્રંથકાર તરીકેની વિદ્ધતાની બહુ પ્રશંસા કરે છે. જ્યારે મિરાતુલ આલમ હી. ૧૦૭૮ માં લખાયો, તો આ બંને વાતોમાં મેળ મળતો નથી. જો મજકુર દેહસાલા સિવાય બીજા કોઇ પુસ્તકના કર્તા તરીકે મોહંમદ કાઝિમનાં મિરાતુલ આલમવાળો વખાણ કરે, તો તે બનવા જોગ છે પણ તેમ લાગતું નથી.

ઈ. ૧૯ મા સૈકાના યૂરોપીયન લેખકોને શરૂઆતથીજ કંઇ કારણસર આલમગીર તરફ અભાવ રહ્યાનો આ પ્રત્યક્ષ દાખલો છે, કે એના વકીલોના એવાજ લખાયલા ઇતિહાસો **અકબરનામા, જહાંગીરનામા** તથા **શાહજહાંનામા** ખરા મનાયા તથા તેમનો પુરતો ઇંતેખાબ લેવામાં આવ્યો; પણ આલમગીરના આ ઇતિહાસ ઉપર ઈલીયટ[2] કૃતમાં આવી ટીકા કરવામાં આવે છે કે, તે એક તરફી તથા તેમાં કંટાળો આપનારી તારીફો છે; અને જે વાત જહાંગીરના વખતના ઇતિહાસ સાથે સંબંધ રાખે છે તે આલમગીરના વર્ણનમાં લખી છે કે, ઇ. સ. ૧૬૦૯ માં કેપ્ટન હો-

---

૧ ઇલીયટ પુ. ૭ પૃ. ૧૭૭

૨ ઇલીયટના ધોરણે ચાલી મી. જદુનાથ સરકાર પણ એવીજ ભૂલ ભરેલી ટીકા કરે છે. જદુનો ભાગ ૧ લો પૃ. ૩૦૨

ફ્રીન્સ જહાંગીરના દરબારમાં આવ્યો હતો અને, તે જહાંગીર સાથે તુર્કી ભાષામાં બોલતો હતો. દરબારી ફારસી ભાષા જાણતો નહોતો, છતાં લખે છે કે "દરબારમાં બનતી નજીવી નજીવી બાબતો પણ લખવામાં આવતી હતી," આવી પાયા વગરની સનદ ઉપર સાહેબ લોકો દરબારી લખાણોને કીંમત[1] વગરનાં ગણે, એ ડહાપણ ભરેલું નથી. સિકંદરે પોરસ સાથે લડાઈ કરી હતી, તેનું વર્ણન સિકંદરનો ઇતિહાસ કર્તા એરીસ્ટોબ્યુલસ, જે અતિશ્યોક્તિથી કરે છે, તેવું મોગલ ઇતિહાસોમાં નથી. અકબરના વખતથી આલમગીરના વખત સુધીના ઇતિહાસ લખનારા, તે વખતના યૂરોપીયન કરતાં બધી વાતોમાં ચઢે તેવા હતા. કર્નલ લીસ[2] કહે છે કે આલમગીરનામાની હિંદમાં સારી કદર થએલી જણાતી નથી. એ પછીના બધા ઇતિહાસ લખનારાઓએ આલમગીરનામા વિષે સારો અભિપ્રાય આપ્યો છે. તે એટલે સુધી કે ઇ. સ. ૧૯ મા સૈકાના ફારસીના પ્રવીણ મોલવી ખાદિમ હુસેન તથા મોલવી અબ્દુલ હઈ, જે કલકત્તા રોયલ એશીઆટીક સોસાઇટી તરફથી આ હસ્તકૃત પુસ્તકની દુરસ્તી તથા છપાવવાના કામમાં રોકાયા હતા તેમણે પણ બહુ સારો અભીપ્રાય આપ્યો છે. નવાઈ તો એ છે કે થોડું ફારસી જાણનાર આવા ઇતિહાસોની ભાષા જે અલંકાર વગેરેથી ભરેલી હોય, તેને બરાબર સમજી શકે નહિ, છતાં તે ઉપર અભિપ્રાય આપી દેવાની હિંમત કરે છે. એમાં શક નહિ કે આવાં પુસ્તકોમાં હાલના ઐતિહાસિક રિવાજ વિરૂદ્ધ ખિતાબો વગેરેનાં લાંબા લાંબા લખાણો ઘણાં હોય છે જે તે વખતમાં ખુબી તરીકે ગણાતું હતું.

૯ **કુતુહાતે આલમગીરી**—કર્તા મોહંમદ મઆસુમ શાહઝાદા શુજાનો નોકર હતો. એના ઉપર આલમગીરનો કોઇ જાતનો દબાવ નહોતો. સ્વતંત્રપણે એણે લખ્યું છે. એને વાકે

---

૧ ઇલીયટ પુ. ૭ પૃ. ૧૭૬.

૨ ઇલીયટ પુ. ૭ પૃ. ૧૭૭.

આને આલમગીરી પણ કહે છે. ઈલીયટમાં એનો બીલકુલ ઇંતેખાબ નથી.

૧૦ વાકેઆને આલમગીરી—કર્ત્તા આકિલખાન રાઝી છે. તે આલમગીરનો મોટા દરજ્જાનો નોકર હતો. છેવટે તે દિલ્લીનો સુબો થયો હતો. તે શીઆ પંથનો હતો. આ સ્વતંત્ર લખનાર છે. બાદશાહની હયાતીમાં હી. ૧૧૦૭ માં તે મરી ગયો. આલમગીરની નિંદા લખવામાં તે ડરતો નથી; તો પણ આલમગીરના કામોમાં વખાણ પણ લખે છે. મૌલાના શીબલી આ પુસ્તકને ઝફરનામે આલમગીરી પણ કહે છે. ઇલીયટમાં તેનું નામ પણ નથી.

૧૧ આદાબે આલમગીરી—જેનો લખનાર બાદશાહ પંડે તથા તેનો સેક્રેટરી અબુલફતહ કાબેલખાન છે. શાહજહાં, શાહઝાદાઓ, અમીરો તથા મશાયખો વગેરે ઉપર લખેલા કાગળોનો આ સંગ્રહ છે. આનો ઈલીયટમાં ઈંતેખાબ નથી.

૧૨ એહકામે આલમગીરી—જેનો લખનાર બાદશાહનો સેક્રેટરી ઇનાયતુલ્લાખાન છે, જે પાછળથી બહાદુરશાહનો વઝીર થયો હતો. આ પુસ્તકમાં પણ શાહઝાદા તથા અમીરો ઉપર લખેલા કાગળોનો સંગ્રહ છે. આનું ઈલીયટ અને એલફીન્સ્ટનકૃતમાં નામ પણ નથી.

ઇનાયતુલ્લાખાનની મા હાફિઝા મરીયમ ઝેબુન્નિસા બેગમની ઉસ્તાની હતી. તે હી. ૧૧૩૯ માં મરણ પામ્યો. કલમાતે તૈયબાતનો સંગ્રહ પણ એણે કર્યો છે.

૧૩ રૂકકાતે આલમગીરી—એના ત્રણ ભાગ છે. ૧—રૂકાયમે કરાયમ. ૨ દસ્તુરૂલ અમલે આગાહી[1] જેનો સંગ્રહ બાદશાહના

---

[1] એક દસ્તુરૂલ અમલનો કર્ત્તા અબ્દુલ વહાબ ગુજરાતીનો દીકરો શેખુલ ઈસ્લામ છે.

મરણ પછી ૩૩ વર્ષે સાન્ત અયામલે ઠરાવ્યો છે. ૩-કલેમાતે તૈયેબાત જે રૂકકાતે આલમગીરીના નામથી આખા હિંદમાં પ્રખ્યાત છે. એમાં નાના મોટા મળી ૧૮૧ કાગળો છે. આનો બહુ સરળ તથા ઉંચી અને ખૂબીવાળી ભાષામાં લખનાર બાદશાહ પડે છે. ઉપરના બે તથા આ ત્રણ લઘુ પુસ્તકોની માસીરૂલ ઉમરા જેવા ફારસી પુસ્તકોમાં બહુ વખાણ કરેલાં છે. હમણા સુધી હિંદુ અને મુસલમાનોએ સરખી રીતે તેની કદર કીધી છે. છેલ્લું પુસ્તક રૂકકાત તો આખા હિંદના ફારસી ભાષાના કોર્સમાં દાખલ છે; જેનો હિંદુ તથા મુસલમાન બંને અભ્યાસ કરે છે. આવા પુસ્તકોના ખરાપણા તથા ખૂબીઓનાં ઇલીયટ તથા એલફીન્સ્ટન સાહેબે બહુ વખાણ કીધાં છે; પણ આશ્ચર્યની વાત તો એ છે કે, તેમાંથી નીકળતો આલમગીરનો ઇતિહાસ, કે તેના સારા ગુણો વિષે તેમાં જરાએ લખ્યું નથી અને તેની વર્તણુંક ઉપર પડતા અજવાળાને અંધારામાંજ રહેવા દીધું છે. રૂકકાતે[1] આલમગીરીમાંથી બાદશાહના સદ્વર્તન

---

૧ રૂકકાતે આલમગીરીનો એક પારસી ગૃહસ્થ મી. બીલીમોરીયા બી. એ. એ હાલમાં અંગ્રેજી ભાષામાં તરજુમો કર્યો છે; પણ ફારસી ઇતિહાસોના બહોળા જ્ઞાનની ગેરહાજરી તથા ફારસી ભાષાના ભાવાર્થ સમજવાની ખામીને લીધે અને અંગ્રેજી ભાષામાં લખાયલા આલમગીર વિષેના ઇતિહાસોની અસર તેમના મગજમાં ભરાએલી હોવાથી, કેટલીક જગાએ પોતાની આપેલી નોટોમાં ભૂલો કરી છે. તેનો નીચે ટુંકમાં ખુલાસો આપવામાં આવે છે.

પ્રસ્તાવનામાં પોતે લખે છે કે " ઓરંગઝેબના કાગળો ઉપરથી તે ઇનસાફી, કૃપાળુ, નરમ દિલનો, ધાર્મિક તથા ભક્તિવાળો હતો, એવું જેમ નીકળે છે તેમ તે ધર્માંધ હતો, એવું પણ નીકળે છે અને તેથીજ તેના મોત પછી મોગલ ખાનદાનની બરબાદી થઇ."

આલમગીરે નવરોઝનો જશન બંધ કર્યો, શહેરોનાં નામ ઇસ્લામી રાખ્યાં, શિવાજી વગેરે હિંદુનાં નામ ધિક્કાર ભરેલી રીતે લખ્યાં, તે ઉપરથી મી. બીલીમોરીયા બાદશાહને ધર્માંધ ઠેરવે છે. આ બીલકુલ પાયાવગરનું છે. ધર્મ સાથે તેને જરાએ સંબંધ નથી. નવરોઝનો જશન ઇરાનના

તથા રાજ્યકારભારનું બંધારણ કેવું હતું, તે વિષે તથા અન્ય ધર્મ ઉપર દ્વેષ હોવાની કલ્પના કેટલી આધાર વગરની છે

શીઆ બાદશાહોએ કાઢ્યો જેનો હિંદમાં અકબરના વખતથી રિવાજ શરૂ થયો. સુન્ની મુસલમાનોની શીઆ કરતાં હિંદમાં બહુ વધારે સંખ્યા હતી, તેથી નવરોઝને બદલે ઇદનો જશન આલમગીરે કર્યો; જેને બંને પંથવાળા પાળે છે. મી. બીલીમોરીઆ લખે છે કે અફ્ઘાન લોકો પણ જશન પાળે છે, જે તદ્દન ખોટું છે. અફ્ઘાનિસ્તાનમાં બહુ થોડા શીઆ પંથના છે તે ફક્ત તે જશન પાળે છે. ખાસ અફ્ઘાનો જે સુન્ની છે તે કદી પાળતા નથી. આલમગીરે પોતાના શીઆ અમલદારો કે રૈયત (શીઆ) ને નવરોઝ પાળવાની બંધી કરી નથી. સરકારી રીતે થતા કામને તેણે બંધ કર્યું. આ કામને ધર્મ સાથે કંઇ સંબંધ નથી. તે વખતનો કે હાલનો કોઇપણ રાજકર્તા પોતાના પંથ પ્રમાણે કરવાની ઇચ્છા રાખે એ સ્વાભાવિક છે. જ્યાં સુધી બીજા ધર્મમાં અડચણ નાંખે નહિ ત્યાં સુધી તે ધર્માંધ કહેવાશે નહિ. મહાન અકબરના વખતથી હિંદુ લોકો બાદશાહને જોયા પછી જમતા જેનું નામ દર્શન પાડવામાં આવ્યું હતું. આલમગીરે આ કામ પણ કેટલી મુદ્દત વિત્યા પછી બંધ કર્યું પણ તે ધર્મના કારણને લીધે બંધ કર્યું નહોતું. કારણ કે તે ખુશામત પસંદ નહોતો તથા લોકો તેમજ પોતે રાત દિવસ કામોમાં રોકાએલા હોવાથી દર્શન ક્રિયા અગવડ ભરેલી હતી, તેમજ હાલની સુધરેલી સરકાર પણ આવી વાતને પસંદ રાખતી નથી. પહેલાંના કેટલાંક કામો આલમગીરે પણ જારી રાખ્યાં હતાં. અસલના હિંદુ રાજાઓનો તુલાદાનનો રિવાજ કે જે અકબરના વખતથી ચાલુ થયો હતો, તેને આલમગીરે જારી રાખ્યો હતો.

કેટલાંક શહેરોનાં નામ બદલી ઇસ્લામી નામો રાખે એ એક સાધારણ નિર્દોષ બાબત છે. ધર્મ સાથે તેને કશો પણ સંબંધ નથી. અંગ્રેજ લોકોએ હિંદમાં સેંકડો નામ અંગ્રેજી રાખ્યાં છે. બલ્કે પોતાના હાકેમને ખુશ રાખવા અર્થે હિંદના લોકોએ પોતે અંગ્રેજી નામો રાખ્યા છે. હિંદુ કે સંસ્કૃતના નામો સાથે આલમગીરને કિંચિત્ અભાવ નહોતો. જો તેને જરાપણ અભાવ હોતતો તે પોતાના તાબાના હિંદુ રાજ્યના સિક્કાઓ ઉપર જે તેમની દેશી ભાષામાં લખવામાં આવતું હતું તે તરત અટકાવત. પણ તેણે એવું કાંઇ કર્યું નથી. તે હિંદી ભાષા બહુ સારી રીતે બોલતો અને લખતો

અંદર અંદર અણુબનાવ ન કરવા તેણે ઘણા કાગળો લખ્યા છે. એક વખત ખાનઆલમ તથા નસરતજંગ વચ્ચેના અણબનાવને દૂર કરવા, બાદશાહે રાવદુલીપ (દલપતસિંહ) ને પંચ નીમ્યો છે. પ્રાંતોના ગવર્નરો નીમવામાં બાદશાહ ઔરંગઝેબ બીજા ખલીફા હઝરત ઉમર સાહેબના બાંધેલા ધોરણે ચાલ્યો છે. ગવર્નરો પાસે લોકો અરજ કરવા જાય તો, પહેરાવાળા રોકાણ કરે નહિ, ગવર્નરો જરૂરી પ્રસંગ સિવાય પગે ચાલતા જાય, કે જેથી લોકોને અરજ કરવામા હરકત પડે નહિ, ગવર્નરો રૈયતની બરાબર દેખરેખ રાખે, ઇનસાફ આપવામાં કોઇની તરફદારી કરે નહિ; વધારે ઠાઠ તથા ખરચ કરી રહેનારા ગમે તો પુત્રો, કે પૌત્રો કે મોટા અમલદાર હોય, તેમને સખત ઠપકો લખી, તેમની કુટેવ છોડાવી છે. લૂંટ ચોરી વગેરે જ્યાં થયું કે તરત ત્યાં લખી તેણે બંદોબસ્ત કરાવ્યો છે. બાદશાહની આવી સાવચેતીથી અમલદારો એટલા ગાવચેત રહેતા, કે લૂંટ ચોરીનું નામ જડ મૂળથી ઉખડી ગયું. દરેક જગાએ વેપારીઓ નિર્ભયતાથી ફરતા, અને તેમને દરેક પ્રકારનું બાદશાહ તરફથી ઉત્તેજન મળ્યું છે. ઘણા કાગળો ઉપરથી બધાં ખાતાંઓમાં પૂરતો બંદોબસ્ત તથા નિયમિતપણું જણાય છે. ખુશામત કરનારથી બાદશાહ કદી ખુશ થતો નહિ; બલ્કે બહુ નારાજ થતો. પત્ર ૮૬ માં તેના પૌત્રે લખ્યું કે "બાદશાહનું નસીબ સદા કાળ રહે." તેને સખત ઠપકો લખ્યો છે. સરકારી કામમાં ગમે તેવાની ભલામણ માનતો નહિ. પત્ર ૧૨૫ માં, સૈયદ સઆદુલ્લા નામે મહાન વિદ્વાન તથા ધર્મ ભક્ત સુરતમાં રહેતા હતા. એમના સારા ગુણોને લીધે બધા ધર્મના લોકો એમનાથી બહુ ખુશ રહેતા હતા. તેમણે એક વખત એક અમલદારે કરેલા વાંક માટે બાદશાહને ભલામણ કરી. બાદશાહ એમને બહુ માનતો હતો, છતાં ના પાડી અને લખ્યું કે, એવાં કામોની કદી ભલામણ કરવી નહિ. પત્ર ૧૧૭ માં એક અમલદારને બધા ધર્મવાળા સાથે મળતાપણું રાખવા તે સૂચના કરે છે. ઢોંગી કે દુર્ગુણી, ગમે તો હિંદુ હોય કે મુસલમાન હોય, પણ

તેમને તેણે બહુ ધિક્કાર્યા છે. બાદશાહે જુના નોકરોની ઘણી કદર કરી છે. પત્ર ૬૯ માં ગમે તેની પણ, પોતા આગળ ખરી હકિકત જાહેર કરવા તાકીદ લખી છે. રૈયત ઉપર નહિ લેવાતો કર નાંખવાની તેણે સખત મના કરી છે. પત્ર ૯૦ માં બાદશાહના પૌત્ર અઝીમે તાડી ઉપર કર નાંખી, રાજ્યની આવક વધારી, બાદશાહે તેને બંધ કરાવી ઠપકો લખ્યો. પુત્રો તથા પૌત્રો સાથે અમીરોના થતા અણબનાવ માટે જેની કસુર હોય તેને, તેણે ઠપકો લખ્યો છે તથા સજા કરી છે. કેટલાક કાગળોમાં જગાઓના નકશા મંગાવી તે ઉપરથી કયાંથી લશ્કર લઈ જવું, ઘેરો કેમ નાંખવો વગેરે લડાઇઓનાં કામોની ફોજી અમલદારોને તેણે સૂચનાઓ લખી છે. પત્ર ૧૭૦ માં સમયાનુસાર ચાલવા તે સૂચના કરે છે. કેટલાક પત્રોમાં બાદશાહે પોતા વિષે વિનય ખાતર જે જે લખ્યું છે તે ઉપરથી ઇશ્વર સાથે ખરી પ્રીતિ રાખનાર તથા ગુન્હાથી ડરનાર માણસ હતો, એવું સાબીત થાય છે; છતાં કેટલાક હાલના ઐતિહાસિક લેખકોએ ફારસી ભાષાના જ્ઞાનની અપૂર્ણતાને લીધે ભાવાર્થ સમજ્યા વગર બાદશાહ પોતે કરેલા ગુન્હા કબૂલ કરેછે એવું માની લીધું છે; જે તદન ખોટું છે. પોતાના અમલદારોને જેમ બાપ દીકરાને ટુંકા નામો લઈ તથા 'મારો' કહી પૂરી મહોબતથી લખે છે, તેમ તેમને કટલીક વખત ભેદમા છૂપી રીતે બાદશાહે કાગળોમાં લખ્યું છે. બાદશાહ કોઈ કામથી અજાણ્યો નહોતો. તેનો અનુભવ નિશાળીઆઓનાં કામો સુધી પણ પહોંચેલો હતો. પોતાના એક મોટા અમલદારને પત્ર ૧૬૪ માં એક વાત તેને લગતી એવી ઢબથી એણે સમજાવી છે કે, વિદ્યાર્થીઓ શનિવારે નિશાળે જવાની ચિંતામાં શુક્રવારની રજા બરાબર ભોગવી શકતા નથી. છેવટે તેણે પોતાના મૃત્યુ પછી શાહઝાદાઓ માંહોમાંહે લડાઇ કરી દેશની તથા કુટુંબની ખરાબી નકરે, તેની અસરકારક ભાષામાં તેમને સૂચના લખી છે. સંક્ષિપ્તમાં આ લઘુ પુસ્તકમાંથી દેશ તથા દેશના લોકોના હિત ખાતર બાદશાહની અખંડ મહેનત, સાદાઈ, કરકસર, ઇનસાફ તથા દરેક જાતનો સારો બંદોબસ્ત અને પોતાના

જાતીય સારા ગુણો નીકળી આવે છે.

૧૪ જંગનામા તથા વકાયે નેઅમતખાને આલી—આ બંનેનો લખનાર મીરઝા મોહંમદ શીરાઝી છે. તે પછીના બધા ફારસી લેખકો એના રમુજી લખાણોને ઐતિહાસિક ગણાતા નથી. એના પંથનો એટલે શીઆ ખાફીખાન પણ પોતાના ઇતિહાસમાં એની નિંદા કરે છે. ઇલીયટમાં તેનો ઉતિખાબ નથી. આલમગીર જેવા મહા ઉદાર દિલના બાદશાહે, પોતા સામે સખત લખાણ મીરઝા મોહંમદ કરતો છતાં વિદ્વતાને લીધે તેને ઉંચી પાયરીએ ચઢાવ્યો, અને વખતો વખત તે તેને ઇનામ[1] આપતો. જ્યારે બાવરચીખાના (રસોડા)નો દારોગો હતો, ત્યારે બાદશાહે તેને નેઅમતખાન આલીનો ખિતાબ આપ્યો હતો. પાછળથી જ્યારે જવાહીરખાનાનો દારોગો થયો ત્યારે બાદશાહે એને મુકર્રિબખાન નો ખિતાબ આપ્યો. બહાદુરશાહના વખતમાં તેને દાનિશમંદખાન નો ખિતાબ મળ્યો. હી. ૧૧૨૧ માં તે મરણ પામ્યો. બહાદુરશાહના ઇતિહાસ શાહ" નામાનો લખનાર પણ એજ છે.

૧૫ માઆસીરે આલમગીરી—તેનો કર્તા મોહંમદ સાકી મુસતઇદખાન છે. તે જુદા જુદા મોટા હોદ્દાઓ ઉપર સરકારી નોકરીએ નીમાયો છે. લાંબા વખત સુધી અખબાર નવીસીના હોદ્દા ઉપર એ રહ્યો છે. છેવટ સુધી બાદશાહ સાથે દક્ષિણની નોકરીમાં ખાનગી હુકમો લખવાનું કામ તે કરતો હતો. આલમગીરના મરણ પછી શાહઆલમ બહાદુરશાહના વખતમાં તેના વઝીર ઇનાયતુલ્લાખાનનો તે સેક્રેટરી હતો. મજકુર વઝીરના કહેવાથી આલમગીરના મરણ

---

૧ આ બધું ખઝાને આમેરા નામે ફારસી પુસ્તકના પૃ. ૩૩૩ માં છે. પણ ઇલીયટ પુ. ૭ પૃ. ૨૦૦ માં છે કે એનાં સખત લખાણોથી બાદશાહે એની પાયરી ઉતારી નાંખી; જે તદન ખોટું છે. કેમકે એહકામેઆલમગીરી પ્રમાણે જાફરખાન વઝીરના દીકરા કામગારખાન જે ખાનસામાન હતો તેને વિષે નેઅમતખાને ખરાબ લખ્યું તો તેણે ફરિયાદ કરી. બાદશાહે જવાબ આપ્યો કે મેં એનો પગાર વધાર્યો, છતા મારે માટે ખરાબ લખે છે. હાલના સુધરેલા રાજ્યમાં આવા લખનારને ભારે સજા થાય છે.

પછી દબાણ વગર સ્વતંત્ર પણે તેણે હી. ૧૧૨૨ માં (જે અબ-જદના હિસાબે માસીરે આલમગીરીના અક્ષરોની ગણત્રીથી નીકળે છે) આ પુસ્તક લખ્યું. રાજધાની તથા પ્રાંતોમાંથી જોઈતાં સાધનો મંગાવવામાં આવ્યાં.પહેલા દશ વર્ષનો હેવાલ આલમગીરનામા ઉપરથી લીધો છે. તે પછીના ૪૦ વર્ષનો ઇતિહાસ પોતે ખરાં સાધનો ઉપરથી લખ્યો છે. બહાદુરશાહના વખતમાં લખ્યો, છતાં તેની શાહઝાદગીના સદ્ગુણો તથા અવગુણો બંને બરાબર લખ્યાં છે. આલમગીરના જે ઇતિહાસો મોજુદ છે તેમાં સૌકરતાં બધી બાબતોમાં આ ચઢીઆતો છે. જોકે એ પણ ધાર્મિક વેરભાવ રાખે છે. આલમગીરે દક્ષિણમાં લાંબા વખત સુધી, જે લડાઈઓ ચલાવી, તેનો ટુંક હેવાલ ક્રમાનુસાર અને તૂલના અનુકૂળ થાય તેવો તેણે લખ્યો છે. દક્ષિણમાં હોવાને લીધે, મરેઠાનો એનો લખેલો ઇતિહાસ ખરો છે. આખા રાજ્યનો શરૂઆતથી આખર સુધી પૂરો ઇતિહાસ દરેક બનાવની તારીખ મહીનો સાલ આપનાર ફક્ત આજ એકલો ઇતિહાસ છે.

માસીરે આલમગીરી ૬૦૦ પૃષ્ઠનું પુસ્તક છે. જેમાંથી ફક્ત ૧૪ પૃષ્ઠ જેટલો ઇલીયટમાં ઇંતેખાબ છે. ખાફીખાન[1] માસીરના લખનાર મુસતઇદખાન સાકીની સત્યતા વગેરે વિષે બહુ વખાણ કરે છે. માસીરૂલ ઉમરાનો કર્ત્તા બીજા ઇતિહાસોમાથી નકલ કરતાં, સાલો વગેરેમા એનેજ ખરો માને છે. કીટીકલ[2] એસે નો કર્ત્તા માસીરમાં શાહઝાદા વગેરેના **મનસબો** ની પૂરી હકિકત નથી એવી ખોટી ટીકા કરે છે. તે વખતથી હમણાં લગી હિંદુસ્તાનમાં એની ઘણી કદર થઈ છે. રોયલ એશીઆટીક સોસાઇટી બંગાળ તરફથી આ હસ્તકૃત પુસ્તક ઇ. સ. ૧૮૭૧ માં છપાયલુ છે. એની સુધારણા માટે મજકુર સોસાઇટી તરફથી મોટા વિદ્વાન આગા એહમદઅલીને રાખવામાં આવ્યા હતા. તેમણે ચોખો અભિપ્રાય[3]

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૬૨૯

૨ ઇલીયટ પુ. ૭ પૃ. ૧૮૨. ઇલીયટ સાહેબ લખે છે કે એવી બાબતને યૂરોપીયન લોકો અગત્યની ગણતા નથી.

૩ માસીરે આલમગીરીની શરૂમાં પૃ. ૨

આપ્યો છે, કે, આ ઇતિહાસના ખરાપણાની તથા સાલોના બરાબર હોવામાં બીજો કોઇ ઇતિહાસ બરાબરી કરી શકે તેવો નથી. મી. સ્ટીવર્ટ[1] તથા મી. ઇરવીન[2] જે ફારસી ઇતિહાસોથી સારા જાણીતા છે, તેઓ આ પુસ્તકનાં બહુ વખાણ કરે છે. અમારા આ લઘુ પુસ્તકનો વધારે આધાર આ પુસ્તક ઉપરજ છે.

૧૬ ફૈય્યાઝુલ કવાનીન—આ નામનું પુસ્તક હસ્તકૃત છે. શાહજહાં તથા આલમગીર વચ્ચે ચાલેલા પત્રવ્યવહાર તથા ભાઇઓ વચ્ચે ચાલેલા પત્ર વ્યવહારનો સંગ્રહ હી. ૧૧૩૪ માં મુહ્મા ફૈય્યાઝ નામે વિદ્વાને કરેલો છે. તેમાંથી ઐતિહાસિક સારી હકિકત મળી આવે છે.

૧૭ ઝીનતુત તવારીખ—આ પુસ્તકમાં આલમગીરની હકિકત છે. ઇલીયટમાં તેનો ઇંતેખાબ તથી.

૧૮ તઝકરે સલાતીને ચુગતાઇયા તથા તારીખે ચુગતાઇ—આમાં પણ આલમગીરનો ઇતિહાસ છે; પણ ઇલીયટમાં ઇંતેખાબ નથી. આ બંને લેખકો લગભગ ખાફીખાનના વખતના છે. પહેલામાં દક્ષિણનો પણ હેવાલ છે.

૧૯ મુન્તખબુલ લુબાબ—એનો કર્ત્તા મોહંમદ હાશિમઅલી છે. તે ઐતિહાસિક સૃષ્ટિમાં ખાફીખાન[3]ના નામથી પ્રસિદ્ધ છે.

---

૧ ઇલીયટ પુ. ૭ પૃ. ૧૮૨.

૨ સ્ટોરીયાડો મોગરના કરેલા પોતાના તરજુમાના પુસ્તક બીજાના પૃ. ૩૦૪ ની નોટ.

૩ એના વડીલો ખાર (જેનો વચલો અક્ષર વાવનો ઉચ્ચાર થતો નથી) ના રહેનાર હોવાથી ખાફી કહેવાના. ખાફી કહેવાતા સેંકડો નામ ફારસી ઇતિહાસોમાં છે છતાં સાહેબ લોકો વાવ વગરનો શબ્દ ખાફીનો અર્થ છૂપો થાય છે, તે અર્થ એની સાથે લાગુ પાડે છે જે તદન ખોટું છે. એલફીન્સ્ટન કૃત પાચમી આવૃતિ પૃ. ૬૩૭ ની નોટ માં છે કે આલમગીરના પાછલા ભાગમાં ખાફીખાને પોતાનો ઇતિહાસ લખ્યો. પણ મનાઇને

તેના પુસ્તકના બે ભાગ છે. પહેલો ભાગ ૭૬૦ પૃષ્ટનો છે, જેમાં શાહજહાં સુધીનો, તેની પહેલાંના મોગલ બાદશાહોનો ઇતિહાસ છે. બીજા ભાગના ૯૭૮ પૃષ્ટ છે. જેમાં ૫૬૫ પૃષ્ટ ફક્ત આલમગીરના ઇતિહાસનાં છે. તેનો ઇલીયટ કૃત પુસ્તક ૭ મામાં ૧૭૬ પૃષ્ટનો ઇંતેખાબ છે. ઈલીયટ સાહેબે એક પારેગ્રાફમાંથી કેટલાંક વાકયો એવાં છોડી દીધાં છે કે, તેથી અભિપ્રાયમાં ફેરફાર થઇ જાય. ( જેમ પૃ. ૩૯૭ ).

અંગ્રેજ લોકોએ જે વખતે ઐતિહાસિક શોધ કરવા માંડયો ત્યારે આલમગીરના વખતના ખરા આધારનાં ફારસી પુસ્તકો નમળતાં, ફક્ત ખાફીખાનનું આ પુસ્તક મળી આવ્યું. સાહેબ લોકો તેને ઇશ્વરી બક્ષિશ જાણી પૂરૂં અવલોકન કર્યા વગર તેની પ્રશંસામાં એટલે દરજ્જે ઊતરી પડયા કે ખાફીખાનને ઉચા દરજ્જાનો તથા ઇનસાફી[1] લખનાર ગણ્યો. તેની સાથે તેનો બાપ કે જે ઇતિહાસનો કર્ત્તા નથી તેને પણ તેવો ગણ્યો. તેના બાપ ખાજા મીર ખાફીને શાહઝાદા મુરાદના તાબામાં મોટા દરજ્જાનો અમલદાર

---

લીધે હી. ૧૧૪૫ સુધી તેને સંતાડી રાખ્યો, જ્યારે પ્રગટ કર્યો ત્યારે તેને ખાફીખાનનો ખિતાબ મળ્યો. પોતે છૂપી રીતે લખ્યું એવું તે પોતે લખતો નથી. જ્યારે છૂપી રીતે લખ્યો, ત્યારે ઔરંગઝેબના મોત પછી તરત કેમ તેને જાહેર પાડયો નહિ ? (જુઓ પાના ૨૪ ની નોટની છેલ્લી લીટીઓ.)

ખાફીખાને આલમગીરના વખતમાં પોતાના પુસ્તકનો અમુક ભાગ લખ્યાનું સાહેબ લોકો લખે છે, તે તદ્દન ખોટું છે કેમકે ખાફીખાન પોતે શરૂઆતમાં 'ખુલ્દે મકાં' એટલે આલમગીરના મોત પછીનું નામ લખે છે. ઇલીયટના વાચનારાઓને આ શબ્દ મળે તેમ નથી. કેમકે તે બધી જગાએ બાદશાહ ( Emperor ) લખે છે.

ઇરવીન સાહેબ આર્મી ઓફ ધિ ઇન્ડીયન મોગલ્સ નામના પુસ્તકના પૃષ્ટ ૩૦૧ મા હી. ૧૧૩૭ માં આ પુસ્તક લખાયાનું કહે છે. પોતાનું પુસ્તક કયારે લખ્યું તે ખાફીખાન પોતે લખતો નથી. હી ૧૧૪૫ સુધીનો તેણે ઇતિહાસ લખ્યો છે પણ હાલના છપાયલામાં છેલ્લા પાનામાં હી. ૧૧૩૫ છે તે ઉપરથી મજકુર સાહેબે ઠોકયું હશે.

[1] ઇલીયટ પુ ૭ પૃ. ૨૦૭

બતાવવામાં આવે છે. ખાફીખાન પોતે આલમગીરના વખતમાં પોતાનો[1] તથા બાપનો મુરાદના કે આલમગીરના વખતનો હોદ્દો લખતો નથી. જો મોટા દરજ્જાનો હોત તો બીજા ફારસી ઇતિહાસોમાં કે માસીરૂલ ઉમરા જેવા પુસ્તકમાં એમની હકિકત લખાયા વગર રહેત નહિ.

ખાફીખાને આલમગીરનો ઇતિહાસ પૂરો પાડયો, તેનોજ આભાર માની સાહેબ લોકો બેસી રહ્યા નહિ; બલ્કે બાબરના વખતથી મોગલોનો ઇતિહાસ પ્રગટ કર્યો તેનો પણ આભાર માને છે. જો કે જે ઇતિહાસો ઉપરથી શાહજહાં સુધીનો ઇતિહાસ ખાફીખાને લખ્યો તે બધા મોજૂદ છે. ક્રીટીકલ એસેનો કર્ત્તા[2] તો ખાફીખાનના પુસ્તકને જોયા વગરજ વખાણ કરે છે. ઇ. ૧૯ મી સદીની શરૂઆતમાં બીજા સારા આધારવાળા ફારસી ઇતિહાસોની ગેરહાજરીમાં ગ્રાંટ ડફ સાહેબ તથા એલફીન્સ્ટન સાહેબે ખાફીખાનના આધારો ઉપર દોરાઈ જે ભૂલો કરી છે તેની, લગભગ તે પછીના બધા ઇતિહાસોએ નકલ કરી છે. સાચી વાત એ છે કે મજકુર ઇતિહાસ વિષે ઇલીયટે જે લખ્યું છે, તે ઉપરથીજ અભિપ્રાય બાંધવાનો આધાર રહેલો છે. પણ જો અસલ પુસ્તક શરૂઆતથી છેવટ સુધી અવલોકનથી વાંચવામાં આવે તો, ઉપરનાં અભિપ્રાયો બદલાયા વગર રહેજ નહિ.

---

૧ હી. ૧૧૯૩ માં રામસેજના ઘેરામાં ખાફીખાન આલમગીરની પહેલવહેલી નોકરીમાં હોવાનું લખે છે પણ શું હોદ્દો હતો તે પોતે જણાવતો નથી. મુન્તખબુલ લુબાબ ભાગ ૨ જો પૃ. ૨૮૨. હી. ૧૧૦૫ માં મુંબઇનાં અંગ્રેજોની તપાસ કરવા ગુજરાતના સુબા તરફથી ખાફીખાન ગયો હતો એમ ઇલીયટ કૃત પુ. ૭ પૃ. ૨૦૭ માં છે, પણ અસલ ફારસી પુસ્તકમાં ગુજરાતના સુબા તરફથી જવાનું લખ્યું નથી.

૨ ઇલીયટ પુ. ૭ પૃ. ૨૦૪.

બીજી તરફ અલ્હાબાદ યુનિવર્સીટીના પ્રખ્યાત લેખક પ્રોફેસર શમસુલ ઉલમા ઝકાઉલ્લા સાહેબે ખાફીખાનનાં કેટલાંક આવાં લખાણો[1] ઉપરથી કે "ઇરાનના શીઆ પંથી સફવી બાદશાહ કે જે દારૂમાં ચકચૂર રહેતા, તેમણે પણ દુશ્મનો સાથે એવું કર્યું નહિ કે જે આલમગીરે પોતાના ભાઈ તથા દીકરા સાથે કર્યું." તથા ખાફીખાન વિષે માસીરૂલ ઉમરાવાળાના આ[2] લખાણ ઉપરથી કે "ખાફીખાને સમ ખાધાં છે કે હું આલમગીરના બધાં કામોમાં જૂઠ ભેળવ્યા વગર રહીશ નહિ." તેમજ પ્રખ્યાત લેખક શમસુલઉલમા શીબલી સાહેબે પણ આડકતરી રીતના લખાણમાં લખ્યું છે. તેને શીઆ પંથનો હોવાને લીધે આલમગીર સામે દ્વેષ રાખનાર તથા શાહઝાદા મુરાદનો તરફદાર ગણ્યો છે.

પણ અમે ખાફીખાનના અસલ આખા પુસ્તકનો પૂરતો અભ્યાસ કરી, જે અભિપ્રાય બાંધ્યો છે તે આથી જુદો છે. એમાં શક નથી કે, ખાફીખાનનાં કેટલાંક લખાણો ઉપરથી મજકુર શમસુલ ઉલમાઓનો અભિપ્રાય ખરો પડી શકે, પણ કેટલાંક લખાણો તેની વિરૂદ્ધ પણ છે. દાખલા તરીકે ગોવલકોંડાના શીઆ સુલતાન અબુલ હસન વિષે ખાફીખાનખરાબ[3] શબ્દો વાપરે છે. નેઅમતખાનઆલી જે પાકો શીઆ હતો, તેની પણ તે ઘણી નિંદા[4] કરે છે અને આલમગીરના સબધનાં તેનાં લખાણોને વખોડે છે. ઘણી જગાએ શીઆ અમલદારો બાદશાહ તરફ પૂરી વફાદારીથી ચાલ્યા તથા બાદશાહે તેમની પ્રશંસા કરી સારો બદલો આપ્યો વગેરે પણ તે લખે છે. તેનું એક લખાણ મુરાદની તરફેણમાં[5] છે તો બીજું

---

૧ બાદશાહ નામે આલમગીરી પુ. ૪૮૭

૨ બાદશાહ નામે આલમગીરી પુ. ૬૪૦

૩ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૩૪૨

૪ „ „ „ પૃ. ૩૩૮

૫ „ „ પૃ. ૯

વિરૂદ્ધ[1] પણ છે.

ખાફીખાને પોતાનું પુસ્તક ઘણી[2] વયોવૃદ્ધાવસ્થામાં લખ્યાનું જણાય છે; તે પોતે કહે છે કે મારી યાદ શકિતની[3] પેટીમાં હતું તે લખવા માંડયું છે. લાંબી મુદત સુધી માત્ર યાદ રાખેલું વૃદ્ધ વયે લખવામાં આવે, તેનું પરિણામ સારૂં આવેજ નહિ, તેમ ખાફીખાનના આખા પુસ્તકમાં બરાબર તપાસ્યાથી ઘણી ગડબડ જણાશે. તે ઉપરથી અમે તો તેને ધડા વગરના લેખક ગણ્યો છે.

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૮

૨ ખાફીખાન કેટલી ઉમરમાં ક્યારે મરી ગયો તે મળતું નથી. નીચેના લખાણોથી અંદાજ કર્યો છે. પોતે ભાગ બીજાના પૃ. ૨૧૧ માં લખે છે કે લાયક ઉમર થયા પછી ત્રીસ ચાલીસ વર્ષનું આલમગીરના રાજ્યનું નજરે જોયલું લખ્યું છે. પણ ૧૧ મા વર્ષથી ૧૦–૨૧વર્ષનો ઇતિહાસ બરાબર મલતો નથી એમ પોતે કબૂલ કરે છે. તે ઉપરથી પાછલા ત્રીસ વર્ષનું નજરે જોયેલું સાબીત થાય છે. ઇલીયટ પ્રમાણે ખાફીખાને અર્ધું લખ્યા પછી મના થવાથી બંધ કર્યાનું તેના પોતાના પુસ્તકથી ખોટું ઠરે છે. ખાફીખાનના પહેલા ભાગના પૃ. ૭૩૯ માંછે કે લાયક ઉમર થયા પછી બાવન વર્ષનું નજરે જોયલું લખ્યું છું એટલે આલમગીરના મોત પછી વીસેક વર્ષે પોતાનો ઇતિહાસ લખવા માંડયો. તે ઉપરથી આલમગીર ગાદીએ બેઠો તે અરસામાં ખાફીનો જન્મ થયો જોઇએ. બીજા ભાગને છેડે મોહંમદશાહના ૧૪ મા જુલુસ વર્ષ સુધી લખ્યાનું છે તો હી. ૧૧૪૫ સુધી લખતાં એની ઉમર ઓછામાં ઓછી ૭૭–૭૮ વર્ષની હોવી જોઇએ ૭૨ ૭૫ની વયે પોતાનો ઇતિહાસ લખવો શરૂ કર્યો. ખાફીખાનના લખ્યા પ્રમાણે એના બાપનો મામો આલમગીરના પ્રથમ દસ પંદર વર્ષ સુધી નોકરીમાં હતો. ખાફીનો મોટાભાઈ હી. ૧૧૨૦ માં મરી ગયો છે. માસીરૂલ ઉમરા પુ. ૩ પૃ. ૬૦૦ મુજબ એના કર્તા સાથે ખાફીખાનને ઘણી મહોબત હતી જેની જીંદગીનો છેડો ૬૧ વર્ષની ઉમરે હી. ૧૧૭૧ માં આવ્યો છે. એલફીન્સ્ટનના હિંદના ઇતિહાસ આવૃત્તિ પાંચમી પૃ. ૬૭૭ ની નોટમાં ખાફીખાન વિષે ભૂલ ભરેલો અભિપ્રાય છે.

૩ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ ૨૧૧

ફારસી લેખકોનો રિવાજ છે કે તેઓ જે સાધનોથી લખેછે, તે પ્રસ્તાવનામાં જણાવે છે. પણ ખાફીખાને પોતાના પુસ્તકમાં અનેક[1] જગાએ લખ્યા કર્યું છે, કે મેં ભરોસાપાત્ર માણસોથી સાંભળી લખ્યું છે. એક જગાએ દફતર ઉપરથી લખ્યાનું તે કહે છે; પણ દફતર સાથે ક્યારે અને કેવો એનો સંબંધ હતો તે કંઇ જણાતું નથી. આલમગીરના જુલુસ ૧૧ મા વર્ષથી ૧૦–૧૧ વર્ષનો ઇતિહાસ તથા સાલો બરાબર નથી, તે વાત પોતે કબૂલ કરે છે તે પછી નજરે જોયાનું તે કહે છે. છતાં હી. ૧૦૬૪ ના વષ વિષે લખતાં કહે છે કે, બે ત્રણ વર્ષની હકિકત તથા સાલો બરાબર નથી. આગળ લખે છે કે હું એવી હાલતમાં આવી પડયો છું કે મારી પાસે લખવા કાગળ સરખો નથી તથા બનાવોમાંએટલો બધો ફેરફાર પડે છે કે, ખરૂં[2] શું અને ખોટું શું તે સમજાતું નથી.

ખાફીખાન પોતે પોતાના પુસ્તકની ખામીઓને કબૂલ કરે છે. જ્યારે તેણે આલમગીરના વખતના છસાત ઇતિહાસો જોયા છે, ત્યારે તેણે શા માટે તેમાંથી પોતાની ખામીઓ દૂર કરી નહિ એ સમજાતું નથી.

માસીરે આલમગીરીમાં બાદશાહના મૃત્યુ સુધી બરાબર સાલવારિક ઇતિહાસ છે. તે ઉપરખાફીખાને એક જગ્યાએ થોડી ટીકા કરી બીજી જગાએ ઘણાં વખાણ કર્યાં છે. માસીરવાળો પોતે તથા બીજો કોઇ છૂપી રીતે લખ્યાનું કહેતો નથી અને તેમ કરવા જરૂર પણ નહોતી; કેમકે આલમગીર મરી ગયો હતો; બલ્કે બધાં સાધનો મેળવી ખુલ્લી રીતે લખવાનું તે કહે છે, છતાં ખાફીખાન તેને છાની રીતે લખનાર[3] કહે છે.

ખાફીખાન, ભિંદરાબીનદાસના ઇતિહાસ ઉપર પણ ટીકા

---

૧ ખાફીખાન કૃત ભાગ બીજો પૃ. ૯–૬૫૫–૨૧૧–૨૫૦ વગેરે

૨ ,, ,, ,, પૃ. ૭૨૬–૭૨૭

૩ ,, ,, ,, પૃ. ૨૧૧.

કરે છે. આલમગીર નામાનાં તે વખાણ[1] કરે છે. તેમાંથી ઇંતેખાબ કરવાની તે કબૂલાત આપે છે તથા જે બનાવની આલમગીર નામામ તરફદારી હોય, ત્યાં, તે ખીજું લખે એ તો વ્યાજબી છે પણ એકંદરે સારો ઇંતેખાબ કરવામાં ખાફીખાને ભૂલ કરી છે દાખલા તરીકે બાદશાહે ગાદીનશીન થતાંજ રાહદારી વગેરેની જે માફી આપી તે પ્રસંગે ખાફીખાન રાહદારી લેવામાં મરેહા વગેરેના જુલમનું લખે છે, તે કહે[2] છે કે "આ[3] ન્યાયી બાદશાહ તેમને વશ કરે જેથી આ જુલમ દૂર થાય" વગેરે આવી ભાષાનો ઉપયોગ મિરાતુલ આલમ જેવો, તેજ વખતનો લખનાર કરી શકે. બાદશાહના મૃત્યુ પછી ખાફીખાન જેવા લેખકથી આવું કદી લખાય નહિ.

જે વાત ભરોસા વગરના માણસથી સાંભળવાનું પોતે કબૂલ કરેછે, તેનેપણ ઇતિહાસમાં તે લખે[4] છે. શાહઝાદો અકબર જ્યારે રજપૂતો સાથે મળી બાપથી ફરી ગયો, ત્યારે બાદશાહે એવી હિકમત કરી કે, અકબરના નામનો પોતે કાગળ લખ્યો કે મારા હુકમ અનુસાર તમે દુશ્મનોને સારા સપાટામાં લીધા; રજપૂતોના હાથમાં તે કાગળ જાયતો, તેમને અકબર તરફથી વહેમ આવે અને કામમાં હરકત આવે અને તેમજ થયું, પણ જે હકિકત પોતે માને છે તે આગળ લખી છે; છતાં હાલના ઇતિહાસોમાં ઉપરની જે વાત ખાફી પોતે માનતો નથી તે ખરી માનવામાં આવી છે.

જે પુસ્તકનો ઇંતેખાબ[5] ખાફીખાન કરે છે તે પણ એવી રીતે કરે છે કે સુદ્દાની વાતને તે છોડીદે છે; જામનગરના જામ

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૨૧૦

૨ " " પૃ. ૯૦

૩ " આ કોમા વાળી લીટીનો ઇલીયટમાં ઇંતેખાબ છોડી દીધો છે. આવા લખાણ ઉપરથી આલમગીરના રાજ્યના વખતમાં ખાફીખાને લખ્યાનું માની શકાય પણ તે વખતે તેની ઉમર લખવા લાયક નહોતી તેમજ ખુલ્દ મકાં (સ્વર્ગવાસી) લખ્યાથી ખાત્રીજ થાય છે.

૪ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૨૬૯

૫ " " પૃ. ૧૫૭

સતરસાલને તેના કાકાએ ગાદીએથી ઉઠાડી મૂકી પોતે ગાદીએ ચઢી બેઠો. આ ગેરવ્યાજબી કામથી નારાજ થઇ બાદશાહે સોરઠના ફોજદાર ઉપર હુકમ મોકલ્યો. તેણે હી. ૧૦૭૨ માં લડાઇ ચલાવી જેમાં ગાદી પચાવી પાડનાર માર્યો ગયો. ખાફીખાન લખે છે કે જામનગરને ખાલસામાં દાખલ કરી દીધું પણ સતરસાલને ફરી ગાદી આપ્યાનું લખતો નથી, જેની વિગત આલમગીર નામામાં છે.

ખાફીખાન પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં હી. ૧૧૩૦ સુધી લખ્યાનું કહે છે અને મોહંમદશાહના ૧૪ મા વર્ષ સુધીનું એટલે હી. ૧૧૪૫ સુધીનું લખે છે. હી. ૧૦૭૧ માં શાહજાદા મોઆઝમશાહને પુત્ર થયાનું અને તેનું નામ મોઈઝુદ્દીન[1] રાખ્યાનું તે લખે છે અને આજ હકિકત હી. ૧૦૭૪ માં પણ[2] લખે છે.

ફારસીના લેખકોમાં અને ખાસ કરી કેટલાક ઇરાની લેખકોમાં ધર્માંધપણું હોય છે તેમ ખાફીખાનમાં પણ છે. આલમગીર બાદશાહ થયો તેને બીજે વર્ષે એટલે હી. ૧૦૬૯ માં જુગાર ગાંજો તથા દારૂ વગેરે પીવાનાં નઠારાં કૃત્યોની તેણે મનાઇ કરી, જેની પૂરેપૂરી વિગત આલમગીરનામામાં[3] છે. તેમાં હિંદુ કે હિંદુ ધર્મનું નામ પણ નથી; છતાં ઉપરનું લખતાં પોતા તરફથી બે[4] જગ્યાએ, એટલે હી. ૧૦૬૯માં, અને ફરી હી. ૧૦૭૮માં, મૂર્તિ પુજા તથા યાત્રાઓની મનાઇનું ખાફીખાને ખોટું ઉમેર્યું છે. જો આવું થયુંજ હોત તો, આલમગીરનામા વાળો, કે માસીરે આલમગીરી વાળો, લખ્યા વગર રહેત નહિ. બનાવનો સમય વિતી ગયા પછી લાંબા કાળે આ લખ્યું છે. એવીજ રીતે ગોવલકોંડા જીત્યું ત્યારે ખાફીખાન લખેછે કે,

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૧૨૫

૨ „ પૃ. ૧૭૦

૩ આલમગીરનામા પૃ. ૩૯૧ તથા ૩૯૨

૪ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૮૦-૨૧૨.

બાદશાહે દેહરાં તોડાવી[1]મસજીદો બાંધવાનો હુકમ આપ્યો, પણ આ માસીરે આલમગીરી કે બીજા કોઈ ફારસી ઇતિહાસમાં નથી. ખાફીખાનની ધર્માંધ પ્રકૃતિને લીધે બીજા ધર્મવાળાને ધિક્કાર ભરેલી રીતે તે લખે છે, જેમકે શિવાજીના મરણની અબજદના હિસાબે સાલ આપે છે કે "કાફીર[2] બજહન્નમ રફત" એટલે કાફીર નરકમાં ગયો જેનો ઇશારો શિવાજીના તરફ છે. ખાફીખાન આંકડો બતાવવામાં કોઈ જગાએ અતિશયોક્તિ કરે છે અને કોઈ જગાએ છેક ઘટાડો કરી નાંખે છે. આલમગીરે પોતાના રાજ્યની શરૂઆતમાં રૈયતને જે માફીઓ કરી, જેની વધારે હકિકત આલમગીર નામાથી બીજો કોઈ ઇતિહાસ આપી શકે નહિ છતાં ઘણા લાંબા કાળે લખનાર ખાફીખાન આલમગીર નામાથી ઘણું વધારી ૮૦[3] બાબતો તથા તેનાથી થતી આવક કરોડોથી વધારે લખે છે.

બાદશાહે રજપૂતો સામે લડવા શાહજાદા અકબરને મોકલ્યો અને પોતે અજમેરમાં મુકામ કરી રહ્યો હતો. જ્યારે શાહજાદો

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૩૫૯

૨ ગણત્રીથી હી. ૧૦૫૧ આવે છે. ઇલીયટ પુસ્તક ૭ પૃ. ૨૧૦ માં કર્નલ લીસના કહેવા પ્રમાણે ખાફીખાનના હસ્ત કૃત પુસ્તકની નકલોમાં ફેર પડે છે તેમ જે નકલમાં 'યા' વગર કાફીર શબ્દ લખ્યો છે તેના ૧૦ વર્ષ ઓછા આવે એટલે હી. ૧૦૮૧ આવે છતાં ઇલીયટ પૃ. ૩૦૫ માં આ ભુલ કાયમ રહી છે. સ્ટાન્લે વગેરે સાહેબોએ પણ તે ભૂલની નકલ કરી છે. પણ એક હિંદુ વિદ્વાન (નામ ઉપરથી મરેઠા હોવાનું લાગે છે,) ઇ. ૧૯૦૮ ના સપ્ટેમ્બર માસના એશીન્ટરોનીયન નામના અંગ્રેજી ચાપાના ચોપાનીયામાં જેમાં સ્ટાન્લે સાહેબે મરેઠા વિષે લખેલાનું ખંડન કરે છે ત્યા આ વાક્યની અબજદના હિસાબે ગણત્રી કરવામાં "નુન" અક્ષર ઉપર તશદીદ એટલે બેવડો વાંચવાની નિશાની છે તેની બે વખત ગણત્રી કરી હી. ૧૧૩૧ ની સાલ સ્ટાન્લે સાહેબને રદ કરવા અર્થે લાવે છે પણ તેમા તો પોતાનેજ રદિયો થાય છે, કેમકે અબજદના હિસાબમાં તશદીદની ગણત્રી નથી.

૩ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૮૮.

અકબર રજપૂતો સાથે મળી ગયો અને મોટી ફોજ લઇ બાપ સામે આવતો હતો ત્યારે બાદશાહ પાસે ફક્ત સાતસે[1] આઠસે સવાર હતા. તેને સામાન્ય બુદ્ધિ કબૂલ કરી શકતી નથી. આ જગાએ માસીરે આલમગીરી ૧૦[2] હજાર લખે છે તે તદ્દન ખરૂં જણાય છે.

તૂલનાથી પ્રતિકૂળ બનાવો જે હલકા લોકોમાં ચાલે છે તેને જેમ બરનીયર તથા મનુચી લખે છે તેમ કેટલીક જગાએ ખાફીખાન પણ લખે છે. મુરાદને મથુરાથી કેદ કરી લઇ ગયા તે જગાએ ખાફીખાન લખે છે કે "ચાર[3] હોદ્દેદાર હાથી મંગાવ્યા અને એક એકને દરેક દિશાએ ફોજ સાથે મોકલ્યા. તેમાંના એકમાં મુરાદ હતો. આ બધું એટલા માટે કર્યું કે મુરાદના તરફેણવાળા બળવો કરે નહિ." એવીજ રીતે આલમગીરના શિક્ષક અબ્દુલ કવી જે મોટા દરજ્જા ઉપર હતો તેની કત્લની રસીક કહાણી ઘડી છે. તે વિષે માસીરૂલ ઉમરાનો કર્ત્તા લખે[4] છે કે "આલમગીરનામા તથા મિરાતુલ આલમના વર્ણન આગળ ખાફીખાનનું વર્ણન કાંઇ કામનું નથી." દક્ષિણનો સુબો ખાનજહાંખાન કિલ્લા જીતવા પોતાના ઘોડાવાળા પાસે જીનો (જન્નાત) ની મદદ લેવા ચાહતો હતો એવું ખાફીખાન લખે[5] છે. માસીરે આલમગીરી શિવાજીને તાત્કાળિક[6] બીમારીમાં મરી ગયાનું કહે છે. તેને ખાફીખાન એક પીરના[7] શ્રાપથી મરી ગયાનું કહે છે. બીજી ઘણી જગાએ ખાફીખાન એવાજ ચ-

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૨૬૬

૨ માસીરે આલમગીરી પૃ. ૧૯૮

૩ ખાફીખાન ભાગ ૨ જો પૃ. ૩૮,

૪ માસીરૂલ ઉમરા પુ. ૧ પૃ. ૨૨૮

૫ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ, ૨૮૩

૬ માસીરે આલમગીરી પૃ. ૧૯૪

૭ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૨૭૨

મતકારોનું વર્ણન કરે છે.

બાદશાહ માટે આખા પુસ્તકમાં લગભગ દરેક પૃ ટેવખાણનાં હદ વગર વિશેષણો તે વાપરે છે. ખુબી એ છેકે જે બનાવ બાદશાહની વિરૂદ્ધમાં હોય તેના વર્ણનમાં પણ બાદશાહ માટે સારાંજ વિશેષણો તે વાપરે છે. મોગલ વંશમાં સૌથી સારો બલ્કે તે પહેલાંના બાદશાહો કરતાં તથા આખી દુનિયાના બાદશાહો કરતાં આલમગીરને ખાફીખાન જુદી[1] જુદી જગાએ સારો લખે છે. ખાફીખાનના આખા પુસ્તકમાંથી જુદા જુદા ગુણોવાળા વખાણના શબ્દો ઉપરથીજ અભિપ્રાય બાંધવામાં આવે તો આલમગીર ખરેખર બહુજ સારો અને સૌ કરતાં શ્રેષ્ટજ ગણાય, અને જો તેના લખાયલા બનાવો ઉપરથી અભિપ્રાય બાંધવામાં આવે તો તે વિરૂદ્ધ થાય. એ ઉપરથી સિદ્ધ થાય છે કે લખનાર ધડા વગરનો હોવો જોઇએ.

એજ પ્રમાણે બાદશાહના દુશ્મનો માટે ખાફીખાન ખરાબ શબ્દો લખે છે પણ બનાવનું વર્ણન કરતાં તેમને લાભ આપે છે. ખાફીખાનના લખાણ પ્રમાણે આલમગીર એવો ધાર્મિક પુરૂષ હતો કે તેના મુકાબલામાં બીજો કોઈ પણ બાદશાહ "આવી શકે નહિ. તેની સાથે તે લખે છેકે બાદશાહે હૈદ્રાબાદના સુલતાન અબુલહસનના દરબારમાં સઆદતખાન નામે જે શાહી એજંટ હતો તેને તથા અબુલ હસનને કાગળો[2] લખ્યા કે ખંડણી જલદી મોકલો. સઆદતખાનને હૈદ્રાબાદ ઉપર પોતે ચઢાઇ કરવાનો છૂપો કાગળ મોકલ્યો. તે વિષે તેણે બહુ લાંબો કિસ્સો વર્ણવ્યો છે. ખાફીખાન લખે છે કે બાદશાહ એટલો દયાળુ હતો કે ગાદીએ બેસતાંજ ઘણાં વેરાઓ માફ[3] કર્યા. પણ એના અમલદારોએ એના હુકમનો અમલ કર્યો નહિ, કેમકે તેઓ ડરતા નહોતા. (ફક્ત રાજધાનીની

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૨ તથા ૫૫૦ આ છેલ્લામાં ખાસ શુભમા સિકંદર લોદીનો અપવાદ કર્યો છે.

૨ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૩૨૩

૩ " " " " ૮૮

આસપાસ અમલ થયો.[૧] ) ફરી તે લખે છે કે, અમલદારોએ ભૂલથી કે અવિચારપણાથી અમલ કર્યો નહિ. ફરીથી એમ પણ તે લખે છે કે, જ્યારે આવી વાતો બાદશાહને કાને જતી તો તેના હુકમનો અનાદર કરનારને સજા કરતો.

ખાફીખાન એક[૨] જગાએ લખે છે કે, બાદશાહ એટલો દયાળુ હતો કે ગુન્હેગારને ચાલતા કાયદા પ્રમાણે સજા કરતો નહિ, તેથી રાજ્યમાં ગડબડ રહી. ફરી ફરૂખશીયરના[૩] રાજ્યનું વર્ણન કરતાં તે આલમગીરને બહુ સારો રાજ્ય કર્તા કહે છે. બાદશાહી અમલદારોને ડર વગરના હોવાનું તે લખે છે. તે વિરૂદ્ધ બીજી જગાએ તેમને ઇશ્વરથી ડરી કામ કરનાર તથા પ્રમાણીક લખ્યા[૪] છે. એજ પ્રમાણે ફરી એક[૫] જગાએ તે લખે છે કે, બાદશાહના સારા ગુણ વાળા એટલા બધા અમલદારો[૬] છે કે, તેમની સંખ્યા હું બતાવી શકતો નથી. આલમગીરના ઇતિહાસના છેવટમાં[૭] ખાફી લખે છે કે, બાદશાહના અમલદારોમાં કુસંપ હતો તેથી બાદશાહની યોજનાઓ ચાલી નહિ. પણ ફરૂખશીયરના રાજ્યનું વર્ણન[૮] કરતાં તે કહે છે કે આલમગીરના વખતના સારા અમલદારોને બદલી નાખ્યા જેથી રાજ્યમાં ખરાબી થવા લાગી.

---

૧ આની મતલબ એ છે કે બાદશાહ રાજધાનીમાં રહેતો તેથી અમલ થયો. પણ જ્યારે બાદશાહના મૃત્યુ પછી લખનાર ખાફીખાન એવું લખે તો લાગુ પડતું ગણાય નહિ, કેમકે ગાદીએ બેઠાના ૨૩-૨૪ મા વર્ષે દિલ્લી છોડી દક્ષિણમાં રહ્યો. સ્ટાન્સ લખે છે કે અમલ થયો કે નહિ પણ બાદશાહની મનોભાવના તો સારી હતી.

૨ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૫૫૦
૩ ,, પૃ. ૭૩૧
૪ ,, પૃ. ૧૨૫
૫ ,, પૃ. ૩૭૬
૬ આલમગીરના સારા દેખાવનો ધ્લીયટમાં ઇતિખાબ નથી.
૭ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૫૫૦
૮ ,, પૃ. ૯૭૪

ખાફીખાન[1] નિઝામુલમુલ્કના વખાણ કરતાં લખે છે કે તે કેમ સારો ન હોય, કારણ કે તે આલમગીર સાથે રહેલો હતો.

ખાફીખાન બાદશાહને દયાળુ હોવામાં તથા ઇનસાફી હોવામાં સૌથી શ્રેષ્ટ ગણે છે; પણ જે બનાવટી બનાવ લખે છે તેથી તો બાદશાહ ઘાતકીજ ઠરે. જેમકે જ્યારે જઝીયો લેવાનો હુકમ પ્રગટ થયો ત્યારે ખાફીખાન પ્રમાણે દિલ્લી તથા આસપાસના હિંદુઓ[2] લાખોથી વધારે એકઠા થઇ બાદશાહના ઝરૂખા આગળ માફીની અરજ કરવા ગયા અને કેટલાક દિવસ સુધી ઘણો કળકળાટ કર્યો તે એટલે સુધી કે બાદશાહ એક દિવસ શુક્રવારની પ્રાર્થના માટે જુમા મસ્જીદમાં જતો હતો તે વખતે બધાએ તેને ઘેરી લીધો, જેથી બાદશાહે હાથી મંગાવ્યા અને લોકો ઉપર તેમને ચલાવવા હુકમ કર્યો. હાથી તથા ઘોડાના પગ તળે કેટલાક કચડાઇને મરી ગયા. આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યું છતાં બાદશાહે કંઇ ધ્યાન આપ્યું નહિ.

જ્યારે મરેઠાનું જોર વધતું જોયું ત્યારે બાદશાહે ઇસ્લામપુરીથી લશ્કર રવાના કરવા હુકમ કર્યો. તે વખતે લશ્કર વાળાને હુકમ કર્યો કે કોઈ બાળ-બચ્ચાં તથા સામાન ત્યાંથી સાથે લઇ જાય નહિ. આ જગ્યાએ ખાફીખાન[3] લખે છે કે તેમુરી કુળના બાદશાહોનો હુકમ ચઢાઇ વખતે કે મુસાફરીમાં તેમની દયાને લીધે માનવામાં આવતો નહોતો તેમ આ વખતે પણ માનવામાં આવ્યો નહિ.

ખાફીખાન શાહઝાદાઓમાં મોટા મોઆઝમ શાહની તરફેણમાં અને આઝમશાહની વિરૂદ્ધ લખે છે. મોઆઝમને બાદશાહે કેદ કર્યો, તેનું વ્યાજબી[4] કારણ હોવાનું માસીરે આલમગીરીનો ગ્રંથકાર જણાવે છે; જોકે તેણે મોઆઝમ ગાદીએ બેઠો, ત્યાર પછી પોતાનો ઇતિહાસ લખ્યો છે. આ વખતે આઝમશાહ

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૭૪૭
૨ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૨૫૫
૩ „ પૃ. ૪૬૦
૪ માસીરે આલમગીરી પૃષ્ટ ૨૯૩

હયાતી ધરાવતો નહિ છતા માસીરે આલમગીરીનો ગ્રથકાર તેના જ્યા વખાણ કરવા જોઇએ ત્યા તેના વખાણજ લખેછે. ખાફીખાનના લખવા પ્રમાણે મોઆઝમને કેદ કરવામા બાદશાહે મોટી ભૂલ કરી હતી તેમજ જ્યારે મોઆઝમને કેદમાથી છોડયો અને પોતાની પાસે બોલાવ્યો ત્યારે જમણી તરફ તેને બેસાડયો અને આઝમને ડાબી તરફ બેસાડયો. તે ઉપરથી આઝમને અદેખાઇ વધારે થવા લાગી વગેરે પરતુ માસીરે આલમગીરી પ્રમાણે બને શાહઝાદાઓ તે વખતે બાદશાહ પાસે એકી સાથે આવ્યાજ નથી

આલમગીરના મોટા દરજ્જાના અમલદારોનો અહેવાલ વર્ણવામા પણ ખાફીખાને ઘણી જગ્યાએ બહુજ અતિશયોક્તિથી તેમજ જોઇએ તે કરતા જૂદીજ રીતે લખેલુ છે જેમ કે નિઝામુલ્ મુલ્ક જેવા જેના તાબામા ખાફીખાન રહેલો જણાય છે તેની બેહદ વખાણ લખે છે અને દક્ષિણમા લાબી મુદત સુધી રહેલો સુબો ખાનજહાં ઝફરજગ બહાદુરની વિરૂદ્ધ ઘણી જગ્યાએ લખેલુ છે શાહઝાદો અકબર નાશી ગયો ત્યારે તેને પકડવામા તેણે આખ આડુ [1] કર્યું તથા અબુલહસનના મામલામા શાહઝાદા મોઆઝમ સાથે મળેલો હતો વગેરે કારણો તથા એક ખાનગી[2] કારણ જેને ખાફીખાન લખતો નથી તેને લીધે બાદશાહ ખાનજહા ઉપર નારાજ હતો તેથી છેવટે હી ૧૧૦૪ મા બાદશાહે તેને બગાળાથી બોલાવી[3] બરતરફ કર્યો, જાગીર લઇ લીધી અને તેથી દુખી હાલતમા તે મરી ગયો પરતુ માસીરે આલમગીરી કે માસીરૂલ ઉમરામા ખાફીખાનની લખેલી વાતોમાની એક પણ નથી બલ્કે તેથી જૂદીજ છે ખાનજહા બાદશાહનો દુધભાઇ હતો જેમ મહાન અકબરનો દુધભાઇ મીરઝા અઝીઝ કોકા તેની સાથે ઘણી છુટથી બોલતો તેમ ખાનજહા આલમગીર સાથે બોલતો હતો આ ઉપરથી ખાફીખાન લખે છે કે, આલમગીરના અમલદારો તેને માનતા નહોતા એ

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃષ્ટ ૨૯૯
૨ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃષ્ટ ૩૧૩
૩ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃષ્ટ ૪૧૬

ખાફીખાન[1] નિઝામુલમુલ્કના વખાણ કરતાં લખે છે કે તે કેમ સારો ન હોય, કારણ કે તે આલમગીર સાથે રહેલો હતો.

ખાફીખાન બાદશાહને દયાળુ હોવામાં તથા ઇનસાફી હોવામાં સૌથી શ્રેષ્ટ ગણે છે; પણ જે બનાવટી બનાવ લખે છે તેથી તો બાદશાહ ઘાતકીજ ઠરે. જેમકે જ્યારે જઝીયો લેવાનો હુકમ પ્રગટ થયો ત્યારે ખાફીખાન પ્રમાણે દિલ્લી તથા આસપાસના હિંદુઓ[2] લાખોથી વધારે એકઠા થઇ બાદશાહના ઝરૂખા આગળ માફીની અરજ કરવા ગયા અને કેટલાક દિવસ સુધી ઘણો કળકળાટ કર્યો તે એટલે સુધી કે બાદશાહ એક દિવસ શુક્રવારની પ્રાર્થના માટે જુમા મસ્જીદમાં જતો હતો તે વખતે બધાએ તેને ઘેરી લીધો, જેથી બાદશાહે હાથી મંગાવ્યા અને લોકો ઉપર તેમને ચલાવવા હુકમ કર્યો. હાથી તથા ઘોડાના પગ તળે કેટલાક કચડાઇને મરી ગયા. આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યું છતાં બાદશાહે કંઇ ધ્યાન આપ્યું નહિ.

જ્યારે મરેઠાનું જોર વધતું જોયું ત્યારે બાદશાહે ઇસ્લામપુરીથી લશ્કર રવાના કરવાહુકમ કર્યો. તે વખતે લશ્કર વાળાને હુકમ કર્યો કે કોઈ બાળ-બચ્ચાં તથા સામાન ત્યાંથી સાથે લઇ જાય નહિ. આ જગ્યાએ ખાફીખાન[3] લખે છે કે તૈમુરી કુળના બાદશાહોનો હુકમ ચઢાઇ વખતે કે મુસાફરીમાં તેમની દયાને લીધે માનવામાં આવતો નહોતો તેમ આ વખતે પણ માનવામાં આવ્યો નહિ.

ખાફીખાન શાહજાદાઓમાં મોટા મોઆઝમ શાહની તરફેણમાં અને આઝમશાહની વિરૂદ્ધ લખે છે. મોઆઝમને બાદશાહે કેદ કર્યો, તેનું વ્યાજબી[4] કારણ હોવાનું માસીરે આલમગીરીનો ગ્રંથકાર જણાવે છે; જોકે તેણે મોઆઝમ ગાદીએ બેઠો, ત્યાર પછી પોતાનો ઇતિહાસ લખ્યો છે. આ વખતે આઝમશાહ

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૭૪૭
૨ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૨૫૫
૩ „ પૃ. ૪૬૦
૪ માસીરે આલમગીરી પૃષ્ઠ ૨૯૩

શુજાઅતખાન જે ગુજરાતનો સુબો હતો જેને તે વખતના બધા ફારસી ઇતિહાસકારો બહુ સારો ગણે છે અને બાદશાહ પોતે કાગળોમાં તેના વખાણ કરે છે તેને, ખાફીખાનનો ભાઇ મુરાદખાન તેના તાબામાં ગોધરા વગેરેનો ફોજદાર હતો તેની અને શુજાઅતખાનની વચ્ચે અણબનાવ હોવાને લીધે, ખાફીખાન બહુ વખોડે[1] છે. મરેઠા સરદાર સંભાજી વગેરેની સાથે લડવામા જે બાદશાહી ફોજના અમલદારો હતા તેમાં મુરાદખાન પણ હતો. ખાફીખાન લખે છે કે "મારા ભાઈ મુરાદખાન ઉપર બધા અમલદારો દ્વેષ[2] રાખતા હતા કેમકે તેના સારા કામને લીધે બાદશાહની તેનાં ઉપર એટલી બધી મહેરબાની હતી કે પોતાના હાથે તેના ઉપર કાગળ લખતો." પણ આવી જાતનો કાગળ બાદશાહના લખેલા કાગળોમાં તો નથી. ઉપર જણાવેલી ફોજના અમલદારોમાં બહુ કુસંપ હતો તથા મરેઠાઓથી ઘણી વાર હાર્યો તથા શાહી ફોજમાં ઘણું નુકસાન થયું વગેરે જે ખાફીખાન લખે છે તેમાં અને માસીરે આલમગીરી વગેરે ઇતિહાસોમાં બહુ તફાવત લાગે છે.

ઉપર પ્રમાણે બાદશાહ તથા શાહઝાદા તથા શાહી અમલદારો વિષે ખરાબ અસર થાય એવાં ખાફીખાનનાં લખાણો, ફારસી બારા ઇતિહાસોમા બલ્કે ઐતિહાસિક તૂલના વિરૂદ્ધ હોઇ, માનવા લાયક નથી.

ખાફીખાન[3] લખે છે કે વિજાપુર તથા હૈદ્રાબાદ ઉપર ચઢાઈ કરવી ઇસ્લામી કાયદા મુજબ છે કે વિરૂદ્ધ એ સવાલ હી. ૧૦૯૭ માં બાદશાહે મોટા કાઝી શેખુલ ઇસ્લામને[4] પૂછયો.

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૪૮૪ થી ૪૮૮
૨ ,, ,, ભાગ ૨ જો પૃ. ૪૭૮ થી ૪૭૯
૩ ,, ,, ભાગ ૨ જો પૃ. ૬૪૩
૪ ગુજરાત પાટણના વોહરા કોમમાથી શેખ મોહંમદ તાહીર નામે મોટા વિદ્વાન થયા, તેમના લખેલા અરબી ભાષાનાં મોટાં મોટા

ઈસ્લામ્ હજ કરવા ગયા. તે વખત કેટલીક કિંમતી ચીજો બાદશાહે તેમને આપી. ખાફીખાને ઉપરના સાંભળેલા ગપ્પાંની પેઠેજ અબુલ હસન ઉપર છેલ્લી ચઢાઇ થઇ, તે સંબંધે તથા શાહજાદા મોઆઝમશાહની બેગમ નુરૂન્નિસા બેગમ વિષેના લાંબા લાંબા નહિ માનવામાં આવે તેવાં ગપ્પાંથી પોતાના ઇતિહાસમાં નકામી ભરતી કરી છે જે વાતોનો સનંદી ઇતિહાસોમાં પત્તો પણ મળતો નથી. ખાફીખાને આ ગપ્પાં નેઅમતખાન આલીમાંથી ઉડાવ્યાં છે. આ બંને શીયા હોવાથી મોઆઝમશાહ તથા તેની બેગમ નુરૂન્નિસા વિષે જે લાગણી રાખી લખે છે તે આલમગીરની વિરૂદ્ધ જાય છે. આવાં લાંબાં ગપ્પાં લખવામાં ખાફીખાને ઐતિહાસિક જરૂરી વાતો મૂકી દીધી છે. બનારસ તથા મથુરાનાં મંદિરો તોડવાનું શું કારણ બન્યું ? હિંદુઓએ શા માટે બળવો કર્યો ? વગેરે જરૂરી હકિકત એના ઇતિહાસમાં નથી.

દારા તથા મુરાદના પુત્રો સીપહરશિકોહ અને ઈઝદબક્ષ ગ્વાલીયઅરના કિલ્લામાં મોહંમદ સુલતાન સાથે હતા તે પછી તેમના વિષેની હકિકત ખાફીખાને જણાવેલી નથી. મોહંમદ સુલતાનને કેદમાંથી છોડયો અને તેના ઉપર બાદશાહની મહેરબાની થઈ અને તે લાંબા વખત સુધી જીવતો રહ્યો તે તેણે લખ્યું છે. પણ ડૉકટર બરનીયર લખે છે કે, મજકુર શાહજાદાઓને ગ્વાલીયર મોકલ્યા પછી થોડી મુદતમાં બધાને મારી નાખવામાં આવ્યા. પરંતુ આલમગીરે બધાને જીવતા રાખવા વચન આપ્યું હતું. આ ઉપરના લખાણથી એલફીન્સ્ટન સાહેબને આલમગીર વિષે ખોટો મત બાંધવો પડયો છે[1] કે તેણે પોતે આપેલું વચન પાળ્યું નહિ. પણ ખરી હકિકત એ છે કે બરનીયરના હિંદમાંથી ગયા પછી ઘણી મુદત સુધી તથા મોહંમદ સુલતાન ગૂજરી ગયો તે વખત બંને શાહેઝાદ જીવતા હતા. શાહેઝાદાઓ વિષેની વિગત આ પ્રમાણે છે. અમલે સાલેહ[2] પ્રમાણે દારાનો મોટો દીકરો સુલેમાન શિકોહ તથા બાદ

---

1 એલફીન્સ્ટન કૃત આવૃત્તિ પાંચમી ભાગ ૨ જો પૃ. ૬૧૨
2 ઇલીયટ પુસ્તક ૭ પૃ. ૧૩૧

શાહના મોટા દીકરા મોહંમદ સુલતાનને ગ્વાલીયર મોકલ્યા ત્યારે બંનેને[1]પોસ્ત ખવડાવવા હુકમ આપ્યો. પણ બરનીયર એથી જૂદું કહે છે કે મોહંમદ સુલતાન સિવાય દારા તથા મુરાદના મજકુર ત્રણે શાહઝાદાને પોસ્ત ખવડાવતા હતા. મનુચી લખે છે કે સુલેમાનને ગ્વાલીયર મોકલ્યા પછી એક મહિને ઝેર આપી તેને મારી નાંખવાનો આલમગીરે હુકમ આપ્યો. આલમગીરનામા તથા મિરાતુલ આલમ નામના તરફદારી વાળા ઇતિહાસો તથા આલમગીર નામાની નકલ કરનાર માસીરે આલમગીરીનું વર્ણન તજી દેવામાં આવે તો પણ બીજા ફારસી ઇતિહાસોમાં આ વાત લખેલી નથી. ગમે તેમ હોય પણ પાછળ બનેલી હકિકતજ તે વાતને રદ કરે છે. કારણકે અમલે સાલેહ લખે છે કે સુલેમાન[2]શિકોહ હી. ૧૦૭૨ ના શવ્વાલ મહિનામાં, એટલે બે વર્ષથી વધારે કેદમાં રહી કુદરતી મોતથી ગુજરી ગયો. બીજા બધા ફારસી લેખકો કુદરતી મોતથી મરી જવાનું લખે છે. હવે મનુચી કે બરનીયર જેવા જે લખે તે કેમ માનવામાં આવે કેમકે તે બધાં તેમનાં ગપ્પાં છે. જેમ મનુચીને એવી ટેવ પડી છે કે, જો કોઈ બાદશાહી કુટુંબમાંથી મૂઓ તો તેને ઝેર આપી મારી નાંખ્યાનું તે કહે છે. જે ભત્રીજાઓને પોતાની દીકરીઓ પરણાવી તેમને મારી નાખે અને તેની સાથે પોતાના દીકરાને પણ મારી નાખે એ માનવા જેવું તો નથી. તેની સાથે ઐતિહાસિક ખરી વાત તો એ છે કે થોડાજ વખતમાં મારી નાખવાનું જે બતાવવામાં આવે છે તે તદ્દન જુઠું છે કેમકે સનંદી ઇતિહાસોમાં ઘણા લાંબા વખત પછી મર્યાનું લખેલું છે. માસીરે આલમગીરી પ્રમાણે દારાના બીજા દીકરા સીપહર શિકોહ તથા મુરાદના દીકરા ઇઝદબક્ષને મોહંમદ સુલતાન સાથે બાદશાહે પોતાની પાસે દિલ્લી બોલાવી લીધા.

---

૧ ખસખસમાંથી કાઢેલો ઝેરી પદાર્થ

૨ માસીરે આલમગીરી પૃ. ૧૧૮ સુલેમાન શીકોહની દીકરી સલીમાબાનુ બેગમ સાથે બાદશાહે પોતાના શાહઝાદા અકબરને હી. ૧૦૮૩ મા પરણાવ્યો. પૃ. ૧૬૬ હી. ૧૦૮૯ મા સુલેમાનની બીજી દીકરી તથા

હી. ૧૦૮૩ માં ઈઝદબક્ષ બીન [1]મુરાદને બાદશાહે પોતાની દીકરી મહેરૂન્નિસા બેગમ સાથે પરણાવ્યો. એજ વર્ષમાં સીપહર [2]શિકોહને બાદશાહે પોતાની દીકરી ઝુબદતુન્નિસા બેગમ સાથે પરણાવ્યો. શાહઝાદા મોહમદ સુલતાનને એજ વર્ષમાં મુરાદની દીકરી દોસ્તદારબાનુ બેગમ સાથે પરણાવ્યો. હી. ૧૦૮૭ માં સીપહર શિકોહને દીકરો થયો જેનું નામ સુલતાન આલી તિબાર રાખ્યું. બાદશાહ તેને મકાને જોવા[3] ગયો. હી. ૧૦૮૮ ના શવ્વાલ મહિનાની ૮ મી તારીખે મોહમદ સુલતાન ગુજરી ગયો. તે પછી સીપહરનો દીકરો મરી ગયો તો બાદશાહે તેને શોકનો પોશાક આપ્યો. ઔરંગઝેબ ભત્રીજાઓ ઉપર ઘણું હેત રાખતો હતો. તેમને મકાને જઇ બાદશાહે તેમને મોટી મોટી બક્ષીસો આપ્યાનું વિગતવાર વર્ણન માસીરે આલમગીરીમાં છે. બરનીયર ઇ. ૧૬૫૬ થી ૧૬૬૮ સુધી હિંદમાં રહ્યો છે. હી. ૧૦૮૮ ની આખર સુધી એટલે ઇ. ૧૬૭૮ સુધી (બરનીયરના ગયા પછી ૧૦ વર્ષ સુધી) તો શાહઝાદા જીવતા હોવાનું જણાય છે. આ ઉપરથીજ જણાય છેકે પોતાના ભત્રીજાને ઔરંગઝેબે ગ્વાલીયરના કિલ્લામાં કેદ કરી મારી નાંખ્યા એ હકિકત ખોટી છે.

ખાફીખાનના લગભગ આખા ઇતિહાસમાં બનેલા બનાવોનો વખત ખરો આપેલો નથી. નમુના દાખલ નીચેના ખાસ બનાવોની માસીરે આલમગીરી સાથે સરખામણી કરવામાં આવે છે. ખાફીખાન સતરામી જેને ફારસીવાળા સતનામી કે મોંડીયા લખે છે તેમનો બળવો, જઝીયાવેરો અને મહારાજા જશવંતસિંહનું મરણ આ ત્રણે બનાવોને સાથે સાથે લખે છે. ચોકસ વર્ષ નથી પણ

મુરાદની બીજી દીકરીઓને પરણાવી. પૃ. ૨૨૮ મા સુલેમાનના સગા (ઘણું કરીને માતરફનો હશે) ખાજા બહાઉદ્દીનને ખીલઅત બાદશાહ તરફથી મળી.

[1] માસીરે આલમગીરી પૃ. ૧૨૦

[2] „ „ પૃ. ૧૨૫

[3] „ „ પૃ. ૧૫૪.

હી. ૧૦૮૭[1] થી ૧૦૮૯ સુધીમાં બન્યાનું નીકળે છે. જ્યારે માસીરે આલમગીરીમાં દરેકનાં ચોકસ વર્ષ આપેલાં છે એટલે બળવો હી. ૧૦૮૨[2] માં જશવંતસિંહનું મરણ હી.[3] ૧૦૮૯ માં અને જઝીયાવેરો હી. ૧૦૯૦[4] માં થયાનું લખેલું છે.

ખાફીખાન[5] પ્રમાણે શેખુલ ઈસ્લામ હી. ૧૧૦૬ માં ગૂજરી ગયા પણ માસીરે આલમગીરી પ્રમાણે હી.[6] ૧૧૦૯ ની સાલ છે. ખાફીખાન[7] પ્રમાણે ખાનજહાં બહાદુર ઝફરજંગ હી. ૧૧૦૬ માં ગૂજરી ગયો પણ માસીર પ્રમાણે હી. ૧૧૦૯[8] માં મરી ગયાનું જણાય છે. ખાફીખાન પ્રમાણે શાહઝાદા મોઆઝમને હી. ૧૦૯૭[9] માં કેદ કર્યાનું અને હી. ૧૧૦૩[10]માં મુક્ત કરવાનો ઈરાદો કર્યાનું અને હી. ૧૧૦૬ [11] માં છોડયાનું જણાય છે. પણ માસીર મુજબ હી. ૧૦૯૮[12] માં કેદ કર્યાનું અને હી. ૧૧૦૨[13] માં છોડયાનું જણાય છે. ખાફીખાનના હિસાબે ૯ વર્ષ થાય છે છતાં તેને ૭વર્ષ કેદમાં રાખ્યાનું તે લખે છે. ખાફી પ્રમાણે બાદશાહની મોટી તથા પ્રખ્યાત દીકરી નવાબ ઝેબુન્નિસા બેગમ હી. ૧૧૧૮[14] માં જીવતી હતી અને શાહઆલમના વખતમાં પાદશાહ બેગમ થઇ

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૨૫૨–૨૫૫–૨૫૯
૨ પૃ.૧૧૪ થી ૧૧૬
૩ પૃ. ૧૭૨
૪ પૃ. ૧૭૪
૫ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૪૩૮
૬ પૃ. ૩૯૪
૭ ખાફીખાન કૃત ભાગ ૨ પૃ. ૪૪૮
૮ પૃ. ૩૮૯
૯ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૩૩૩
૧૦ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૩૯૭
૧૧ ,, ,, ભાગ ૨ જો પૃ. ૪૩૭
૧૨ પૃ. ૨૯૩
૧૩ પૃ. ૩૪૧
૧૪ ખાફીખાન કૃત ભાગ ૨ પૃ. ૫૪૮

હતી તે ફરૂખશીયરના રાજ્યની[1] આખર સુધી જીવતી હતી. પણ માસીરે આલમગીરી [2] પ્રમાણે ઝેબુન્નિસા હી. ૧૧૧૩ માં ગુજરી ગયાનું માલુમ પડે છે. ખાફીખાન આલમગીરના ૩૦-૪૦ વર્ષના બનાવો નજરે જોયાનો દાવો કરે છે. છતાં ખાસ બનાવો તથા બાદશાહી કુટુંબ વિષે તે ખરો વખત આપી શકતો નથી. તેની બીજી હકિકત ખરી માનવા પહેલાં બહુ વિચાર કરવો જોઈએ. નમુના દાખલ ખોટી સાલવાળા બનાવો ઉપર લખ્યા તે સિવાય બીજા ઘણા છે.

**આલમગીરનો દક્ષિણનો ઇતિહાસ. માસીરે આલમગીરી, ખાફીખાન કૃત**

દક્ષિણના સંબંધનો આલમગીરનો ઇતિહાસ, જ્યાં તેણે પાછલી પા સદી જેટલો વખત ત્યાં પડેલી ખરાબીઓ મટાડવા અર્થે કાઢયો તેના સંબંધમાં પણ ખાફીખાન ઘડા વગરનો ઉલ્લેખ કરે છે, જે પ્રમાણે તે પહેલાંના ઇતિહાસમાં પણ રહ્યો છે.

**બખ્ખર તથા મનુચી કૃત વગેરે.**

દક્ષિણના ઇતિહાસનાં હાલ ખાસ સાધનો નીચે પ્રમાણે છેઃ-(૧) માસીરે આલમગીરી (૨) ખાફીખાનનો ઇતિહાસ, (૩) મરેઠાઓના બખ્ખર તથા (૪) ઇટાલીના મનુચી[3]નો લખેલો ઇતિહાસ. માસીરે આલમગીરી ઇતિહાસ તરતનોજ લખાયેલો છે તેમજ તેને મળેલો ઇતિહાસ ભરોસા પાત્ર સાધનોવાળા એટલે

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ.૩૦,૬૦૦,૭૩૬. ઝીનતુન્નિસાને બદલે ઝેબુન્નિસા લખવામાં ખાફીખાને ભૂલ ખાધેલી છે. માસીર પ્રમાણે બાદશાહ મરી ગયો ત્યારે ઝીનતુન્નિસા જીવતી હતી. સ્ટાન્લે પ્રમાણે ઇ. ૧૭૨૧ માં મરી ગઈ.

૨ પૃ. ૫૩૯

૩ સ્કોટગ દક્ષિણમાં જેમાં બુંદીલાંનું વર્ણન સામેલ છે તથા મી. ઓર્મ વગેરેમાં જુદા જુદા આધારો બતાવવામાં આવેલા છે પણ તે બધા એકજ મૂળ ઉપરથી છે. મનુચીનો ઉતેખાબ કરનાર પાદરી કેટું ઉપર ઉપરના ઇતિહાસોનો મોટો આધાર છે. જેમ ઘણો ભાગ ખાફીખાને દક્ષિણમાં રહીને

વાકેઆ નવીસોનાં લખાણો પરથી લખાયેલો છે. તે સિવાય બાકીના ત્રણે યાદદાસ્ત ઉપરથી તથા સાંભળેલી હકિકત પ્રમાણે પાછળથી લખાયલા છે. ઈ. ૧૯ મી સદીના લેખકોએ આ ચારે ઇતિહાસોમાં સહેજ સિવાય જે ઘણો ફેરફાર છે તે ઉપર ઐતિહાસિક તુલના કર્યા વગર પાછલાં ત્રણ સાધનો ઉપરથી મરજીમાં આવે તેમ આલમગીર વિરૂદ્ધ એક તરફી ઇતિહાસ લખ્યોછે. ટૂંકામાં આલમગીરે લાંબા વખત સુધી દક્ષિણમાં રહી ખાસ મરેઠાના મુકાબલામાં પોતાનો ખજાનો ખોયો તથા લાખો માણસોના જાનની ખુવારી કરી, પોતે ઘડપણમાં તકલીફો ઉઠાવી, અને મરેઠાઓનું જોર વધતુંજ ગયું એવો દેખાવ આપ્યો છે. જ્યારે માસીરે આલમગીરીનો લખેલો હેવાલ જે વિચાર શક્તિને અનુસરતો છે તે હાલ સુધી ઉપયોગમાં આવેલો જણાતો નથી. આલમગીરે છુંદી નાંખેલા મરેઠા તેના મરતાંજ જોરદાર થઇ પડે અને તે પોતાના ઇતિહાસમાં વડાઇ ખાતર આલમગીરની હાનિ થાય તેવું લખે, એ સ્વાભાવિક છે. જો કે મરેઠાઓએ લખેલો ઇતિહાસ, કેટલીક ખાનદાનીની ખાસ બાબતમાં બીજા કોઇ ઇતિહાસ કરતાં, ખરો ગણાશે પણ ઘણી મુખ્ય મુખ્ય બાબતોમાં તે ઐતિહાસિક વાટાઘાટ વિરૂદ્ધ છે. આલમગીરનો દક્ષિણનો ઇતિહાસ નીચેના આધારો ઉપરથી લખાયેલો છેઃ—

( ૧ ) ઇલીયટ અને ડાઉસન પુ. ૭ માં ખાફીખાનનો ઇતેખાબ.

( ૨ ) ડૉકટર ફ્રાયર જે હિંદમાં ઇ. સ. ૧૬૭૨ થી ૧૬૮૧ સુધી રહ્યો છે, શિવાજીની હલકાઇ લખે છે તેના લેખ ઉપરથી.

---

મરેઠાથી સાંભળી લખ્યો, તેમ મનુચીએ પણ ત્યાંથીજ સાંભળી લખ્યાનું જણાય છે. તે મદ્રાસ તરફ જઇ આબાદ થયો તે વખત પણ એવાજ લોકોથી સાંભળી લખ્યું હશે. જોવામા આ ઘણા આધાર દેખાય છે પણ એકજ મૂળ ઉપરથી છે.

( ૩ ) ઈટાલીનો મનુચી ( આ ઉપરથી લખનારા કેટું તથા ડેલન વગેરે છે ) નો બનાવેલો ઇતિહાસ.

( ૪ ) ઓર્મનો ઇ. સ. ૧૭૮૨ માં લખેલો હેવાલ.

( ૫ ) જોનાધન સ્કૉટ કૃત (૧૭૯૪ માં) દક્ષિણનો ઇતિહાસ ( પુ. ૨ જું પૃ. ૮ માં શિવાજીને દગલબાજ લખે છે. )

( ૬ ) સ્કૉટ વોરિંગ કૃત મરેઠાનો ઇતિહાસ ( તેમાં શિવાજીની હલકાઈ લખે છે. )

( ૭ ) ગ્રાંટ ડફ કૃત ઇતિહાસ ( ઇ. સ. ૧૮૨૬ માં ) ડફ સાહેબ ઉપરનાં સાધનો, બખ્ખરો તથા દક્ષિણમાં મળેલાં દસ્તાવેજો ઉપરથી લખે છે. પોતાની પ્રસ્તાવનામાં ઓર્મ વગેરેની ખામીઓ બતાવે છે.

પણ માસીરે આલમગીરી, તઝકરે સલાતીન ચુગતાઈયા જેમાં દક્ષિણનો હેવાલ છે તથા ખઝાને આમેરામાં પણ ખાસ મરેઠાનો ટૂંક ઇતિહાસ છે છતાં આવા ખરા ફારસી ઇતિહાસોનો ઇ. ૧૯ મી સદીના લેખકોએ બીલકુલ ઉપયોગ કર્યો નથી.

અકબરનામાનો અંગ્રેજીમાં તરજુમો કરનાર મી. બીવરીજ કહે છે તે ખરૂં છે કે ઑર્મ વગેરેનાં લખાણોને ખરા ફારસી ઇતિહાસો સાથે સરખાવી ખરી હકિકત કાઢવી જોઇએ.

ગ્રાંટ ડફ ઉપરજ એલફીન્સ્ટન તથા પાછળના લખનારાઓએ આધાર રાખ્યો છે, પણ તે વખતના આ નીચેના લખનારાની ગ્રાંટ ડફ વગેરેને ખબર પડી નથી. એક યૂરોપી [1]સમકાલીન કહે છે કેઃ—

" તે ( શિવાજી ) અવિશ્વાસુ, છૂપો કપટી, ઘાતકી, વિશ્વાસઘાતી, જે કોઈ એની જાળમાં ફસાઈ પડે તેને અપમાન કરનાર છે. હુકમો કરવામાં તથા શિક્ષા કરવામાં નિશ્ચિત, સખત કરતો

૧ મી. એસ્કેલીયોટે સર યોમ્સ બ્રાઉનને ઇ. સ. ૧૬૬૪ માં સૂરતથી લખ્યું.

દશ વર્ષ પછી રાજ્યપદ ધારણ કર્યું. દક્ષિણનો સુબો ખાનજહાંએ શિવાજી સાથે તહનામું કર્યું, જેને બાદશાહે નામંજુર કર્યું. ફરી મોઆઝમ દક્ષિણનો સુબો થયો. તે ઔરંગાબાદમાં મોટી ફોજ સાથે હતો. જ્યારે શિવાજીએ ઈ. સ. ૧૬૭૯ માં ઔરંગાબાદ પાસેના જાલનાને ત્રણ દિવસ સુધી લૂંટયું. ( આ છેલ્લી વાત તથા મક્કાનાં વહાણો લૂંટવા વગેરે થોડું ખાફીખાનમાં છે પણ તે જૂદા રૂપમાં છે.) આ વાતો ખરા ઇતિહાસ માસીરમાં નથી. આ ઉપરથી શિવાજીના વખતની વાતો બખ્ખરની એક તરફી વડાઇવાળી અને ખરા ફારસી ઇતિહાસોથી તદ્દન જૂદી છે.

સંભાજીના વખતમાં શાહઝાદા અકબરને મરેઠાઓ પોતાનો રાજા બનાવવા ચાહતા હતા તથા ભરૂચ લીધું અગર લૂંટયું વગેરે શું વધારે ગપ્પાં નથી?

મરેઠા આગળ સંભાજી કમનસીબ જણાય છે ત્યાર પછી રાજારામ અને તેની વિધવા તારાબાઈના વખતનાં ગપ્પાં શિવાજીના વખત કરતાં ચઢી જાય તેવાં છે. જોકે ઘણાખરા મરેઠાઓએ રાજારામને પોતાના રાજા તરીકે માન્યો નહિ તથા મરેઠા સરદારોમાં અંદર અંદર અદાવત હતી. (ધનાજી તથા સંતાજી કટ્ટા શત્રુ હતા.) સંતાજીને મરાવી નાંખવાનો આરોપ, મરેઠા, રાજારામ ઉપર મૂકે છે. ઝુલફિકારખાન, આલમગીરના વડા લશ્કરી અમલદાર વિષે એમ પણ કહેવાય છે કે, તે રાજારામને મળેલો હતો. કારણ કે, બાદશાહના મૃત્યુ પછી તે કર્ણાટકનો સ્વતંત્ર માલેક થવા ઇચ્છતો હતો. તેણે આંખ આડું કરવાથી રાજારામ નાશી ગયો અને તેનાં બૈરાં છોકરાંને તેના સગાં સરકેને સોંપી દીધાં. વળી તે વાત બાદશાહને જાહેર ન થાય તેટલા માટે ઝુલફિકારખાને રાજારામનાં ઘણાં માણસોને કાપી નાંખ્યાં. બીજી જગ્યાએ મરેઠાજ કહે છે કે, આલમગીરના બધા સરદારોમાં મરેઠાને નરમ કરનાર ઝુલફિકારખાનજ હતો. જીંજીનો ઘેરો હતો તે દરમ્યાન બાદશાહના મરી ગયાનું મરેઠાઓએ જાહેર કર્યું અને કામબક્ષને બાદશાહ બનાવવા દરખાસ્ત

કરી. રાજારામ એક રખડતા માણસની હાલતમાં હતો; છતાં બખ્ખરમાં લખેલું છે કે, તેણે પોતાના સરદારોમાં શાહી પ્રાંતો લૂંટ માટે મુકરર કરી દીધા હતા. સતારાનો ઘેરો હતો ત્યાં આઝમશાહના અખાડાથી મરેઠાઓને રસદ પહોંચાડવામાં આવી. આ પ્રમાણે ખરા ઇતિહાસ વિરૂદ્ધ બખ્ખરમાં ઘણાં ગપ્પાં છે.

રાજારામની વિધવા તારાબાઇ એવી બહાદુર હતી કે, તેના સરદારોએ માળવા, ગુજરાત વગેરે સ્થળે જઈ લૂંટ કરવા માંડી. જેમ શિવાજીના વખતમાં સરદેશ મુખી તથા ચોથના શબ્દો ફક્ત વડાઇ અર્થે લખાયલા છે તેમ તારાબાઇના વખતમાં પણ છે. ધનાં જાદવની બહાદુરીની એટલી બધી અતિશયોક્તિ કરવામાં આવી છે કે, તેનું નામ સાંભળી મોગલ નાસતા હતા. શાહજાદાઓ, પોતાનાં બાપના મરણ પછી ચાલનાર લડાઈ માટે, પોતાના બળનો ઉપયોગ કરતા નહોતા. કર્ણાટકના જે લોકો શાહી ફોજમાં હતા તેમની એક જગાએ બહાદુરી લખી છે તો બીજી જગાએ અપકીર્તિ બતાવીછે. ઇ. સ. ૧૭૦૨ સુધી બાદશાહ મરેઠાઓના કિલ્લા જીતતો રહ્યો પણ એક વર્ષની મુદતમાં તો ફરી મરેઠાઓની સંખ્યા વધી ગઇ અને તેમણે ઘણા ખરા કિલ્લા લઈ લીધા. છેવટે બાદશાહના સરદારો તરફથી મરેઠાઓ સાથે સલાહની વાત ચાલી. પણ બાદશાહને તે વાત પસંદ પડી નહિ. એટલે તેણે પોતાનો વકીલ બોલાવી લીધો. જેના ઉપર મરેઠાઓએ હુમલો કર્યો વગેરે એકતરફી વાતો ઉપર સાહેબે ભરોસો કરી પોતાનો અનુમાનિક ઘોડો દોડાવ્યો કે મરેઠા સખત હતા. શાહી અમલદારો નાજુક, બગડેલા, એશ્રીકરા તથા આળસુ થઇ ગયલા હતા. પરિણામ એકે બાદશાહની ધારેલી ઉમેદો પાર ન પડતાં, ઉલટું તેણે બધી વાતે નુકશાન ઉઠાવ્યું. ઉપરનાં લખાણો જે ખરા ઇતિહાસો તેમજ માન્યતા વિરૂદ્ધ છે તેમના ઉપરથી ડફ સાહેબે આલમગીર તથા તેના અમલદારો વિષે ખોટો અભિપ્રાય બાંધ્યો છે. પોતાના ઇતિહાસના ૧૧ મા પ્રકરણમાં આલમગીરના મૃત્યુ સુધીનું વર્ણન છે. તેના છેવટમાં બાદ·

શાહ વિષે જે ખોટી અસર બતાવી છે, તે કરતાં ૧૨ મા પ્રકરણમાં જે લખ્યું તેની જૂદીજ અસર થાય છે. તેમાં મરેઠાઓનું જોર માલમ પડેલું નથી; બલ્કે કાલાવાલા કરતાં જણાય છે. આલમગીર વિષેજ ખોટું લખવા પહેલાંથી જાણે તૈયાર બેઠા હોય તેવું દરેક વલણ પકડેલું જોવામાં આવે છે.

મહારાજા જશવંતસિંહે ખાસ વખતે આલમગીર વિરૂદ્ધ ખટપટ ચલાવી હતી. પણ તે વખત વિત્યા પછી મરતાં સુધી વફાદારીથી નોકરી બજાવી, જેની આલમગીરને પણ ખાત્રી હતી. છતાં એની દક્ષિણની નોકરી વિષે બખ્ખરમાંથી એથી ઉલટું નીકળે છે. એનો જઝીયા વિષેનો આલમગીર ઉપરનો કાગળ[1] શિવાજીને મળ્યો હતો. આ તદ્દન ખોટું છે, કેમકે જઝીયો જારી થયો ત્યારે જશવંતસિંહ દક્ષિણમાં નહોતો, એટલુંજ નહિ પણ દુનિયામાંએ નહોતો. બીજી વાત એ કે જ્યારે સંભાજીને કેદ કરી બાદશાહ પાસે લાવ્યા, ત્યારે તેણે તેનો જીવ બચાવવા ઇસ્લામ કબૂલ કરવા કહેવડાવ્યું; સંભાજીએ જવાબ આપ્યો કે બાદશાહ પોતાની દીકરી પરણાવે તો મુસલમાન[2] થાઉં. એમ કહી પેગમ્બર સાહેબને ગાળો આપી. તે ઉપરથી બાદશાહે તેને કતલ કરાવ્યો. આ બનાવ બાદશાહની છાવણીમાં બન્યો એટલે ખરી હકિકત ફારસી ઇતિહાસવાળાજ જાણી શકે. પણ કોઇ-પણ ફારસી ઇતિહાસકાર અહિં સુધી કે ખાફીખાન પણ એવું કહેતો નથી. માટે આ વાત તોલ કરી તપાસી જોતાં ખરી માનવામાં આવતી નથી. સવાલ તથાજવાબ પાછળથી ઘડાયલા જણાય છે. જો સંભાજી પોતાની વડાઇ બતાવવા ચાહતો હતો તો એટલોજ જવાબ બસ હતો, કે બાદશાહ પોતાની દીકરી પરણાવે તો મુસલમાન થાઉં. સ્વાભાવિક રીતે તો બાદશાહ તરફના જવાબની વાટ જોવી હતી એમ નકરતાં એકદમ પેગમ્બર સાહેબને ગાળોજ દેવા માંડી, એ માનવા જેવું નથી. બીજી વાત

૧ ગ્રાંટ ડફનો મરેઠા ઇતિહાસ ભાગ ૧ લો પૃ. ૧૮૫ ની નોટ
૨ ગ્રાંટ ડફનો મરેઠા ઇતિહાસ " પૃ. ૩૦૬

એ કે બાદશાહે એને મુસલમાન થવા કહ્યું હોત તો મુસલમાન લેખક ખાસ ખાફીખાન ઘણી ખુશીથી લખત, અને માનો કે બાદશાહે કહ્યું હતું તો શું સંભાજી એવો નહોતો, કે આવા વખતમાં આ વાત કબૂલ ન કરે ? શું એનો સગો મરેઠો મોટો બહાદુર સરદાર નેતુ વગર કહે મુસલમાન થયો નહોતો ? શું સંભાજી પોતાનો જીવ બચાવવા વેશ બદલી સંતાયો નહોતો ?

જ્યારે બાદશાહ દક્ષિણમાં હતો, ત્યારે મરેઠા ખાસ કરી તારાબાઈના વખતમાં માળવા, ગુજરાત વગેરે પ્રાંતોમાં નુકશાન કરતા હતા તથા ચોથ લેતા હતા તથા આલમગીર અહમદનગર જઈ મરી ગયો અને ટૂંક મુદતમાં મરેઠાના ગયેલા કિલ્લામાંથી[1] ૧૦-૧૨ ફરી જીતી લીધા વગેરે લખી આલમગીરના પાછલા વખતના ઇતિહાસને ખરાબ બતાવ્યો છે. આલમગીર એવો બેવકુફ નહોતો, કે પોતે દક્ષિણમાં રહે અને મરેઠાઓ એના મુલકનો નાશ કરે. શું પ્રાંતોમાં મરેઠાથી રૈયત હેરાન થવા ન પામે માટે તેણે ફોજો નહોતી રાખી ? ગુજરાત તથા માળવા તો શું પણ આખા હિંદુસ્તાનમાં જગ્યા જગ્યાએ જ્યાં જોઈએ ત્યાં તેટલી ફોજ રાખી હતી, જે ફારસી ઇતિહાસો ઉપરથી સાફ જણાય છે.

---

૧ મરેઠા ઇતિહાસ ગ્રાંટ ડફ પુ. ૧ પૃ. ૩૪૬ સતારાનો કિલ્લો મરેઠાને હાથ કેમ આવ્યો તેની નહિ માનવા જેવી કહાણી લખી છે કે અનાજી નામનો બ્રાહ્મણ જે જીંજીના કિલ્લામાંથી નાશી ગયો હતો તે મુસલમાન ફોજી માણસોને ગાયન સંભળાવી તથા વાર્તા કહી ખુશ કરતો કિલ્લામાં દાખલ થયો, તેને ઉપરના ગુણોને લીધે મુસલમાનોએ કિલ્લામાં રહેવા રજા આપી; પછી તેણે તક જોઇ મરેઠાઓને ખબર આપીને દગાથી મુસલમાન લશ્કરને કપાવી નાંખ્યું. આવા કપટને મરેઠા મોટાઇ સમજે છે. પણ આ કિલ્લાઓ પાછા લેવાની વાત ફારસી ઇતિહાસોથી તદ્દન ખોટી ઠરે છે. એક બે કિલ્લા જે મરેઠાઓએ પાછા લીધા હતા તે બાદશાહના અહમદનગર ગયા પછી ઝુલફિકારખાન વગેરે એ પાછા લઇ લીધા. ખરી વાત એ છે કે શાહુને છોડયો ત્યારે તે કિલ્લા તેની પાસે આવ્યાનું ફારસી ઇતિહાસોથી માલુમ પડે છે.

એકાદ વખત અકસ્માતિક થઇ ગયું હોયતેને ગણત્રીમાં લઇ શકાય નહિ પણ તે તો અપવાદ રૂપ ગણાય. મરેઠાઓએ મજકુર પ્રાંતોનો નાશ કર્યો એ વાત ખરી, તે પણ આલમગીરના મુઆ પછી. જો મરેઠાઓએ ઔરંગઝેબની હયાતીમાં એમજ કર્યું હોત તો, તેમની સામે આલમગીર તેમને પૂરો પડે એવો હતો. દક્ષિણમાં તેમના ઉપર જે દયા દેખાડી તે ન દેખાડતાં કચડી નાંખત. આલમગીર અહમદનગર ગયો, પણ મરેઠાઓને દબાવી રાખવા ઝુલફિકારખાન જેવા બહાદુર સરદારોને મૂકી ગયો હતો.

**માસીરે આલમગીરી** તથા **રૂકઆતે આલમગીરી** મુજબ બાદશાહ પોતાની દક્ષિણ જીતવાની ધારેલી ઉમેદ પારપાડી મોટા લશ્કર સહિત અહમદનગર જતો હતો. ફારસી ઇતિહાસો મુજબ [જેમાં ખાફીખાન પણ સામેલછે] રસ્તામાં કંઈ પણ હરકત થઈ નથી. તેમ એકવર્ષ ત્યાં રહી શાંત રીતે બાદશાહે પોતાનો દેહ છોડયો. છતાં બખ્ખર પ્રમાણે રસ્તામાં બાદશાહના મોટાલશ્કરના મોટા ભાગને મરેઠાઓએ હરાવ્યો અને બાદશાહ કેદ પકડાતાંપકડાતાં બચી ગયો એમ લખેલું છે. ડફ[1] સાહેબ આ જગ્યાએ મોગલ લેખકોની નરમાશ ભરેલી કબૂલાત આપ્યાનું લખે છે તે ખરૂં નથી. પોતે લેખકોમાંના એકનું પણ નામ આપતા નથી. આલમગીર પોતે હોય અને વળી તેની સાથે મોટું લશ્કર હોય છતાં મરેઠાઓ આવી રીતે આમ અપમાન કરે એ સામાન્ય તુલનાથી વિરૂદ્ધ છે.

**મનુચી**

હવે મનુચીનાં ગપ્પાં વિષે થોડું લખવામાં આવે છે. રાજા જયસિંહ જ્યારે શિવાજીને સજા કરવા ગયો ત્યારે મનુચી રાજાની[2] સાથે તોપખાનાનો ઉપરી હતો અને રાજા તરફથી મોટા જમીનદારો સાથે વિષ્ટી કરવા મનુચી જતો હતો. રાજાએ શિવાજીના વઝીરોને લાંચ આપી, તેથી તેમણે શિવાજીને બાદશાહની તાબેદારી કબૂલ

૧ મરેઠા ઇતિહાસ ગ્રાંટ ડફ પુ. ૧ પૃ. ૩૪૭
૨ મનુચી કૃત પુ. ૨ પૃ. ૧૨૦

શિવાજી બાદશાહ પાસે ગયો, તેનો જે હેવાલ આલમગીરનામામાં મળી શકે, તે કરતાં વધારે ખરો હેવાલ બીજો કોઈ આપી શકે નહિ. આ પુસ્તકમાંના ઘણાખરા ભાગનો ખાફીખાને ઈંતેખાબ લીધો છે; છતાં શિવાજીના દરબારી હેવાલને, તેણે મરેઠાથીજ સાંભળી લખેલો જણાય છે. કેમકે મરેઠા હેવાલથી [1]કેટલોક તે મળતો આવે છે. આગ્રેથી શિવાજી પોતાના દેશમાં કેવી રીતે ગયો, તેની જૂદીજૂદી કહાણીઓ ખાફીખાન ઘણા લંબાણથી લખે છે; પણ ગ્રાંટ ડફ સાહેબ તેમાં ચુપ રહ્યા છે.

ખાફીનાં કેટલાંક લખાણો સમયાનુકૂળ હોતાં નથી જેમ સંભાજી તથા કલુશાને પકડીને બાદશાહ આગળ લાવ્યા ત્યારે બાદશાહ પોતાની ટેવ પ્રમાણે ખુદાના દરબારમાં નમ્યો ( સીજદો કર્યો ), જે વિષે કલુશાએ તરત હિંદી કવિતામાં સંભાજીને કહ્યું કે, હે રાજા! તને જોઇ દબદબાવાળો આલમગીર બાદશાહ પણ તખ્ત ઉપર બેસી શકયો નહિ અને ગભરાઇને તને માન આપવા તખ્તથી નીચે ઉતરી નમ્યો.[2]

જગ્યાના પ્રમાણમાં જ્યાં જેટલી ફોજ મોકલવી જોઇએ, ત્યાં તેટલી મોકલી હોય; પણ ખાફીખાન તે કરતાં ઘણી વધારે મોકલ્યાનું લખે છે; જેમકે અદુનીના કિલ્લાના ઘેરામાં ૨૫ હજારની[3]

---

છે. સાતમી કે આઠમી પેઢીએ સાહુ ભોંસલા થયો. ભોસલા નામ પડયાનું ખાફી કહે છે કે જે હરામનો છોકરો થયો હતો તેને બહુ નાના ઘરમા ઉછેર્યો હતો જેને હિંદીમાં ભોંસલા કહે છે તે ઉપરથી ભોંસલા થયો. આ સિવાય બીજું પણ ખાફીએ સાંભળ્યું છે પણ તે જાહેર કરતો નથી ભાગ બીજો પૃ. ૨૧૨

૧ ભાગ ૨ જો પૃ. ૧૯૮–૧૯૯ અને મરેઠા ઇતિહાસ ગ્રાંટ ડફ ભાગ ૧ લો પૃ ૧૮૧–૧૮૨

૨ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ, ૩૯૮

૩ માસીરે આલમગીરી પૃ. ૩૦૮

ફોજ મોકલી હતી ત્યાં ખાફીખાન[1] ૬૫ હજારની ફોજ મોકલ્યાનું લખે છે.

કેટલીક જગ્યાએ વર્ણનમાં હદથી ઘણું વધારે નકામું લંબાણ તે કરે છે જેમકે ખેલનાના કિલ્લાના ઘેરામાં ૨૦ પૃષ્ઠ[2] જેટલું લંબાણ કર્યું છે.

ખાફીખાનનાં પોતાનાં લખાણોમાં ફેરફાર પડે છે તેથી વાંચનારને ગુંચવણ લાગે છે. જેની ઢંગધડા વિનાના ખાફીખાને કાંઇ દરકાર કરેલી જણાતી નથી. પૃષ્ઠ ૪૧૧ (હી. ૧૧૦૩) માં તે લખે છે કે દક્ષિણમાં લડાઇનું લંબાણ થવાથી બધો ખજાનો ખાલી થઇ ગયો; પણ ત્યાં માત્ર હજી ૧૦ વર્ષનીજ મુદ્દત થઇ હતી. પૃષ્ઠ ૪૯૬ (હી. ૧૧૧૩) માં તે લખે છેકે, આલમગીરનો ફોજી અમલદાર મોહંમદ અમીનખાન એવો બહાદુર હતો કે, ઘાટના મુલકને નાશ કરી, ત્યાં મરેઠાઓનું નામ પણ રહેવા દીધું નહિ. એવીજ રીતે ફતેહુલ્લાખાને પણ કર્યું. પૃ. ૫૧૭ (હી. ૧૧૧૪) માં તે લખે છે કે, શાહજહાંનો એકઠો કરેલો ખજાનો આલમગીરે ખોયો તથા એનાં હજારો માણસો ખપી ગયાં, મરેઠાને ઘરબાર વગરના કર્યા, તારાબાઇના અમલદારો વધારે લૂંટ કરવા તથા ચોથ લેવા લાગ્યા વગેરે. પૃ. ૫૨૩ (હી. ૧૧૧૫) માં તે લખે છે કે, મરેઠા લાચાર થઇ ગયા અને તેમના તુરના વગેરે કિલ્લા શાહી ફોજે જીતી લીધા. પૃ. ૫૩૮ (હી. ૧૧૧૬) માં તે લખે છે કે, વાકનકેરાની જીત પછી આસપાસના બધા જમીનદારોએ ખંડણીઓ આપી. આલમગીરના રાજ્યનું વર્ણન પૂરૂં કર્યા પછી ફરોખશીયરના રાજ્યમાં ખાફીખાન[3] લખે છે કે, મરેઠાઓના ૩૦–૪૦ કિલ્લાઓ આલમગીર બાદશાહે જીતી લઇ, તેમને ઘરબાર વગરના કરી દીધા. આ ઉપરથી એટલું દેખાય છે કે,

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૩૭૧

૨ ભાગ ૨ જો પૃ. ૪૯૧ થી ૫૧૦

૩ ભાગ ૨ જો પૃ. ૭૮૧

ખાફીનાં લખાણો જેમ બાદશાહની તરફેણમાં જાય છે તેમ વિરૂદ્ધ પણ જાય છે. પણ ઇ. ૧૯ મી સદીના લેખકોએ વિરૂદ્ધ પક્ષજ ધારણ કીધો છે એ ઘણુંજ શોચનીય છે.

કિલ્લાઓની જીતના વર્ણનમાં એક બેને બદલે પાંચ છ વખત કેટલાક કિલ્લાઓ મરેઠાઓએ ફરી જીતી લીધા હતા એવું ખાફીખાન લખે છે. પણ બખ્ખરથી એ વાતમાં જૂદો પડે છે; કેમકે મરેઠાઓએ ફરી લીધેલા કિલ્લા છેવટે પાછા બાદશાહના કબજામાં ગયા.

બાદશાહના ફોજી અમલદારોમાં જરા મતભેદ થયો કે, તેને કુસંપ થયાનું જણાવી તથા પોતાના ભાઇ ઉપર બીજા અદેખાઇ રાખતા તેનું વેર લેવા તેની હીણપત થાય તેવું લખી, એટલે કે, તેમાંના કેટલાકને હાર્યા વગેરે એવું લખવાનું ન મળે તો, તેમણે મરેઠા કિલ્લેદારોને લાંચ આપી કિલ્લા જીત્યા વગેરે લખી, ખાફીખાન આલમગીરના દક્ષિણના ઇતિહાસના પરિણામમાં એટલુંજ જણાવે છે કે, તેની ધારેલી ઉમેદ પાર પડી નહિ. પણ બખ્ખરની પેઠે મરેઠાઓએ ફરી ઘણાખરા કિલ્લા લઇ લીધા તથા ઘડપણમાં બાદશાહને પકડી લેવા વગેરેની હીણપત પહોંચાડવાનું જણાવતો નથી.

ખાફીખાને કાંઇપણ નોંધ રાખ્યા વગર લાંબા વખત પછી બનેલા બનાવો લખવા માંડયા; તેથી તેમના વખત અને હકિકતમાં બહુ ફેર પડે છે. ખાફીખાન લખે છે કે, હી. [1]૧૦૯૧ ના ત્રોહોરંમ મહિનામાં સંભાજી ૨૦ હજાર સવાર લઇ બુરહાનપુર ઉપર ચઢી ગયો.તેણે શહેરને ખુબ લૂંટયું, તથામુસલમાનોની આબરૂ લીધી, જેથી શુક્રવારનીનમાજ બંધ રહી. દક્ષિણનો સુબો ખાનજહાં ઔરંગાબાદથી ચાર દિવસના રસ્તાને એક દિવસમાં કાપી બહુજ વહેલો પહોંચ્યો અને સંભાજીને ખુબ સજા કરત, પણ સંભાજીના વકીલે મળી ખાનજહાંને ઠંડો કરી દીધો બુરહાનપુરના મુસલમાનોએ મેહઝર કરી

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૨૯૨, ૨૭૩

બાદશાહ અજમેરહતો ત્યાં મોકલ્યું. આ ઉપરથી તૈયારી કરી ધર્મપ્રિય બાદશાહતુરત નીકળ્યો. પણ આગળ જઈ તેલખે છેકે, બાદશાહ શિકાર કરતો તા. ૧૪ મી ઝીલકાદ હી. ૧૦૯૨ માં બુરહાનપુર પહોંચ્યો. ખાફીખાનના આ વર્ણનને ખરા ઇતિહાસનો શોધક કદી માનશે નહિ. કારણ કે, **માસીરે આલમગીરી** તથા **ખઝાને આમેરા** વાળાનું ધ્યાન ખાસ મુસલમાનોના આ મોટા બનાવ તરફ ખેંચાયા વગર રહેજ નહિ. આ બંનેમાં જરાએ ઇશારો નથી. બંને પ્રમાણે હી. ૧૦૯૧[1] ના રબીઉલ આખેરની તા. ૨૪ મીએ શિવાજી મરી ગયો. [2]માસીરે આલમગીરી પ્રમાણે ખાફીખાને બતાવેલા વખતે ખાનજહાં બાદશાહ સાથે ચિતોડ તરફ હતો. સફર મહીનાની તા. ૯ મીએ દક્ષિણ જવા તે નીકળ્યો તથા પહોંચ્યા પછી શાહઝાદો મોઆઝમશાહ, જે તે વખતે દક્ષિણનો સુબો હતો તે બાપ પાસે ગયો.

ગ્રાંટ ડફ સાહેબ ઇ. સ. ૧૬૮૫[3] માં એટલે ખાફીખાનના વખતથી પાંચ વર્ષ પછી બુરહાનપુરની લૂંટ વિષે લખે છે. તે સિવાય બંનેના વર્ણનમાં આકાશ પાતાળનો ફેર છે. મજકુર સાહેબ પ્રમાણે સંભાજી પડે ગયો નથી. પણ તેણે પોતાના સરદાર હંબીરરાવને મોકલ્યો છે. બુરહાનપુરમાં કેટલાક દિવસ લૂંટજ ચલાવી પણ ખાફી પ્રમાણે ખાસ મુસલમાનોને સતાવ્યાનું નથી અને એજ વર્ષમાં મરેઠાઓએ ભરૂચ ઉપર કબજો કરી લીધો. સાહેબ આ કામમાં શાહઝાદા અકબર પડે મદદમાં તો નહિ પણ ઉશ્કેરણી કરનાર હશે એમ માનેછે, પણ આ પહેલાં ક્યારનો શાહઝાદો તો નાશી છૂટયો હતો. ખાનજહાંએ જલદી પહોંચી પુના વગેરે મરેઠાઓનો મુલક જીતી આઝમશાહ જેણે હમણાં સોલાપુર

---

૧ માસીરે આલમગીરી પૃ. ૧૯૪. ખઝાને આમેરા પૃ. ૨૭
૨ „ „ પૃ. ૧૮૯
૩ મરેઠા ઇતિહાસ ભાગ ૧ લો પૃ. ૨૮૨

છુટયું હતું, તેની મદદે જવાના સંબંધમાં બરનીયરનો પણ હવાલો[1] સાહેબે આપ્યો છે. જે તદ્દન પાયા વગરનું જણાય છે; કેમકે તેતો કયારનોએ હિંદમાંથી ચાલ્યો ગયો હતો. સુરત જે કોટ વગરનું શહેર હતું તેને લૂંટયા પછી બાદશાહની સખત તાકીદ ઉપરથી બધે બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. બુરહાનપુર જેવા મોટા શહેરમાં પૂરતી ફોજ હતી; છતાં ત્યાં એવી કેટલાક દિવસ સુધી લૂંટ ચાલે એ માનવા જેવું નથી. બાદશાહ પોતે દક્ષિણમાં હતો, ચારે તરફ મોટી મોટી ફોજો પડેલી હતી, વળી માસીરે આલમગીરી પ્રમાણે સાહેબના બતાવેલા વખતે, મરેઠાના મોટા કિલ્લા રાહેરીને શાહી ફોજે ઘેરો નાંખ્યો હતો. સાહેબે જે પૃષ્ટમાં બુરહાનપુરની લૂંટનું લખ્યું તેની પહેલાં ત્રણ પૃષ્ટે આલમગીર દબદબાથી તથા મોટી ફોજો અને બહાદુર લડવૈયા લઇ દક્ષિણમાં દાખલ થયાનું અને મરેઠાની કતલ કર્યાનું લખ્યું (એવું કોઇ પણ ફારસી ઇતિહાસમાં નથી) તે જોતાં તો બુરહાનપુરને લૂંટવાની મરેઠા કદી હિંમત કરી શકેજ નહિ. ખાફીખાન[2] તથા ગ્રાંટ ડફ સાહેબે વખત અને હકિકત બતાવવામાં જરૂર ભૂલ કરી છે. બુરહાનુલ ફુતુહ નામના ઇતિહાસ ઉપરથી માલમ પડે છે, કે હી. ૧૧૨૧ માં એટલે આલમગીરના મૃત્યુ પછી ત્રણ વર્ષે તારાબાઇવાળા મરેઠાઓએ બુરહાનપુર ઉપર પહેલ વહેલી ધાડ નાંખી હતી.

---

૧ મરેઠા ઇતિહાસ ભાગ ૧ લો પૃ. ૨૮૭ ની નોટ

૨ ખાફીખાન પોતાના પુસ્તકના ભાગ ૨ ના પૃ. ૪૫૬ માં લખે છે કે નીમા સીંધીયા તથા ધના વગેરે એ મોટી ફોજ લઈ, બુરહાનપુરને ઘેરો ઘાલ્યો તે વખતે બુરહાનપુરનો સુબો નજાબતખાન એવી બહાદુરીથી લડયો કે ત્રણ રાત દિવસ સુધી તે હાથી ઉપરથી ઉતર્યોજ નહિ. છેવટે મરેઠાઓ ત્યાંથી ચાલ્યા ગયા. આ બનાવ માસીરે આલમગીરીમાં નથી બલ્કે તે વખત નજાતખાન બુરહાનપુરનો સુબો પણ ન હોતો. ગ્રાંટ ડફ સાહેબ પણ બખ્ખર વગેરેથી બુરહાનપુરના આ ઘેરાનું લખતા નથી. બલ્કે સાહેબ પ્રમાણે ધના આ વખતે કર્ણાટકમાં હતો. મરેઠા ઇતિહાસ ભાગ ૧ લો પૃ. ૩૩૨

એવોજ એક બીજો બનાવ ખાફીખાન[1] લખે છે કે હી. ૧૧૧૪ માં પંદર સોળ હજાર મરેઠાઓ (તેમના સરદારનું નામ નથી) સુરતની આસપાસ ખરાબી કરી નર્મદા નદી ઓળંગી આગળ જવા ચાહતા હતા. ગુજરાતનું ૨૧-૨૨ હજારનું લશ્કર લઈ મોહંમદ બેગખાન તથા સફદરખાન બાબી વગેરે પ્રખ્યાત સરદારો તેની સામે લડવા આવ્યા હતા. ભરૂચ પાસે બાબા પ્યારાના ઘાટ આગળ શાહી ફોજની હાર અને ખરાબી થઇ.

ખાફીખાન લખે છે કે ગુજરાતના માણસો મરેઠાઓની લડાઇની ઢબથી અજાણ્યા હતા તેથી હાર્યા. પણ જ્યારે પોતેજ એ પહેલાં મરેઠાઓનું ઘણીવાર ગુજરાતમાં આવી ખરાબી કરવાનું લખે છે તે ખોટું ઠરે છે. લડાઈનું જે વર્ણન કરવામાં આવ્યું છે તે માનવા જેવું નથી. મોહંમદ બેગખાન જે મોટો સરદાર હતો તે હી.[2] ૧૧૦૯ થી હી. ૧૧૧૫ સુધી સોરઠનો ફોજદાર હતો. ગુજરાતનો સૌથી મોટો અમલદાર ખાજા અબ્દુલ હમીદખાન.જે નાયબ સુબો હતો તેણે ઉપરનું લશ્કર મોકલ્યું હતું એમ લખી પોતાના વર્ણનના છેવટના ભાગમાં તેને તથા બીજાને મરેઠાઓ પાસે કેદમાં આવ્યાનું લખે છે.[3]

માસીરે આલમગીરી, ખઝાને આમેરા કે તઝકરે સુગતીયા જેવા સનંદી ઇતિહાસોમાં મજકુર બનાવનો જરાએ ઇશારો નથી. લાંબા કાળે લખાયેલો મિરાતે એહમદી[4] જે ખાસ ગુજરાતનો ઇતિહાસ છે તે સાંભળેલું, જેની તેને પોતાને પણ ખાત્રી નથી તેમાં

---

૧ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૫૧૮-૫૧૯

૨ મિરાતે એહમદી તથા સોરઠમા એની મહોરવાળા લેખો ઉપરથી સાબીત થાય છે.

૩ મરેઠાની ફ્નેહ છતાં તરતજ ધનાજાદવ બાદશાહ સાથે તાબેદારીની શરતે સલાહની દરખાસ્ત કરે છે એવું ખાફીખાન લખે છે એ ખરેખર તાજુબી ભરેલું છે.

૪ આલમગીરના મોત પછી ૫૬ વર્ષે એટલે હી. ૧૧૭૪ માં આ પુસ્તક લખાયેલું છે.

લખે છે કે, ધના. જાદવ હી.[1] ૧૧૧૬ માં ૭૦-૮૦ હજારની ફોજ લઇ બાબાપ્યારાના ઘાટ આગળ ગુજરાતની શાહીફોજ સાથે લડયો, તેમાં મોહંમદ બેગખાનનું નામ નથી. ઉપરાંત ખાફીખાન તથા એહમદીના લડાઇના વર્ણનમાં ઘણોજ ફેર છે.

ગ્રાંટ ડફ સાહેબ લખે છે કે, ઇ. સ.[2] ૧૭૦૫ માં પંદર હજાર મરેઠા ગુજરાતમાં ઘુસી પડયા અને શાહી ફોજદારોના લશ્કરને હરાવી બધું ઉજડ કર્યું. સાહેબ પોતે વધારે ન લખતાં બખ્ખર તથા ખાફીખાનનો પુરાવો રજુ કરે છે. બખ્ખરમાં કયા વર્ષમાં આ બનાવ બન્યો હશે, તે જણાતું નથી. પણ ડફ સાહેબ લખે છે તેના બે વર્ષ પહેલાં ખાફીખાન જણાવે છે.

આ બધું જોતાં મરેઠા સંબંધના ઇતિહાસમાં ઘણો ગોટાળો જણાય છે. શાહી ફોજો દક્ષિણમાં મરેઠાના કિલ્લાઓને ઘેરા નાંખી લઇ લેછે તથા મરેઠા બચાવને અર્થે મોટી સંખ્યામાં લડે છે એટલે સુધી તો માનવા જેવું છે; પણ મોટી મોટી ફોજો લઇ ગુજરાત[3]

---

૧ માસીરે આલમગીરી પૃ. ૪૮૩ હી. ૧૧૧૫ માં નીમા સીંધીયાએ સતરસાલ સાથે મળી માળવામાં ફિસાદ મચાવ્યો પણ ફીરોઝજંગે તરત ત્યાં જઇ તેમનો પરાજય કર્યો. ખાફીખાન ( ભાગ ૨ જો પૃ. ૪૫૬ માં) નીમા સીંધીયાએ માળવામાં ફિસાદ મચાવ્યાનું હી. ૧૧૦૯ માં લખે છે.

૨ ગ્રાંટ ડફ. મરેઠા ઇતિહાસ ભાગ ૧ લો પૃ. ૩૪૦.

૩ મિરાતે એહમદી પહેલાંની પેઠે સાંભળેલું લખે છે કે હી. ૧૧૧૮ માં આલમગીર મરી ગયો તેજ વર્ષના છેક આખરમાં કે હી. ૧૧૧૯ ની શરૂઆતમાં બાલાજી વિશ્વનાથ મોટી ફોજ લઇ ગુજરાતના સુબા પાસેથી બે લાખ દશ હજાર રૂપિયા ખંડણી પેટે લઇ ગયો. આ દેખીતું ખરૂં નથી કેમકે મરેઠાનાજ ઇતિહાસ પ્રમાણે લાંબા કાળે બાલાજી ગણત્રીમાં આવ્યો છે. મરેઠા ઇતિહાસ ( ગ્રાંટ ડફના ) પુ. ૧ પૃ. ૩૬૭ મુજબ ઇ. સ. ૧૭૦૫ સુધી ધના જાદવનો બાલાજી કારકુન હતો. હી. ૧૧૧૫ ઇ. સ. ૧૭૦૩ ની બરાબર છે.

કે માળવા, ખાનદેશ કે વરાડ વગેરેમાં વારંવાર જવાનું જે ઇતિહાસોમાં બતાવવામાં આવે છે, તે અતિશયોક્તિથી રહિત નથી. એકાદ વખત અનાયાસે થઈ ગયું હશે. આલમગીરના વખતમાં આ બધું થયાની ખાત્રી થઈ શકતી નથી. માસીરે આલમગીરી પ્રમાણે હી. ૧૧૧૪ માં ખેલનાના મોટા કિલ્લાને શાહી ફોજે ઘેરો નાંખ્યો હતો તેમાં તારાબા ઇંવાળા મરેઠાઓ રોકાયેલા હતા. માસીરે આલમગીરી તથા ખાફીખાન પ્રમાણે હી. ૧૧૧૬ ના આખા વર્ષમાં ધના જાદવ વગેરે મરેઠાઓ વાકનકેરા આગળ શાહી ફોજના મુકાબલામાં જતા હતા. આ બધા ઉપરથી ઉપરનું વર્ણન ખરૂં લાગતું નથી.

આ સાધનો ઉપરથી દક્ષિણની લાંબી ચઢાઇનું જે ખોટું પરિણામ બતાવવામાં આવે છે તે માસીરે આલમગીરી, રૂક્કાતે આલમગીરી વગેરે ખરા ફારસી ઇતિહાસો વિરૂદ્ધ છે એટલુંજ નહિ પણ ઐતિહાસિક તુલના વિરૂદ્ધ પણ છે. ખરાં સાધનો જોયા તથા પૂરતો વિચાર કર્યા વગર કહી દેવું કે, આલમગીરની બધી મહેનત ફોગટ ગઇ એ તદ્દન ગેરવ્યાજબી છે. આ ફારસી પુસ્તકો ઉપરથી તો આલમગીરની મહેનત સફળ થઇ જણાય છે. મરેઠાઓ કરતાં ઘણાં બળવાન વિજાપુર તથા ગોવળકોંડાનાં રાજ્યો તેણે જીત્યાં, જેમાં દરેક વખત દોઢ બે લાખનું લશ્કર લઈ લડાઇઓ કરી છે અને છેક લંકા સુધીનો મુલક બાદશાહના તાબામાં આવ્યો. ઘણાખરાને ખંડીયા બનાવવામાં આવ્યા. પ્રોફેસર લેનપૂલ સ્ટાન્લે સાહેબ પણ કબૂલ કરે છે કે આલમગીરે આખા દક્ષિણ ઉપર કન્યાકુમારી સુધી કબજો કર્યો હતો. મરેઠાઓ ગમે તેવા કઠણ કે બહાદુર હતા પણ તેમને વશ કરવાનાં તેથી પણ વધારે મજબૂત સાધનો આલમગીર પાસે હતાં. પોતે પૂરો બહાદુર હતો તેવાજ એના સરદારો પણ હતા.

અલબત રસ્તા પહાડી, મરેઠાઓની હઠીલાઈ, મેદાનમાં ન લડતાં નાશી જઇ પહાડી જગામાં શાહી ફોજને હેરાન કરવી તે ઉપરાંત

કુદરતી આફતો, પુષ્કળ વરસાદ, નદીઓનાં પૂર, મરકીની બીમારી, દુકાળ વગેરેએ બાદશાહના કામને લંબાણે પહોંચાડ્યું. કેટલાક અમલદારો વારંવાર કહેતા કે મોટી ફોજ લઇ એકદમ મરેઠાઓને કચડી નાંખવા, પણ બાદશાહની થોડા માણસો મરેઠાઓ સામે મોકલવાની દયા ભરેલી વર્તણુંક તથા વખતો વખત મરેઠાઓને ઉપરા ચાપરી માફી આપી સુધારવાની ઇચ્છાને લીધે લંબાણ થયું છે. સંભાજીનો દીકરો શાહુ તથા શિવાજીના કુટુંબના તેમજ બીજા પ્રખ્યાત કુટુંબના મરેઠાઓ બાદશાહની નોકરીમાં હતા જેમના ઉપર અતિશય મહેરબાની રખાઇ છે. જેમનો વિગતવાર હેવાલ મરેઠા પ્રકરણમાં આવશે. તેમને છોડી બંડખોર મરેઠાઓને ઘરબાર વગરના કરી બિલકુલ મારી તો નાંખ્યા નહિ પણ કચડી નાંખ્યા હતા. દક્ષિણ દેશમાં લાંબા વખતથી પડેલી ખરાબી દૂર કરી, રૈયતને સુખી કરી, દેશમાં શાંતિ ફેલાવી, દેશમાં કાયદા બાંધ્યા વગેરે ઘણી સારી વાતો દક્ષિણમાં દાખલ કરી. પણ અફસોસ કે આ વાત બાદશાહના મુવા પછી તેની ઓલાદમાં માંહોમાંહે જે લડાઇ ચાલી, તેણે આખીવાર ટકાવી રાખી નહિ અને મરેઠાઓ પણ ફરી જોરપર આવ્યા એટલે આલમગીરની મહેનતનો, દેખાવ સંતાઇજ ગયો.

૨૦ તારીખે ઇરાદતખાન—એનો કર્તા મીર મુબારકલ્લાહ ઇરાદતખાન છે. તે મોટા દરજ્જાનો આલમગીરના વખતનો અમીર હતો. એમાં આલમગીરના વખતનો બહુજ થોડો ઇતિહાસ છે. તે પછી ફરોખશીયરની શરૂઆત સુધીનો છે. ઇંલીચટમાં ૧૪ પૃષ્ટનો ઇંતેખાબ છે છેવટમાં આલમગીરના પોતાના શાહજાદા આઝમશાહ તથા કામબક્ષ ઉપર લખેલા બે કાગળો છે જેમાં મજકુર શાહજાદાને જે શિખામણો આપી છે તેમાં બાદશાહે પોતાનો જે વિનય વાપર્યો છે તે ઉપરથી તેની ઉંચા દરજ્જાની સમજણની સાખીતી મળે છે.

૨૧ માસીરૂલ ઉમરા—એના ત્રણ મોટામોટા ભાગ છે. દરેક ભાગ લગભગ ૯૦૦ પૃષ્ટનો છે એના લખનાર શમ્સામુદ્દોલા શાહ નવાઝખાન

ખાફી નીઝામુલમુલ્કનો દિવાન હતો. તે ૯૦ વર્ષની ઉમરે હી. ૧૧૭૧ માં માર્યો ગયો. એના દીકરા તથા મીર ગુલામઅલી આઝાદે આ પુસ્તકમાં સારો સુધારો તથા વધારો કર્યો છે. એમાં ખાસ દરજ્જાના અકબરના વખતથી પોતાના વખત સુધીના અમીરોનો બીજાં પુસ્તક ઉપરથી તથા પોતે જોયેલો ઇતિહાસ, જેમાં અરધા પુસ્તક ઉપરાંતના ભાગમાં ફક્ત આલમગીરના અમીરોનો ઇતિહાસ છે.

૨૨ ખઝાને આમેરા—એનો કર્તા મજકુર મીર ગુલામઅલી આઝાદ બેલગ્રામી છે. આ ૪૬૨ પાનાનું પુસ્તક હી. ૧૧૭૬ માં લખાયલું છે. એનો મોટો ભાગ કવિઓનો ઇતિહાસ છે. થોડા ભાગમાં દક્ષિણનો ખાસ મરેઠા સંબંધનો ઇતિહાસ છે. એ પહેલાં એણે સર્વે આઝાદ નામનું પુસ્તક પણ લખ્યું છે. લખનાર મહાન્ વિદ્વાન છે. આલમગીરના સંબંધના મજકુર ઇતિહાસોમાં માસીરે આલમગીરી તથા ખાફીખાનનો મુન્તખબુલ લુબાબ નામના ફક્ત આ બે ઇતિહાસ સળંગ એટલે આરંભથી છેવટ સુધીનો આલમગીરનો ઇતિહાસ જણાવે છે. ઉપર લખ્યા મુજબ માસીરે આલમગીરી બધી વાતમાં વધારે આધારવાળું પુસ્તક છે. જે વાત એમાં ન હોય, પણ ખાફીખાનમાં હોય, અને તેને બીજી તરફથી ટેકો મળતો હોય, કે ઐતિહાસિક વાટાઘાટ અનુસાર હોય તોજ ખરી માનવી જોઇએ.

હિંદુ લેખકો—નીચેના ઇતિહાસો હિંદુ ગૃહસ્થોના લખેલા છે.

૧ લુબ્બતુત તવારીખ—એનો કર્તા બિંદરાબીનદાસ[૧] છે. તેણે બાદશાહની હયાતીમાં હી. ૧૧૦૬ માં સ્વતંત્રપણે લખ્યો છે. હિંદના પહેલાંના સુલતાનો તથા પ્રાંતોના સ્વતંત્ર સુલતાનોના વખતનો તથા મોગલ બાદશાહોનો આ ઇતિહાસમાં હેવાલ છે.

---

૧ આ નામનો માણસ શાહઝાદા મોઆઝમશાહનો દિવાન હતો. કેટલાક કહે છે કે બિંદરાબીનદાસનો બાપ રાયબિહારીમલ જે દારાનો દિવાન હતો તેણે આ ઇતિહાસ લખ્યો છે.

આલમગીરનો હેવાલ અધૂરો છે. ઇલીયટમાં ફક્ત બે પૃષ્ટનો ઇતેખાબ છે. શાહજહાંએ મહાન્ અકબરના વખતમાં દાખલ થયેલો દંડવત પ્રણામ (જમીન ઉપર પડી બાદશાહને સલામ કરવી-સીજદો)નો ધારો કઢી નાંખ્યો તેની તથા શાહજહાંના વખતની આબાદી અને ઇનસાફની તેણે તારીફ કરી છે. આલમગીર વિષે તે લખે છે કે "મારા પુસ્તકની ખૂબી વધારે એ માટે છે કે તેમાં શહેનશાહ આલમગીરની શોભાવાળી લડાઇઓનું વર્ણન છે."

૨ ખુલાસાતુત તવારીખ–એનો કર્તા પતીયાલાનો ખત્રી મુનશી[1] સુભાનસિંહ આરીફ છે. હી. ૧૧૦૭ માં એટલે આલમગીરના મૃત્યુના દશ વર્ષ પહેલાં આ પુસ્તક લખાયું છે. બીજા કોઇએ તેમાં વધારો કરી બાદશાહના મૃત્યુ સુધીનું લખ્યું છે. ભાઈઓની લડાઇ, દેશની પેદાશ[2] તથા ભુગોળ સહિત ૪૦ વર્ષનો પૂરો ઇતિહાસ છે. પણ ઇલીયટમાં તેનો ઇતેખાબ નથી.

૩ ફુતુહાતે આલમગીરી–એનો કર્તા અમદાવાદનો નાગર બ્રાહ્મણ જે શેખુલ ઇસ્લામ ઇબ્ને અબ્દુલ વહાબ અમદાવાદીના તાબામાં હતો તેનું નામ, ગુજરાતના ઇતિહાસ મિરાતે એહમદીનો અંગ્રેજીમાં તરજુમો કરનાર બર્ડ સાહેબ પ્રમાણે શ્રીદાસ અને સ્ટોરીયાડો મોગરનો તરજુમો કરનાર ઇરવીન સાહેબ પ્રમાણે ઇશ્વરદાસ છે. આ સાહેબના કહેવા પ્રમાણે જોધપુરવાળા જશવંતસિંહના મૃત્યુ પછી બાદશાહ સાથે ઉત્પન્ન થયેલા રજપૂતોના ઝગડાનો હેવાલ, જે મનુચીએ લખ્યો છે તે કલ્પિત કહાણી છે પણ ઇશ્વરદાસે સારો હેવાલ લખ્યો છે.

---

[1] મી૦ જદુનાથ સરકાર સુભાનરાય કે સુજનરાય કે સુભાનસિંહ નામ આપે છે આ બટાલાનો રહેનાર કાનુનગો હતો.

[2] આ તથા ચહારગુલશન વગેરે હિંદુસ્તકૃત પુસ્તકો ઉપરથી મી૦ જદુનાથ સરકારે ઇ. સ. ૧૯૦૧ માં ઇન્ડિયા ઑફ ઓરંગઝેબ નામનું પુસ્તક બહાર પાડ્યું છે.

૪ શ્રીધર મોન્શીનર કૃત–એણે હિંદીમા બાદશાહના લશ્કરનાં વખાણ પદ્યમા કર્યા છે આ અદહાબાદનો રહેનાર છે કદાચ તે આલમગીરી મુજબ શાઇસ્તખાનનો સેક્રેટરી મોન્શીધર, જે ઘણો લાયક હતો તેની શાઇસ્તખાનના મૃત્યુ પછી બાદશાહે ઘણી કદર કરી છે તેનો દીકરો હોય તો નવાઇ નહિ

૫ આઝમુલ હરબ–એનો કર્તા કામરાજ છે હી ૧૧૧૯ (ઈ. સ ૧૭૦૭) મા તેણે આ પુસ્તક લખ્યુ છે

૬ તારીખે દિલકુશા અથવા નુસ્ખએ દિલ કુશા–ભીમસેન કાયસ્થે હી ૧૧૨૦ (ઇ સ ૧૭૦૮) મા આ ઇતિહાસ લખ્યો છે. તે બુરહાનપુરમા જન્મયો હતો તેણે દક્ષિણની સારી હકિકત આપી છે કારણ કે તે દલપતરાવ બુંદેલા જે ઔરંગઝેબના લશ્કર સાથે દક્ષિણમા હતો તેનો વકીલ હતો તેણે બીજી જાણવાજોગ હકિકત પણ લખી છે

૭ ચમનસ્તાન–એનો કર્તા આનંદરામ[1] મુખલિસ છે તેણે શાહજહાની મોટી દીકરી જહાઆરાબેગમના ઘણા વખાણ લખ્યા છે તથા તેણીએ લખેલા ધર્મ પુસ્તકોની હકિકત આપી છે. એના લખેલા બીજા બે તઝકીરા તથા મિન્તુલ ઇસતેલાહ નામના પુસ્તકો પણ છે છેલ્લુ હી ૧૧૫૭ મા તેણે લખ્યુ છે

૮ તઝકીરાતુલ ઉમરા–એનો કર્તા કેવળરામ છે માસીરૂલ ઉમરા નામના પુસ્તકનો આ નમુનો છે એમા અમીરોનો ઇતિહાસ છે

૯ મુન્તખબુત તવારીખ–એનો કર્તા જગજીવનદાસ છે હી ૧૧૦૫ મા શાહઝાદો મોઆઝમશાહ કેદમાથી છૂટયો તેની

---

૧ ખઝાને આમેરા પૃ ૪૨૫ પ્રમાણે મોટા અમીરો તરફથી આન દરામ દરબારમા વકીલ તરીકેનુ કામ કરતો હતો જાતનો ક્ષત્રિય તથા એને રાયરાયાનો ખિતાબ હતો મુખલિસ તખલ્લુસ (કવિ નામ)ના બે હિંદુ હતા એક મુખલિસે હારી તથા બીજે મુખલિસે મારી

તથા મજકુર શાહજાદો ગાદીએ બેઠો, તે વખતની આખા રાજ્યની આવક વગેરે સારી હકિકત તેણે લખી છે.

૧૦ ઇબરતનામા–એનો કર્તા આઝમુલ હરબનો કર્તા કામરાજ છે. હી. ૧૧૩૧ માં તેણે લખ્યું.

૧૧ શાહનામા–શિવદાસે હી. ૧૧૨૪ માં આ ઇતિહાસ લખ્યો.

૧૨ અજાયબુલ આફ્રાક–પ્રખ્યાત છબીલારામ નાગરે હી. ૧૧૩૪ માં આ ઈતિહાસ લખ્યો.

૧૩ ગુલદસ્તે બહાર–એનો કર્તા રાય બિહારીમલ નાગર છે.

૧૪ ખુજસ્તા કલામ–એનો કર્તા સાહેબરાય છે. હી. ૧૧૫૯ માં તેણે લખ્યું.

૧૫ નાદિરૂઝ ઝમાની–એનો કર્તા ખુશાલચંદ છે. હી. ૧૧૬૧ માં તેણે લખ્યું.

આ પછી બીજા હિંદુ લેખકોનાં નામ પણ મી. ઇરવીનના પુસ્તક ધી આર્મી ઑફ ધી ઇન્ડિયન મોગલ્સ તથા ઇલીયટ પુસ્તક આઠમામાં છે. ઉપરના લખનારામાંના છેલ્લા લગભગ બાજીખાનના વખતના છે. ઉપરનાં લગભગ બધાં હસ્તકૃત પુસ્તકો છે. તે બધાં લંડન જેવા શહેરની લાયબ્રેરીમાં બિરાજે છે. હિંદના લોકો તેમનાથી તદન અજાણ્યા છે. જો કે ઉપરનાં પુસ્તકો માંથી ટુંક હેવાલ અંગ્રેજી પુસ્તકો દ્વારા મળી આવે છે તે ઉપરથી એટલી તો ખાત્રી થાય છે કે, હિંદુ લેખકો આલમગીર તથા તેના વંશનાં વખાણ કરે છે. આલમગીરના વખતમાં હિંદુઓમાં ફારસી ભાષાનો પૂરો પ્રચાર થયો હતો. એની પહેલાં એટલા બધા હિંદુ ફારસી લેખકો નીકળશે નહિ.

આલમગીરના મૃત્યુ પછી રાજાઓ તથા અમીરો ઉપર તેના લખેલા કાગળોનો સંગ્રહ (દસ્તુરૂલ અમલે આગાહી) એક મોટો હિંદુ રાજા અયામલ હી. ૧૧૫૧ માં કરે એજ નવાઈ છે. એ

ઉપરથી હિંદુઓ આલમગીરથી કેટલા ખુશ હતા તે સહેલાઇથી માલમ પડી આવે છે. હિંદુઓ ઉપર આલમગીરે તરેહ તરેહના જુલમ કર્યાનું તથા દહેરાં તોડવાનું ઇટાલીનો મનુચી કે ધર્માંધ મુસલમાન લેખક મૂળ બનાવનું વર્ણન કર્યા વગર ફક્ત શબ્દોમાં લખે, તે ન્યાયની કસોટીમાં ખરૂં પડી શકતું નથી. જો આલમગીરે ખરેખર તેમજ કર્યું હોત તો એટલા બધા હિંદુ લેખકોમાંથી થોડા પણ તે વિષે લખ્યા વગર રહેત નહિ. તે વખતના હિંદુઓ આલમગીરથી ખુશ હોવા જોઇએ. હિંદુ લેખકોની ઇસ્લામ ઉપર એવી મહોબત થઇ ગઈ હતી કે, તેઓ પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં મુસલમાન લેખકોની માફક ખુદા અને તેના પેગમ્બરના એવાં વખાણ કરે છે કે જાણે લખનાર મુસલમાનજ હોય એવું દેખાય છે. હિંદુઓ અરબી શબ્દો આરિફ તથા મુખલિસ વગેરેને પોતાના કવિ નામ (તખલ્લુસ) તરીકે વાપરે તથા બાદશાહને ગાઝી લખે, એ તેમની મુસલમાનો તથા આલમગીર તરફ સારી લાગણી બતાવે છે. ખુલાસતુલ તવારીખની પેઠે આલમગીરના મૃત્યુ પછી હી. ૧૧૭૩ માં લખાયલું ફારસી પુસ્તક ચહાર ગુલશન છે. તેનું નામ અખબારૂલ નવાદિર પણ છે. તેનો કર્તા રાયછત્ર મનરાય કાયસ્થ છે. આ બંને પુસ્તકો ઉપરથી મી. જદુનાથ સરકારે "ધી ઇન્ડિયા ઑફ ઔરંગઝેબ" નામનું પુસ્તક છપાવ્યું છે. તેમાં આ બંને હિંદુ લેખકો જેમ હિંદુ દહેરાં, મેળા તથા ધર્મના વડા વગેરે વિષે લખે છે, તેની સાથેજ મુસલમાનોની મસ્જીદો, ઉરસ તથા પીર વગેરેનું વર્ણન એવું સરસ આપે છે કે, જાણે કોઇ મુસલમાને લખ્યું હોય તેવું જણાય છે. મુસલમાન લેખકોની માફક હિંદુ લેખકો શહેરોનાં નામ ઔરંગાબાદ ખુજસ્તા બુનયાદ, વિજાપુર દારૂઝઝફર વગેરે લખે છે. ખુલાસતુત તવારીખ વાળો તો ઉલટો બેદીયાનાથ મંદિરનું વર્ણન કરતાં લખે છે કે, ત્યાંના પૂજારીઓ ભોળા લોકોને છેતરે છે. વળી બટાલામાં શાહ શમ્શ નામના મુસલમાન પીર છે. તેમની કબરના મુજાવર (પુંજારી) હિંદુ છે. મુસલમાનો લખે તે પ્રમાણે

તે રમઝાન મહિનાને પવિત્ર રમઝાન લખે છે. દિલ્લી શહેરનું તથા દિલ્લીની જુમામસ્જીદનું તે ખૂબીદાર વર્ણન આપે છે.

હીજરી જે સૈકાની શરૂઆતમાં આલમગીર મરી ગયો, તે સૈકાના આખર ભાગ સુધીના હિંદુ લેખકો, આલમગીરને ધર્માંધ કે હિંદુઓને પજવનાર કે જઝીયા વિષે તેમનો કચવાટ વગેરે જરાએ લખતા નથી બલ્કે તેનો ઇશારો પણ કરતા નથી. આલમગીરથી એટલા ખુશ અને સંતોષી જણાય છે કે, તેના વખતના તથા તે પછી લાંબા કાળે લખનાર ચહાર ગુલશનવાળો વગેરે આલમગીરનું નામ મુસલમાન લેખકો કરતાંએ વધારે માનપૂર્વક લખે છે.

આ ઉપરથી સાફ જણાય છે કે હિંદુ લોકો તે વખતના તથા તે પછી લાંબા કાળ સુધીના આલમગીરથી ઘણાજ ખુશ હતા. ઉપર પ્રમાણે જે માનના શબ્દોમાં હિંદુ લેખકો, આલમગીરને લખે છે, તેવા શબ્દો શાહજહાં, જહાંગીર બલ્કે અકબર માટે વાપર્યાનો નમુનો જણાયો નથી. મુસલમાન તેમજ હિંદુ લેખકો શાહી જનાનખાનાનાં વખાણ કરે છે. તે વિરૂદ્ધ બરનીયર તથા મનુચી જનાનખાનામાં, રહેતી ખ્રિસ્તી સ્ત્રીઓ ( જે જુઠું જણાય છે ) થી સાંભળી હલકી વાતો નહિ માનવા જેવી લખે છે. મનુચી કેટલીક જગાએ તો એવી ભુંડી ભાષામાં લખે છે કે, જેનો તરજુમો ઇરવીન સાહેબે શરમાઇને છોડી દીધો છે. ઉપરના ફારસી પુસ્તકોને ખરા ઇતિહાસના શોધકોએ પ્રસિદ્ધિમાં લાવવાં જોઇએ જેથી ખરી હકિકત સર્વના જાણવામાં આવે.

આલમગીરના ઇતિહાસના પાંચ સાધનોમાંથી પહેલું સાધન હિંદુ મુસલમાનોના લખેલા ફારસી ઇતિહાસો છે જેની હકિકત ઉપર પ્રમાણે સંતોષકારક લખી છે.

બીજું, ત્રીજું તથા ચોથું સાધન પહેલાંમાં ન હોય, તેવી નવી હકિકત આપે અને તે ઐતિહાસિક તૂલના અનુસાર હોય

તોજ ખરી માનવી. ખરાં સાધનોવડે લખાયલા ફારસી ઇતિહાસોના મુકાબલામાં એમની સત્યતા કંઈ વધુ વજન ધરાવતી નથી; જે વિષે ઉપર લખાઈ પણ ગયું છે.

**યૂરોપના પ્રવાસીઓ**

આલમગીરના ઇતિહાસનું પાંચમું સાધન યૂરોપના પ્રવાસીઓ હિંદમાં આવી જે કાંઈ લખી ગયા તે છે. હાલના ચાલતા ઇતિહાસોનો મોટો આધાર આ સાધન ઉપર છે, જો કે તેનો ઘણો ખરો ભાગ ખરા ફારસી ઇતિહાસો તથા ઐતિહાસિક તૂલના વિરૂદ્ધ છે. આ બાબત ઉપર લક્ષ નહિ આપવાથી હિંદના ઇતિહાસમાં, ઘણી ગડબડ થઈ ગઈ છે. પણ ધીમેધીમે આ સાધનનું પોકળ હવે ઉઘડતું જાય છે.

આલમગીર વિષે પ્રખ્યાત[1] લખનારા ફ્રેન્ચ ડૉકટર બરનીયર, જે. બી. ટેવરનીયર તથા ઇટાલીનો મનુચી વધારે લખનાર તરીકે ગણાય છે. ડૉકટર ગેમેલો કેરેરી, ડૉકટર ફ્રાયર તથા ઓવીંગ્ટન વગેરે બીજા પણ છે એમાંથી જે ઉંચી પંકિતના લોકો સાથે મળનાર હતા, તેમનાં લખાણોમાં કંઇ સત્યતા જણાય છે. પણ જેઓ નીચ અને અફીણી ગાંજો પીનાર માણસો સાથે મળનાર હતા તેમણે તો જુઠાંજ ગપ્પાં ઠોકી બેસાડયાં છે. હિંદની ભાષા સમજવામાં[2] અપૂર્ણ હોવાને લીધે, તેમજ આ આવનાર પ્રવાસીઓ ધર્માંધ હોવાને લીધે, ઘણી વાતો વિરૂદ્ધ ( જુદી રીતેજ ) લખી ગયા છે. તે વખત ખ્રિસ્તીઓ માટે આજના જેવો નહિ હતો, પરંતુ આજના મુકાબલામાં તેઓ ઘણાજ ધર્માંધ હતા. એટલે

---

૧ ઇ. સ. ૧૬૬૪ મા પીટરોડિલા, વેલી, ઇ. સ. ૧૬૬૯ માં એચ. એબેટી, ટોસી ઇ. સ. ૧૬૮૧ મા ટઇક્ષીરા ઇ. સ ૧૬૯૬ માં એમ. થેવૂનોટ વગેરે પણ થોડું થોડું લખી ગયા છે.

૨ દાખલા તરીકે આશિક શબ્દનો અર્થ ઘણો ખુશી પત્રૂ થાય છે તેને બદલે એવા લોકો "Lover" ઠોકી દે છે.

તે પહેલાં તેમના ધર્મમાં, મોટો કલેશ ઉત્પન્ન થઇ, તેના ઘણા ફાંટા થઈ ગયા હતા અને તે એક બીજાને વખોડતા હતા. આવા લોકો હિંદમાં આવ્યા ત્યારે તેમનાથી તદ્દન જુદા ધર્મ ઇસ્લામ તથા હિંદુને તેઓ તે કરતાં વધારે વખોડવા લાગ્યા.[1] ઇટાલીનો રોમન કેથોલીક ડૉકટર ગેમેલી કેરેરી છૂપી રીતે હિંદુ મૂર્તિઓ તોડતો હતો. તેમ કરવામાં તે પુણ્ય સમજતો હતો. એવા ઘણા બનાવો છે. આ પ્રખ્યાત લખનારાઓમાંથી એકનું નામ પણ ફારસી ઇતિહાસોમાં નથી. એ લોકો પોતાનાં લખાણોમાં પોતાના મોટા દરજ્જા તથા દરબારી વગ વગેરે જે બતાવે છે, તે જો ખરૂં હોત તો ફારસી ઇતિહાસોમાં તેમને વિષે કંઈપણ લખાયા વગર રહેત નહિ. આ લોકોએ પોતાના દેશમાં આપ વડાઈ બતાવવા ખાતરજ ઘણું ખોટું લખેલું જણાય છે.

**બરનીયર**

બરનીયરને એલફીન્સ્ટન સિવાય અંગ્રેજ લેખકોએ સારો ગણી તેનાં ઘણાં લખાણો ઉપર જે ભરોસો રાખ્યો છે તે ખરેખર ઘણીજ ભૂલ છે. એના હસ્તકૃત લેખને છપાવનાર આર્ચીબાલ્ડ કોન્સ્ટેબલ[2] કહે છે કે, યૂરોપવાળા હિંદમાં એટલી મુદત સુધી રહેતા નથી કે રાજ્યનીતિ તથા લોકોની રીતભાત વગેરેથી સારા વાકેફ થઈ શકે અને તેથી તેઓ ઘણી ભૂલો કરે છે. બરનીયરે ઇ. સ. ૧૬૫૬ થી ૧૬૬૮ સુધી એટલે ૧૨ વર્ષ લગી તુર્કસ્તાન તથા હિંદ વગેરેમાં મુસાફરી કરી છે. તુર્કી સુલતાન જે ઉસ્માની કહેવાય છે તેને બરનીયર ખલીફા ઉસ્માન (ર.) ના વંશમાં લખવામાં મોટી ભૂલ કરે છે. હિંદમાં ઇ. સ. ૧૬૫૯ ની શરૂઆતમાં જ્યારે દારા અમદાવાદ આવ્યો હતો ત્યારે તેના આગ્રહ કરવાથી પોતે ડૉકટર તરીકે તેની નોક-

---

૧ મનુચી પુ. ૨ પૃ ૨૩૮ મુજબ બુસી નામનો પાદરી કહેતો કે હિંદુ મુસલમાનને સારી તેજ તલવાર વડે ખ્રિસ્તી કરવા જોઇએ.

૨ બરનીયર-પ્રસ્તાવના પૃ. ૪૯

ગીમા દાખલ થયાની ૧ ફરજ પડવાનું બર્નીયર કહે છે આવા પ્રસગે એમ થવા સભવ છે એમ સાધારણ રીતે માનવામા આવે, પણ તે વખતના શાહી કુટુબના લોકોના રીત રિવાજથી જે વાકેફ હોય, તે કદી માનશે નહિ દારા તે વખત ગમે તેવા નબળી સ્થિતિમા હતો, છતા તેની સાથે હકીમ હોવો જોઇએ ભરોસા વગરના નવા માણસને તેમા પણ ખ્રિસ્તીને તે કદી ગમે નહિ લાબી મુદતથી હિદુઓ સાથે પરિચય થવાથી શાહી કુટુબના લોકો હિદુ વૈદને નોકર રાખતા અને તેની દવા ખાતા. પણ ખ્રિસ્તીઓની રહેણી કરણી જૂદી તરેહની હોવાને લીધે એવાની દવા પીવાનો અટકાવ કર્યાના ફારસી પુસ્તકોમા કેટલાક દાખલા છે શાહઝાદા આઝમશાહ જ્યારે ગુજરાતનો સુબો હતો ત્યારે તેની બેગમ જહાઝેબ બાનુ બીમાર થઈ ત્યારે હકીમોની દવાથી કઇ ફાયદો થયો નહિ એટલે ફીરગી મુસામાત્તીને પોતાની એક સબધી સ્ત્રી જે દિલ્હીમા હતી તેના વખાણ કરી તેની દવા કરવા કહ્યુ બેગમે પૂછાવ્યુ કે તે દારૂ પીએ છે? જવાબ મળ્યો કે હા ત્યારે તેણીએ સાફ[2] ના પાડી શાહજહાંની મોટી દીકરી જહાઆરા જે બેગમ સાહેબના નામથી પ્રખ્યાત છે તે વિષે બરનીયર જે શબ્દોમા લખેછે[3] તેને પોતે માનતો નથી છતા ખરાબ વાતો લખવામા કઇ વિચાર કરતો નથી એના પુસ્તકમા બીજી કેટલીક વાતો એણે એવી લખી છે કે, જેને સામાન્ય અક્કલવાળા પણ કદી માને નહિ

---

૧ પૃ ૮૫ તે પછી આલમગીર બાદશાહ થયો ત્યારે બરનીયર સરકારી નોકરીમા રહ્યો ત્યાર પછી દાનેશમદખાન નામના મોટા અમીરને ત્યા રૂ. ૩૦૦ ના માસિક પગારથી નોકર રહ્યાનુ પોતે કહે છે.

૨ માસીરે આલમગીરી પૃ ૪૮૪

૩. બરનીયર પૃ ૧૧ ટેવરનીયર પોતાના પુસ્તક ૧ પૃ ૭૪૪ મા આવુજ લખી પૃ ૩૭૬ મા જહાઆરામા અગણિત ગુણો હોવાનુ લખે છે તથા આખા રાજ્યનો કારભાર ચલાવવા લાયક હોવાનુ કહેછે. હિદુ મુસલમાન લેખકો આ બેગમના ભલી રીતે વખાણ કરે છે.

બરનીયરના પોતાના કહેવા પ્રમાણે તે એક મોટા મોગલ અ-મીર દાનેશમંદખાનનો નોકર થયો. આ દાનેશમંદખાન[1] મોટો વિદ્વાન હતો. તેનાં લખેલાં પુસ્તકોમાં પણ બરનીયર વિષે તેણે કંઇ લખ્યું નથી. હિંદના તે વખતના અમીરોની સભાની રાજદ્વારી માસલાની

---

૧ દાનેશમંદખાનનું અસલ નામ. મુલ્લા શફીઆઇ છે. તે ઇરાનમાં યઝદ શહેરનો રહેનાર હતો. શરૂઆતમાં વેપારી તરીકે હિંદમાં આવ્યો. એની વિદ્વતા જોઇ શાહજહાંએ નોકરીમાં દાખલ કર્યો. ભાઇઓની લડાઇ ચાલી તે વખતે રાજીનામું આપ્યું પણ આલમગીર બાદશાહ થયો કે બીજેજ વર્ષે આ લાયક માણસને તેણે મોટા દરજ્જાની નોકરી આપી. આખરે પાંચ હજારી મનસબ મેળવી મીર બખશી તથા દિલ્હીનો સુબો થયો. હી. ૧૦૮૧ માં તે મરી ગયો. આ મહાન્ વિદ્વાને મોટાં મોટાં પુસ્તકોની શરાહ (ટીકા) લખી છે. હિંદના પ્રખ્યાત વિદ્વાન મુલ્લાં અબ્દુલ હકીમ સીલાલકોટી સાથે ભારે વાદવિવાદ ચલાવ્યો હતો જેનો ફેસલો છેવટ સઆદુલ્લાખાન વઝીરે કર્યો હતો. પાછલા ભાગમા યુરોપના ઇલમ તરફ ઝુકયો હતો. (માસીરૂલ ઉમરા પુ. ૨ પૃ. ૩૦ થી ૩૨.)

ખાનગી વખતમા બાદશાહની પરવાનગી લઇ વિદ્યાર્થીઓને શીખવતો હતો. બરનીયર એની મોટી વિદ્વતાની ઘણી પ્રશંસા કરે છે. દાનેશમંદખાન તત્વ શાસ્ત્ર, ગણિત શાસ્ત્ર, ભૂગોળ વગેરેમાં પ્રવીણ હતો. તેણે ફ્રેન્ચ તથા અંગ્રેજી ભાષા પણ શીખેલી હતી. યુરોપના ગેસેંડી તથા ડેકાર્ટની ફીલસુફી પણ તે વાંચતો હતો તેનો ફારસીમાં તરજુમો તેણે કર્યો હતો ડૉકટર પીગોટ અને ડૉક્ટર હારવેની વાઢકાપ વિષેનાં પુસ્તકો બરનીયરથી સાંભળતો અને તે ઉપર વાદવિવાદ પણ કરતો. ઇસ્લામી કેળવણીમાં જો કે પૂરો હતો છતાં બીજા ધર્મ સાથે દ્વેષ રાખતો નહિ. હિંદુ ધર્મનાં પુસ્તકોથી વાકેફ થવા બનારસના પ્રખ્યાત પંડિત જે પહેલાં દારાની નોકરીમાં હતો તેને મોટા પગારથી પોતાની પાસે રાખ્યો. વેદના ઘણા ભાગથી તે વાકેફ થયો હતો. એનો મીર (મુખ્ય) મુનશી એક હિંદુ બંદેગસ નામે હતો. તેના મરણ પછી તેના બે નાના દીકરાઓને તે પગાર આપતો. નવીન ખબર મેળવવા માટે તે બહુ આતુર રહેતો. બહારથી કોઇ એલચી આવતો તો તેને ભારે કદરથી તે ખાણું આપતો અને તેને ત્યાંની ઘણી વાતો પૂછી વાકેફ થતો. આજ કારણથી તે ખાણું આપતો હતો. નેઅમતખાનઆલી તેનો શિષ્ય હતો

જે વાતો હલકા લોકોમાં ચાલતી તથા દરબારમાં ચાલતાં છૂપાં કામોને રમુજ તરીકે તેઓ બોલતા તેને આ યુરોપીયન લોકો ખરાં માનતા તથા હિંદના મસ્ખરા, તેમને ઉંધું ઉંધું મજાકમાં કહેતા. આ લોકો તેને ખરૂં જાણતા.

બરનીયર લખે છે કે, દારાએ વઝીર સઆદુલ્લાખાંનને મરાવી નાંખ્યો; પણ શાહજહાં નામા ( ઈનાયતુલ્લાખાન કૃત ) તથા મુન્તખબુલ લુબાબ વગેરે ફારસી ઇતિહાસોમાં શુલની લાંબી બીમારીથી મરી ગયાનું છે. બરનીયર લખે છે કે શાહજહાં માંદો[1] પડયો ત્યારે દારાનો ભરોસો કરતો નહિ, કે વખતે ઝેર આપી મારી નાંખે. ઔરંગઝેબે કેવી રીતે રાજ્યપદ ધારણ કર્યું તે તથા મીર જુમલા બાબત હકિકત ખોટી લખી છે. ઔરંગઝેબે મુરાદને ઘણા કાગળો લખ્યા તથા તેની હકિકત કે જહાંઆરા બેગમ દારા તરફ તથા રોશનઆરા બેગમ ઔરંગઝેબ તરફ હતી, જશવંતસિંહ હારીને નાઠો ત્યારે[2] તેની રાણીએ જોધપુરના દરવાજા બંધ કરી, તેને દાખલ નહિ કર્યાની ભાટોથી સાંભળેલી કહાણી બરનીયર લખે છે. તે બધું ખરા ઇતિહાસોમાં નથી. જ્યારે આલમગીર મુલતાનથી લાહોર તરફ આવતો હતો ત્યારે રાજા[3] જયસિંહ તેને મળ્યો. તે બને વચ્ચે જે શબ્દો બોલાયા વગેરે તેણે લખ્યું છે તે ફારસી ઇતિહાસો વિરૂદ્ધ છે. બરનીયર લખે છે કે, દારાની બેગમ[4] ઝેર ખાઇ મરી ગઇ. પણ ફારસી ઇતિહાસોમાં ક્ષય રોગથી મરી જવાનું છે

દારાનો દીકરો સુલેમાન જ્યારે કેદ પકડાઇ દરબારમાં આવ્યો ત્યારે બરનીયર હાજર હતો. આ નજરે જોયેલી વાત, ખરી

---

૧ બરનીયર પૃ. ૨૫,

૨ „ પૃ. ૪૦-૪૧,

૩ „ પૃ. ૭૨,

૪ „ પૃ. ૧૦૩ ટેવરનીયર (પુ. ૧ પૃ. ૩૫૦ માં) લખે છે કે તાપ લાગવાથી તથા પાણી ન મળવાથી દારાની બેગમ મરી ગઇ.

હોવી જોઇએ એમ ધારી એલફીન્સ્ટન સાહેબ પોતાના પુસ્તકમાં[1] તેની નકલ કરે છે, જેમાં તેનું રહોં જોઇ બધાને તથા આલમગીરને પણ દયા આવી. આવાં કામ માટે આલમગીર દરબાર ભરે અને ત્યાં બરનીયર હાજર હોય એ માનવા જેવું નથી. એવી વાતો ફારસી ઇતિહાસોમાં શા માટે ન લખાય ?

આલમગીરે સુલેમાન તથા તેનો નાનો ભાઇ સીપહર તથા મુરાદનો દીકરો ઇજદબક્ષને ગ્વાલિયરના કિલ્લામાં કેદ કરી મારી[2] નાંખવાનું બરનીયરે ઠોકી બેસાડયું છે, જે વિષે આગળ લખાઇ ગયું છે.[3] હવે જુઓ કે બરનીયરના હિંદમાંથી ગયા પછી સીપહર તથા ઇઝદબક્ષ ૧૦ વર્ષ સુધી જીવતા હતા એવું ફારસી ઇતિહાસો ઉપરથી સાફ જણાય છે. ત્યારે લોકોને ભૂલ થાપ થાય છે કે, હિંદમાં હોઇને એ લોકો લખે તે ખરૂં હોવું જોઇએ. પણ એ ભૂલ છે. એવીજ રીતે બરનીયર તથા મનુચી વગેરે સઘળા ફારસી ઇતિહાસો વિરૂદ્ધ શિવાજીના આગ્રે શાહી દરબારમાં જવાને બદલે, દિલ્હી ગયાનું ખોટું લખે છે તથા હકિકત પણ ખોટી આપે છે. પણ હાલના બધા ઇતિહાસોમાં આ ભૂલની નકલ ચાલી આવે છે. આલમગીર સખત માંદો થઇ ગયો હતો ત્યારે જશવંતસિંહ શાહજહાંને[4] છોડાવવા જવાની ગપ બરનીયરે લખી છે. બરનીયરની આવી ખોટી વાતો ઘણી છે. જો કે મનુચી એને તદ્દન જૂઠો કહે છે પણ મનુચી કરતાં આ વધારે સાચો છે અને તેની પેઠે દ્વેષ રાખનાર નથી. આલમગીરના બાદશાહ થયા પછી, તેનાં ઘણાં કામોનાં વખાણ કરે છે. બરનીયર લખે છે[5] કે, આલમગીર વફા-

---

૧, પાંચમી આવૃતિ પૃ. ૬૧૨,

૨ બરનીયર પૃ. ૧૦૬–૧૦૭,

૩ આ પુસ્તક પૃ. ૬૦–૬૧–૬૨

૪ બરનીયર પૃ. ૧૨૩,

૫ ,, પૃ. ૧૦,

દાર તથ લાયકીવાળાં માણસોને ચાહતો હતો, રાજ્યના કામમાં ઘણી મહેનત કરતો અને રાજકારભાર સારો હતો. પોતાની સંતતિને સારી કેળવણી આપી હતી. પોતાના બાપ સાથે બાદશાહ થયા પછી બહુ સારી વર્તણુંક ચલાવી હતી વગેરે તે ઘણું લખે છે જે, ખરા ઇતિહાસો સાથે મળતું આવે છે. બીજા યૂરોપીયન પ્રવાસીઓના મુકાબલે બરનીયરમાં ધર્મ દ્વેષ ઓછો જણાય છે.

**ટેવરનીયર** ટેવરનીયર ફ્રેંચ ઝવેરી હતો. ઇ. સ. ૧૬૩૬ થી ૧૬૬૭ સુધી તેણે હિંદમાં પાંચ વખત મુસાફરી કરી. એનાં બે પુસ્તકો છે, જેનો ઇંગ્રેજીમાં વી. બોલ સાહેબે તરજુમો કર્યો છે. બંનેમાં ૯૦૦ ઉપરાંત પૃષ્ટ છે. મનુચીની પેઠે તેણે આલમગીરની પહેલાંના ઇતિહાસમાં તો બેહદ ભૂલ ભરેલું લખ્યું છે. શહેરો, મહેલો તથા વેપાર વગેરે ઉપર પણ એણે જે લખ્યું છે તેમાં પણ કેટલીક ભૂલો છે. અંગ્રેજો જકાત આપવામાં લુચ્ચાઇ તથા વિરૂદ્ધતા કર્યાનું ટેવરનીયર[1] લખે છે. હિંદના લોકોને ટેવરનીયર લુચ્ચા[2] કહે છે. ટેવરનીયર[3] બીજા ધર્મને વખોડનારી પ્રકૃતિનો છે. તે લખે છે કે હિંદુઓને સાચો પરમેશ્વર મળ્યોજ નથી. ઇસ્લામને પણ ખોટો[4] કહે છે. હિંદુ લોકો તથા તેમના ધર્મ વિષે લખતાં એણે પોતાનાં પુસ્તકમાં ઘણી ભૂલો કરી છે. તે લખે છે કે ગોવાના મૂર્તિપૂજક હિંદુઓ વાંદરાની[5] પૂજા કરે છે અને ત્યાંના ખ્રિસ્તીઓએ ઘણા હિંદુઓને[6] વટલાવ્યાનું લખ-

---

૧ પુસ્તક ૧ લું પૃ. ૧૧,
૨ પુ. ૧ લું પૃ ૯,
૩ પુ ૨ જું પૃ. ૨૫૨
૪ પુ. ૨ જું પૃ. ૧૭૫
૫ પુ. ૧ લું પૃ. ૧૭૫,
૬ પુ. ૧ લું પૃ. ૨૫૧,

વામાં ઘણી ખુશી બતાવે છે. બાદશાહના મુસલમાન તથા હિંદુ ઝવેરીઓને તે [1]લુચ્ચા કહે છે પણ પોતે પ્રામાણિક હતો એવું પોતાનાજ લખાણથી નીકળી આવે છે. પોતે [2]લખે છે કે આલમગીર બાદશાહે ૯૦૦) રતીનો મોટો હીરો વેનીસના હોરટેન્સીઓ નામના શખ્સને કાપવા આપ્યો. તેણે તેને ખરાબ રીતે કાપ્યો. બાદશાહે તેનો ૧૦ હજાર રૂપિઆ દંડ કર્યો. આ જગ્યાએ પોતાનો અભિપ્રાય દર્શાવે છે કે, જો હોરટેન્સીઓ હુશિયાર હોત તો, એવી રીતે કાપત, કે એક કકડો પોતાની પાસે રહેત તો કામ થઇ જાત અને બાદશાહ રાજી થઇ જાત.

ટેવરનીયર [3]લખે છે કે, રાજા જશવંતસિંહે આલમગીરને ગાદીએ બેસાડયો. હિંદમાં આવી, આવી મોટી ઐતિહાસિક ભૂલ કરે તે બીજું શું ખરૂં લખી શકે?

દક્ષિણ હૈદ્રાબાદનું અસલ નામ ભાગનગર હતું તેને ગોવલકોંડાનું નામ સમજી ટેવરનીયર લખે[4] છે કે, નગર રાખેલી સ્ત્રીનું નામ અને ભાગ એટલે બાગ, ભાષા બરાબર નહિ સમજવાને લીધે તેણે ઘણી ભૂલો કરી છે. પોતાના દેશ અને ધર્મની વડાઇમાં ઉંધું હોકી બેસાડે, તેવા તે વખતના યૂરોપીયનો તેમનાં પોતાનાંજ લખાણથી જણાય છે. ટેવરનીયર[5] લખે છે કે, આલમગીરે ૪૦ હજારની ફોજ લઈ, દમણ ઉપર ચઢાઈ કરી, પણ ફક્ત ૮૦૦ ફીરંગીઓએ મોગલોને મારી હઠાવ્યા. ટેવરનીયર છેલ્લી વખત હિંદમાં હતો ત્યાં સુધી એવું થયુંજ નથી. ઇસ્લામના કાંઈ પણ જ્ઞાન વગર મરજીમાં આવે તેમ હોકી બેસાડવામાં આવા

---

૧ પુ. ૧ લું પૃ. ૧૩૫,
૨ પુ. ૧ લું પૃ. ૩૯૬,
૩ પુ. ૨ જું પૃ. ૨૮૩,
૪ પુ. ૧ લું પૃ. ૧૫૧,
૫ પુ. ૧ લું પૃ. ૧૮૦,

લોકો ડરતા નથી. ટેવરનીયર[1] લખે છે કે, મોટા કાઝી (ન્યાયાધિશ) એ બાપની હયાતીમાં ઔરંગઝેબને ગાદીએ બેસવા ઇસ્લામ વિરૂદ્ધ બતાવ્યું. પછી બીજાઓને બોલાવી મસ્જીદમાં ઈ. સ. ૧૬૬૦ ના અક્ટોબરની ૨૦ મી તારીખે તે ગાદીએ બેઠો. આ બધું ફારસીના ખરા ઇતિહાસો વિરૂદ્ધ છે. શુજા વિષેની આરાકાનની જે હકિકત તેણે[2] લખી છે, તે તદ્દન નહિ માનવા જેવી છે. ટેવરનીયર[3] લખે છે કે, ઔરંગઝેબ આગ્રામાં દાખલ થયો, ત્યારે તેણે ઢોંગ કર્યો કે, શાહજહાં મરી ગયો. પણ આ વાત ખરી નથી. તેમ બીજો એક પણ લેખક એવું લખતો નથી. પોતાના દેશની ટેવરનીયર[4] વડાઇ કરે છે કે, જેમ એશિયામાં આલમગીર મોટો બાદશાહ છે, તેમ યૂરોપમાં ફ્રાન્સનો રાજા મોટો છે. પણ આ બંનેમાં લડાઇના કામમાં ફ્રાન્સ ચડે. ફરી તે [5]લખે છે કે એક સો યૂરોપીયન એક હજાર હિંદીને મારી હઠાવે, પણ તાપમાં જેમ હિંદી ટકી શકે તેમ યૂરોપીયન ટકી શકે નહિ. મોગલ વંશની પડતી વખતે યૂરોપીયનો હિંદમાં ગમે તેવા બહાદુર ગણાય પણ આલમગીરના વખતનું સ્વરૂપ જુદું જ હતું.

એક જગાએ તે[6] લખે છે કે, આલમગીર પોતાનાં પાપોના પશ્ચાતાપમાં જવની રોટલી તથા ભાજી પાલો ખાતો. બીજી જગાએ તે[7] લખે છે કે, ધૂમકેતુ (પુંછડીયો તારો) દેખાયો ત્યારે બાદશાહ બાજરીની થોડી રોટલી ખાતો, પાણી ઉપરજ રહેતો અને વાઘના ચામડા ઉપર સૂતો. આ વખતે મરવા જેવો નબળો

---

૧ પુ. ૧ લું પૃ. ૩૫૬.
૨ પુ. ૧ લુ પૃ. ૩૬૮,
૩ પુ. ૧ લુ. પૃ. ૩
૪ પુ. ૧ લુ પૃ. ૩૮૭,
૫ પુ. ૧ લું પૃ. ૩૯૧.
૬ પુ. ૧ લું પૃ. ૩૭૩.
૭ પુ. ૧ લું ૩૮૮.

થઇ ગયો હતો. મુદ્દાની વાત એટલીજ છે કે, બાદશાહ સાદું ખાણું ખાતો હતો. ઉપર બતાવેલાં કારણો કોઇ પણ ફારસી ઇતિહાસોમાં નથી. ટેવરનીયરની જે વાતને હાલના બધા ઇતિહાસો એ ખરી માની નકલ કરી છે, તે એ છે, કે તેણે [1]બાદશાહને પાણી પીતાં જોયો. પાણીનાં વાસણો હીરા જવાહિર જડિત હતાં. મુસલમાની ધર્મ મુજબ તે બરાબર ચાલતો એમ એકમતે બધાએ કબૂલ કર્યું છે, તો આ કામમાં ટેવરનીયરના જોવામાં કંઈ પણ ભુલ હશે એમ માનવુંજ વધારે વ્યાજબી છે. એ પોતે[2] કહે છે કે, આ મોટો મોગલ (બાદશાહ), મોહંમદ (સ.) ના કાયદાનો મોટો પાળનાર હતો તેથી ઝવેરાતની વધારે દરકાર કરતો નહિ.

આ યૂરોપીયન લોકો ફારસી ઇતિહાસોથી ગણત્રીના અંદાજમાં કેટલા દૂર ચાલ્યા જાય છે તેનો એક નમુનો તો આ છે કે, મયૂરાસન (તખ્તે તાઉસ) ની કિંમત બાદશાહનામા જે ખાસ સરકારી રીતે લખાયેલ ઇતિહાસ છે તેમાં એક કરોડ રૂપિયા છે. ટેવરનીયર ઝવેરી હોઇ દસ કરોડ રૂપિયા કિંમત કરે છે. થેવનોટ બે કરોડ મોહરની કિંમત બતાવે છે અને બરનીયર ચાર કરોડ રૂપિયા કિંમત કરે છે.[3]

ટેવરનીયર[4] લખે છે કે, હિંદમાં આઠ લાખ મુસલમાન - ફકીર અને બાર લાખ હિંદુ ભિખારી છે. એણે શા ઉપરથી લખ્યું હશે તે સમજી શકાતું નથી. આ સિવાય બીજું ઘણું લખવાનું છે પણ વાંચનારને નમુનો બતાવી જણાવવાનો હેતુ એ છેકે, એવાં લખાણો ઉપર ભરોસો કર્યા પહેલાં બહુ વિચાર કરવો જોઇએ. એટલું ખરૂં છે કે બરનીયર તથા

---

૧ પુ. ૧ લું પૃ. ૨૮૯.
૨ પુ. ૧ લું પૃ. ૩૫૮.
૩ પુ. ૧ લું પૃ. ૩૮૪ ની નોટ.
૪ પુ. ૧ લું પૃ. ૩૫૨.

ટેવરનીયર, જેમ મનુચી હિંદુઓ ઉપર બાદશાહે જુલ્મ ગુજા-ર્યાનું તથા દહેરાં તોડી નાંખવાનું લખે છે, તેમ લખતા નથી.

**મનુચી**

ઇટાલીના વેનીસનો રહેનાર નીકોલો મનુચી તેના પોતાના કહેવા પ્રમાણે[1] ૧૫-૧૬ વર્ષની ઉમરે હિંદમાં આવ્યો[2] હતો. ઇ. સ. ૧૬૫૩ માં તેણે પોતાનો દેશ છોડયો. થોડી મુદ્દત બીજે રહી જ્યારથી હિંદમાં આવ્યો ત્યારથી આંધળો થઈ ઈ. સ. ૧૭૧૭ માં ઘણો દુઃખી થઇ પોંડેચરીમાં તે મરી ગયો ત્યાં સુધી હિંદમાંજ રહ્યો. યૂરોપીયન લોકોમાં આલમગીર વિષે સૌથી વધારે લખનાર આજ છે. એણે આલમગીરનો લગ-ભગ શરૂઆતથી છેવટ સુધીનો ઇતિહાસ[3] લખ્યો છે. મનુચીનાં સાંભળેલાં પાયા વગરનાં ગપ્પાં, જે હિંદના ખરા ઇતિહાસો બલ્કે ઐતિહાસિક તૂલના વિરૂદ્ધ છે તેમાંના ઘણા ખરા ઈ. ૧૯ મા

---

૧ આટલી ઉમરમાં આવી તેના પોતાના કથા પ્રમાણે તેણે હિંદમા ડાકટરી ચલાવી, ખૂન કાઢવાનો હુન્નર, જાદુ, મંત્ર તથા ભવિષ્યવાણી જાણતો તથા કેટલીક ભાષાનું ગ્નાન ધરાવતો હતો; એ બધું કોની પાસે કેવી રીને શીખ્યો તે સમજાતું નથી.

૨ મનુચી ઉપરથી લખનાર ફ્રેંચ પાદરી કેટ્રુ કહે છે કે મનુચી હિંદમાં આવ્યોજ નથી અને જો તે આવ્યો છે તો તેણે મદ્રાસ કે ગોવા સિવાય બીજું કાંઇ જોયું નથી. મદ્રાસનો ગવર્નર પીટ મનુચીના ગ્રંથને ટોમથંબ નામના શખ્સનો લખેલો કહે છે. ટેવરનીયર, થેવનોટ, બરનીયર વગેરે મનુચી વિષે કાંઇ કહેતા નથી. રાજા જયસિંહ જ્યારે શિવાજી ઉપર ચઢયો ત્યારે મનુચી તોપખાનાના ઉપરી તરીકે તેની સાથે જવાનું પોતે લખે છે પણ ટેવરનીયર તે વખતના રાજા જયસિંહના લશ્કરમાં ડચ, અંગ્રેજ તથા ફ્રેંચ તોપચીઓનાં નામ લખે છે, પરંતુ મનુચીનું નામ પણ તે લેતો નથી. પુ. ૧ લું પૃ. ૧૪૫.

૩ એના પુસ્તકનું નામ સ્ટોરીયો ડો મોગર છે જેનો તરજુમો ચાર મોટાં પુસ્તકોમાં હાલ મહાન વિદ્વાન વીલીયમ ઇર્વીન સાહેબે અંગ્રેજીમાં કર્યાં છે.

સૈકાના ઇતિહાસોમાં દાખલ થઈ આલમગીર વિષે ખોટો મત બંધાયો છે. એની પોતાની હકિકત ઉપરથી સાબીત થાય છે કે બધા યૂરોપીયનોમાં આ શખ્સ ઘણોજ નીચ, ધર્માંધ તથા હલકા લોકો સાથે મળનાર હતો અને તેની સાથે તે આલમગીર ઉપર અભાવ રાખતો, એવું પોતે કબૂલ કરે છે. તો તેવાનાં લખાણો ઉપર કેટલો ભરોસો કરવો જોઈએ તે સાધારણ બુદ્ધિનો માણસ સમજી શકે છે. પોતાની વડાઇ કરવામાં બાકી રાખતો નથી. ડાકટરીમાં પોતે એટલો બધો નામીચો થઇ પડયો કે, યૂરોપના જૂદી જૂદી કોમવાળા એની અદેખાઇ કરતા. દારા તથા આલમગીરના શાહઝાદા મોઆઝમશાહ તથા રાજા જયસિંહ પાસે જ્યારે તે નોકરીમાં હતો ત્યારે સૌ એને બહુજ ચાહતા હતા. પોતાના ઉપર ચોરીના આરોપો પણ મૂકવામાં આવ્યા અને તે વખત આમ તેમ નાસતો ફરતો, એવું તે પોતે લખે છે. પાછલા વખતમાં મદ્રાસના અંગ્રેજ ગવર્નરે પણ ખરાબ ચાલને લીધે એને નોકરીમાંથી કાઢી મૂકેલો. એનાં પોતાનાં લખાણો ઉપરથી હિંદમાં આવેલા જૂદી જૂદી કોમના ઘણાખરા યૂરોપીયનો ઘણા લુચ્ચા તથા નીચ પંક્તિના હતાં. આ વાતને મુન્તખબુલ લુબાબ તરફથી પણ પુષ્ટિ મળે છે. આ શખ્સ એટલો ધર્માંધ હતો કે, હિંદુ મુસલમાનને ખરાબ અને લુચ્ચા ગણે છે એટલુંજ નહિ પણ તેમના ધર્મ તથા ધર્મના મોટાઓને પણ બહુજ વખોડે છે. એવાં લખાણોથીજ યૂરોપના લોકોનો હિંદીઓ વિષે પહેલાંથીજ હલકો વિચાર બંધાયો. ઇસ્લામનું જરાએ જ્ઞાન નહિ છતાં ખોટું ખોટું હસવા લાયક લખ્યું છે. પેગમ્બર સાહેબની કબર મદીનામાં છે, તેને મક્કામાં હોવાનું તે લખે છે. મુસલમાન સ્ત્રી ઇસ્લામ પ્રમાણે પોતાના ધણી વગર હજ કરવા જઈ શકતી નથી, એવું તે લખે છે જે તદ્દન ખોટું છે. એ સિવાય એવી બીજી કેટલીક[1] વાતો

---

[1] ખ્રિસ્તી ધર્મમાં ફક્ત એકજ ઓરત કરવા ફરમાન છે. કરઆનમાં ખાસ શરતોથી ૪ ઓરતો કરવા ફરમાન છે. તેથી અજાણ્યો હોઇ મનુચી જે મુસલમાનને બે ત્રણ ઓરતો હોય તેમને બદકે તેમના પેગમ્બર સાહેબને પણ અબીચારી લખવામાં ગંભીર ભૂલ કરે છે. પુ. ૧ લું પૃ. ૧૯૨.

છે પણ હિંદુ ધર્મ વિષે તો તે ઘણું લંબાણ કરી લખે છે. જેમાંનો ઘણોખરો ભાગ તદ્દન તે ધર્મથી જૂદોજ છે. તે હિંદુઓને તો બહુજ નીચ અને હલકા ગણે છે. પોતાના દેશની વડાઇમાં તે લખે છેકે, ૨૫-૩૦ હજારનું યૂરોપીયન લશ્કર હોય અને તેનો સારો સરદાર હોય તો, આખા હિંદને થોડી વારમાં જીતી લે. આવી સમજના લોકો હિંદની ખરી હકિકત શું લખી શકે? તે વખત સાથે સરખાવતાં આ વિચાર ઘણોજ ભૂલ ભરેલો છે.

આલમગીરના સારા નસીબે મનુચીએ એની પહેલાંના બાદશાહોનો ઇતિહાસ પણ લખ્યો છે અને તે એટલો ખોટો છે કે, નિશાળમાં શીખતો ૯-૧૦ વર્ષનો વિદ્યાર્થી પણ તેને ખોટો કહે. મહાન્ અકબર તથા શાહજહાં જેવાને પણ તેણે બહુ વખોડયા છે. મનુચી લખે છે કે, કોઇ અમલદાર ઇનસાફ આપવામાં ભૂલ કરતો, તો તેને શાહજહાં એજ કામ માટે પાળેલા સર્પો કરડાવતો. અકબરે ઘણાને ઝેર આપી મારી નાંખ્યાનું તે લખે છે. આલમગીરે પણ ઘણાને ઝેર આપી મારી નાખ્યાનું મનુચી લખે છે. રાજા જયસિંહને ઝેર આપી તેણે મારી નાંખ્યો. ટૉડ સાહેબ લખે છે કે રાજા જયસિંહના કુંવર કેરતસિંહ પાસે બાદશાહે ઝેર અપાવ્યું. એના પુસ્તકમાં એવા ઘણા નમુના છે. તે શિવાજીને હરામનો એટલે રાખેલી સ્ત્રીનો પુત્ર કહે છે અને તેની માને સુથારની દીકરી હોવાનું લખે છે.[1]

પ્રો. લેનપુલ મનુચી ઉપરથી લખનાર કેટ્રુના આલમગીર વિષેના લખાણોને દ્વેષથી લખ્યાનું કહે છે. મનુચીના લખેલા ગ્રંથનો તરજુમો કરનાર ઇરવીન સાહેબ લખે છે કે, બનાવો બન્યા પછી ૩૦-૪૦ વર્ષે પાકી વયમાં મનુચીએ લખ્યું છે અને તેના ખરાપણા વિષે મજકુર સાહેબે જે શબ્દો વાપર્યા છે, તે ઉપરથી $\frac{9}{10}$ ભાગ પણ ઘણી મુશ્કેલીથી ખરો ન હોય એવું નીકળે છે. મનુચી પોતે[2]

---

૧ મનુચી પુ. ૨ જું. પૃ. ૨૬.
૨ પુ ૧ લું પૃ. ૨૮૫.

કહે છે કે મારા ઇતિહાસને કોઇ ખરો માનશે નહિ, પણ તે ખરો છે. આ બધા ઉપરથી એટલું તો ચોક્કસ થાય છે કે, ખરો ઇતિહાસ લખનાર આવાં લખાણોને ઉપયોગમાં લેશે નહિ.

હવે ખાસ આલમગીર વિષે મનુચીએ જે લખ્યું છે, તેનું થોડું વર્ણન કરવામાં આવે છે. મનુચીના આડકતરા જૂઠથી સાચા માણસને વાંચતાં તરતજ ગુસ્સો ઉત્પન્ન થાય અને એમજ કહેવું પડે કે, દુનિયામાં આવા પણ જૂઠા લોકો હોય છે. એણે આલમગીર તરફ બતાવેલો પોતાનો અભાવ, આલમગીર જન્મ્યો ત્યારથી મરણ પામ્યો ત્યાં સુધી નભાવ્યો. મનુચી[1] લખે છે કે જ્યારે સુલતાન ખુરમ (શાહજહાં) પોતાના આખા કુટુંબ સહિત કેદ હતો ત્યારે તેની એક બેગમે મોસમ નહિ છતાં સફરજલ માંગ્યું. તેથી તે નિરાશ થઇ ઘરમાંથી બહાર નીકળ્યો. એવામાં રસ્તા ઉપર એક ફકીર મળ્યો. તેણે શાહજહાંને બે સફરજલ આપ્યાં. ખુશી થતો શાહજહાં તે લઇ પોતાની બેગમ પાસે ગયો અને તે આપ્યાં. પછી પેલા ફકીરને શાહજહાંએ કહ્યું કે, તમે ઇશ્વરી માણસ છો, માટે મને આગળનું કાંઈ કહો. તેણે ઘણી વાતો કહી. તેમાં એક એ હતી કે, જ્યાં સુધી તમારા હાથમાંથી સફરજલની સુગંધ આવશે ત્યાં સુધી મંદવાડથી મોત આવશે નહિ, પણ જ્યારે તે સુગંધ બંધ પડી જશે ત્યારે જાણવું કે હવે મોત છે. છેવટ શાહજહાંએ પૂછ્યું કે મારા દીકરાઓમાંથી કયો દીકરો મારા કુળનો નાશ કરનાર નીવડશે. ફકીરે જવાબ આપ્યો કે, ઔરંગઝેબ જે તે વખત બીલકુલ નાનું બચ્ચું હતું. ત્યારથી શાહજહાંને ઔરંગઝેબ ઉપર કદી પ્યાર આવ્યો નહિ. તે તેને ધોળો સર્પ કહેતો, કેમકે બધા ભાઇઓમાં તે સૌથી વધારે ગોરા રંગનો હતો. શાહજહાંએ કેટલીક વખત તો તેને મારી નાખવાનો પણ વિચાર કર્યો હતો; પણ રોશનઆરા બેગમ હમેશ તેનો બચાવ કરતી અને ઇશ્વરે તેને પોતાના બાપની સજા માટે રાખ્યો.

---

[1] પુ ૧ લું પૃ. ૧૭૫.

આ ઘડી કાઢેલી વાત છે એમ દરેક સમજી શકશે. ક્યાં અને ક્યારે આ બનાવ બન્યો તે વિષે કાંઇ ઉલ્લેખ નથી. ઘણા-ખરા બનાવોમાં તે વખત બતાવતો નથી. જ્યાં જ્યાં તેણે વખત બતાવ્યો છે ત્યાં ત્યાં તે ખોટો હોય છે. તેમ બનાવો પણ અનુક્રમે તે લખતો નથી. દંતકથા લખનાર જેવું એણે લખ્યું છે. ખરૂં પૂછાવો તો તે ઇતિહાસજ નથી.

આ પછી મનુચી લખે છે કે,[1] શાહજહાં ઔરંગઝેબને બહાદુર જાણતો હતો તેથી તેણે તેને દમણના પોર્ટુગીઝો ઉપર મોકલ્યો કે તેમની પાસેથી દમણનો કબજો લઇ લે. આ વખત ઔરંગઝેબની ૧૪-૧૫ વર્ષની ઉમર હતી. ત્રણ માસ પછી હઠવું પડયું અને ઔરંગઝેબના ઘણાં માણસો માર્યાં ગયાં. આખરે ઔરંગઝેબે, લુઈ ડી મેલો ડી સેંપયોને (જે દમણનો ગવર્નર હતો) કહેવડાવ્યું કે, મરદ છે તો મેદાનમાં આવીને લડ. ગવર્નરે જવાબ આપ્યો કે, કાલે બપોરે હું ખુલ્લા મેદાનમાં આવીશ અને ઓળખ માટે મારી ટોપી ઉડાવીશ. તે પ્રમાણે કિલ્લામાંથી બીજે દહાડે ગવર્નર નીકળ્યો તેવાંજ ઔરંગઝેબનાં માણસ તેના ઉપર ધસ્યાં અને તેને મારી નાંખ્યો. આ વાત પણ તદ્દન જોડી કાઢેલી છે. કોઈ ઇતિહાસમાં તે વાતનો પત્તો નથી. જે ગવર્નરનું નામ ઉપરમાં બતાવ્યું છે, તે મી. ઇરવીન મુજબ અકબરના વખતમાં હતો. આવા લોકો હિંદમાં હોઇ જે લખે તેને બીજા દેશવાળા જેમની પાસે હિંદનો ઇતિહાસ ન હોય, તે તો ખરૂંજ માને.

મનુચી[2] લખે છે કે શાહજહાં જ્યારે કંદહાર લેવા જતો હતો ત્યારે મુસાફરીમાં એક ફકીર તેની પાસે આવ્યો. બાદશાહ તેને કાંઇ આપવા ચાહતો હતો એટલામાં ઔરંગઝેબે ના પાડી અને કહ્યું કે એની કેડે ઘણો પૈસો બાંધેલો છે. આમ કહેવામાં ઔરંગઝેબ પોતાને ખરો ભવિષ્યવાદી બતાવવા માંગતો હતો.

---

૧ પુ. ૧ લું પૃ. ૧૮૫.

૨ પુ ૧ લું પૃ. ૧૮૬-૧૮૭.

તપાસ થયાથી તે ફકીરની કમરમાંથી સોનાની ૪૦ મોહરો નીકળી. આ ઉપરથી શાહજહાંએ ઔરંગઝેબને કહ્યું કે જો કંઈ કાવતરૂં નથી તો તમે સંતપુરૂષ (વલી) છો. ઔરંગઝેબે કહ્યું કે કંઈ કાવતરૂં નથી. આમ કરવાનું ખાસ કારણ પોતાના બાપની મહેરબાનીથી પોતાના દરજ્જામાં વધારો કરાવવાની ઇચ્છા હતી. પણ પાછળથી આ વાત જાહેર પડી ગઇ કે તે ફકીરને ઔરંગઝેબે શીખવી રાખ્યો હતો છતાં સાદા લોકોએ તેને પીર માન્યો.

મનુચી[1] લખે છે કે ઔરંગઝેબે બુરહાનપુરમાં બધા ફકીરોને ખાણું તથા લુગડાંનું નોતરૂં આપી બોલાવ્યા. તેમને જમાડ્યા પછી તેમની જુની ગોદડીઓ, જેમાં તેઓ સોનાની મોહરો છૂપાવી રાખતા હતા, જે ઔરંગઝેબ જાણતો હતો તે લઇ નવાં લુગડાં આપ્યાં. જુનાં આપવાની તેમણે ઘણી આનાકાની કરી, પણ ફોકટ. આ પ્રમાણે લાખોની દોલત એણે મેળવી. પછી પોતાના શિક્ષક શેખ મીર જે મહાન વિદ્વાન હતો, તેને તે પૈસાનાં મોતી ખરીદવા ઔરંગઝેબે ઇચ્છા બતાવી. તેણે સલાહ આપી કે, લશ્કરનો વધારો કરવો એ સારૂં છે. ઔરંગઝેબે તેમજ કર્યું.

મનુચી[2] લખે છેકે ઔરંગઝેબે ઘણા હિંદુઓ તથા ખ્રિસ્તીઓને ફોસલાવી તથા કપટથી મુસલમાન બનાવ્યા. ઔરંગાબાદમાં એની પાસે એક રજપૂત રાજા હતો તેને ભોળવ્યો કે જો હિંદુ ધર્મ ખરો હોય તો, તમે તપાવેલું લાલ લોઢું હાથમાં લેશો તો ઇજા થશે નહિ, અને જો ઇજા થાય તો હિંદુ ધર્મ છોડી મુસલમાન થવું. તે રજપૂત રાજાએ કબૂલ કર્યું. પછી તેણે હાથમાં લાલ ચોળ લોઢું મૂક્યું. બળવાથી તરત તેણે ફેંકી દીધું. તે ઔરંગઝેબના તંબુ ઉપર પડ્યું; જેથી તે તંબુ બળી ગયો.

---

૧ પુ. ૧ લું પૃ. ૨૩૦ આ વાત કેપ્ટન સીમસીને પણ ઇ. સ. ૭૦૧ માં સુરત આગળ સાંભળી લખી છે. (અર્ધા સૈકા અગાઉ બનેલી વાત ઇ. સ. ૧૭૦૧ માં સાંભળી.)

૨ પુ. ૧ લું પૃ. ૨૩૧.

ઔરંગઝેબની પવિત્ર જીંદગીને કલંક લગાડવા, તેનો દગો, ઢોંગ વગેરે જુઠા અવગુણો બતાવી કેટલીક બીજી કહાણીઓ પણ મનુચી લખે છે. મનુચી તથા ટેવરનીયર, ઔરંગઝેબ પોતે ફકીર બની ગયો હતો એવું કહે છે અને ડૉકટર ફ્રાયર તો, દક્ષિણમાં ફકીર બની જે જગ્યાએ ઔરંગઝેબ બેસતો હતો તે જગ્યા જોવાનો પણ દાવો કરે છે. સાચી વાત ફારસી ખરા ઇતિહાસોમાં આટલીજ છે કે જ્યારે એની મોટી બેન જહાંઆરા બેગમ બળી ગઇ હતી ત્યારે તે વાત સાંભળી ઔરંગઝેબ બેનને જોવા એકદમ દિલ્હી આવ્યો. ત્યાં આવ્યા પછી કંઇ કારણસર પોતાની નોકરી-નું રાજીનામું આપ્યું. ફારસી શબ્દ મુનજવી થયાનું એટલે નોકરી છોડી દેવાથી શાહજહાં નાખુશ થયો, અને એનો હોદ્દો લઇ લીધો પણ થોડીજ મુદતમાં મોટી બેનની ભલામણથી બાપે માફી આપી મનસબ (દરજ્જો)માં વધારો કરી ગુજરાતનો સુબો બનાવી મોકલ્યો. આ બધું સરકારી રીતે લખાયલા લાહોરીના બાદશાહ નામામાં છે. આથી વધારે ખરૂં બીજું શું થઇ શકે ?

બરનીયર લખે છે કે, શાહજહાંની મોટી દીકરી જહાંઆરા દારાની પક્ષકાર અને રોશનઆરા ઔરંગઝેબની પક્ષકાર હતી. ટેવરનીયર લખે છે કે, શાહજહાંને ફક્ત બેજ દીકરીઓ હતી. બરનીયર પ્રમાણે એ લખી વધારે કહે છે કે, જો જહાંઆરાના કહ્યા મુજબ લડાઇની શરૂઆતમાં બાપ તથા ભાઇઓએ કર્યું હોત તો પરિણામ બીજું આવત. પણ મનુચી આ બંનેથી ચઢી લખે છે કે, શાહજહાંને [1] ૪ દીકરા અને ૪ દીકરીઓ હતી અને તે એકેક ભાઇની મદદમાં હતી. તેણે નામો ખોટાં લખ્યાં છે. બીજી[2]

---

૧ પુ. ૧ લું પૃ. ૨૩૭–૨૪૦ માસીરે આલમગીરી પૃ. ૧૪૭ મુજબ કંદહારી મહેલના પેટથી પુરહુનરબાનુ બેગમ સૌથી મોટી દીકરી હતી તે હી. ૧૦૮૬ મા મરી ગઇ એટલે ૪ તો ખરી પણ તરફદારીમાં હોવાનુ ખોટું. શાહજહાંને ફક્ત ૩ દીકરીઓ હોવાનું હાલના બધા ઇતિહાસકારો લખે છે, અને ત્રણે મુમતાઝ મહેલના પેટની હતી. ચોથી કેવી તેની મનુચીને પણ ખબર નથી.

૨ પુ. ૧ લું પૃ ૧૭૯,

જગાએ શાહજહાંને ત્રણ દીકરીઓ હતી એમ પણ તે લખે છે. મુસલમાન તથા હિંદુ એક પણ લેખક એવું કહેતો નથી. બલ્કે એથી ઉલટું ફારસી ઇતિહાસોમાં છે. આલમગીર બાદશાહ નહોતો થયો ત્યારે પણ તેની ઉપર જહાંઆરા મોહબત રાખતી હતી, અને આલમગીર બેન ઉપર મોહબત રાખતો હતો એમ બાદશાહ નામા જેવા ખરા ઇતિહાસમાં લખ્યું છે. બાદશાહ થયા પછી મોટી બેનને બહુજ માનપૂર્વક લખ્યાના [1]દાખલા મોજુદ છે. એના કરતાં રોશનઆરા ઉપર વધારે મહેરબાની કર્યાનું કોઇમાં જણાતું નથી, બલ્કે ઓછી મહેરબાનીનું છે. જ્યારે જહાંઆરા બેગમ ગુજરી ગઇ ત્યારે આલમગીરે મોટી દીલગીરી જાહેર[2] કરી. ત્રણ દિવસ લગી નોબત વાગી નહિ. યૂરોપીયન લોકોએ ખોટી ગપ્પો સાંભળી લખેલું છે.

આલમગીરના વખતમાં શિવાજીએ એકવાર તાં. ૨૭ મી જમાદીઉલ અવ્વલ હી. ૧૦૮૧[3] માં સુરત શહેર લૂંટયાનું આલમગીરના વિગતવાર ખરા ઇતિહાસ માસીરે આલમગીરીમાં છે. ખાફીખાન[4] હી. ૧૦૭૯ માં સુરતને લૂંટયાનું કહે છે અને તેજ વર્ષમાં સુરતની આસપાસ લૂંટ કરવાનું કહે છે. ડાકટર ફ્રાયર ઈ. સ. ૧૬૬૪ માં ૪૦ દિવસ સુરત લૂંટવાનું કહે છે, મનુચી ૭ દિવસ સુધી અને ડફ સાહેબ છ દિવસ સુધી લૂંટવાનું કહે છે. આલમગીર જેવાનો વખત હોય અને આટલા દિવસ સુધી લૂંટ ચાલે એ ઐતિહાસિક તૂલના વિરૂદ્ધ છે. માસીરે આલમગીરીમાં કેટલાક કલાક સુધી લૂંટ ચલાવવાનું જે લખ્યું છે, તેજ ખરૂં જણાય છે. ઉપર પ્રમાણે લખનારાઓએ જુદો જુદો વખત બતાવેલો હોવાથી હાલના ઇતિહાસકારોએ, બધાને ખરા માની તેટલીવાર સુરત લૂંટયાનું ખોટું લખ્યું છે.

૧ રૂકઆતે આલમગીરી પત્ર ૧૧૭
૨ માસીરે આલમગીરી પૃ. ૨૧૩.
૩ ,, પૃ. ૧૦૬,
૪ ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૨૦૦ ૦૦

બરનીયર કહે છે કે શાહજહાં ઓરંગઝેબનાં એટલાં વખાણ કરતો કે, દારાને તેના ઉપર અદેખાઈ આવતી. મનુચી આથી ઉલટુંજ લખે છે. મનુચી કહે છે કે, ઓરંગઝેબ બાપને હાનિ પહોંચે તથા દુઃખ લાગે તેવું લખતો. બરનીયર એથી ઉલટું લખે છે. મનુચી દારા વિષે લખે છે કે, તે ખ્રિસ્તી ધર્મને એટલું માનતો કે, ઈસ્લામની હલકાઈ કરતો, જે બીલકુલ પાયા વગરનું છે. હિંદના ફારસી ઇતિહાસો ઉપરથી દારા હિંદુ ધર્મના વેદ વગેરે પુસ્તકોની શોધમાં પોતે જાતે વાકેફ થવા સંસ્કૃત શીખ્યો, અને તેવાં પુસ્તકોનો તરજુમો કરાવવામાં ગુંથાયેલો રહેતો. તે વખતના મોગલ[1] શાહઝાદાઓ જેવા વિદ્વાન હતા તેવા યૂરોપમાં એક પણ રાજાના કુંવર નહોતા. તેમજ મોગલ શાહઝાદાઓ બધા ધર્મવાળા સાથે છુટથી અને કોઈ નારાજ ન થાય તેવા હેતુથી બોલતા, જો કે તેઓ ઈસ્લામમાં ચૂસ્ત હતા. આવી વાતો સાંભળી મનુચીએ ઉપર જણાવ્યા પ્રમાણે ઠોકી બેસાડ્યું છે.

અજમેર આગળ દારા તથા આલમગીર વચ્ચે જે લડાઈ થઇ, તે વખતે મનુચી બખ્ખર (સિંધ)માં હતો છતાં, બરનીયરે લખેલા તથા ફારસીમાં લખેલા હેવાલથી તદ્દન જુદી રીતેજ, જાણે નજરે જોયું હોય તેવા શબ્દોમાં તે લખે છે.

કાઝી અબ્દુલ વહાબને દરરોજ એક શીશી દારૂની મોકલવાનું તે લખે છે. આ ધાર્મિક વિદ્વાન ઉપર તેમજ બેગમો ઉપર દારૂ પીવાનાં તથા બીજાં જૂઠાં પાયા વગરનાં તહોમત તે મૂકે છે.

એક અચંબો પમાડે એવી વાતો મનુચી લખે[2] છે કે, આગ્રા પાસે એક હિંદુ સ્ત્રીને ઘણા હિંદુ સતી કરવા લઇ ગયા.

---

૧. તે વખત જેવા મોગલ અમલદારો વિદ્વાન હતા તેવા યૂરોપમાં ભાગ્યેજ હશે.

૨ પુ. ૨ પૃ. ૯૭,

તે જગાએ મનુચી તથા તેનો એક મિત્ર આરમિનિયાનો રહેનાર દોડયા; એટલે બધા હિંદુ નાશી ગયા. મનુચીનો સોબતી તે હિંદુ સ્ત્રીને ઉપાડી સુરત લઇ ગયો. કેટલીક મુદત પછી મનુચી સુરત ગયો ત્યારે તેણીને એક દીકરો અવતરેલો જોયો.

રાજા જયસિંહ તથા જશવંતસિંહના સંબંધની ખોટી વાતો જેટલી બરનીયરે લખી છે, તે કરતાં વધારે મનુચીએ લખી છે. તે લખે[1] છે કે, રાજા જયસિંહના મૃત્યુ પછી બાદશાહે બધાં મંદિરો તોડાવી નાખ્યાં. ફરી લખે[2] છે કે રાજા જશવંતસિંહના મૃત્યુ પછી બધાં મંદિરો તોડાવી નાખ્યાં. એવી ઘણી વાતો વારંવાર તે લખ્યા કરે છે. જહાંઆરા બેગમ આલમગીર વિરૂદ્ધ હતી એમ પોતે લખે છે છતાં કહે છેકે, જઝીયો માફ કરાવવા[3] હિંદુઓ બેગમ સાહેબ પાસે ભલામણ કરાવવા ગયા. હિંદુઓનો દ્વેષ વધારવા એટલે સુધી[4] લખે છે કે લડાઇમાં જતી વખત સારાં શુકન તરીકે ઘણા હિંદુઓને બાદશાહ કાપી નાંખતો હતો. પણ તેવું એક વખત કયારે અને કયાં બન્યું તે લખતો નથી.

દક્ષિણના મામલા વિષે મનુચીએ શું શું ખોટું લખ્યું છે તેનું ટુંક વિવેચન આગળ થઈ ગયું છે. પણ તેમાં એટલું ખરૂં કે ગોવળકોંડાનો ઘેરો હતો ત્યાં સુધી મનુચી તે તરફ હતો. ઘેરા દરમીયાનજ મદ્રાસ તરફ ચાલ્યો ગયો. પછી પાછો તે તરફ તે આવ્યોજ નહિ. ઇ. સ. ૧૭૦૦માં તે આંધળો થયો, છતાં આલમગીરના મોત સુધીનો ઇતિહાસ દક્ષિણના ખાસ મરેઠા મામલા સહિત તે લખે છે.

---

૧ પુ. ૨ પ. ૧૫૨,

૨ પુ. ૨ પ. ૨૩૪,

૩ જઝીયો હિંદુ સિવાય પારસી, ખ્રિસ્તી વગેરે બધા આપતા હતા. કોઇએ કોઇ જાતની ફરિયાદ કરી નહિ. માસીરે આલમગીરીમા હિંદુઓએ જઝીયા વિષે કઇપણ ફરિયાદ કર્યાનું નથી.

૪ પુ. ૨ પ. ૪૬૮

આ નમુનાઓ ઉપરથી વાંચનાર જાણશે કે, એના લખેલા લગભગ બધા બનાવો અસલ ઇતિહાસો સાથે મળતા નથી. રાજ્યની આવક વિષે લખતાં મોટા મોટા પ્રાંતો તેણે છોડી દીધા છે તથા ઘણું ખોટું લખ્યું છે. મનસબ વિષે ઘણું લંબાણથી તેણે લખ્યું છે; પણ તે તદ્દન ખોટું છે. જેઓ ફારસી ઇતિહાસોથી અજાણ્યા છે, તેઓ આ બાબતને સમજી શકતા નથી. મનુચીનો તરજુમો કરનાર મી. ઇરવીન પોતે કહે છે કે, મનુચીનાં આવક તથા મનસબનાં લખાણો ઉપર ભરોસો કરવો જોઈએ નહિ.

મનુચી ઘણી મુદત હિંદમાં રહ્યો છતાં [1]લખે છે કે, હિંદુ લોકો મુસલમાન તથા ખ્રિસ્તીઓને ફીરંગી કહેતા. પોતાની મોટાઇ બતાવવા[2] લખે છે કે, તંજોરના હિંદુ રાજાએ ખ્રિસ્તીઓ ઉપર બહુ જૂલમ ગુજાર્યો; તેથી પોતે ( મનુચીએ ) તે તરફના ઉપરી સત્તાવાળા આલમગીરના મુસલમાન અમલદારને ભલામણ લખી કે જે ઉપરથી તેણે રાજાના વકીલોને બોલાવી ખૂબ ધમકાવ્યા વગેરે. ફરી તે લખે[3] છે કે, એક વખત અંગ્રેજ કંપની ઉપર આવી પડેલી આફત વિષે મદ્રાસના ગવર્નરે મનુચીને ભલામણ કરી. જે ઉપરથી તેણે ખાજાસરા દ્વારા બાદશાહ ઉપર કાગળ મોકલ્યો, એટલે તરત માફી થઈ ગઈ. આ પ્રમાણે અંગ્રેજ કંપની વિષે બીજી કેટલીક જગાએ ગોટાળા ભરેલાં લખાણો કરે છે.

આલમગીર બધાને ઇનસાફ આપવામાં ઘણોજ ચૂસ્ત હતો, એવું બધા ફારસી ઇતિહાસવાળા કહે છે. તે સિવાય અંગ્રેજ ગૃહસ્થ ઓવીંગ્ટન, જે ઘણી મુદત સુરતમાં રહ્યો હતો તે કહે છે કે, "આ મોટો મોગલ ઇનસાફનો મહાસાગર છે.[4]" છતાં મનુચી લખે[5] છે કે, આલમગીર વાઘ તથા બકરીને નાનપણથીજ

---

૧ પુ. ૩ પૃ. ૭૩,
૨ પુ. ૩ પૃ. ૩૦૯,
૩ પુ. ૩ પૃ. ૯૦,
૪ ઓવીંગટનની સુરતની મુસાફરી ઇ. સ. ૧૬૮૯ પૃ. ૧૯૮, લેનપૂલ સ્ટાન્લેનો ઓરંગઝેબ, પૃ. ૮૦
૫ પુ. ૨ પૃ. ૪૪૩.

હાસ લખ્યો. મતલબ આ ઇતિહાસો અધુરા હતા. એવામાં ઈ. ૧૯ મા સૈકામાં ગ્રાંટડફ સાહેબે ઈ. ૧૮૨૬ માં તથા એલફીન્સ્ટન સાહેબે ઇ. ૧૮૪૧ માં લખ્યું. (જે બંને મહાન ઐતિહાસિકો હોવાને લીધે) તેમનાં પુસ્તકો હિંદમાં પ્રશંસા પામ્યાં. તેમણે કેટલાંક સાધનો કમેરી લખ્યું, છતાં તેમાં ઘણી અપૂર્ણતા રહી. જેથી આલમગીરનો ખરો ઇતિહાસ પ્રસિદ્ધિમાં આવી શક્યો નહિ. આ બે ઇતિહાસો તથા ઇલીયટ સાહેબનો ઇતેખાબ, તે પછીના અંગ્રેજી કે ગુજરાતી ભાષામાં લખાયલા હિંદના ઇતિહાસોનાં મૂળ છે. ઈલીયટ વિષે લખાઇ ચૂક્યું છે.

ગ્રાંટડફ સાહેબે દક્ષિણનો ખાસ કરી મરેઠાનો ઈતિહાસ લખ્યો છે. સાહેબ પોતે ફારસી જાણતા નથી એવું તેમના પોતાના પુસ્તકમાં અનેક જગ્યાએ માલમ પડી આવે છે. ડફ સાહેબ[1] લખે છે કે, જ્યારે લુખજી જાદવ, મલેક અંબરનો પક્ષ છોડી, શાહજહાં તરફ ગયો, ત્યારે તેને ચોવીસ હજારીનો મનસબ આપ્યો. સાહેબે બાદશાહનામું વાંચ્યું હોત તો એવું લખત નહિ, કેમકે શાહજાદા સિવાય કોઇને આ મોટો મનસબ આપવાનો ધારો નહોતો. લુખજી જાદવના બધા સગાઓનો મળી એટલો મનસબ થાય છે.

ડફ સાહેબ[2] લખે છે કે, બિજાપુરનો સુલતાન સિકંદર ત્રણ વર્ષ સુધી આલમગીરના કેદખાનામાં રહ્યો. પાછળથી તેને આલમગીરે ઝેરથી મરાવી નાંખવાનો શક ઉત્પન્ન થયો. સાહેબે ખરા ફારસી ઇતિહાસો વાંચ્યા હોત તો આ હકિકત ન લખત. મી. મોરલે[3] કહે છે કે સિકંદર, ડફ સાહેબના બતાવેલા વખતથી ૧૦ વર્ષ પછી મરી ગયો છે.

ડફ સાહેબના ઇતિહાસની બીજી ખામીઓ ઘણી છે. પણ તે વિસ્તારથી જણાવતાં લંબાણ થાય તેથી ટૂંકમાં એટલુંજ જણાવવામાં આવે છે, કે તેમણે જે સાધનોવડે પોતાનું પુસ્તક

---

૧ ગ્રાંટડફ પુસ્તક ૧ લું. પૃ. ૮૧.

૨ ગ્રાંટડફ ભાગ ૧ લું. પૃ. ૨૮૯.

૩ હિંદનો ઇતિહાસ આવૃત્તિ ૫ મી પૃ. ૬૫૭ નોટ.

લખ્યું, તે મરેઠાનો ઇતિહાસ ખફખાન તથા ખાફીખાનના અંગ્રેજી તરજુમા ઉપરથી [1]લખ્યું છે. કેટલીક જગાએ તેમણે દક્ષિણમાં મળેલાં ફારસી દસ્તાવેજોના આધારો આપ્યા છે. ફારસીના ભરોસાપાત્ર ઇતિહાસોમાંથી એકનું પણ નામ નથી. કેટલાક ફારસી કાગળો કોલાપુરના રાજા પાસેથી મળ્યા છે જેમાંના ઘણાખરા આલમગીર તરફથી શિવાજીને ચોથ આપવા વગેરે બાબતમાં લખાયેલા છે જેમાં શિવાજીની મોટાઈ માલમ પડે છે. જો સાહેબે આલમગીરના લખેલા કાગળોનો સંગ્રહ જોયો હોત તો, માલમ પડી જાત, કે આલમગીરના લખેલા આ કાગળો નથી. જશવંતસિંહના જઝીયા બાબતના કાગળની પેઠે આ કાગળો પણ બનાવટી હોવા જોઇએ. જો એમ ન હોત તો, આજ લગી છપાઇ પ્રગટ થયા વગર રહેત નહિ. આવા અગત્યના કાગળોને છોડી બાદશાહી નોકરીમાંના, એક મરેઠા બ્રાહ્મણે પોતાના મુસલમાન ઉપરી તરફ ફારસીમાં કાગળ લખ્યો તેવા નજીવા કાગળનો સાહેબે તરજુમો નોંધ્યો છે. કાગળમાં તારીખ, મહીનો કે સન નથી તથા લખેલી મતલબ ઉપરથી શંકા ઉત્પન્ન થાય તેવું છે. નવાઇ જેવું એ છે કે, જેણે કાગળ લખેલો તેનાજ કુટુંબમાંથી આ કાગળ સાહેબને મળે છે. ખરૂં તો એ કે જેના ઉપર મોકલ્યો, તેના વંશમાંથી નીકળવો જોઇતો હતો. સાહેબ લોકોનો એવો રિવાજ જણાય છે કે, જે કોમનો ઇતિહાસ લખે છે, તે તરફ બહુ ઢળી જાય છે. જો કે ટોડ સાહેબની પેઠે રજપૂતોનુંજ સારૂં લખવું એવા વિચારના ડફ સાહેબ નથી. ખરાં સાધનો ન મળવાથી કેટલીક જગાએ વર્ણનમાં અતિશયોક્તિ કરી છે. મરેઠા સરદાર ધના જાદવ તથા સંતાજીની બહાદુરીની અતિશયોક્તિ કરી છે પણ ફિરોઝખાન, આગરખાન મહાબતખાન તથા ઝુલફિકારખાન વગેરે, જેમનાથી મરેઠા કાંપતા હતા, તેમની બહાદુરી જેવા શબ્દોમાં જોઇએ તેવા શબ્દોમાં લખી નથી. આલમગીર [1]બાદશાહ મોટી ફોજ સાથે, જે દખ્ખણથી દક્ષિણમાં દાખલ થયો, તેને લંબાણથી એવા રૂપમાં લખ્યું

---

1 ગ્રાંટ ડફ પુ. ૧ લું પૃ. ૨૭૫ થી ૨૮૧.

છે કે, બાદશાહ પોતાના હેતુને પાર પાડવામાં બહુજ ફત્તેહમંદ થશે. સાહેબ લખે છે કે કદાવર શાહીલશકરવાળાનાં ચળકતાં તેજ હથિયારો તથા બીજાં સાધનો જોઇ, મરેઠા કાંપતા હતા, વગેરે બાદશાહની ભવિષ્યની ફત્તેહની ખાત્રી કરતું લખાણ છે. છેવટમાં નિષ્ફળતા બતાવે છે જે ખરાં સાધનો વિરૂદ્ધ છે.

એલફીન્સ્ટન સાહેબે આલમગીરનો દક્ષિણનો બધો ઇતિહાસ ગ્રાંટ ડફ કૃત ઉપરથી નકલ કરેલ છે. સાહેબનાં પોતાનાં [1]લખાણ ઉપરથી ફારસી સારૂં જાણતા નથી એવું માલુમ પડે છે. આલમગીરના બાકીના ઇતિહાસનાં સાધનો "ખાફીખાન" તથા થોડું સ્કૉટમાંથી અને બરનીયર વગેરેમાંથી લખ્યું છે. આલમગીરનાં લખાણોનાં નામોમાં ગોટાળો કર્યો છે તથા ચાર પાંચ જગાએ તેમનો જે હવાલો આપ્યો છે તે અસલ સાથે મળતો આવતો નથી; જેમાં શાહજહાંએ ઔરંગઝેબનાં એવા શબ્દોમાં વખાણ કર્યાં છે કે બાદશાહ થવાને તેજ લાયક છે. તે ઉપરાંત સાહેબ લખે છે કે શાહજહાંએ એમ પણ કહ્યું કે, તે પૂરો વહેમી છે અને કોઇ ઉપર ભરોસો કરશે નહિ, પણ આ વધારાનું લખાણ અસલમાં નથી. સાહેબને આલમગીરના અશ ઇતિહાસો મળેલા જણાતા નથી.

યુસુફઝઇ લોકો સાથે લડાઇ ચાલી તે વખત બાદશાહ પંડે હસન અબદાલ સુધી ગયો હતો. લડાઇનું કામ સંતોષકારક રીતે ચાલતું હતું તેથી બાદશાહ આગળ ગયો નહિ. આ જગ્યાએ સાહેબ અનુમાન કરે છે કે સખત અફઘાનોનો [2]ડર લાગ્યો હશે?

---

૧ એલફીન્સ્ટન્ કૃત આવૃત્તિ ૫ મી પૃ. ૫૪૯–૫૫૦ ની નોટો.

૨ સાહેબ આપવીતી લખે છે. એક વખત અફઘાનીસ્તાન જઇ પોતાને કામ કરવાની જરુર હતી પણ પેશાવરમાં રહી અફઘાનીસ્તાનના હેવાલનો એવો ચિતાર આપ્યો છે કે જાણે ત્યાંજ જઇ લખ્યો હોય.

આલમગીરના કુલ ઇતિહાસો ઉપરથી જણાય છે કે કુદરતેજ તેને ડર આપ્યો નહોતો. અફઘાન તથા તેથી વધારે બહાદુર કોમો ઉપર તેણે પોતાની બહાદુરીની છાપ બેસાડી હતી.

સાહેબે ખાફીખાનના ઇતિહાસ ઉપરથી ઘણી ભૂલ ખાધી છે. નમુના તરીકે સાહેબ લખે છે કે, દારૂ, જુગાર, તથા હિંદુ લોકોના ધર્મ સંબંધના મોટા દેખાવો વગેરે બંધ [1]કરવા બાદશાહે એક અમલદારને નીમ્યો. [2]આલમગીરનામામાં ફક્ત બધાને લાગુ પડે તેવાં ખરાબ કામો બંધ કરવાને એક અમલદાર નીમવાનું છે. હિંદુ કે હિંદુના ધર્મનું નામ પણ નથી.

રોબર્ટ ઑર્મ ઉપરથી સાહેબ લખે છે કે, આલમગીર પોતે શિવાજીને મોટો સરદાર કહેતો તથા ૧૯ વર્ષ સુધી પોતાની મોટી મોટી ફોજો તેની સાથે લડતી રહી, તો પણ તેનું જોર [3]વધતુંજ ગયું વગેરે કહેતો. જો આ વાત ખરી હોત તો, બાદશાહનાં પોતાનાં લખાણોમાં હોત, અથવા ફારસી ઇતિહાસોમાં હોત, બલ્કે આ ઇતિહાસોમાં તેને માટે ધિક્કારના શબ્દો બાદશાહે વાપર્યાનું છે.

સાહેબ [4]લખે છે કે બરનીયરે ઘણી અસંભવિત વાતો દાખલ કરી છે પણ તેની જોયેલી એક બે વાતો મજકુર સાહેબે ખરી ગણી લખી છે. પરંતુ તેમાં સાહેબે ખરા ઇતિહાસો નહિ જોયેલા હોવાથી ભૂલ ખાધી જે વિષે પહેલાં લખાઈ ગયું છે.

ખાફીખાન સરકારી વહાણ લૂંટાયાના સંબંધમાં, મુંબઇના અંગ્રેજો પાસે તપાસ કરવા ગયો હતો, તેણે અંગ્રેજોની નમ્રતા બતાવી, જે રિપોર્ટ કર્યો હતો, તે જગાએ સાહેબ [5]લખે છે કે, ખાફીખાને નજીવી વાત લખી, પણ અંગ્રેજોએ લડાઇની કરેલી તૈયારી વિષે તેણે કાંઈ લખ્યું નથી. જો કે પોતે તો તે વિષે કાંઇ લખતા નથી. પણ એક બીજા અંગ્રેજ ઇતિહાસ કર્તા

---

૧ હિંદનો ઇતિહાસ આવૃત્તિ ૫ મી પૃ. ૬૩૬
૨ આલમગીરનામા પૃ. ૩૯૧-૩૯૨.
૩ હિંદનો ઇતિહાસ આવૃત્તિ ૫ મી પૃ. ૬૪૭ ની નોટ.
૪ હિંદનો ઇતિહાસ આવૃત્તિ ૫ મી પૃ. ૬૧૦ ની નોટ.
૫ હિંદનો ઇતિહાસ આવૃત્તિ ૫ મી પૃ. ૬૪૭ ની નોટ.

[1]લખે છે કે, લાંબા વખત પછી અંગ્રેજોએ લડાઇની ગેરડહાપણ ભરેલી રાજ્યનીતિ છોડી બાદશાહની માફી માગી અને દંડ ભરી સારી ચાલ રાખવાના કરારથી ફરી તેમને બધે વેપાર કરવાની છૂટ મળી. ઉપર પ્રમાણે સાહેબ ડફ સાહેબ તથા ખાફીખાનની ઘણી ભૂલોની પોતાના ઇતિહાસમાં નકલ કરી છે; જે પહેલાં બતાવી છે.

ટાલબાયઝ વ્હીલરે ખોટી તથા હસવા લાયક ઘણી વાતો પોતાના ઇતિહાસમાં લખી છે; તેમાંની એક એ કે, બંગાળાના અંગ્રેજ વેપારીને ત્યાંના સુબાએ પજવ્યા. તે સાંભળી ઈંગ્લાંડના રાજા જેમ્સે લડાઇની તૈયારી કરી. બાદશાહને આ હકિકતની ખબર પડી ત્યારે સુબાને ઠપકો આપ્યો. જાણે કે બાદશાહને ડર લાગ્યો હોય. પણ તે વખતનું ઈંગ્લાંડનું અને હિંદનું બળ કેટલું હતું, તે જાણનાર આવી વાત કદી માનશે નહિ.

**હાલના લેખકો.**

પાશ્ચિમાત્ય ઇતિહાસ લખનારાઓ સત્ય ગ્રહણ કરે છે. જો તેમને ખરાં સાધનો મળે તો પોતાનો અભિપ્રાય બદલ્યા વગર રહે નહિ. જો કે બરાબર સાધનો તેમને મળ્યાં નથી તો પણ તેમણે કેટલીક જગાએ સારૂં લખ્યું છે. પણ ઇ. ૧૯ મા સૈકાના ગુજરાતના હિંદુ લેખકો, જે ફારસી ઇતિહાસોથી તદ્દન અજાણ્યા અને ફક્ત ઈંગ્રેજી પુસ્તકો ઉપરજ આધાર રાખનારા છે તેમણે તો સાહેબ લોકોનાં લખાણોને આકાશી લખાણો સમજી લીધાં. વળી વધારામાં પોતાના તરફથી એમ પણ કહ્યું કે, આલમગીરની જે કાંઈ સારી બાબતો અંગ્રેજી પુસ્તકોમાં હતી, તેને એક બાજુએ મૂકી તેની નબળી બાબતોજ ગાતા રહ્યા. કેટલાક વર્તમાન પત્રકારો તથા નિશાળના મહેતાજીઓએ કંઇ પણ વિચાર કર્યા વિના આલમગીરની ગેરવ્યાજબી નિંદા કરી છે. વધારે અફસોસ તો તે [2]હિંદુઓ ઉપર છે કે, જેમણે ઉંગામાં

---

૧ મેડોઝ ટેલરનો હિંદનો ઇતિહાસ પૃ. ૩૯૩-૩૯૪.

૨ ઇ. સ. ૧૯૦૬ ના અક્ટોબરના "ઇસ્ટ એન્ડ વેસ્ટ" નામના

ઉંચી કેળવણી લીધી છે અને ફારસી પણ શીખેલા છે તેમણે પણ

---

ચોપાનીયામાં મી. ઝવેરી ( એમ. એ. એલ. એલ. બી. ) આલમગીર કૃત રૂકઆતે આલમગીરી વિષે જે લખે છે, તેમાં અનેક ભૂલો છે જે આ પુસ્તકના વાંચનારને માલમ પડી આવશે. પરંતુ એક જરૂરી વાતનો જવાબ અત્રે આપવો યોગ્ય ગણાશે. તે એ કે મી. ઝવેરી, આલમગીરે લખેલી ભાષામાં વ્યાકરણ વગેરેની ખામી બતાવી ટીકા કરે છે. પરંતુ આલમગીરની આ ભાષાને બહુ ઉંચા દરજાની ગણી ઉત્તર હિંદના ફારસી ભાષાના મહાન વિદ્વાન મુસલમાનોએ તેને ફારસીના અભ્યાસમાં દાખલ કરી છે. મી. ઝવેરી પોતાના ફારસી જ્ઞાનની વડાઇમાં નહિ લખવાનું લખી ગયા; પણ જો તેમને પોતાનું જ્ઞાન જાહેર કરવા ઇચ્છા હતી તો તેમણે આલમગીરના લખેલા કાગળોમાંથી એક નમુના જેવો કાગળ લખી દેવો જોઇતો હતો. આજના વખતમાં ફારસી ભાષાનું વ્યાકરણ કે પીંગળ લખી દેવું બહુ સહેલું છે પણ આલમગીરના લખેલા કાગળો જેવો પત્ર લખવો મુસ્કેલ છે.

બંગાળાના કેટલાક ધર્માંધ હિંદુઓએ મુસલમાન બાદશાહ, બેગમો તથા શાહઝાદીઓની ખરાબ ખરાબ ઘણી નવલકથાઓ લખી છે. એટલે સુધી કે હિંદુઓમા બહુ સારો ગણાતો અકબર: પણ બંગાળી હિંદુની કલમથી મુક્ત રહ્યો નથી; એ રોગ ગુજરાતમા પણ આવ્યો એટલે અહિં પણ એવી નવલકથાઓ લખાઇ. આવા લેખકો તદ્દન ઐતિહાસિક હકિકત વિરૂદ્ધ ભુંડી વાતો લખવાનુ પસંદ કરે છે. જેથી તેમની ઐતિહાસિક અજ્ઞાનતા તો નહિ પરંતુ નીચપણું જાહેર થાય છે. જો આ બાબત પૂરેપૂરૂં લખવામાં આવે તો એક મોટું પુસ્તક થાય.

"ઔરંગઝેબનો ઉદય; આ, તે મહાન્ મોગલ?" નામની ઐતિહાસિક નવલકથા "ગુજરાતી" પત્રના અધિપતિ તરફથી ઇ. સ. ૧૯૦૯ માં ભેટ દાખલ પોતાના ગ્રાહકોને આપવામાં આવી છે. તેનો લખનાર મી. મોહનલાલ બી. એ. એલ. એલ. બી. છે. મજકુર પા તરફથી આવા જુદા જુદા ૨૩ પુસ્તકો બહાર પડયાં છે જેમાના ઘણાં ખરાં પુસ્તકોમા હિંદુઓના વખાણ અને મુસલમાનોની ( નિર્ણય કરી રાખેલી ) નિંદા સિવાય બીજું કશુંએ નથી ખાસ કરી મુસલમાન જનાનાની બદનામી કરવામાં આવા હિંદુ લેખકો બહુજ ખુશી માને છે. પણ 'ખરૂં પૂછો તો તેમની તેમ કરવાની નેમજ હોય છે. તેથી તેઓ તેવીજ વાતો લખે છે. મજકુર નવલકથામાં ઘણે ભાગે વાતો ખોટી અને આધાર વગરની લખવામા આવી છે. કેટલીક જગાએ તો તદ્દન

નોવેલ કે નાટકના રૂપમાં આલમગીરને વખોડયો છે. આવા હિંદુઓ

---

ઉલટુંજ લખ્યું છે, જેમકે પૃષ્ટ ૨૨૧ માં લખ્યું છે કે, ઇચ્છના રાત્રે પોતાના પુત્ર માટે દારાની પુત્રીની માગણી કરી. ફારસી ઇતિહાસોથી જાણીતા હોવાનું ડોળ બતાવી આલમગીરનામા જેવા ઇતિહાસોનાં નામ પણ લખી દે છે. જો કે આલમગીરનામાને વાંચ્યું તો શું પણ નજરે જોયું પણ નહિ હશે. પણ એટલું તો અહિં જણાવવું જોઇએ કે, આવા અધિપતિ અને લેખકોએ હિંદુ મુસલમાન વચ્ચે સખત વેર બંધાય એવાં સખત લખાણો કર્યાં છે. હિંદુ અગ્રેસરો, હિંદુ મુસલમાનને એકત્ર કરવા, જે ભાગણો કરે છે તેઓએ પણ આવી બાબત કાંઈ લક્ષ આપ્યું નથી.

ઉત્તર હિંદના હિંદુઓ મુસલમાનની ભાષાઓથી, જાણીતા હોવાને લીધે તથા તેમના સમાગમમાં રહેવાથી ગુજરાતના હિંદુઓ કરતાં ઇસ્લામી ઇતિહાસ તરફ બહુ થોડો અગર નહિ જેવો દ્વેષ રાખે છે.

બંગાળાના પટણા કોલેજના પ્રોફેસર જદુનાથ સરકારે "અહકામે આલમગીરી" નામના હસ્તકૃત પુસ્તકનો અંગ્રેજીમાં તરજુમો પ્રગટ કર્યો છે. તેમાં આલમગીરનો જે ટૂંક હેવાલ આપ્યો છે તે જો કે માત્ર ભૂલ થાપ ખવડાવવા માટેજ છે તથા પોતાનાંજ બીજાં લખાણોથી વિરૂદ્ધ છે; તો પણ પોતાના તરજુમા દ્વારા તે મહાન બાદશાહની ઘણી ખૂબીઓ તેમણે પ્રગટ કરી છે.

મી. જદુનાથ, સદરહુ "અહેકામે આલમગીરી" ના કર્તા તરીકે હમી દુદ્દીનખાન નીમચા નામના આલમગીરના એક મોટા અને ભરોસાપાત્ર અમલદાર હોવાનું અનુમાન કરે છે; પણ તે ખરૂં લાગતું નથી. કેમકે જે અમલદાર, બાદશાહની મોટી મહેરબાનીનો અને લાંબા વખત સુધી સાથે રહેલો હોય, તે ખરા ઇતિહાસોથી કેટલીક બાબતોમાં જૂદો પડતો હેવાલ લખે નહિ. જો આ માણસજ લખનાર હોત તો, તેનો જે હેવાલ માસીરૂલ ઉમરાના કર્તાએ (જે પાસેના વખતમાં હોવાથી વાકેફ હોવો જોઇએ) પોતાના પુસ્તક ૧ લાના પૃ. ૬૦૫ થી ૬૧૧ સુધી લખ્યો છે તેમાં લખ્યા વગર રહેત નહિ.

ઔરંગઝેબનો ઇતિહાસ લખવા પહેલાં, લખનાર ઇસ્લામના કાયદા તથા નિયમોથી પૂરેપૂરો વાકેફ હોવો જોઇએ. મી. જદુનાથ મગરેબ (સૂર્યાસ્ત પછી) ની નમાઝને ઝોહર (બપોરની) લખે છે (પૃ. ૪) જદુનાથનાં લખાણમા જઝીયા, લગ્નની મહેર વગેરેની ટીકા પણ ખોટી છે. રજપૂત તથા

કરતાં તો ઇગ્લાંડનો ડ્રાઈડનજ સારો કે જે કવિ અને ગ્રૂમા લખનાર છે તેણે આલમગીરને બહુજ વખાણ્યો છે.

---

દક્ષિણનો ઇતિહાસ જૂદોજ, તરફદારીવાળો અને ખોટો લખેલો છે. આ ઉપરથી વાચનાર વિચાર કરશે કે ઇસ્લામ સંબંધી તથા ફારસી પુસ્તકો ઉપરથી લખવામા વાંચકોને તેમણે કેવી ભૂલથાપ આપી છે.

શીઆઓ માટે પણ તેમણે ખોટી હકિકત આપી છે (પૃ. ૬૬.) આલમગીરે ઘણા શીઆઓને જાગીરો આપી છે અને કાઠિયાવાડમા: મેં જાતે સનંદો જોઇ છે. દક્ષિણની લડાઇઓ શીઆ ધર્મ માટે થઈ નથી. આલમગીરના વખતમા શીઆ અને સુન્ની વચ્ચે લડાઇઓ થઇજ નથી. પરંતુ એના મૃત્યુ પછી થઇ છે. શું આલમગીરે મોટા મોટા પ્રાંતોમા શીઆ ગવર્નરો નીમ્યા નહોતા ? ફારસી ઇતિહાસો વાચી તે વિરૂદ્ધ લખવું એ ઇનસાફ નથી.

જદુનાથ તદ્દન ખોટું લખે છે કે "કિલ્લા દુરસ્ત કરવા પેસા નથી." (પૃ. ૧૨૨) એક વાતપરથી ફેસલો કરી લેવો એ ગેરવ્યાજબી છે કે પૈસાની તંગી હતી. તેર કરોડ રૂપિયાથી વધતે આગ્રાના કિલ્લામા મોજુદ હતા. શું હાલની સરકાર કોઇ અમુક કામ માટે કે કોઈ બીજી યોજના અમલમા મૂકવા નારાજી દર્શાવે તો શું એમ કહીશું કે "પૈસા સંબધી અતિશય મુસ્કેલી" છે ? નહિ, કદી નહિ.

આલમગીર જ્યારે શાહજાદો હતો ત્યારે ઝેનાબાદી નામની ઓના પ્યારમા પડ્યાની જે વાત ઇહ્લાયતુલ્લાખાને (૧) એહકામે આલમગીરીમા આપી છે તથા જેનો તરજુમો મી. જદુનાથે કર્યો તેમા તથા (૨) મનુચીમા તથા (૩) માસીરૂલ ઉમરામાં લખાયેલ છે પણ બધાની હકિકત એક બીજા સાથે મળતી નથી બલ્કે ઘણોજ ફેર છે. તેમાં જે માણસોના નામો વગેરે આવે છે તે ફારસીના ખરા ઇતિહાસો સાથે મળતા નથી. ( ચાર જણ કહે છે તેમા ફેર, તેની સાથે તેમા જે નામો આવે છે તે ખરા ઇતિહાસો પ્રમાણે તે વખતે ત્યા નોકરીમા નહોતા એવી ખાત્રી સાબીતી મળે છે. ) ખાફીખાને આ વાત લખી નથી.

મી. જદુનાથ એહકામે આલમગીરીમા આપેલ હકિકતને માનતા નથી, પણ માસીરૂલ ઉમરામા લખેલી દંતકથાને માને છે અને ઓરંગઝેબની બદનામીનો જરાએ વિચાર કરતા નથી. આ વાતને ન માનવા અનેક કારણો છે. માસીરૂલ ઉમરા એકંદર ઉમદા પુસ્તક છે; પણ તેમાં એવી

કેટલાક હિંદુ લેખકોએ પોતાના ઈતિહાસોમાં આલમગીરના

કેટલીક ગપ્પો પણ લખેલ છે. ઔરંગઝેબની બંધાયેલ રીતભાત તથા ડહાપણી તુલનાની કસોટી વિરૂદ્ધ છે. એને પાંચ માશી હતી તેમાંની કઇ તેનું નામ મી. જદુનાથ જાણે છે? તે તે વખતે જીવતી હતી? બીજી વખત ઔરંગઝેબ હીજરી ૧૦૬૨ થી ૬૮ સુધી દક્ષિણનો સુબો રહ્યો ત્યાં સુધી બુરહાનપુરમાં સુબા તરીકે નજાબતખાન મીરઝા શુજા હતો અને ઔરંગઝેબનો માસો મીર ખલીલ હી. ૧૦૬૦ થી ૬૪ સુધી દક્ષિણનો તોપખાનાનો ઉપરી અને તે પછી ઔરંગઝેબની લડાઇમાં જોડાયા પછી ફતેહાબાદ ધારવાડનો કિલ્લેદાર હતો. હવે મી. જદુનાથ એનું આ વખતમાં બુરહાનપુરમાં રહેવાનું થયાનું ક્યા પુસ્તકથી સાબીત કરી શકે છે! ઔરંગઝેબ બીજી વખત સુબો નીમાયો ત્યારે તેની ઉમર ૩૬–૩૭ વરસની હતી અને તેની બેગમો સાથે રહેતી હતી તથા બચ્ચાં થઇ ગયાં હતાં. જે ભરજુવાનીમાં વ્યભીચારીમાં ન પડયો તે આવે વખતે પડે? મીર ખલીલની જે ચાલ "માસીરૂલ ઉમરા" માં તે દંતકથા લખતી વખત બતાવી છે તેવી બીજા કોઇ પુસ્તકમાં બતાવેલી નથી બલ્કે સારી બતાવી છે. "માસીર"માંજ છે કે દારા ઔરંગઝેબ સાથે પાકી દુશ્મની રાખતો હતો. આ વખતે બાપને ચાડીભરી વગેરે જે શબ્દો લખ્યા છે તે ઉપરથી સહેલાઇથી હરકોઇ કહી શકે કે તે વાત તદન બનાવટી છે. એજ કિસ્સામાં અનેક જગાએ મીગોયંદ (કહેવામાં આવે છે) કરી લખ્યું છે. તો એવા લખાણની ફારસીવાળા તેના ખરાપણાની કેટલી કદર ગણે છે, તેની મી. જદુનાથને ખબર હોવી જોઇએ.

ઉપરની બધી વાતો ધ્યાનમાં લેવાથી આ વાત બીલકુલ બનાવટી માલમ પડે છે.

ભાષા જાણવાની કંઇક ખામીને લીધે કે ફારસી પુસ્તકો સારી રીતે નહિ વંચાયાથી આવી ભૂલો થાય છે. જદુનાથ લખે છે કે "ટેવરનીયર, બરનીયર, મનુચી અને બીજા યુરોપીયન પ્રવાસીઓને, રાજ્યકીય દફતર (કાગળો) અને બીજા આધારવાળાં સાધનો મળ્યાં નહોતાં પણ માત્ર બજાર ચાલતી ગપ્પો અને લોકવાણી પરથી તેમણે હકિકત મેળવી છે." આટલું માન્યા છતાં તેમના ભાખેલા શબ્દો ઔરંગઝેબ વિરૂદ્ધ જદુનાથ લખે છે.

જદુનાથની દ્રષ્ટિ વિશાળ નથી. જદુનાથ (ઇન્ડિયા આફ ઔરંગઝેબમાં) આલમગીરની શંકાવાળી અને હલકા મનની ટેવ એવી જણાવે છે કે

વિજાપુરવાળાનું રાજ્ય લીધું પણ તેને કાંઇ મહેરબાની બતાવી નહિ. જેમકે અકબરે ઠઠ્ઠા, કાસ્મીર વગેરેના હાકેમો ઉપર બતાવી હતી.

ઇ. સ. ૧૫૮૮ માં બખ્ખરના અકબરના ગવર્નરે ઠઠ્ઠા ઉપર ચઢાઇ કરી. ત્યાંનાં હાકેમ જાનીબેગે લાયક બેરો મોકલી તે ઉપરથી અકબરે પોતાના ગવર્નરને લખ્યું કે, ઠઠ્ઠા મેં જાનીબેગને આપી દીધું. જાનીબેગ પાંચ હજારી થયો, એમાં શું નોકર બન્યો ? તેમજ કાશ્મીરના રાજાએ તાબેદારી કબૂલ કરી તો, અકબરે તેને પોતાનો અમ્મર બનાવ્યો અને બિહારમાં જાગીર આપી (તકલીફ આપ્યા વગર તાબેદારી કબૂલ કરે તેની સાથે એવુંજ કરવું જોઇએ.)

જદુનાથને ખબર છે કે અકબરે ગુજરાતના સુલતાન સાથે કેવું સદ્વર્તન કરેલું ? મહીનાના ફક્ત રૂ. ૩૦ નો પગાર. પરંતુ આલમગીરે વિજાપુરના સુલતાનને વાર્ષિક સારી રકમ મુકરર કરી આપી હતી. વિજાપુરવાળાને આલમગીર પોતાની નોકરીમાં દાખલ કરત અથવા માસીક રૂ. ૩૦ નો પગાર મુકરર કરત તો શું જદુનાથને સંતોષ થાત ? બીલકુલ નહિ. આલમગીરની તેના પ્રત્યેની વર્તણુંક તેના માન મોભાને જાળવી રાખવાની, અકબરે ગુજરાત, ઠઠ્ઠા તથા કાશ્મીરવાળા પ્રત્યે જે રીતભાત ચલાવી તેના કરતાં ઘણી ઉત્તમ પ્રકારની હતી.

જદુનાથે વળી "હીસ્ટરી ઓફ ઓરંગઝેબ" ના બે ભાગો બહાર પાડયા છે અને તેમના મથાળે "ખાસ કરી ફારસી પુસ્તકોના આધારો ઉપરથી" લખવાનું લખેલું છે. પણ તે ફક્ત ભૂલ થાપ છે. અંદર ઉપર જણાવેલા યૂરોપના પ્રવાસીઓના લખેલા વાક્યો તથા આધારો આપ્યા છે. કેટલીક વાતો તો અસલ પુસ્તકોમાં નથી તે ઇલીયટ વગેરેમાંથી લીધી છે. ગ્રાંટ ડફ વગેરેના ઠેકઠેકાણે આધારો આપે છે તો શું તેમણે અસલ ફારસી મુજબ લખ્યું છે ? "મીરાતુલ આલમ" નો તો કોઇ ઠેકાણે જદુનાથ આધાર આપતા નથી. મુસલમાનોની ઉદારતા અને કુલીનતા હજુ સુધી તેમણે જાણી નથી. (પુ. ૧ લું. પૃ. ૨૭) વળી મી. જદુનાથ લખે છે કે ઓરંગઝેબ પદ્યને ધિક્કારતો હતો. (પુ. ૧ પૃ. ૬૧) બાદશાહે દરબારના રાજ્ય કવિઓને તેનું કામ બંધ કરી બીજા કામ ઉપર જોડી દીધા, જે બાદશાહની ગેરવ્યાજબી રીતે ખુશામત કરવાને લાગી ગયા હતા. તે વાત શહેનશાહને પસંદ ન લાગી તેથી તેમ કર્યું હતું. નહિતર તે કાવ્ય રચનાનો કદ્ર નહોતો. બલ્કે તે તેનો અખંડ હિમાયતી હતો.

સખત લખાણ કર્યું છે. આલમગીર જેવા આખા હિંદના શહેન-

દક્ષિણનો ઇતિહાસ પણ ખોટો છે. જદુનાથ બાદશાહને કુદૃષ્ટિથી જુએ છે તેથી જણાઇ આવે છે કે ગેરવ્યાજબી રીતે તાણી તોડીને બાદશાહની કાળી બાજુ ચીતરવા સિવાય તેનો બીજો હેતુ નહોતો. દારા અને શિવાજી-ની તે ગેરવ્યાજબી રીતે તરફદારી કરે છે. તદ્દન જૂઠી અને માનવામા ન આવી શકે તેવી બાબતોને ખરી મનાવવા તે પ્રયત્ન કરે છે. જદુનાથ જશ-વંતસિંહનો પણ અયોગ્ય રીતે ખોટો બચાવ કરે છે.

મી. જદુનાથ કેવુ ખોટું લખે છે (પૃ. ૩૩૩) કે ઓરંગઝેબે મુરાદને સલાહ આપી કે ગાદી માટે ચાલેલી લડાઇ દરમ્યાન ઇરાનીઓ અને ઉઝબેક લોકોને દારા સામે ઉશ્કેરવા. પણ મુરાદને આ સલાહ પસંદ પડી નહિ. એ ક્યાથી સાબીત થાય છે કે ઔરંગઝેબે મુરાદને કહ્યુ પણ મુરાદને પસંદ પડ્યુ નહિ. પાછળથી વિચાર બદલાયો એટલે ઇરાનના શાહનો કાગળ મુરાદપર? એવા ગભરાટના ટૂંક વખતમા મુરાદ ઇરાન ખાસ માણસ મોકલી મદદ માગે એ માનવા જેવુ નથી. ઇરાનના શાહના જવાબો ઔરંગઝેબ કે મુરાદ પાસેથી નીકળવા જોઇએ. પરંતુ તેવો કોઇ પણ સબબ કે સબળ આધાર જદુનાથ આપી શકતા નથી તો તેવી સ્થિતિ વચ્ચે તેઓ પોતે જણાવેલી બાબતોને કેવી રીતે પુષ્ટિ આપી શકે છે તે એક અજાયબ જેવી વાત છે.

મી. જદુનાથ ઇસ્લામ ઉપર કેટલેક ઠેકાણે અયોગ્ય ટીકા કરે છે. અકબર અને દારાના ધર્મ સંબંધી હકિકત પણ તેમણે ખોટી આપી છે.

ઉપર પ્રમાણે બીજા અનેક અનુમાનો તથા બીજી અનેક બાબતો લંબાણ થઇ જાય તે અર્થે છોડી દેવામા આવે છે.

ઇ. સ. ૧૯૧૦ ના ફેબ્રુઆરીમા અસલ ગુજરાતના પણ હાલ બના-રસ વાસી ફારસી ભાષાના વિદ્વાન્ પ્રખ્યાત નાગર ગૃહસ્થ ઓનરેબલ રાજા મુનશી માધવલાલ સાહેબ સી એસ. આઇ પોતાના ગુજરાત કાઠિઆ-વાડના પ્રવાસમા જુનાગઢ પધારેલા તે વખત એમના વડીલ રાજા બહાદુરજી દિલ્હી તથા આગ્રામા આલમગીરના વખતમા લશ્કરી ખાતાના કમાન્ડીંગ ઑફિસર હોવાનું મને રૂબરૂ કહેલું. આ મકાન્ બાદશાહ વિષે કેટલીક ખોટી વાતોના રદીયામા મેં જે કહ્યુ, તેને મુનશી સાહેબે ટેકો આપી કહ્યું કે, આલમગીર ખરેખર બહુ સારો બાદશાહ હતો અને પોતે કેટલીક હકિકત જે કહી તે સાબળી ત્યા બેઠેલા જુનાગઢ, ભાવનગર વગેરેના મોટા મોટા હિંદુ ગૃહસ્થોને બહુ અસર થઇ. મુનશી સાહેબે આલમગીરનો ખરો ખ્રતિ-

શાહના મુકાબલામાં શિવાજી જેવાનાં અઘટિત વખાણ કરવાં બીલકુલ અન્યાય છે. આ પ્રમાણે ખોટી હકિકત ઉપરથી જ્યારે કોઇને અમુક બાબત પ્રત્યે વિરૂદ્ધ વલણ ઉત્પન્ન થઈ જાય છે તો તેની સારી વાત પણ નઠારી લાગે છે અને તેમને ખોટું લખનારાનાં લખાણોમાંથી નિંદા ભરેલાં લખાણો લખવાનો મસાલો મળી આવે છે.

એક આર્યે પોતાના ઇંદ્ર નામના ઉર્દુ ભાષાના ઇ. સ. ૧૯૦૭ ના નવેમ્બરના માસિક ચોપાનીયામાં ઔરંગઝેબ ની મનુચી ઉપરથી ખોટી વાતો લખતાં, એના નામમાં " ઝે " અક્ષર છે તેની જગા " ઝાલ " અક્ષર બતાવી, તેનો અર્થ વરૂ કહી પોતાનો બળાપો કાઢે છે; જો કે તે પ્રમાણે પણ બંધ બેસતું આવતું નથી. કેમકે તે શબ્દનો ઉચ્ચાર તો ઝમ્બ થાય છે. તે કરતાં તો યૂરોપનો ટેવરનીયર સારો કે પોતાના [1]પુસ્તકમાં ઔરંગઝેબનો ખરો અર્થ ગાદી કે તખ્તનો શણગાર લખે છે અને જે શબ્દકોષ પ્રમાણેનો ખરો છે. મજકુર આર્યે ઔરંગઝેબનો બળાપો મુસલમાનોના પેગમ્બર (સ.) સાહેબની નિંદા કરી બહાર કાઢયો અને પોતાનું નીચપણું બતાવ્યું. ઉપર પ્રમાણે હિંદુઓએ લખેલા ઇતિહાસો નિશાળોમાં છ સાત વર્ષની ઉમરનાં બાળકો વાંચી ઔરંગઝેબની નિંદા કરતાં શીખે તે નિંદા દિલમાંથી નીકળવી બહુ મુસ્કેલ થઈ પડે છે. પણ જે ઇનસાફથી જોશે તે કહેશે કે આલમગીર માણસ માત્ર માટે સારો હતો. પૂરી તપાસ કર્યા પછી હિંદુઓને જણાઇ આવશે કે આલમગીરે તેમને સતાવ્યા નથી ત્યારે થોડાક હિંદુઓનીજ લુચ્ચાઇ સાબીત થશે અને નિંદા ભરેલાં લખાણો માટે હિંદુ ભાઇઓને શરમાવું પડશે. કર્નલ ટાડ જેવા સાહેબોનાં ભૂલ ભરેલાં લખાણોને, ઇસ્ટ એન્ડ વેસ્ટ નામના

---

દાસ નાગરી ભાષામાં તરજુમો કરાવી ખરી હકિકત દેખાવવા ફરમાવ્યું છે. આ ઉચ્ચ ગુણના ગૃહસ્થના ન્યાયી વર્તણુંનું અનુકરણ ગુજરાત, કાઠિયાવાડ તથા બંગાળના હિંદુ લેખકો કરશે એવી આશા છે.

[1] પુ. ૧ લું પૃ. ૩૨૪.

ચોપાનીયામાં મી. કે. એમ. ઝવેરી જેવા હિંદુ ગૃહસ્થ, લખી આલમગીરની મોટી શાહઝાદી ઝેબુન્નિસાના પતિવૃતપણાને ડાઘ લગાડે, એ મોટો અન્યાય છે. ઇનસાફથી જોતાં જે કલ્પિત વાત લખવામાં આવે છે તે તદ્દન ખોટી જણાશે. તે લખે છે કે શિવાજી જ્યારે દિલ્હી દરબારમાં હાજર થયો હતો ત્યારે પરદામાંથી ઝેબુન્નિસાએ, તેને જોઇ મોહ પામી, પોતાના બાપને તેની સાથે પરણાવવા વિનંતી કરી. બાદશાહે જવાબ આપ્યો કે જો તે મુસલમાન થાય તો હું તેની સાથે પરણાવું. પણ તે તો નાશી ગયો, એટલે થયું નહિ. આ વાત કેટલે દરજ્જે ઘડી કાઢેલી છે તે આ ઉપરથી ઝટ જણાશે. દરબારમાં થતું કામકાજ બેગમો જોતી હતી એવું કોઈ સનંદી પુસ્તકથી સાબીત થતું નથી. તેમ ઔરંગઝેબ જેવો સર્વમાન્ય ઇસ્લામી (શરીયતનો) ધર્મચૂસ્ત બાદશાહ પોતાના ધર્મ વિરૂદ્ધ પોતાની શાહઝાદીને તે પારકા પુરુષને જોઈ શકે તેવી જગાએ રાખે અથવા બેસવાની રજા આપે એ કેવળ અસંભવિત છે. તેમજ ઝેબુન્નિસા જે ફારસી સાહિત્ય અને તેમાં પણ કાવ્યકળામાં અવિણતા ધરાવતી બીજા ધર્મના પોતાની ભાષા તથા સાહિત્યથી તદ્દન વિમુખ અને તે પણ માત્ર એક વખત નજરે જોવાથી મોહ પામી જાય એ વાત કોઇ પણ ન્યાયી પુરૂષને ગળે ઉતરી શકશે નહિ. પણ વધારે અજાયબ તો એ છે કે શિવાજી જે દરબારમાં હાજર થયો હતો તે દરબાર આગ્રામાં ભરાયો હતો અને તે વખત ઝેબુન્નિસા દિલ્હીમાં હતી. કર્નલ ટાડ સાહેબની ઉપર લખેલી કહાણીને સોર્ટ ઓર્મ હસી કાઢે છે અને કહે છે કે શિવાજી એવો કદરૂપો હતો કે એને જે પરણવાનો ઇરાદો રાખે તે બે વખત વિચાર કરે, એટલે કોઇ પરણે નહિ. મી. ઝવેરી કહે છે કે મુસલમાન ઇતિહાસ કર્તા તો એવી વાત લખેજ કેમ, પણ અમે કહીએ છીએ કે હિંદુ ફારસી લેખકો શા માટે ન લખે ? ઉલટા તેઓ તો ઝેબુન્નિસા તથા જહાંઆરા વગેરેનાં ઘણાંજ વખાણ લખે છે. કેમકે તેઓ મોગલ જનાનાની માહિતી ધરાવતા હતા. મોગલ

શહેનશાહોને પોતાની શાહઝાદીઓ માટે લાયક વર મલતો તોજ પોતાની શાહઝાદીઓને પરણાવતા. જે લોકોમાં પરદાનો રિવાજ નથી તેઓ આવી નિર્લજ વાતો લખવામાં આંચકો ખાતા નથી. " ધી રીન્ગ્યુ ઑફ રીન્ગ્યુઝ " નામના ચોપાનીયામાં ઝેબુન્નિસ્સાની વઝીરજાદા આકિલખાન સાથે પ્યારમાં પડવાની અને તેમ થતાં પકડાઈ જવાથી આકિલખાન ઉના પાણીમાં બળી મરી ગયાની જે કહાણી લખવામાં આવી છે તે સામાન્ય અક્કલવાળાથી કોઈ દિવસ માની શકાતી નથી. કોઇ ઇતિહાસમાં વઝીરજાદા આકિલખાન એવું નામજ નથી. આજ કથા બરનીયર જહાંઆરા બેગમ વિષે લખે છે. મતલબ કે આ બંને વાતો તદ્દન ઘડી કાઢેલી છે.

વળી કેટલાક લેખકો લખે છે કે, ઝેબુન્નિસા દક્ષિણમાં મરી ગઇ અને તેની કબર ભીમા નદીને કિનારે છે. સર જેમ્સ મેકીનટોશ કહે છે કે ઝેબુન્નિસાની કબર વિજાપુરમાં છે અને કેમ્પબેલના કહેવા પ્રમાણે તે કબર આલમગીરની બેગમોમાંથી એકની છે. પરંતુ આ બધું ખોટું છે.

ધર્માંધપણાની હવા હલકા લોકોમાં એવી ચાલી રહી છે કે તેઓ કલ્પિત નવલકથાઓ અને નાટકોમાં આલમગીર અને તેના લાગતા વળગતાઓને તદ્દન જુઠા અને ખોટા આરોપો મુકી પોતાનું નીચપણું દેખાડે છે. ઈ. સ. ૧૯૧૧ માં અમદાવાદમાં એક નાટક કંપનીમાં "દારા અને ઔરંગઝેબ" નામનો ખેલ ભજવી બતાવવામાં આવ્યો હતો. તેમાં શહેનશાહ આલમગીરને જાણીજોઇને ખરાબ રૂપમાં ચીતરવામાં આવ્યો હતો. આ એક એવો ખેલ હતો કે જેથી આખા હિંદુસ્તાનના સઘળા મુસલમાનોએ નારાજગી બતાવી હતી. છેવટે ન્યાયી સરકારે તે ખેલને બંધ કરાવ્યો હતો.

**બિકાનેરના મહારાજા સાહેબ.**

પરંતુ જ્યારે કોઇ દેશી રાજા ધર્માંધપણા અને અજાણપણાને લીધે પાયા વગરની હકિકત જાહેર કરે છે ત્યારે અમને ઘણી તાજુબી લાગે છે. હાલમાં બિકાનેરના મહારાજા સાહેબ પણ એવીજ રીતે ભુલ કરનારા થયા છે. ઇ. સ. ૧૯૧૨ માં હિંદના નામદાર વાઈસરોય લૉર્ડ હાર્ડીંજ સાહેબના હાથથી મહારાજા સાહેબે એક જાહેર બગીચો ( પબ્લીક પાર્ક ) ખુલ્લો મૂકવાની ક્રિયા કરાવી હતી. આ પ્રસંગે મહારાજા સાહેબે ભાષણ આપ્યું હતું તે ખાસ ધ્યાન ખેંચવા લાયક છે. રાજાસાહેબનું તે ભાષણ વાંચવાથી ખુલ્લું જણાઈ આવે છે કે જે ઔરંગઝેબને ધર્માંધ કહેવામાં આવ્યો છે તે ટીકાઓમાં કહ્યા પ્રમાણેજ મોટા મનનો અને દીર્ઘ દ્રષ્ટિવાળો તેમજ તમામ ધર્મવાળા તરફ એક સરખી નજરથી જોનાર સાબીત થાય છે. જે બગીચો ખુલ્લો મૂકવામાં આવ્યો હતો તે સંબંધમાં રાજાસાહેબ કહે છે કે "મારા વડવા રાજા કરણસિંહજીએ વખાણવા લાયક નોકરી કરવાથી બાદશાહે( ઔરંગઝેબે ) તેને નિઝામના મુલકની વચમાં આવેલા ઔરંગાબાદની નજીક અમુક જમીનની બક્ષીસ આપી હતી જે બિકાનેરના મહારાજાઓના કબજામાં ૨૩૯ વર્ષથી છે." આ જાગીર ઈ. સ. ૧૯૦૪ માં હિંદની ગર્વમેન્ટને બદલી આપવામાં આવી, તેના બદલામાં ગવર્મેન્ટે બિકાનેરના રાજ્યને પૈસા ઉપરાંત બિકાનેરની સરહદ ઉપર બે ગામો અર્પણ કર્યાં.

વળી ખરેખર, ઔરંગઝેબ બાદશાહની ઉદારતાના પ્રતાપથી બિકાનેરનું કુટુંબ અદ્યાપિ સુધી ફાયદો ઉઠાવી રહ્યું છે અને જેના મોટા ઉપકારનો મોટો અને ચોકસ ચાલુ પુરાવો "હકપુરી જાત" ( કેમકે ઔરંગઝેબ બાદશાહની અર્પણ કરેલી નિઝામ હૈદ્રાબાદના રાજ્યની જાગીર જે આ નામથી ઓળખાતી

હતી )અને બગીચો છે. મહારાજાનો ખિતાબ પણ ઓરંગઝેબ તરફથી બિકાનેરના રાજાને આપવામાં આવ્યો હતો.

બાદશાહની આવી બક્ષિસ અને મહેરબાની માટે ઔરંગઝેબ બાદશાહનો બિકાનેરના મહારાજાએ ઉપકાર માનવો જોઇતો હતો. તેમજ આવા ઉદાર બાદશાહને નામદાર વાઇસરોયની રૂબરૂ એમના બશારૂપે એટલે કે બિકાનેરના કુટુંબ ઉપર ઉપકાર કરનાર તરીકે જાહેર કરવો જોઇતો હતો જેથી એમ માલમ પડત કે હિંદની એક રજપૂત જાત સેંકડો વર્ષ વીતી ગયા છતાં ઉપકાર ભૂલતી નથી. પરંતુ તેઓએ પોતાના ભાષણમાં એક પણ વાકય એવું નથી કહ્યું કે જેથી ઓરંગઝેબનો ઉપકાર જાહેર થાય. જો કે મહારાજા સાહેબે પોતાના વડીલોની બહાદુરી અને વફાદારીની સાથે તેમના માલેકની બાદશાહી બક્ષિસોની હકિકત જાહેર કરી છે. પરંતુ ઓરંગઝેબ બાદશાહની સેવા કરનાર ઉપર મહેરબાની, ઉદારતા અને કદરદાની ઉપર પાણી ફેરવવા માટે તેની સાથે "ધર્માંધ હોવા છતાં" ના વાકયમાં વધારો કર્યો છે. પોતાના કુટુંબ ઉપર બાદશાહે કરેલી મહેરબાની નજરમાં રાખી હોત તેમજ જાહેર થએલાં બાદશાહનાં પોતાનાં ફરમાનો વાંચ્યાં હોત તો મહારાજા સાહેબ ભાટોથી સાંભળેલી કલ્પિત વાર્તાનો પોતાના ભાષણમાં ઉમેરો કરત નહિ. આ અમારો ઇતિહાસ વાંચનારને માલમ પડશે કે, આ ભલો બાદશાહ હિંદુ અમલદારો ઉપર કેટલો ભરોસો કરતો હતો તથા રૈયત હિંદુ કે ગમે તે હોય તેમની ભલાઇમાં કેટલો ગુંથાયેલો રહેતો.

અમને નવાઇ લાગે છે કે રજપૂતાનાને મુસલમાન બનાવવાની દંતકથા કેટલાંક વર્ષ પછી નવી ઘડી કાઢવામાં આવી છે. તેને મહારાજા સાહેબે ખરી માની લીધી છે. તેઓ કહે છે કે, "ઓરંગઝેબે રજપૂતાનાના રાજ્યકર્તાઓને વટલાવી મુસલમાન કરવાનું કાવત્રું રચી સિંધુ નદીની પેલે પાર લડાઇમાં બાદશાહી ફોજમાં સામેલ થવા સંસ્થાનોનાં લશ્કરોને બોલાવ્યા હતા. તેનો

હિંદુ સરદારો તથા તેમની ફોજને નદીની સામે પાર જ્યાં તેઓ નિરાધાર થઇ જાત ત્યાં લઇ જવાનો અને ત્યાં તેમને મરવાની અથવા વટલાવાની પસંદગી આપવાની હતી.." આ દંતકથા તો અકબરને લાગુ પડે છે. લડવૈયા રજપૂતોની ફોજ જેના અમલદારોના ધૂળવાળા[1] ચહેરાને બાદશાહે પોતે રૂમાલથી સાફ કર્યા હોય, તેમને સિંધ પાર એટલા માટે મોકલે કે તેઓ ઇસ્લામ સ્વીકારે અથવા તો મોતને માટે તૈયાર થાય? શહેનશાહ ઔરંગઝેબ સારી પેઠે જાણતો હશે કે, સિંધ પાર રજપૂતોને મોકલવાથી તેમને બળાત્કારે મુસલમાન બનાવી શકે છે. બાદશાહને રજપૂતોને સિંધપાર મોકલવાની શી જરૂર હતી? શું સિંધની આ તરફ તે જબરજસ્ત નહોતો? શું સિંધની આ તરફ રજપૂતોએ બાદશાહની તાકાત તથા જોર નહોતું જોયું? શું મોગલોના વખતમાં રજપૂતો દરિયા પાર નહોતા ગયા? મહાન અકબરના વખતેજ જુઓને. શું ઇતિહાસ વાંચનારા આ વાતથી અંધારામાં છે? અગર જો સિંધપાર જઇને રજપૂતોને બળાત્કારે મુસલમાન પણ કરી લેવામાં આવ્યા હોત તો, શું સિંધથી આ તરફ આવી તેઓ રજપૂત નહોતા થઇ શકતા?

રજપૂતોને બળાત્કારે મુસલમાન કરવાની હકિકત કપોળ કલ્પિત વગર બીજું કંઇએ નથી. કેમકે તે વખતના રજપૂત સરદારો, જે બાદશાહ તેમના ધર્મને બગાડવાની તજવીજ કરે, તેની માફી માગી, તેના હિંદુ દુશ્મનો સામે જાનતોડ મહેનત તથા ઘણીજ વફાદારી સાથે, તેઓ પ્રાણઅર્પણ કરી પોતાની જાન ગુમાવે? શું આવી બનાવટી વાતો હાલની સરકાર સામે ઘડવામાં નથી આવી? શું ગાય અને ડુક્કરની ચરબીવાળા કારતુસોથી હિંદુ મુસલમાનને ખ્રિસ્તી બનાવવાની બનાવટી કહાણી ઘડવામાં

---

૧ મહારાજા કહે છે કે "જ્યારે તેઓ (રજપૂતો) બાદશાહ આગળ લડાઇમાં તપી ગએલા ઉભા હતા ત્યારે બાદશાહે પોતાના રૂમાલથી તેમના ચહેરાઓ ઉપરથી ધુળ સાફ કરી હતી."

નહોતી આવી ? શું એનાથી મોટા મોટા માણસોને અસર નહોતી થઇ ? શું બ્લૅકહોલનું પોલાણુ હવે નથી ઉઘડ્યું ?

મહારાજા સાહેબ વળી કહે છે કે, "ઓરંગઝેબે ખીજવાઈ બિકાનેરપર હુમલો કરવાને એક ફોજ મોકલી પણ પાછળથી રજપૂત શાહેઝાદાઓને માફી બક્ષી." જો બાદશાહે કાંઈ કાવતરૂં રચ્યું હોત અને તેની ખબર રજપૂતોને થઇ ગઇ હોત તો બાદશાહે પોતાની વર્તણુંકથી શરમાવું જોઇતું હતું, નહિ કે નાખુશ થવું. માફી બક્ષવાની શી જરૂર હતી ? તેને તો પોતાને રજપૂતો પાસે માફી માગવી જોઇતી હતી અને તેમને ઠંડા પાડવા હતા કે હવે પછી બાદશાહ એવું વર્તન ચલાવશે નહિ.

વળી મહારાજા સાહેબ કહે છે કે "જે માણસ રજપૂતોની દંતકથાથી વાકેફ છે તે જાણી શકે છે કે આ તજવીજનું શું પરિણામ આવત." એટલે મહારાજા સાહેબની એવી મતલબ છે કે, રજપૂત ઈસ્લામ સ્વીકારવાને બદલે મોતને પસંદ કરત. જેવી રીતે તેઓ પોતાના ખાનગી ઝગડાઓમ. જીવ આપતા હતા તેવી રીતે ખરેખર તેઓ એમજ કરત. પણ શું ઓરંગઝેબ રજપૂતોની ટેવોથી જાણીતો નહોતો ? શું તે રજપૂતોની રીતભાતથી અજાણ્યો હતો ? બીજા કરતાં તે રજપૂતોને વધારે જાણતો હતો. કારણ કે તેની નસોમાં પણ રજપૂત લોહી હતું. પોતે રજપુતાણી સાથે પરણ્યો, પુત્રો તથા પૌત્રોને પણ રજપૂતાણીઓ સાથે પરણાવ્યા. દારાને ખરાબ કરનાર રજપૂતોજ હતા એની ખબર ઓરંગઝેબને નહોતી શું ? ઓરંગઝેબની આખર જીંદગી સુધી રજપૂત વફાદાર રહ્યા. આખા હિંદના રજપૂત કુળોમાંથી એક પણ કુળ એવું નથી કે જે બાદશાહની નોકરીમાં નથી રહ્યું. ઓરંગઝેબની કુદરતે બક્ષેલી બહાદુરીને રજપૂતો માનતા હતા. રાજા જયસિંહે અદબમાં એની બહાદુરી ખુબ જોઇ હતી. દક્ષિણ તથા કંદહારની લડાઇઓમાં કેવી બહાદુરી કરી હતી તે પણ રજપૂતોએ જોઇ હતી.

મહારાજા સાહેબે રજપૂત લશ્કર અને રાજા કરણસિંહની બાદશાહની સામે થવાની હકિકતને બિકાનેરના ઇતિહાસમાં સોનેરી[1] પ્રકરણના નામથી ઓળખાણ આપી છે. કારણ કે તેમણે એ બધું ધર્મની સંભાળ માટે કર્યું હતું. પણ જ્યારે અસલ વાતજ બનાવટી છે તો સોનેરી પ્રકરણ કહેવું પણ ગેર વ્યાજબી છે.

મહારાજા સાહેબે પોતાના વડીલોના ઘણાંજ વખાણ કર્યાં છે. પણ તે વખાણ સાથે બાદશાહ ઉપર ખોટા આરોપો મૂકી તેમણે બિકાનેરના બહાદુર મહારાજાઓનું અપમાન કર્યું છે. બાદશાહ માટે બહાદુર રજપૂતો વફાદારી અને પ્રાણ અર્પણ કરે, એ પુરતો પુરાવો છે કે, તે લોકોએ આવા ભલા અને ન્યાયી બાદશાહની તાબેદારી કબૂલ કરી. મહારાજા સાહેબ પોતે કહે છે કે, રજપૂત અમલદારોના ધૂળવાળા ચહેરાઓને બાદશાહે પોતે રૂમાલથી સાફ કર્યા હતા. જો આ માનવામાં આવે તો સાફ જણાય છે કે ઔરંગઝેબ પોતાના રજપૂત અમલદારો સાથે કેવી મહોબતથી વર્તતો હતો, અને રજપૂત અમલદારો તેની કેવી સારી સેવા બજાવતા હતા. પણ અમને અફસોસ થાય છે કે, બાદશાહ તથા રજપૂતો તો ખુશ હતા પણ બાદશાહના વફાદાર સરદારના વંશના બિકાનેરના હાલના મહારાજા સાહેબ ઐતિહાસિક ખરા બનાવોના અજાણપણાને લીધે અને પોતાનું ધર્માંધપણું દેખાડવા સારૂ બાદશાહને ધર્માંધ ઠરાવે છે.

અમે ઘણીજ ખુશીથી કહીએ છીએ કે હમણાં પણ ઔરંગઝેબના કદરદાન અને ખરી હકિકત જાણનારા હિંદુઓ

પેઢોના રાજા સાહેબ મોજુદ છે. થોડી મુદ્દત ઉપર યુનાઇટેડ પ્રોવીન્સીસના ગોરખપુર ડિસ્ટ્રીકના પેઢોના રાજા શ્રીજનારાયણ સાહેબ બહાદુરે નવાબ વિકારૂલમુલ્કને મુસ્લીમ

---

[1] મહારાજા કહે છે. "બિકાનેરના વંશના ઇતિહાસમાં આ સૌથી શોભા આપનારૂં પ્રકરણ છે."

યુનીવર્સીટીના ફંડમાં રૂા. ૨૫૦ની બક્ષિસ મોકલતાં નીચે પ્રમાણે લખ્યું હતું:-

"ગોરખપુર ડિસ્ટ્રીકટના ઉત્તર ભાગમાં પેડ્રોનાની નાનીજાગીર છે જેનો હાલમાં હું માલીક છું. સ્વર્ગવાસી બાદશાહ ઔરંગઝેબ આલમગીરે તે સ્થાપિત કરેલી હતી. તેથી મારૂં કુટુંબ જે તેમના આભાર તળે હતું, તે હમેશાં તેમનાં વખાણ કરતું હતું અને તેમના પ્રત્યેની આભારની લાગણી દર્શાવવાની તેની (કુટુંબની) ખુશી છે."

આ રૂા. ૨૫૦ ) ની બક્ષિસ મુસલમાનો માટે વધુ કિંમતી તો એટલા માટે થઈ પડે છે કે, તે આપવા સાથે રાજા સાહેબે ઔરંગઝેબના ઉપકારોને યાદ કરી તેની પ્રશંસા કરી છે. તેમ કરી ઔરંગઝેબના મહાન ઉપકારોતથા સુલક્ષણો પ્રત્યે જેઓ જાણીબુજીને આંખાડા કરે છે તેમને રાજા સાહેબે સજ્જડ ફટકો માર્યો છે. રાજા સાહેબના ફકરાઓ ધર્માંધ હિંદુ લેખકોની ચક્ષુઓ ઉપરના ધર્માંધતાના પડદાઓને અવશ્ય દૂર કરશે એમ અમો ખાત્રીપૂર્વક માનીએ છીએ.

જે નમુના ઉપરથી લખવા અમે પહેલાં કહીગયા છીએ તે વિષે ફરી બોલતાં ખુશીથી કહીએ છીએ કે લેનપૂલ

લેનપૂલ સ્ટાન્લે સાહેબ સ્ટાન્લે સાહેબે હિંદ સિવાયના બીજા મુસલમાન શાહી વંશના જૂદાં જૂદાં પૂરતાં

તથા ખરાં સાધનો વડે, સારા ઇતિહાસો લખ્યા છે તેજ પ્રમાણે આલમગીર બાદશાહના ખરા સાધનો મજકુર સાહેબને મળ્યાં હોત તો, આલમગીરનાં બધાં કામોને ઇનસાફ મળ્યા વગર રહેત નહિ અને એમનાજ હાથે આલમગીરનો વિણ અપરાધે બગડેલ ચહેરો ખુબસુરત દેખાત. પણ અફસોસ કે મજકુર સીરીઝ (માળા) ના સ્થાપનાર હંટર સાહેબ જે ફારસી ઇતિહાસોથી અજાણ હતા તેમના આપેલા ખોટા પુરાવા ઉપરથી લેનપૂલ સાહેબને લખવું પડયું છે. સાહેબે શરૂઆતમાં જે ફારસી ઇતિહાસોનાં નામ આપ્યાં છે તે

આર્સલ જોયાં નથી. આવાં કામોમાં બીજી ખરાબી એ આવે છે કે અમુક બદલામાં તથા અમુક વખતમાં કામ પૂરૂં કરવું જોઇએ એટલે પૂરતું વાંચવા તથા વિચાર કરવા ઉપર જે વખત જોઇએ તે મળી શક્તો નથી. ઈ. ૧૯ મા સૈકાની શરૂઆતમાં ખરાં સાધનો ઉપરથી હિંદના કોઇએ આલમગીરનો અંગ્રેજી ભાષામાં ઇતિહાસ લખ્યો હોત તો આલમગીરનાં વખાણુજ થાત.

# ભાગ બીજો.

## પ્રકરણ ૧ લું

### બાબરનો વારસો

પ્રખ્યાત મહાન્ તૈમૂર ગોરગાન[1]ના વંશમાં હિંદમાં મોગલ[2] રાજ્યનો સ્થાપનાર મોહંમદ ઝહીરૂદ્દીન બાબર થયો એટલે બાબરનો વારસો કહેવો યોગ્ય ગણાશે. જો કે તૈમૂર પણ હિંદ ઉપર આવી સારો હાથ બજાવી ગયો છે. સામાન્ય રીતે આ મહાન્ પુરૂષને હિંદના હાલના ઇતિહાસોમાં તોફાની અને જુલમગાર બતાવ્યો છે. તેની મહત્વતા તથા સારા ગુણો બતાવવામાં આવ્યા નથી. એ તેના વખતમાં આખી દુનિયામાં મોટો રાજા હતો. લગભગ અરધા એશિયાનો માલીક હતો. તે વખતનું જબરૂં મુસલમાની રાજ્ય તુર્કીનું હતું, તેનાં હથીયારો પણ એની આગળ નમી ગયાં હતાં. રૂશિયાનો ખ્રિસ્તી મોટો રાજા પણ તેનાથી ડરતો હતો. રૂશિયાનો દક્ષિણ તરફનો ભાગ એણે જીતી લીધો હતો. એના દીકરાનાં લગ્ન વખતે યુરોપના મોટા મોટા રાજા પણ એના સાધારણ પરોણા હતા. રાજ્યની વ્યવસ્થા કરવામાં એવો કુશળ હતો કે એના ઘડેલા કાયદાઓ[3] ઉપરથી અક-

તૈમૂર-બાબર

---

૧ ગોરગાન ખિતાબ છે. તાતારી ચંગીસખાની રાજા પોતાના જમાઇને આ ખિતાબ આપતા. તેમ તૈમૂર કહેવાયો પછી તેની ઓલાદ ગોરગાન કે ગોરગાની કહેવાઇ

૨ મોગલને ચુગતા કે ચુગતીયા, બરલાસ કે મીરઝા પણું કહે છે.

૩ એ તથા અલાઉદ્દીન ખીલજી તથા ફીરશાહ વગેરેના ઘડેલા કાનુનો ઉપરથી,

બારના વખતમાં આઇને અકબરી નામનું પુસ્તક લખાયું છે. દુશ્મનો સાથે તે સખત હતો તેની સાથે એનું મન અસરકારક પણ હતું. એક વખત મોટી ચઢાઈમાં ફતેહ કરી ઘણાઓને કેદી બનાવીને આવતો હતો. રસ્તામાં શેખ સદરૂદ્દીન નામે એક મહાત્મા પુરૂષ રહેતા હતા તેમની મુલાકાતે ગયો. પહેલાંથી તેમના સાંભળવામાં આવ્યું હતું કે તૈમૂર ઘણા કેદીઓને ગુલામ તરીકે લઇ જાય છે. જ્યારે તૈમૂરે તેમને વિનંતિ કરી કે મારે માટે ઇશ્વર પાસે આશીર્વાદ ચાહો ત્યારે તેમણે જવાબ આપ્યો કે તું ખુદાના બંદાઓને તારા ગુલામ બનાવે છે? આ સાંભળી તૈમૂરને ઘણી અસર થઇ અને તરતજ બધા કેદીઓને છોડી મૂક્યા. આ તૈમૂર સાહેબ કિરાનની[1] પાંચમી પેઢીએ બાબર થયો. એ પોતાના વડીલની પેઠે મહા પરાક્રમી હતો. પણ તેની સાથે દુરાચરણી હતો. પોતાના દેશમાં નસીબને ખૂબ અજમાવ્યા પછી એક વખત નદીમાં ડુબી આપઘાત કરવા પણ તૈયાર થઇ ગયો હતો. છેવટે આ બહાદુરે અફઘાનિસ્તાનમાં આવી રાજ્ય સ્થાપ્યું અને ત્યાંથી ૧૨ હજાર મોગલોને લઇ પાણીપતના મેદાનમાં ઇબ્રાહીમ લોદીની એકલાખ પઠાણોની ફોજને હરાવી હિંદનો માલેક થયો. ત્યાર પછી મૂંછાળા બહાદુર રજપૂતોની પણ સારી ખબર લીધી. આગળ જતાં વધારે કરત, પણ કમનસીબે ચાર વર્ષમાં દુનિયા છોડવી પડી. એનું પોતાના હાથે લખેલું જન્મ ચરિત્ર હાલ સુધી બહુ સારૂં ગણાય છે. તે વાંચવાથી માણસ જાત ઉપર કેવી કેવી મુસીબતો આવી પડે છે ત્યારે ધીરજ અને હિંમતથી કેવી ફતેહ મળે છે વગેરે બીજી ઘણી બાબતોનો બોધ મળે છે.

---

૧ સાહેબ કિરાન કે કિરાની તેને કહે છે કે જ્યારે શુક્ર તથા બ્રહસ્પતિ એ બે ગ્રહ એકજ રાશિમાં હોય ત્યારે જન્મ્યો હોય.

કેટલાક સાહેબ લોકોએ કરન (૩૦ વરસનો જમાનો) શબ્દ સમજી, તૈમૂરે ૩૦ વરસ રાજ્ય કર્યાનું લખ્યું છે.

હુમાયુ બાદશાહ

એની પછી એનો મોટો દીકરો નાસીરૂદ્દીન મોહમ્મદ હુમાયુ દિલ્હીનો બાદશાહ થયો. ભાઈઓ સાથે ઉદારતાથી દેશના મોટા મોટા ભાગો તેમને આપી દીધા. આટલું છતાં ભાઈઓ આ ઉદાર દિલના બાદશાહ ભાઈ સાથે અદેખાઈ રાખતા હતા. આખરે શેરખાન નામનો એક નાનો સરદાર જે પાછળથી બહુજ સારો શોરશાહ (શેરશાહ)ના નામે ઇતિહાસમાં પ્રખ્યાત થયો છે તેને હાથે હુમાયુએ હાર ખાધી. એને આખરે હિંદ છોડી ઇરાન નાશી જવું પડ્યું. કેટલીક મુદત વીત્યા પછી ઇરાનના શાહની મદદથી તથા વફાદાર અને બહાદુર વઝીર બહેરામખાનની યુક્તિથી હુમાયુને હિંદનું રાજ્ય ફરી મળ્યું. પણ તે વધારે ભોગવવા પામ્યો નહિ. આરસપહાણની સીડી ઉપરથી ઉતરતો હતો એવામાં પાસેની મસ્જીદમાં બાંગ સાંભળી તેના માનમાં ત્યાંજ બેસી ગયો. ઉઠતી વખતે પગ લપસી જવાથી ઉંધે મસ્તકે નીચે પડ્યો અને તેમાં એનું હી.[1] ૯૬૩ (ઇ. સ. ૧૫૫૬) માં મરણ થયું.

અકબર-બાદશાહ

એના પછી એનો મોટો દીકરો જલાલુદ્દીન મોહમ્મદ અકબર ગાદીએ આવ્યો જે પાછળથી ઇતિહાસમાં મહાન્ અકબર ગણાયો. એનો બાપ મરી ગયો ત્યારે અકબર ફક્ત ૧૨-૧૩ વર્ષનો હતો. પઠાણોનું જોર જોઇ અફઘાનિસ્તાન ચાલ્યા જવાનો સરદારોમાં વિચાર ચાલતો હતો પણ અકબર એના બહાદુર વઝીર બહેરામ જે ખાન બાબા કહેવાતો હતો તેની સલાહથી આખરે ફતેહ પામ્યો અને મહા મુશ્કેલીમાંથી મુક્ત થયો. ધીમે ધીમે મુસલમાન સરદારોની મદદથી ઘણે ભાગે તે વખતનાં મુસલમાની

---

[1] "હુમાયું બાદશાહ અઝબામ ઉફતાદ" એજ્મે અગાશી ઉપરથી હુમાયુ બાદશાહ પડ્યો.

અગાઉના હિસાબે હી. ૯૬૩ ની સન નીકળે છે.

નાનાં નાનાં રાજ્ય જીતી અકબર અપૂર્ણ હિંદનો શહેનશાહ થયો. ઉદેપુરના રાણાની ભારે ખુવારી કરી છતાં તે નમ્યો નહિ. તે સિવાય બધા રજપૂતો તાબે થયા. જોધપુરના માલદેવે હુમાયુને પોતાના મુલકમાં આશરો આપેલો નહિ તેથી તેના ઉપર અકબરે ચડાઈ કરી તેનો ઘણોખરો મુલક જીતી લીધો. આખરે તેણે પોતાના દીકરાને અકબર પાસે મોકલ્યો. પણ તે જાતે આવ્યો નહિ તેથી અકબર ગુસ્સે થયો અને તેના કૂળના બિકાનેરવાળા રાયસિંહને જોધપુરનું રાજ્ય આપી દીધું. એની બ્હેન સાથે અકબર પરણ્યો. અકબર મુલક જીતનારજ નહોતો પણ રાજ્યની વ્યવસ્થા કરવામાં પણ તેવોજ હતો. એનાં સુભાગ્યે એવું [1]રાજ્યમંડળ એને હાથ આવ્યું હતું કે બધી રીતે આ મહાન્ બાદશાહ વખણાયો અને ઇતિહાસોમાં પણ એને માટે બહુ સારૂં લખાયું.

ઓગણીસમા સૈકાના ઇતિહાસોમાં અકબરની આ પ્રખ્યાતીનું કારણ તેની આપેલી ધર્મની છૂટ તથા રજપૂતાણીઓને પરણી રજપૂતોને તથા શીઆ ઇરાની તથા સુન્ની પઠાણોને એકત્ર કરી દીધાનું બતાવવામાં આવે છે તથા એથી ઉલટી રીતે ચાલ્યાથી એના પરપૌત્ર આલમગીરે મોગલાઇ રાજ્યની પડતી આણી એવું જે બતાવવામાં આવે છે તે કેટલે દરજ્જે ખોટું છે તે બતાવવાની આ જગ્યાએ જરૂર છે.

માંહોમાંહે લગ્ન.

રજપૂતાણીઓને પરણવાનો ચાલ અકબરની પહેલાં લાંબા વખતથી મુસલમાનોએ ધારણ કર્યો હતો. ફિરોઝશાહ તુગલકની મા રજપૂતાણી હતી. ગુજરાતના કેટલાક મુલતાનો રજપૂતાણીને પરણ્યા છે. એવા ઘણા દાખલા છે. આલમગીર પોતે રજપૂતાણીઓ પરણ્યો, પુત્રોને તથા પૌત્રોને પણ રજપૂતાણીઓ પરણાવી. બધાને એકત્ર રાખી રાજ્ય

[1] આલમગીર પોતે પણ રૂકઆતે આલમગીરી પત્ર ૩૬ માં પ્રસંસા કરે છે.

ચલાવવાના ધોરણને અકબરના પહેલાંના બધા મુસલમાન રાજ્ય કર્તા જાણતા હતા. એક વંશની પડતી થઇજ નથી કેમકે તેની જગોએ જે વંશ થયો તે મુસલમાનજ હતો. કોઇના વખતમાં હિંદુઓએ નારાજ થઇ તે વંશની પડતી કરવામાં ભાગ લીધો હોય એવું બન્યુંજ નથી. જૂદા જૂદા મુસલમાન વંશોની પડતીનાં કારણો જૂદાં છે.

**અકબરનો ધર્મ**

સારૂં રાજ્ય ચલાવવા દુનિયાના ઇતિહાસમાં કોઇ રાજ્ય કર્તાએ પોતાનો ધર્મ બદલ્યાનો એક પણ દાખલો મળશે નહિ. ખાસ કરીને ઇસ્લામના ઘણા રાજકર્તા ધર્મ બદલ્યા વગર એવા સારા થયા છેકે તેમના સારાપણાને બીજા ધર્મવાળા માને છે. પહેલાંના ખલીફા બગદાદના હારૂન તથા મામુન જે તત્વ શાસ્ત્રમાં પ્રવીણ હતા, અને સ્પેનના અબ્દુરરહેમાન વગેરે ધર્મભેદ રાખ્યા વગરના ઇતિહાસોમાં સારા રાજ્યકર્તા તરીકે અકબર કરતાં પણ વધારે ચળકે છે. સૌથી મોજુદ દાખલો અંગ્રેજ સરકારનો હાલમાંજ છે કે પોતાના ધર્મમાં ફેરફાર કર્યા વગર બીજા ધર્મવાળાઓ ઉપર સારી રીતે રાજ્ય ચલાવે છે, છતાં અકબરના ધર્મ વિષેની હકિકતમાં આજ સુધીના લેખકોએ ખરેખર અંધારામાં હોઇ ખોટું લખી દીધું છે. અજ્ઞાની લોકોની પેઠે કોઇ વખત વિદ્વાનોમાં એવી હવા ચાલે છે કે બધા એકજ વિચાર તરફ ખેંચાઈ જાય છે એટલે અકબરની જે વાત હોય તેને સારા રૂપમાંજ મૂકે છે અને આલમગીર વિષે દરેક વાત ખરાબ રૂપમાં મૂકે છે. અકબર મોટો અને સારો હતો એમાં શક નથી પણ તેમાં કેટલીક ખામીઓ પણ હતી. એલેક્ઝાન્ડર તથા સીઝર જેવા સારા અને મોટા રાજ્યકર્તાઓમાં પણ ખામીઓ હતી જે ઇતિહાસકર્તાઓએ દર્શાવી છે.

અકબરના ધર્મ વિષે ઇતિહાસોમાં લખાયેલી દંતકથાઓ વર્ણવામાં આવે તો એક સારૂં પુસ્તક બની જાય. હિંદુ લોક દાવો

કરે છે કે રાજા બીરબલની મારફત બ્રાહ્મણો અકબર પાસે પહોંચ્યા. તેમણે અકબરને પોતાના ધર્મ[1] તરફ દોર્યો, તેની પાસે મંદિરમાં પૂજા કરાવી અને છેવટે અકબરને હિંદુ દેવતાનો અવતાર માન્યો. બીરબલના જવાબમાં તેના [2]હરીફ મુલ્લાં દોપ્યાજા જેવાએ મુસલમાનોનો પક્ષ લઇ અકબરને ઈમામ મેહદીનો અવતાર બનાવ્યો. તે પહેલાં શરૂઆતમાં ધર્મની ચર્ચા થઈ કે તરત કેટલાક મુસલમાન સરદાર અકબરની સામા થયા પણ જલદી સમાધાની થઈ ગઇ. ગોવાથી પોર્ટુગીઝોના પાદરીઓ પોતાનું પવિત્ર ધર્મ પુસ્તક બાઇબલ લઇ અકબર પાસે આવ્યા. તેમણે ખ્રિસ્તી ધર્મનું ખરાપણું અકબરના મનમાં ઠસાવી દીધું અને હઝરત મરીયમની તથા ઈસુની છબીઓ આપી જે લઈને અકબરે ઘણી ખુશી બતાવી. તે પછી પારસીઓના મોટા દસ્તુર મહેરજી રાણા નામે નવસારીથી દિલ્લી પધાર્યા અને પોતાના ધર્મની બધી ક્રિયા અકબર પાસે કરાવી. અગ્નિની પૂજા થવા લાગી; તેમાંની એક વાત મોટા દરબારી હિંદુ કે મુસલમાનમાં હજુ ચાલે છે. તે એ કે જ્યારે રોશની એટલે દીવો કે મશાલ આવે છે ત્યારે ઉભા થઇ મોટા દરબારી આણુમોને બીજાઓ સલામ કરે છે.

હવે હિંદના બાકી રહેલા જૈન ધર્મતરફની કથા સાંભળો. એ કરતાં એ મનોરંજક છે અને ચાલતા ઇતિહાસોમાં ઓછી દાખલ થયેલી જણાય છે. જૈન હિરવિજય નામે [3]સૂરિએ જાણ્યું કે

---

૧ હિંદુ પોતાના ધર્મ પ્રમાણે બીજાને હિંદુ ધર્મમાં લઇ શકે નહિ. આ ધર્મની ચર્ચા ચાલતી હતી તે દરમ્યાન દક્ષિણથી એક બ્રાહ્મણ આવી મુસલમાન થયો અને અકબરના ખાસ ચેલા તરીકે દાખલ થયો.

૨. બીરબલ તથા મુલ્લાંની વાર્તાઓની હાલ ઘણી ચોપડીઓ છપાયલી છે જેમાંની ઘણી વાતો ખરાબ છે. તે લુચ્ચા લોકોની પાછળથી ઘડેલી છે. ખરાબ વાતોમાં અકબરનું નામ પણ આવે છે.

૩ શિવ કે વિષ્ણુ ધર્મનો ઉપદેશ કરનાર આચાર્ય કહેવાય છે તેમ, જૈન ધર્મના સૂરિ કહેવાય છે.

બધા ધર્મવાળા અકબર પાસે ફાવી ગયા. ફક્ત જૈન ધર્મનું ખરાપણું જાહેર થયું નહિ, માટે આ તક ખોવી નહિ. તરત ૨૫-૫૦ માણસો સાથે લઇ દિલ્લીનો રસ્તો લીધો. રેલ્વે તો હતી નહિ, ઘણી મહેનતે લાંબી મુસાફરી કાપી અકબર પાસે પહોંચ્યા. બાદશાહે જાણ્યું કે જીવની હત્યા ન કરનાર ધર્મનો આ મહાન પુરૂષ આવ્યો છે તેની પરીક્ષા કેમ કરવી જોઇએ. તરતજ સૂઝયું કે પાટ ઉપર સૂરિ સાહેબને બેસાડવા અને તેની નીચે એક બકરો અને એક બકરી રાખવાં. તે પ્રમાણે કર્યું. સૂરિ સાહેબ આવ્યા ત્યારે તેમને પાટ ઉપર બેસવા કહ્યું. તેમણે કહ્યું "મારાથી નહિ બેસાય. એની નીચે તો ત્રણ જીવ છે અને તેઓ ગભરાય છે." અકબર સાંભળીને દંગ થઈ ગયો. આખરે તેને કબૂલ કરવું પડયું કે બે જીવ છે ત્રણ નથી. સૂરિએ કહ્યું." પાટ ઉપાડી જુઓ." જોયું તો ત્રણ જીવ એટલે અંદર રાખેલી બકરી બચ્ચું વીઆઇ. હવે શું પૂછવું ? બાદશાહ એટલો ખુશ થઈ ગયો કે સૂરિ સાહેબને કહ્યું "જે માગો તે આપું." સૂરિ જેવા ભક્ત માણસ બીજું શું માગવાના હતા. કહ્યું કે "ચકલાંઓની જીભો કપાવી તમે દરરોજ સવાશેર વજનનું માંસ ઉપયોગમાં લો છો તેમાં જીવની મહા હત્યા થાય છે તે મૂકી દો અને મારી બતાવેલી વનસ્પતિની દવા ખાશો તો તેટલીજ શક્તિ તમારામાં આવશે. બાદશાહ ઘણો અચંબો પામ્યો. બધા ધર્મના ખિચારા ધર્મગુરૂઓ અકબર ઉપર જે અસર કરી ગયા હતા તે બધી તો પાણીમાં ગઇ. એટલે અકબરે તો એક નવોજ ધર્મ[1] બધા માટે કાઢયો અને પોતે તેનો વડો થયો. ફરી પેગમ્બર બન્યો

---

૧ પ્રો. લેનપૂલ લખે છે કે આવા કામી ધર્મની શોધમાં હિંદુઓ બસે વર્ષથી હતા. સાહેબે ક્યાંથી દોરી બેસાડયું તે કાંઇ સમજાતું નથી. માનીના રાજા ભગવાનદાસ તથા માનસિંહે દરબારમાં અકબરને કહેલું કે દુનિયામાં બેજ ધર્મ ખરા છે. મુસલમાનોનો અને હિંદુઓનો. તમે ત્રીજો ક્યાંથી કાઢો છો ?

અને તેથી પણ સંતોષ થયો નહિ તો ઇશ્વર[1]ને દરજ્જે પહોંચી ગયો. પણ છેવટે ધર્મ ચાલ્યો નહિ અને ચાલે પણ કેમ. ચાલતા ધર્મોમાંથી એક પણ આ નવા ધર્મને કબૂલ કરે તો સીધોજ નરકમાં જાય.

જૈન કથા સિવાય ઉપરની હકિકતને તે વખતનો અકબરનો ઇતિહાસ કર્તા અબ્દુલકાદર બદાયુની કેટલીક બાબતોમાં મળતો આવે છે. વળી ઉપરના ધર્મવાળાઓએ પોતપોતાનાં પુસ્તકોમાં જે હકિકત લખી રાખી હતી તે બધી જ્યારે આ જમાનાના ઇતિહાસ ઘડનારાઓને મળી ગઈ એટલે અકબરના ધર્મ ઉપર જેટલી અક્કલ હતી તે બધી વાપરી, એક મોટી ઇમારત ચણી. પણ ઇમારત મજબુત ચણાઈ નહિ. અકબરની આપેલી ધર્મની છુટ વિષે વખાણ કરવામાં કેટલાક લેખકો એવા ઢળી ગયા કે ખોટી અને પોતાનુંજ અંતઃકરણ ન માને તેવી વાતો પણ ઇતિહાસોમાં દાખલ કરી. પ્રોફેસર લેનપુલ મી. હંટરના કહેવાથી પોતાના ગ્રંથ "[2]ઔરંગઝેબ" માં લખે છે કે "ઇ. સ. ૧૫ મા સૈકામાં બંગાળામાં કોઈ ધાર્મિક મહાન પુરૂષ ગૂજરી ગયો. તેના શબ માટે હિંદુ મુસલમાન તકરાર કરવા લાગ્યા એટલે એકાએક સજીવન થઇ તેમની વચ્ચે ઉભો થઇ તેણે એટલું કહ્યું કે કફનની નીચે તો જુઓ. પછી તે અલોપ થઇ ગયો. લોકોએ જોયું તો સુંદર પુલોનો ઢગલો નજરે પડયો. અરધાં પુલોને હિંદુઓએ પોતાના રિવાજ પ્રમાણે બાળી દીધાં અને અરધાંને મુસલમાનોએ મોટી ધામધુમ સાથે દાટયાં." એની સાથેજ મજકુર સાહેબ લખે છે કે અકબરના વખતમાં ઘણી પવિત્ર જગાઓને હિંદુ તથા મુસલમાન બંને માનતા હતા. પેગમ્બર સાહેબનાં પગલાં તરીકે મુસલમાનો માનતા એ તદ્દન ખોટું છે. ઘણા ખરા લેખકો

---

૧ અકબરની મહોર ઉપર "અલ્લાહો અકબર" લખાવ્યું. આવાં લખાણમાં નામની ખૂબી નીકળે છે તેને સજાઅ કહે છે. આ ઉપર અકબર રૂબરૂ મુસલમાન મોલવીઓમાં વાદવિવાદ ચાલ્યો હતો પણ આ સુધરેલા જમાનામાં લેખકોએ સમજ્યા વગર ઠોકી બેસાડયું કે "અલ્લાહો અકબર" એટલે અકબર ઇશ્વર છે.

૨ પ્રો. લેનપુલ "ઔરંગઝેબ" પૃષ્ટ ૯

ધર્મની બાબતમાં કંઈ સમજતા નથી, તે પણ ઠોકી બેસાડે છે. ઉપર વર્ણવેલી હકિકતથી અકબરની ખૂબી શોધી કાઢયાનો જે ડોળ બતાવવામાં આવે છે તે તદ્દન ભૂલ ભરેલું છે. હિંદુ મુસલમાનો લાંબા વખતથી સમાગમમાં રહેવાથી એક બીજાની ઘણી વાતો ધારણ કરી લીધી હતી. એવા દાખલા અકબરના પહેલાં પણ બન્યા છે. પવિત્ર જગાઓને માનવાનું મુસલમાન હિંદુઓનું જોઈને શીખ્યા છે, નહિ તો ઇસ્લામી ધર્મની ફરજ નથી. તેમજ હિંદુઓએ ઘણી વાતો મુસલમાનોને રાજી કરવા અથવા બીજા કોઈ કારણથી ધારણ કરી. એશિયાની કહેવત "યથા રાજા તથા પ્રજા" ઉપર હિંદુઓ બહુજ ચૂસ્ત છે. પોતે જોરપર હોય તો બીજા ધર્મવાળાને અડકે પણ નહિ અને મોટે દરજ્જે પહોંચવાના કે પૈસા મેળવવાના હેતુથી બીજા ધર્મવાળાને ખુશ કરવા જોઇએ તેવો પ્રસંગ જોઇ કરી લે છે. દાખલા તરીકે મુસલમાનને યવન કે મ્લેચ્છ કહે છે છતાં જો તે હાકેમ હોય અને મરી ગયો હોય તો તેની જગાએ થએલાને ખુશ કરવા મરનારની કબર આગળ હાથ જોડી જરૂર પગે લાગે છે. અકબરે જ્યારે ધર્મની ચર્ચા કરી નહોતી છતાં તે પાકો મુસલમાન ગણાતો હતો, તે વખતે રાજા ભગવાનદાસ મુસલમાન હાજીઓને પહોંચાડવાની નોકરીમાં હતો. તેમજ અકબરના વખતમાં લડાઈ વખતે હિંદુ મુસલમાન બંને આ શબ્દો "યા હાદી યા મોઈન" જોરથી બોલતા કે જોશથી લડાય. અકબર પછીનાઓની વાત કરીએ તો સેંકડો દાખલાઓ તેવા મળી શકશે કે હિંદુઓએ મુસલમાનના લીબાસ, ખાવા પીવાની રીતભાત વગેરે ઘણી બાબતોમાં નકલ કરી છે. એટલે સુધી કે મોટા મોટા હિંદુ રાજાઓ પોતાના મુસલમાન શહેનશાહોને ખુશ રાખવા કુરાન શરીફને પોતાની પાસે બહુ માનથી રાખતા અને હિંદુ લોકો પુસ્તકો લખે ત્યારે પ્રસ્તાવનામાં મુસલમાનની પેઠે ખુદા તથા મોહંમદ પેગમ્બર (સ.) સાહેબનાં વખાણ લખતા, મોહર્રમને માનતા વગેરે વગેરે. આતો તે વખતનું હતું પણ હાલ જોશો તો પહેલાંની

આદત પ્રમાણે હિંદના રજવાડાઓમાંથી ઘણા હિંદુ રાજા પાસે કુરાન શરીફ મળી આવશે. હાલ મોહર્રમને મોટા મોટા હિંદુ રાજા માને છે અને તેના માન ખાતર અમુક હદ લગી ઉઘાડે પગે ચાલે છે જો કે આ બધું ઇસ્લામી કાયદા વિરૂદ્ધ છે. આ સુધરેલા તથા બધી વાતની છુટના વખતમાં નવલકિશોર સી. આઇ. ઇ. નામે ઉત્તર હિંદમાં એક ગરીબ હાલતમાંથી મોટો તવંગર થયેલો તે ઘણાં છાપખાનાનો માલેક હતો. તેનો દસ્તુર હતો કે દરેક પુસ્તકની પ્રસ્તાવનામાં ખુદા તથા મોહંમદ પેગમ્બર (સ.) સાહેબનાં વખાણ લખતો, જાણે કે, એક મુસલમાનેજ લખ્યું હોય. આમાં અકબર તરફનું શું છે? આ તો વાતજ જુદી છે. આટલો લાંબો પરિચય થયા પછી પણ વિદ્વાન લેખકો કેમ નથી સમજતા? મજકુર પ્રોફેસર આગળ ચાલી કાશમીરના મંદિર ઉપર અબુલફઝલના લખેલા લેખ ઉપરથી અકબરની ખુબી વર્ણવે છે. તેમાં સાર એ છે કે ઈશ્વર તરફ ઇસારો છે, "બધા તને નમે છે, તને માને છે, અને બધા તારી જ શોધમાં છે. મસ્જીદમાં જાય કે મંદિરમાં બધે તારીજ પ્રાર્થના થાય છે. મુસલમાન હોય કે હિંદુ બધા તને એક જાણે છે વગેરે." આમાં કંઈ વખાણ કિ નવાઇ જેવું નથી. અકબરની પહેલાં તથા પછી સેંકડો મુસલમાન એવા સુફીઓ થયા છે કે તેઓ આવી રીતે બોલતા બલ્કે એવા બોલો પુસ્તકમાં હાલ લખેલા મોજુદ છે. એવાજ ખોટા અનુમાનો ઉપરથી ઇતિહાસોમાં ઘણી ભૂલો થઇ હિંદના લોકોના વિચારોમાં ઘણો ફેરફાર થઇ પડયો છે. કેટલાક લેખકોએ એટલે સુધી ઠોકી બેસાડયું છે કે અકબરે ઇસ્લામના ખરાબ કાયદાઓ કાઢી સારા દાખલ કર્યા. પણ એમને એ ખબરજ નથી કે ખરાબ કાયદાઓ ઇસ્લામમાં છેજ નહિ. કેટલાક બાદશાહોના કાઢેલા સખત રિવાજ ઇસ્લામી કાયદાઓ થઇ શકતા નથી. હવે આજ લગી ઐતિહાસિક લેખકોએ લાંબા વખત સુધી પોતાનાં મગજ ખપાવી અકબરના ધર્મની જે મોટી ઇમારત ચણી છે તે એક મલંગ ફકીરના કહેવા પ્રમાણે એક ફુંક મારવાથી ઉડી જાય તેમ છે.

કેટલાક ઇતિહાસ લખનારા એમ તો કબૂલ કરે છે કે અકબરે મરતી વખતે મુસલમાન ધર્મનો કલમો ભણ્યો. આ વાતને કેટલાક એમ પણ માને છે કે બેહોશીમાં કે બીજાઓના કહેવાથી અકબરે ભણ્યો હશે. પણ રદ કરવાની વાત તો બીજીજ છે. જે સાહેબ લોકોને ઇલીયટ જેવામાં ફારસી ઇતિહાસોનાં નામો સંખ્યાબંધ આપેલાં છે છતાં તે વાત મળી નથી કેમકે તેમાં તે લખેલું નથી. ઉપરની એટલી બધી સાબીતીઓ જ્યારે અકબર[1] પંડે તથા તેનો માનીતો સલાહકાર અબુલફઝલ બીજી રીતે કહેતો હોય તો તરત હવામાં ઉડી જાય એટલે રદ અને બાતલ થઇ જાય. અકબરે ફતેહપુર સીકરીમાં શેખ સલીમ ચીશ્તીના રોજા પાસે હી. ૯૮૨ માં મોટું ઇબાદતખાનું બંધાવ્યું. તેમાં કેટલાક વર્ષ સુધી તો ઇસ્લામ ધર્મની સારી ચર્ચા થતી હતી પણ પાછળથી બધા ધર્મો ઉપર ચર્ચા ચાલવા લાગી. તે વાત ઉડતાં ઉડતાં દૂર દેશોમાં પહોંચી એટલે તુરાનના બાદશાહ અબ્દુલાખાન ઉઝબેકે જેની સાથે અકબરને દોસ્તી હતી અને કાગળ પત્રનો જે વહેવાર ચાલતો હતો, તે મજકુર ઉઝબેકે અકબરે બીજો ધર્મ ધારણ કર્યો એમ જાણ્યું ત્યારે નારાજ થઇ બંધ કર્યો. આખરે અકબરે બંધ કરવાનું કારણ પુછાવ્યું. તેના જવાબમાં તેણે ઉપરનું કારણ બતાવ્યું એટલે અકબરે અબુલ ફઝલ પાસે એક લાંબો કાગળ લખાવ્યો. તેમાં સાફ લખી દીધું છે કે "એ વાત તદન જૂઠી છે, હું મુસલમાન બલ્કે પાકો [2] મુસલમાન છું અને ઇસ્લામનો હિમાયતી છું વગેરે." હવે

---

૧ અબુલફઝલના હાથે લખેલા અકબરના કાગળોનો સંગ્રહ જેનું નામ ઇન્શાએ અબુલફઝલ છે જેના ૩૫૦ પૃષ્ટ છે તેના પૃષ્ટ ૧૧ થી ૨૬ સુધીમાં આ બધું લખેલું છે.

૨ જો આવું ન હોત તો દુશ્મનોના કહેવા પ્રમાણે આલમગીર જેવો ધર્માંધ અકબરને અરશ આશયાની ન લખત. રૂકઆતે આલમગીરી પૃષ્ટ ૧૩ તથા ૪૭. અરશ આશયાની એટલે મરણ પછી જેનું ઠેકાણું સ્વર્ગમાં

કહો કે આથી વધારે મજબૂત પૂરાવો બીજો કયો થઈ શકે ?

અકબરે ધર્મોની ચર્ચા ચલાવવામાં જે ભૂલથાપ લોકોને આપી તેને હિંદુસ્તાનના લોકો જ્યારે નહિ સમજી શક્યા તો યૂરોપીયન બિચારા તો શું સમજી શકે ? વધારે તાજુબી તો એ છે કે હિંદુઓની સાથે ([1]થોડા સિવાય) મુસલમાનો પણ સમજી શક્યા નહિ. એક વખત દરબારમાં જ્યારે નવા ધર્મની ચર્ચા ચાલતી હતી તે દરમ્યાન એક બે માનીતા [2]રજપૂત સરદાર અકબર સામે જોરથી બોલી ઉઠયા કે દુનિયામાં ઇસ્લામ તથા હિંદુ ધર્મ બેજ ખરા છે. આપ ત્રીજો ધર્મ ક્યાંથી કાઢો છો ? આ એક એશિયાઈ મશ્કરી હતી જે અકબરના સ્વભાવમાં પાછળથી બહુજ વધી ગઇ. શરૂઆતમાં થોડી હતી; તે વખત ઇસ્લામ પ્રમાણે બંદગી ઘણીજ કરતો. ઇસ્લામનો હુકમ નહિ છતાં વલીઓની કબરો ઉપર ઉઘાડે પગે ચાલીને જતો. બલકે અબુલ ફઝલના કહેવા પ્રમાણે હી. ૯૮૪ માં હજ કરવા મકકે જવાની પણ તેયારી કરીહતી. લગભગ ૩૬-૩૭ વર્ષની ઉમર સુધી એ વાતો રહી પછી નરમ બની ગયોઅને એની એશિઆઇ મશ્કરીમાં તેવાજ માણસો મળી જવાથી એટલો વધારો થયો કે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી વગેરે બધા ધર્મવાળા સાથે ખુશ કરવા અર્થે ધાર્મિક મશ્કરી કરવા લાગ્યો. તરેહ તરેહની વાતો થતી હતી તેમાં જે નવીન હોય તથા અકકલવાળી હોય તેની વધારે કદર થતી. એક વખત રાજા દીપચંદે કહ્યું કે

---

હોય તે. મોગલ બાદશાહોમા મૂવા બાદ એવા નામો લખાય છે. જો અકબર મુસલમાન ન હોત તો એવું લખાત નહિ. તેમજ જો ઇસ્લામથી ખરેખર અકબર ફરી ગયો હોત તો મુસલમાન બળવો કર્યા વગર રહેત નહિ.

૧ તબકાતે અકબરી નામના મોટા ગ્રંથનો કર્તા નિઝામુદ્દીન, ખાસ મોટો અમીર હતો તેણે પોતાના મોટા ગ્રંથમા અકબરના ધર્મ વિષે કંઇ લખ્યુંજ નથી કેમકે તે મશ્કરી જાણતો હતો.

૨ મુન્તખબુત તવારીખ પુ. ૨ પૃ. ૩૨૭ રાજા ભગવાનદાસ અકબરનો વેવાઇ તથા માનસિંહ. (જુઓ પૃ. ૧૪૧ નોટ નં. ૧ લી.)

ગાય માનવા લાયક ન હોત તો કુરાનની શરૂઆતમાંજ એનું વર્ણન ન થાત. અકબર[1] ખુશ થઈ ગયો. એની અસલ નિયા એતો ખરીકે બધા લોકોને ખુશ કરી લોક પ્રિય થવું અને તેમજ થયું, પણ અંદરખાનેથી પોતાને વધારે માન મળે એમ ચાહતો હતો. વળી એમ કરવામાં મનુષ્ય[2] જાતનો એને બાહોળો અનુભવ પણ થયો. કેટલાક અબુલ ફઝલને તથા તેના ભાઇ ફેઝીને બદ-લામી આપે છે કે એજ અકબરને ખરાબ સલાહ આપતા હતા. પણ થયું એવું કે કરી ગયો દાઢીવાળો અને પકડાઇ ગયો મૂંછો વાળો. સૌથી શરૂઆતમાં ગાઝીખાન નામે બદખશાંનો રહેનાર અકબરના દરબારનો મહા વિદ્વાન અમીર હતો, તેણે ઠસાવ્યું કે જેમ ફરીશતાઓએ પહેલા પેગમ્બર હઝરત આદમને તથા પેગમ્બર હઝરત યુસુફને તેમના ભાઇઓએ દંડવત પ્રણામ (સીજદા) કર્યા તેમ અકબર બાદશાહને તેમના તાબાના કરે તો કાંઈ હરકત જેવું નથી. તે ઉપરથી કુરનીશ તથા તસલીમ વગેરે નામની સલામો બહુજ નમીને તથા જમીન ઉપર પડી જઇ બાદશાહને માન આપવાની રીત શરૂ થઈ અને તે વખતના મુસલમાન વિ-દ્વાનો પાસેથી લખાવી લીધું કે ઇસ્લામના પહેલા ખલીફાઓની પેઠે અકબરને દીન તથા દુનિયા બંનેનાં કામોમાં હવે પછી અખત્યાર રહેશે. જેમ ઇંગ્લાંડના આઠમા હેનરીએ કીધું હતું. આ બધું અકબરના લોકપ્રિય થવાને લીધે ખુશીથી થઈ ગયું બલ્કે અબુલ ફઝલના કહેવા પ્રમાણે અકબર એટલો મનાયો કે એના પગના પાણી (ચરણામૃત) થી લોકોનાં દરદ મટવા લાગ્યાં. જેમ ઇંગ્લાંડનાં રાજા બીજા ચાર્લ્સ તથા બીજા જેમ્સના, નાનાં બાળકોને, ફક્ત

---

૧ મુન્તખબુત તવારીખ પુ. ર પૃ. ૨૬૬

૨ બ્રાહ્મણો તથા મોલવીઓ વગેરે ધર્મના કહેવાતા મોટા પણ કેવા જુઠા અને લોભી હોય છે તે એને જણાયું. જે મોલવી કસોટીમાં સારા રહ્યા તેમને આખી જીંદગી સુધી માન આપતો રહ્યો. પોતાના ધર્મમાં દાખલ થનારાની એક જાતની પરીક્ષા થઇ કે ખરા વફાદાર કોણ છે.

હાથ લગાડયાથી ખાસ દરદો મટતાં હતાં. આ કાંઈ તાજુબી ભરેલું નથી. હાલ પણ આવા મોટા માણસોને લોકો એવી રીતે માને છે.

હવે અકબરના ધર્મ વિષેની ખોટી ઇમારતનું પરિણામ ખોટુંજ આવે, ખરૂં આવેજ નહિ. એટલા ઉપરથી કે અકબરે હિંદુઓ વગેરે બીજા ધર્મવાળાઓને ધર્મભેદ રાખ્યા વગર મોટી મોટી નોકરીમાં દાખલ કર્યા, જઝીયો માફ કર્યો એટલે આ લોકો તો ઘણાજ નફામાં રહ્યા અને મુસલમાનો નુકશાનીમાં રહ્યા પણ આ કેવળ ખોટું છે. અકબર છેતરાય તેવો નહોતો. અકબરે મશ્કરીમાં બધાને રાજી કરી દીધા એજ. બાકી બધાને અજમાવી ખરી હકિકત કાઢી લીધી. જે લોકોએ ફારસીના તે વખતના મોટા મોટા ઇતિહાસો વાંચ્યા છે તેઓ જાણે છે કે તે વખતના મુસલમાનો લશ્કરી કે મુલકી ગમે તે ખાતાની સારી માહિતી ધરાવનાર સંખ્યાબંધ હતા. હિંદુઓ વસ્તીનાં પ્રમાણમાં વધારે નોકરીમાં હોવા જોઇએ તેની જગાએ બહુજ થોડા છે. એક હિંદુ હાલમાં લખે છે કે ઘણે ભાગે દિવાન તો હિંદુજ હતા. ફારસી ઇતિહાસો વાંચો તો ખબર પડે. રાજા ટોડરમલનું નામ ફક્ત ગુજરાતની જમીનની માપણી કરવાની કુશળતાને લીધે ઇતિહાસોમાં બહુજ પ્રખ્યાત છે, પણ તેના ઉસ્તાદ [1]મુઝફ્ફરખાન જુમલતુલમુલ્ક જેણે આખા હિંદની માપણી કરી તેનું નામ પણ હાલના લોકો જાણતા નથી. કેટલું અજ્ઞાનપણું ? આઇને અકબરી પ્રમાણે (અડસટો કરતાં) પાંચ હજારીથી પાંચ સદી સુધી અકબરના ૨૫૨ મનસબદારોમાંથી ફક્ત ૩૬ એટલે ૧૩ ટકા હિંદુઓ હતા. બાદશાહનામા તથા શાહજહાંનામા ઉપરથી શાહજહાંના ૫૮૦ મનસબદારોમાંથી ૧૧૦ એટલે ૧૯ ટકા હિંદુ હતા. આલમગીરનામા તથા માસીરે આલમગીરી વગેરે ઉપરથી અડસટો

૧ માસીરૂલ ઉમરા પુ. ૩ પૃ. ૨૨૧ થી ૨૨૭. અકબરનામા ઉપરથી લીધું છે.

કરતાં આલમગીરના વખતમાં ૭૭૦ માંથી ૨૧૦ એટલે ૨૭ ટકા હિંદુ હતા. છ હજારીમનસબમાં અકબર, જહાંગીર તથા શાહ-જહાંના વખતમાં એકપણ હિંદુ નથી. ઔરંગઝેબના વખતમાં બે હિંદુઓ હતા. સાત હજારી મનસબમાં અકબરના વખતમાં એક હિંદુ, જહાંગીરના વખતમાં એક, શાહજહાંના વખતમાં બે અને ઔરંગઝેબના વખતમાં ત્રણ હતા. અકબરના કહેવાતાં નવ રત્ન એટલે નવ ઉંચી કાબેલીયતવાળા જે રાજ્યનાં ખાસ કામોમાં બધારણ કરવા રોકાયલાં હતાં તેમાં ફક્ત બેજ હિંદુ છે બાકીના બધા મુસલમાન છે. જો કે અકબર પોતે અજ્ઞાન હતો પણ તેના વખતના મુસલમાનોની વિદ્વતા ફારસી પુસ્તકો વાંચવાથી માલમ પડી આવશે. પોતાની ભાષાઓ સિવાય કેટલાક તો સંસ્કૃતમાં પણ પ્રવીણ હતા. તેમણે મહાભારત વગેરે મોટાં મોટાં પુસ્તકોનો ફારસીમાં તર્જુમો કર્યો છે. હવે તો ખાત્રી થવી જોઇએ કે અકબરના વખતમાં લાયકીને લીધે મુસલમાનોજ મોટી જગા ઉપર વધારે હતા અને આતો ખુલ્લું છે કે અકબર માટે માથાં આપવા સૌથી પહેલા ને વધારે મુસલમાનજ જઇ શકતા હતા. એને મુસલમાનોનાં નાનાં નાનાં રાજ્યો જીતી શહેનશાહ બનાવનાર મુસલમાનજ હતા. શું અકબર આ વાત ભૂલી ગયો હતો? જઝીયો પણ એના રાજ્યનાં અર્ધાં વર્ષો થઈ ગયઃ પછી માફ કર્યો. તેમાં પણ અકબરે બારીકી એવી રાખી હતી કે તે કરતાં વધારે રકમ ખજાનામાં દાખલ થાય, ભાવ ફેરનો વેરો કાઢયો. તેમાં વેપારી વર્ગમાં હિંદુનોજ સંખ્યા વધારે હતી તથા તેમનાં લગ્ન વગેરે ઉપર કર નાખ્યા. જો અબ્દુલકાદર બદાયુનીના[1] કહેવા ઉપર ભરોસો કરવામાં આવે તો જઝીયો માફ થયાનું બીલકુલજ ખોટું ઠરે છે. તે કહે છે કે અકબરે જઝીયો લેવાનો ઠરાવ કર્યો અને હુકમ બહાર પાડયો પણ તેમાં ફાવ્યો નહિ એટલે પાછળથી માફીનો હુકમ નીકળ્યો. આ ઉપરથી તો એમ જણાય છે કે અકબરની પહેલા જઝીયો

---

૧ મુન્તખબુત તવારીખ પુ. ૨ પૃ. ૨૧૦

લેવાતો નહોતો. બીજા ફારસી ઇતિહાસોપરથી પણ એમ જણાય છે કે પહેલાંના કેટલાક મુસલમાન બાદશાહો જઝીઓ લેતા હતા પણ તેની સાથે બીજા કરો, જે જઝીયો નહિ લેનાર બાદશાહ લેતા હતા તે માફ કરી દેતા હતા. એટલે આ ફેરફારમાં જઝીયો આપનારજ નફામાં રહેતા હતા. આ બધી વાતો પુસ્તકો વાંચવાથીજ મળે છે. હાલના પ્રચલિત ગ્રંથોમાં નથી.

**અકબર અને આલમગીરનો મુકાબલો**

ટૂંકમાં આ બધું અકબરે રાજ્યનીતિની ખાતર કર્યું જેથી બધા રાજી રહ્યા. તે ગાનતાન સાંભળતો, ઠઠ્ઠામશ્કરી કરતો, દરબારમાં ઠાઠ રાખતો, કુદરતી નિયમ વિરૂદ્ધ રાત્રે ખુબ જાગતો અને ગપ્પાં સાંભળતો. કેટલીક વખત એવો સાદો બની જતો કે પોતાના દરજાથી હલકું કામ પણ કરી લેતો અને કેટલીક વખત વધારે માનની ખાહેશ રાખતો. અકબરની રૈયત તરફ દાઝ હતી. સતી વગેરે હિંદુના રિવાજ દૂર કરવામાં મહેનત લીધી કેમકે હિંદુઓએ શરૂઆતમાં ના કહી હઠ લીધી હતી. વિક્રમનો સંવત બદલવા અકબરે કહેલું પણ તેમ ન થયું.

આલમગીર ઉપરની ઘણી બાબતોમાં અકબરની વિરૂદ્ધ હતો. એના જન્મથી મરણ સુધી એકજ ધોરણે રહ્યો. અકબરની પેઠે અંતઃકરણ વિરૂધ બોલતો કે કરતો નહિ. આખો દિવસ કામ કરી રાત્રે બધો વખત બંદગી અને આરામમાં કાઢતો. ગાનતાનનું ખાતુંજ કાઢી નાખ્યું. કોઇની સાથે મશ્કરી કરતો નહિ. ઘણે ભાગે ગંભીરપણે રહેતો. વધારે માનની ખાહેશ કદી કરતો નહિ અને દરજાથી હલકું કામ પણ કદી કરતો નહિ. રૈયતની દાઝ અકબર કરતાં વધારે હતી. પણ તે અકબરના બતાવેલા રૂપ કરતાં જુદાજ રૂપમાં બતાવતો. આ બધું એના પોતાનાં હાથનાં લખાણોપરથી સાબિત થાય છે. અશોક તરફથી લખેલ કેટલીક સારી સૂચના ઉપરથી તેના સાગ ગુણોને ખેંચી ખૂંચી

અકબરના સારા ગુણો સાથે હાલના લેખકો સરખામણી કરે છે તથા બાબર વગેરેના હાથના લખેલા ઇતિહાસોને માને છે ત્યારે આ સાચા બાદશાહનાં લખાણો ઉપર આધાર ન રાખવો એ મોટો અન્યાય છે. આલમગીરની જેમ ભૂલથી ખરાબ હવા ફુંકાઇ તેમ અકબરની સારી હવા ફુંકાઇ છે એટલે તેની ખરાબ વાતને પણ સારા રૂપમાં મૂકી છે. જો લખનારાઓ તેને પાકો મુસલમાન કે ફક્ત મુસલમાનજ સમજત તો આટલું સારૂં લખત નહિ. હાલનો એક હિંદુ વિદ્વાન પોતાના અકબર વિષેના નિબંધમાં લખે છે કે ૧૪ મા લુઇનો વઝીર કાર્ડીનલ મેઝેરીન મરી જાય ત્યારે લુઇએ કહ્યું કે હું પોતે મારો વઝીર પણ થઇશ. તેમ બહેરામને કાઢયા પછી અકબરે કહ્યું. લુઇ તથા અકબરની તે વખતે ઉમર કેટલી હતી? તેનો વિચાર વિદ્વાન લેખકે કર્યો નહિ. વળી અકબર અજ્ઞાન હતો, તેમ અનુભવ વગરનો તથા રાજ્યના કામોમાં માથું મારી શકે તેવો નહોતો. અકબરે ચાંદ્રિક વર્ષોની જગાએ ફસલીસન તથા જશને નવરોઝ વગેરે દાખલ કર્યા. તેને ઇસ્લામ વિરૂદ્ધ સમજવામાં જેટલી ભૂલ છે તેટલીજ ભૂલ આલમગીરને તે કાઢી નાખવામાં ધર્માંધ કહેવામાં થાય છે. અકબરનું કંઇક જહાંગીરે અને કુરનીશ જે જમીન ઉપર પડી માન આપવાની સલામ હતી તે તથા બીજું કેટલુંક શાહજહાંએ કાઢી નાખ્યું. વધારે નમી સલામ કરવાની ટેવ હજી પણ રજવાડાઓમાં ચાલે છે ભડકે પસંદ કરવામાં આવેછે. અંગ્રેજો પસંદ કરતા નથી. રૈયત માટે આલમગીર જે ફિકર રાખતો હતો તે એનાં પોતાનાં લખાણોમાં સેંકડો જગાએ લખેલ જણાશે. એટલુંજ નહિ પણ એના થયેલા અમલ વિષે બીજાઓ તરફથી સાબિતી મળે છે. બધાં કામોમાં રૈયતનું ભલું ચાહવું તથા કરવું તેને એ ધર્મ સમજતો હતો. સતી થવાનો ચાલ જે અકબરે કાઢી નાખ્યો હતો તેનો અમલ પાછલા ભાગમાં ઢીલો પડેલો જણાય છે તેને ખૂબીની સાથે મળેલી સખતીથી આલમગીર અમલમાં લાવ્યો.

પોતાની રૈયતના ખરાબ ગુણો દૂર કરવા જેટલી એણે કોશીશ કરી છે તેટલી બીજા તરફથી થયેલી જણાતી નથી. પણ દુનિયામાં ખરો, નેક અને તદ્દન સારો એટલો લોકપ્રિય થતો નથી. સદ્દગુણો અને સારાપણામાં ગમે તેટલો ઓછો હોય પણ હસમુખો કે મશ્કરો હોય તે લોકપ્રિય વધારે થાય છે. અકબર તથા આલમગીર વચ્ચે આજ ફેર છે.

જહાંગીર

મહાન્ અકબરના હી. ૧૦૧૪ (ઈ. સ. ૧૬૦૫) માં મરણ થયા બાદ શાહઝાદો સલીમ મોહંમદ નુરૂદ્દીન જહાંગીરશાહના ખિતાબથી હિંદનો શહેનશાહ થયો. બાપની ટોળ કરવાની પ્રકૃતિ એનામાં તથા એના ગાદી વારસ શાહજહાંમાં પણ હતી પરંતુ ઓછી. અકબરની જે ઇચ્છા રહી ગઇ હતી તે જહાંગીરે પુરી કરી. એટલે ઉદેપુરના રાણાએ શાહઝાદા ખુરમની મારફત તાબેદારીની ઝુંસરી ખાંધે મૂકી. તે ઉપરથી મજકુર શાહઝાદાને શાહજહાંનો ખિતાબ તથા ગાદી ઉપરપોતાના પાસે બેસવાનુ માન આપ્યું. જહાંગીર બાપ કરતાં માફી આપવામાં વધારે હતો. જેથી એની આવક ઓછી થયેલ જેને અજ્ઞાનતાને લીધે કેટલાક યૂરોપીયન અંધેરને લીધે સમજે છે. સર ટોમસરો ઇંગ્લાંડનો એલચી જહાંગીર તથા તેના દરબારનો ઠાઠ જોઇ દંગ બની ગયો હતો. પ્રોફેસર લેનપુલ લખે છે કે એની મા રજપુતાણી હતી તેથી એનામાં સારી ખૂબી આવી હતી. વાહવાહ ! ખ્રિસ્તીઓએ જહાંગીરને હઝરત ઇસા તથા મરીયમની છબીઓ આપી તે ઉપરથી ઉંધું સમજ્યું કે તેતો મુસલમાનજ નહોતો. હાલના એક હિંદુએ લખ્યું છે કે એ ડુક્કરનું માંસ ખાતો હતો એટલે મુસલમાન નહિ કહેવાય. જેમ તૈમૂરે એક મુસલમાન ઉપર ચઢાઇ કરી તો તે ઇસ્લામમાંથી નીકળી ગયો. કેવા બાહોશ વિદ્વાનો હાલમાં નીકળી પડ્યા છે. એની પ્રખ્યાત બેગમ નુરજહાં સાથેના એના પ્યારની જુઠી કહાણીઓ ઇતિહાસોમાં દાખલ થઈ ગઈ છે. પાછલા ભાગમાં

એ રાજદ્વારી બેગમનું ચલણ ઘણું વધી ગયું હતું, એ ખરૂં. પ્રોફેસર લેનપૂલના લખવા પ્રમાણે દરેક અમીર એની પાસે ખાલી હાથે જતો નહોતો એ કોઇ યૂરોપના પ્રવાસીનું સમજ્યા વગરનું લખેલું વર્ણન હશે. સજા કરવામાં તે એટલો સખત હતો કે હજી પણ કહેવાય છે કે "જહાંગીરી હુકમ." આલમગીર પોતે કોઇના ખારા ગુનાહ માટે માફી આપતી વખતે બોલતો કે મારા દાદા જહાંગીરની આગળ આ ગુનેહગાર હોતતો તે બહુ સખત સજા કરત. ધર્માંધતાને તજી ગમે તેવી દ્રષ્ટિથી જોવામાં આવે તો પણ તે એકંદરે સારો હતો એમ જણાયા વગર રહેશે નહિ અને એના જેવો એક પણ લાયક રાજા તે વખત યૂરોપમાં નહોતો.

શાહજહાં

એના પછી હી. ૧૦૩૭ (ઇ. સ. ૧૬૨૭) માં મોહંમદ શહાબુદ્દીન શાહજહાં ગાદીએ આવ્યો. જેણે ઉદેપુરના રાણાને નમાવી પોતાના બાપને માન અપાવ્યું તેમ દક્ષિણની ફત્તેહનું માન એના શાહઝાદા ઔરંગઝેબે એને અપાવ્યું. અકબર તથા જહાંગીર ઇસ્લામના ફરમાન અનુસાર પ્રાર્થના કરવામાં આળસુ હતા પણ આતો ચૂસ્ત હતો. એક બે યૂરોપીયન પ્રવાસીઓ ભૂલથી એની કેટલીક નિંદા કરે છે, પણ બીજા એના વિષે બહુ સારૂં બોલે છે. તે વખતના ફારસી લેખકો જેમાં એક હિંદુ પણ છે તે બધા એક મતે સારૂંજ લખે છે. બાપ કરતાં એ વધારે વખણાયો. આલમગીર પોતે પોતાનાં લખાણોમાં ખાસ ખાસ જગાએ બાપનાં સવારે વ્હેલા ઉઠવાનાં, શિકાર તરફ બેદરકારીનાં અને એનાં મહાન્ વિદ્વાન માણસો સઆદુલ્લાખાન તથા અફઝલખાન, અલીમરદાનખાન તથા આસફખાન જેવા રાજ્ય કારભારમાં પ્રવીણ હતા તેમનાં, વખાણ કરે છે. એક યૂરોપીયન પ્રવાસી ટેવરનીયરના કહેવા પ્રમાણે શાહજહાંને તેની રૈયત પોતાના બાપ તુલ્ય ગણતી હતી. મોટી મોટી ઇમારતો, મયૂરાસન વગેરે બનાવવામાં બીજાઓથી

વધારે પ્રખ્યાત થયો. દિલ્લીનું નામ શાહજહાંનાબાદ રાખી તેમાં ઘણો સુધારો વધારો કર્યો. એ શહેર તે વખતે દુનિયામાં સૌથી મોટું અને ખુબસુરત હતું. એની તે વખત વસ્તી[1] વીસ લાખથી વધારે હતી. તાજ મહેલનો રોઝો જે દુનિયામાં અનુપમ ઈમારત ગણાય છે, તે એની ખાસ પ્રિય બેગમ મુમતાઝમહેલ માટે બંધાવ્યો હતો. આ બેગમ પણ પોતાની ફોઈ નુરજહાંની માફક મહાન્ ચાલાક તથા પોતાના વ્હાલા ધણીના દુઃખમાં ભાગ લેનાર હતી પણ ઈતિહાસમાં તેટલી પ્રખ્યાત થઇ નથી. એક અજ્ઞાન યૂરોપીયન એમ લખવામાં ભૂલ કરે છે કે, શાહજહાં ખ્રિસ્તી ધર્મ તરફ વધારે ખેંચાતો પણ તેની આ બેગમને લીધે તે અચકાતો બલ્કે તેના કહેવાથી ખ્રિસ્તી પોર્ટુગીઝોને હેરાન કર્યા. પણ આ પાયા વગરનું છે. આ કમનસીબ બાદશાહ "સાહેબ કિરાનેસાની" કહેવાતો. તેણે તેના વડીલોથી વધારે વૈભવ ભોગવ્યો હતો. તે પોતાની છેલ્લી જીંદગીમાં જુવાન જુવાન શાહઝાદાઓની ખુન ખરાબી જોઇ આ દુનિયા છોડી સ્વર્ગવાસી થયો.

આલમગીર — શાહજહાંના શાહઝાદાઓમાંથી જેનું નામ "ગાદીને શોભાઆપનાર" અર્થનું હતું તે શાહઝાદો આરંગઝેબ પોતાનો આલમગીર ખિતાબ ધારણ કરી ગાદીએ બેઠો તેનું આ જીવન ચરિત્ર છે.

હાલના લગભગ બધા નકલી ઈતિહાસોમાં એમ કહેવામાં આવે છે કે અકબરની રાજ્યનીતિનો અમલ જહાંગીર તથા શાહજહાંએ પણ કર્યો છે પણ ધર્માંધ આલમગીરે તેથી ઉલટું કરી મોગલ શહેનશાહતની હાનિ આણી. જેણે ફારસી પુસ્તકો ખુબ અવલોકનથી વાંચ્યાં હશે તે કહી શકશે કે જો આલમગીરમાં બીલકુલ ધર્માંધ પણું નહિ હતું એમ માનવામાં આવે તો જહાં-

---

(૧) માસીરૂલ ઉમરા પુ. ૩ પૃ. ૪૬૦ તે વખત બગદાદનો ઘેરાવો ૯ ગાઉ (એકરસખ) અને વસ્તી ૮ લાખ હતી. દિલ્હીનો ઘેરાવો ૧૫ ગાઉ (પાંચફરસખ) એટલે બગદાદથી અઢી ગણું હતું. બરનીયર પણ મળતો આવે છે.

ગીરમાં રૂપિયે ચાર આના અને શાહજહાંમાં રૂપિયે આઠ આના ધર્માં ધપણું હતું. કેમકે ફારસી ઇતિહાસોમાં કેટલાક એવા બનાવો છે તે ઉપરથી સાબિત થાય છે. છતાં આલમગીરને દ્વેષથી કે ખરી હકિકત નહિ જાણવાના સબબે ધર્માંધ ગણ્યો છે. ખરૂં કહીએ તો એ પોતાના બાપ તથા દાદા કરતાં બલ્કે મોટા વડવા મહાન્ અકબર કરતાં પણ બધી કોમના તથા ધર્મના લોકોને સરખા સમજી રાજ્ય ચલાવવાની રાજ્યનીતિમાં વધારે જાણીતો હતો જે આગળ જતાં જોવામાં આવશે. એમ છતાં આલમગીર જેણે દેશના કલ્યાણ માટે અરધા સૈકા સુધી અખંડ મહેનત[1] એકલા હાથે કરી તેને આ લાંબા વખતમાં ફક્ત ધર્માંધ હિંદુઓના એક બે થયેલા બળવા તથા રજપૂતોની એક વખતની લુચ્ચાઈ તથા ઘણા કર વેરા માફ કરી જઝીયાને ફરી દાખલ કર્યાને લીધે ૧૯ મા સૈકામાં ધર્માંધ કહેવો વ્યાજબી ગણાશે નહિ. જો ખરેખર એમજ હોત તો તે વખતના અનેક હિંદુ ફારસી ઇતિહાસ લખનારાઓમાંથી એક પણ કહ્યા વગર રહેત નહિ. આલમગીરના વખતમાં જેટલા હિંદુ ફારસી લખનારા હતા તેટલા એની પહેલાં બીજા કોઇના વખતમાં થયા નથી. છતાં હાલના ઇતિહાસોમાં આવા પૂરાવા વગર અહિંતહિંથી ખેંચીને આલમગીરને ધર્માંધ કહી દેવાની જે હવા ચાલી છે તે એક વખત બંધ પડયા વગર રહેશે નહિ. આલમગીરના ધર્માંધપણાને લીધે જેમ પોપની સત્તા લુથરવાળાઓએ તોડી પાડી તેમ મોગલ સત્તા રજપૂત તથા મરેઠાઓએ તોડી પાડવાનું જે લખે છે તથા માને છે તેમને ખરા ઇતિહાસની ખબરજ નથી.

---

(૧) બધા ઇતિહાસકારો કબૂલ કરે છે કે અકબર, જહાંગીર તથા શાહજહાંના વખતમાં સારા સારા લાયક માણસ હતા તેથી રાજકારભાર સારો રહ્યો. આલમગીર પોતે પણ રૂકઆતે આલમગીરીમાં ત્રણ ચાર જગાએ એવી રીતે લખે છે. આલમગીરની મહેનત તથા લાયકી એટલે દરજ્જે હતી કે, અકબરનાં નવ રત્નનું કામ એ એકલો કરતો એમ કહેવામાં અતિશ્યોક્તિ કહેવાશે નહિ.

તેમ તેમણે ખરી હકિકતનો શોધ પણ કર્યો નથી. પોતાના દેશમાં સુલેહ શાંતિ જાળવવા માટે ધર્માંધ હિંદુ બળવાખોરોને પહેલાં સમજુતી આપી. પણ તેઓ સમજ્યા નહિ અને હઠીલા થઈ સામા થયા. એવાને સજા કરવા આલમગીર હુકમ આપે તો ધર્માંધ ગણાય? ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં ધર્મનું કારણુ બતાવી હિંદી લોકોએ જ્યારે બળવો કર્યો હતો ત્યારે અંગ્રેજ સરકારે બળવાખોરોને જે સજા કરી હતી તે આલમગીરે કરેલી સજાથી ઘણે દરજ્જે વધારે થયેલ જણાશે. તો શું અંગ્રેજ સરકાર ને આલમગીર કરતાં વધારે ધર્માંધ કહીશું? કદી નહિ. દેશમાં શાંતિ રાખવા એવે પ્રસંગે દુનિયાનો સારામાં સારો રાજ્યકર્તા પણ સજા કર્યા વગર રહે નહિ. હવે આલમગીર ઉપર મૂકેલા આરોપોનો ખરો હેવાલ વાંચનારાઓને આગળ યોગ્ય સ્થળે જોવામાં આવશે. આટલું કહેવું, આ સ્થળે અયોગ્ય ગણાશે નહિ કે અકબરના વખતથી આલમગીરના મરણસુધી ૧૫૦ વર્ષની મોગલ શહેનશાહતથી વિદ્યા, હુન્નર, કળા, રાજ્યનીતિ, જાહોજલાલી તથા રાજ્યબળ વગેરેનો તેવખતનાં બીજાં ગમે તે રાજ્ય સાથે મુકાબલો કરશો તો મોગલ રાજ્ય ઘણે દરજ્જે વધેલું જણાશે. મી. કીનીના કહેવા પ્રમાણે બાબરથી આલમગીર સુધીના અનુક્રમે જે જબરા છ બાદશાહ થયા તેવા દુનિયામાં થયા નથી. મહાન લેખક ગીબનના કહેવા પ્રમાણે રોમના ચાર મોટા જબરા રાજા નરવા, ટ્રાજન, હેડ્રીઅન તથા એન્ટોનાઇન્સ કરતાં મોગલ રાજ્યના આલમગીર સુધીના છેલ્લા ચાર બાદશાહ ઘણી બાબતોમાં ચઢીયાતા હતા.

## પ્રકરણ ૨ જું.

### ઔરંગઝેબની શાહઝાદગી.

હીજરી ૧૦૨૭-૧૦૬૭ (ઇ. સ. ૧૬૧૮-૧૬૫૭)

શાહજહાં તથા મુમતાઝ મહેલ બેગમ.

હિંદુસ્તાનના લોકપ્રીય શહેનશાહ શહાબુદીન શાહજહાં અને પ્રખ્યાત નુરજહાંની ભત્રીજી મુમતાઝ મહેલ જે તેની ખાસ બેગમ હતી તે બંનેવચ્ચે એટલો બધો પ્યાર હતો કે જેનો દાખલો ઇતિહાસમાં ભાગ્યેજ મળી શકશે. તે હમેશાં સુખ દુઃખમાં પોતાના ધણીની સાથેજ રહેતી હતી. જ્યારે નુરજહાંના કાવતરાથી, બાપનો શાહજહાં ઉપર ગુસ્સો હતો, ત્યારે બંગાળા તૈલંગણ, અને દક્ષિણના જંગલોમાં ખરી મુસીબતમાં પણ તે શાહજહાંની સાથેજ હતી. ફરી સુખનો દહાડો આવ્યો. મરી ગયા પછી બાદશાહે તેની કબર ઉપર ગંજાવર ઇમારત ચણાવી, જે તાજમહેલ કે તાજબીબીના રોજાના નામથી પ્રખ્યાત છે અને તે દુનિયાની સુંદર ઇમારતોમાંની એક ગણાય છે.

શાહજહાંની ઓલાદ ઔરંગઝેબનો જન્મ

શાહજહાંને મુમતાઝ મહેલ બેગમથી ૧૯ વર્ષ દરમ્યાન ૧૪ પ્રજા થઈ. એવું કોઈ બેગમને થયું નથી. આઠ દીકરા અને છ દીકરી, કુલ ૧૪ સંતાનમાંથી ૪[1] દીકરા અને ૩ દીકરી

---

૧ જહાંઆરા ખિતાબ બેગમ સાહેબ — જન્મ શનિવાર ૨૧ સફર હી. ૧૦૨૩ (૨૩ માર્ચ ૧૬૧૪)
દારા............સોમ ૨૯ સફર હી. ૧૦૨૪ (૨૦ માર્ચ ૧૬૧૫)
શુજા...રવિ ૧૮ જમાદિઉલ આખર હી. ૧૦૨૫ (૨૩ જુન ૧૬૧૬)
રોશનઆરા......૨ રમઝાન હી. ૧૦૨૬ (૨૪ ઓગષ્ટ ૧૬૧૭)
ઔરંગઝેબ...રવિ ૧૫ ઝિલ્કાદ હી. ૧૦૨૭ (૨૮ ઓક્ટોબર ૧૬૧૮)
મુરાદ.......બુધ ૨૫ ઝિલ્હજ હી. ૧૦૩૩ (૨૮ સપ્ટેમ્બર ૧૬૨૪)
ગોહરઆરા બેગમ...બુધ ૧૭ ઝિલ્કાદ હી. ૧૦૪૦ (૭ જુન ૧૬૩૧)

જીવતી મૂકી, એ બેગમે હી. [1]૧૦૪૦ માં તા. ૧૭ ઝિલ્કાદ ( ૭ જુન ૧૬૩૧ ) બુધવારે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો. દરેક શુક્રવારે કબર ઉપર બાદશાહ ફાતેહા માટે જતો. એ સંતાનોમાં ઔરંગઝેબનો પાંચમો નંબર આવે છે. તે ગુજરાતના પંચમહાલ જીલ્લાના [2]દોહદમાં હી. ૧૦૨૭[3] ના ઝિલ્કાદની તારીખ ૧૫ મી ( ૨૪ ઓક્ટોબર ૧૬૧૮ ) રવિવારની રાત્રે જન્મ્યો હતો. એનો જન્મ સાલઅબજદના હિસાબે "ગોહરે તાજે મુલ્કઔરંગઝેબ[4] " ગણતાં હી. ૧૦૨૭ થાય છે. આ વખતે બાદશાહ નુરૂદીન જહાંગીર પોતાના ગુજરાતના પ્રવાસથી ઉત્તર હિંદ તરફ જતો હતો. શાહજાદો શાહજહાં, ગુજરાતનો સુબો હતો, તેથી તે બાપની સાથે હતો. તેણે બાદશાહને દીકરાના જન્મના શુભ સમાચાર આપીને એક હજાર અશરફી નજરાણું કરી નામ રાખવાની દરખાસ્ત કરી. જહાંગીર બહુ ખુશ થયો અને પૌત્રનું

---

૧ દરબારી કવિ બેબદલખાને આ તારીખ કહી છે " જાએ મુમતાઝ મહલ જન્નતબાદ" (હી. ૧૦૪૦ )

૨ દોહદ એટલે દો=બે અને હદ=સીમા, જ્યાં માળવા અને ગુજરાતની હદ મળે છે તે હાલમાં દાહોદ લખાય છે. ઔરંગઝેબ પોતાની જન્મ ભુમિ ઉપર હમેશાં રહેમ નજર રાખતો. જયારે શાહઝાદો મોહંમદ આઝમશાહ ગુજરાતનો સુબો હતો, ત્યારે ખાસ દોહદના લોકો ઉપર રહેમ નજર રાખવા તથાત્યાંનો બુઢો ફોજદાર જે લાબા વખતથી હતો, તેને કાયમ રાખવા ભલામણ કરી હતી. [ રૂકઆતે આલમગીરી પત્ર ૬૧ )

૩ બાદશાહ નામા તથા તોઝકે જહાંગીરી પ્રમાણે.

મુન્તખબુલલુબાબ ખાફીખાન કૃત પુ.૨ પુ.૩ પ્રમાણેજન્મ સાલ "આફતાબે આલમતાબ" ઉપરથી ગણતાંહી ૧૦૨૮ થાય છે. ખાફીખાન બીજા ઉપરથી નકલ કરવામાં પણ ભૂલો કરે છે પણ બાદશાહનામાનું તથા તોઝકે જહાંગીરીનું કહેવું ખરું ગણવું જોઇએ. પ્રોફેસર લેનપૂલ પ્રમાણે ૪ થી નવેમ્બર ઇ. સ. ૧૬૧૮ (ન્યુ સ્ટાઇલ પ્રમાણે ) ને રોજ જન્મ્યો હતો.

૪ અર્થ—બાદશાહીના તાજનો હીરો ઔરંગઝેબ.

'નામ મોહંમદ ઔરંગઝેબ રાખ્યું. આજ પ્રસંગે કાંગડાના મજબુત કિલ્લાના ફતેહના ખુશ ખબર પણ આવી પહોંચ્યાથી, જહાંગીર ઔરંગઝેબના જન્મને વધારે મુબારક ગણી એટલો બધો ખુશ થયો કે પોતે જાતે શાહેઝાદાના મુકામે આવા કામની પહેલીજવાર મુબારકબાદી આપવા ગયો. વળી આ ખુશી જાહેર કરવા દરબાર ભરવાનો હુકમ આપ્યો. દોહેદ કસ્બો નાનો હતો તેથી ઉજ્જન આગળ મોટા દમામથી દરબાર ભર્યો. તેણે ઇનામો તથા દાનમાં લાખો રૂપિયા ખરચ્યા.

ઔરંગઝેબ ત્રણ વર્ષનો થયો, તે વખતે જહાંગીર તથા શાહજહાં વચ્ચે અણબનાવ થયો. જ્યારે શાહજહાં બંગાળે ગયો ત્યારે ઔરંગઝેબ બાપની સાથે હતો. કેટલીક મુદત સુધી ત્યાં રહ્યા. તોપણ શાહજહાંનું કામ કોઇ રીતે પાર પડયું નહિ, તેથી તેને ફરીથી દક્ષિણમાં આવવું પડયું. જનાનખાનાને તથા ઔરંગઝેબને રોહતાસના મજબુત કિલ્લામાં રાખ્યાં, જ્યાં શાહઝાદો મુરાદ જન્મ્યો હતો.

ઔરંગઝેબ ત્યાં લગભગ ત્રણ વર્ષ રહ્યો. આખરે હી. ૧૦૩૪ (ઈ.સ. ૧૬૨૫) માં જહાંગીરે શાહજહાંને માફી આપી. આ પ્રમાણે બાપ દીકરા વચ્ચે મેળાપ થયો પણ એવી શરતે કે શાહઝાદા દારા તથા ઔરંગઝેબને બાદશાહ પાસે ઓલમાં રાખવા. આ વખતે ઔરંગઝેબ સાત વર્ષની ઉમરનો થયો હતો. બંને[1] શાહઝાદાઓને તેમના દાદા પાસે મોકલી આપ્યા, જ્યાં તેઓ બાદશાહના મરણ સુધી રહ્યા. એ દરમ્યાન ઔરંગઝેબને કેવી કેળવણી આપવામાં આવી હતી, તેનો કાંઇ બરાબર હેવાલ મળતો નથી. પણ સ્વાભાવિક રીતે તે ચાલાક હતો તેથી દાદાની એના ઉપર ઘણી મોહબત થઈ, તેમજ નુરજહાંની પણ થઇ. જહાંગીર આખર સુધી એનાથી ખુશ રહેલો જણાય છે. તે

---

[1] બાદશાહ નામા (પુ. ૧ પૃ. ૭૦-૧૭૭.) પ્રમાણે શુજા પણ બંને બાપુઓ સાથે હતો.

ઉપરથી એમ અનુમાન કરવું કે, ઓરંગઝેબના નાનપણથીજ એવાં લક્ષણ હતાં કે હરકોઇ એનાથી ખુશજ થાય.

૨૮ મી સફર હી. ૧૦૩૭ (૨૮ ઓકટોબર ૧૬૨૭) ને રોજ જહાંગીર લાહોર પાસે મરણ પામ્યો ત્યારે ઓરંગઝેબ તથા તેનો ભાઈ તેની સાથે હતા. શાહજહાં એકદમ દક્ષિણથી ગુજરાત થઇ ૨૬ મી જમાદિઉલ અવ્વલ (૨૩ જાન્યુઆરી ૧૬૨૮) ગુરૂવારે આગ્રે આવ્યો અને બારમે દહાડે [1] ૮ મી જમાદિઉલ આખર (૪ ફેબ્રુઆરી ૧૬૨૮) ને સોમવારે અબુલ મુઝફ્ફર શહાબુદીન મોહંમદ સાહેબ કિરાનેસાની શાહજહાં બાદશાહ ગાઝીના નામથી ગાદીએ આવ્યો. લાહોરથી યમીનુદ્દોલા આસફ્જાહ પોતાના દોહિત્રોને લઇ આગ્રા તરફ ચાલ્યો. તેઓ ૮ લી રજબ (૨૬ ફેબ્રુઆરી ૧૬૨૮) બુધવારે આગ્રા પાસે બેહસ્ત આબાદ ઉર્ફે સીકંદરાબાદમાં આવી પહોંચ્યા જ્યા મુમતાઝ મહેલ શાહઝાદાઓને મળવા પધાર્યાં કારણ કે તે તેઓને મળવા બહુ આતુર હતા. રાત્રે પોતે પાછાં ગયાં. બીજે દહાડે ભારે ઠાઠથી તેઓ શહેર અકબરાબાદમાં દાખલ થયા. [2]માબાપ બહુજ ખુશ થયાં અને પોતાના વ્હાલા પુત્રોને છાતી સાથે ચાંપીને ચુંબન કર્યું. ઓરંગઝેબે બાદશાહને ૫૦૦ મોહર નજર કરી તથા ૫૦૦ મોહર ગરીબોમાં દાન કરી. આ વખતે ઓરંગઝેબ ૧૦ વર્ષનો હતો. બાપ પાસે આવ્યા પહેલાં બાદશાહે ઓરંગઝેબને એક લાખ રૂપિયા આપ્યા તથા ૧૫ હજાર રૂપિયાનો[3] મહિનો મુકરર કર્યો. તે પછી બાદશાહે તેને ૬—૭ લાખ રૂપિયાનું જવાહિર આપ્યું.

---

૧ ઇલીયટ પુ. ૭ પૃ. ૬માં ૧૮ ગી તારીખ છે પણ અસલમાં ૮મી છે. મજાલી સુસ્સલાતીન વાલો ૭ મી લખે છે. પણ બંનેમાં સોમવાર છે એટલે જમાદિ ઉલ પહેલાંના ૨૯ કે ૩૦ નો ફેર છે.

૨ બાદશાહ નામા પુ. ૧ ભાગ ૧ લો પૃ. ૧૭૬–૧૭૮–૧૭૯

૩ દારાનો ત્રીસ હજાર રૂપિયા, શુજાના સાડી બાવીસ હજાર રૂપિયા, અને મુરાદના સાડી સાત હજાર રૂપિયા મુકરર થયા હતા.

બાપ પાસે આવ્યા પહેલાં ઔરંગઝેબે કેટલી કેળવણી લીધી હતી તે જણાયું નથી; પણ તે પછી એની કેળવણીનો જે બંદોબસ્ત કરવામાં આવ્યો હતો તે વિગતવાર ફારસી પુસ્તકો માંથી મળી આવે છે.

ઓરંગઝેબની કેળવણી

મુલ્લા મોહંમદ સાલેહ તથા મુલ્લા જીવન જે મોટા વિદ્વાન અને ઘણા ધાર્મિષ્ટ હતા, તેમણે શરૂઆતમાં ધર્મની કેળવણી આપી. આ બંનેને યોગ્ય જાગીર[1] આપવામાં આવી હતી. ત્યાર પછી અફઝલખાન જે શાહજહાંનો પણ શિક્ષક હતો તે ઔરંગઝેબનો પણ શિક્ષક નીમાયો. તે શાહજહાંના વખતમાં સાત હજારી મનસબ ઉપર એટલે પહેલા દરજાના અમીર વર્ગનો હતો. ત્યાર પછી શેખ અબદુલ કવિ નામે મોટો વિદ્વાન મુકરર થયો જેને પાછળથી ઓરંગઝેબે પાંચ હજારી મનસબ સાથે એતેમાદખાનનો ખિતાબ આપ્યો હતો. કાઝી મોહંમદ અસલમ જે મોટો વિદ્વાન હતો તે ઓરંગઝેબનો શિક્ષક નીમાયો. મીર મોહંમદ હાશિમ જે ગુજરાતનો વડો ન્યાયાધિશ હતો અને યુનાની વૈદકમાં પ્રવીણ હતો તેની પાસેથી કેટલાક વખત સુધી ઓરંગઝેબે શિક્ષણ લીધું હતું.

---

૧ ઓરંગઝેબના તખ્ત નશીન થયા પછી તેના શિક્ષકોમાંનો એક ઇનામ મેળવવાની આશાએ એની પાસે દિલ્હી ગયો ત્યારે બાદશાહે વિચીત્ર જવાબ આપી ઇનામ આપ્યું નહિ, એવું બરનીયર લખે છે. બાદશાહ પોતાના શિક્ષકો તેમજ તેમના દીકરાઓ સાથે બહુ સારી વર્તન ચલાવતો હતો. હાલમાંજ સિંધની પુરાની ચીજોમાંથી ઓરંગઝેબનો પત્ર મળ્યો છે તેમાં સિંધના વડા જજ મખદુમ ખાનદાનના શેખ અબદુલ વાહીદને કોરોનેશન ટાંકણે ૫૧ રોજનાં ભથ્થાં આપવાનો હુકમ થયો હતો અને મખદુમ શેખ ઇસા કાસમ જે ઓરંગઝેબનો શિક્ષક હતો તેના દીકરા શેખ અબદુલ કાદરને ઉપરનું ભથ્થું આપવા ઉપરાંત ૧૦ હજાર વીઘા જમીન આપવા હુકમ થયો હતો. તેટલીજ જમીન અબદુલ વાહીદને પણ આપી હતી. ( સિંધ ગેઝેટ ઉપરથી કાઠીયાવાડ ટાઇમ્સ તા. ૨૭-૪-૧૯૧૭ )

સારે નસીબે બીજા શાહજાદાઓ કરતાં ઔરંગઝેબને શિક્ષકો પણ વધારે લાયક અને સારા મળ્યા હતા. તે કુદરતી રીતે ચાલાક હતો અને તેની સ્મરણ શક્તિ પણ ઉંચા[1] દરજાની હતી અને તે સતત પ્રયાસ કર્યા કરતો. તે ખેલ તમાશાઓને નાનપણથીજ ધિક્કારતો હતો તથા વખતની બહુ કદર કરતો હતો. આ કારણોને લીધે તેણે થોડા વખતમાં ફારસી, અરબી, અને તુર્કીમાં પ્રવીણતા મેળવી. હિંદી ભાષામાં પણ તેણે બહુજ સારો અભ્યાસ કર્યો હતો. ઇરાનીઓ સાથે ફારસીમાં, અરબો સાથે અરબીમાં, તુર્કો સાથે તુર્કીમાં અને હિંદના લોકો સાથે જે ફારસી જાણતા નહોતા તથા જે થોડું જાણતા હતા. તેમની સાથે ઉર્દુ કે હિંદીમાં વાત કરતો હતો. શરૂઆતમાં ધર્મ કેળવણી લીધી અને તેજ વખતથી ઈસ્લામના ફરમાનોનો અમલ કરવાની એવી મજબુત ટેવ એને પડી હતી કે મરણ સુધી તેજ ધોરણે ચાલ્યો. ધર્મની કેળવણી એને એટલી મળી હતી કે, જો શાહી કુળમાં અવતર્યો ન હોત તો બગદાદના પ્રખ્યાત ખલીફા હારૂન રશીદ તથા મામુન રશીદ પેઠે એને માટે પણ એમ કહેવાત કે વિદ્વાનોની ટીપમાં એનું નામ પહેલું આવવું જોઇએ. એના હાથનાં લખેલાં તથા લખાવેલાં લખાણો હાલ ગ્રંથોના રૂપમાં મોજુદ છે, તે ગદ્ય તથા પદ્ય બંને લખવામાં પૂરો હતો. તેની ટૂંકી સુશોભીત અને સરલ કુદરતી રૂઢિ માટે ફારસી ભાષા લખનારાઓની ટીપમાં તે ઉંચે દરજ્જે આવે તેમ છે અને તેજ કારણથી ફારસી ધોરણમાં શીખવવા એ ગ્રંથો દાખલ થયા છે. અબુલ ફઝલનાં લખાણોથી એના લખાણો ચઢી જાય તેવાં છે. તે ત્રણ જાતના (નસ્ખ, નસ્તાલીક અને શીકસ્તા) અક્ષરવાળાં લખાણમાં પ્રવીણ હતો. પવિત્ર કુરાન શરીફ હાથે લખી મક્કે તથા મદીને મોકલતો.

---

[1] બાદશાહ થયા પછી રાજ્ય મામલામાં ફુરસદ નહોતી મળતી છતાં કુરાન શરીફ આખો મોઢે કર્યો. આ કામ કંઇ સહેલું નથી.

લખાણુ પોતાને હાથે લખતો. શાહઝાદાઓ, મોટા અમીરો, તથ મહાત્મા પુરૂષો ઉપર પોતાના હાથે કાગળો લખતો. ફરમાનો ઉપર તથા અરજીઓ ઉપર પોતાને હાથે શેરા કરતો. નિબંધ શક્તિમાં પૂરેપૂરી સંપુર્ણતા મેળવી હતી. ઇતિહાસ, ભુગોળ, વૈદક હિસાબ, ઇસલામી તત્વશાસ્ત્ર, પદ્ય, જ્યોતિષ, તર્કશાસ્ત્ર વગેરે તે વખતમાં ચાલતી દુનિયાની કેળવણીમાં તેણે ઉંચા[1] દરજાનું જ્ઞાન સંપાદન કર્યું હતું. ટૂંકમાં અંને જાતની એટલી કેળવણી[2] એની પહેલાં કે પછી કોઇ શાહઝાદાએ લીધી નહોતી. શીખતી વખતે પોતાના શિક્ષકોને એવા પ્રશ્નો પૂછતો કે તેઓ દંગ થઇ જતા.

---

૧ ઓરંગઝેબની ઉંચી કેળવણીની કીર્તિ એટલી ફેલાઇ કે યમનના અમુ તારેમે ત્યાંની લાઇબ્રેરીમાંથી વાકેઆતે તૈમુરી જે તુર્કીમાં હતી તેનો ફારસી તરજુમો કરી ઓરંગઝેબને મોકલ્યો.

૨ જેમ ઓરંગઝેબ પોતે એટલી બધી કેળવણી લેવામા ઉત્સાહવાળો હતો તેમ પોતાના શાહઝાદા તથા શાહઝાદીઓને પૂરી કેળવણી આપવામાં પણ એક્કો હતો. આ ફરજ અકબરે સારી બજાવેલી જણાતી નથી અને તેજ કારણથી તેના શાહઝાદા ખરાબ લતમા પડી ખરાબ થયા. ઓરંગઝેબે પોતાના શાહઝાદાઓને ઉંચા પ્રકારની કેળવણી આપી હતી. શાહઝાદા મોહંમદ આઝમશાહના શિક્ષણ માટે મીરઝાખાન ફખરૂદ્દીન મોહંમે 'તોહફતુલ હિંદ' નામનું પુસ્તક લખ્યું હતું. તે હસ્તકૃત પુસ્તકનો અમુક ભાગ હમીઅગંજ (જીલ્લે અલીગઢ) ની લાયબ્રેરીમાં છે. શાહઝાદીઓ માટે માઝનદરાન જેવા દૂર દેશમાંથી, સારી કેળવાયલી ઓઓ હાફીઝા મરીયમ જેવીને બોલાવી તેમને પણ ઉંચા પ્રકારની કેળવણી આપી હતી. ખાસ કરીને ધર્મની કેળવણીમાં શાહઝાદીઓનું જ્ઞાન એટલા ઉંચા પ્રકારનું હતું કે હાલના મોલવીઓમા પણ થોડાજ તેમની બરાબરી કરી શકે.

શાહઝાદાઓને કેવી કેવી જાતની કેળવણી આપવી જોઇએ તે સંબંધમાં ઓરંગઝેબ કેટલું સમજતો હતો તે બરનીયરના લખાણથી માલુમ પડશે.

એક ઈશ્વિર ઉપર શરૂઆતથી એની એવી જબરી આસ્થા હતી કે ઇશ્વર સિવાય બીજા કોઈની તે બીક રાખતો નહિ. તે એટલે સુધી નિડર હતો કે મોતથી પણ તે ડરતો નહિ. ઇશ્વરી ફરમાનોમાંથી એક નાના ફરમાનનો પણ તે અમલ કરવામાં તે એવો ચૂસ્ત હતો કે તે ન કરવાથી રાજ્ય મળતું હોય તોપણ તેની દરકાર કરતો નહિ. પેગમ્બર હઝરત મોહંમદ (સ.) સાહેબ ના વચનો (હદીસ)નો તેણે ઉંડો અભ્યાસ કર્યો હતો અને તે ઉપર તેની પૂરી શ્રદ્ધા હતી. એણે પેગમ્બર સાહેબનાં કામો તથા ગુણોનો સારો અભ્યાસ કર્યો હતો અને તે પ્રમાણે વર્તવા ચૂકતો નહિ. પેગમ્બર સાહેબ પોતાના બીજા ધર્મવાળા પરોણાઓને પવિત્ર જગામાં ઉતારા આપી સારી રીતે પરોણાચાકરી કરતા તથા ખલીફાઓ બીજા ધર્મવાળા સાથે કેવી સારી રીતે વર્તન ચલાવતા તથા દુશ્મનો સાથે કેવી દયાથી વર્ત્તતા તે બધી બાબતો થી એણે માહિતી મેળવી હતી. હઝરત ઉમર ફારૂક (૨૦) બીજા ખલીફાની ન્યાયી વાતો વાંચવાનો તેને બહુજ શોખ હતો. જેના પોતાના કાગળોમાં ઘણી જગ્યાએ ઇશારા થયેલ છે. તફસીર, ફીકા, તથા તેના મુળતત્વોનો જબરો અભ્યાસી હતો. ગાદીએ બેઠા પછી રાજ્ય કારભારમાં ગુંથાયા છતાં પુસ્તકો વાંચતો. તેમજ પ્રખ્યાત લેખકો ઇમામ ગઝાલી, સઅદી, હાફેઝ, શેખ શરીફ યાહીયા, શેખ ઝેનુદ્દીન કુતબ મોહીશીરાઝી તેમજ બીજા પ્રખ્યાત સુફીઓનાં પુસ્તક વાંચ્યા કરતો અને તેમના બારીકમાં બારીક મુદ્દાઓ ઉપર નજર રાખતો. એણે મોટામાં મોટું જે કામ કર્યું તે એ કે ગાદીએ બેઠા પછી પૂરેપૂરો કુરાન શરીફ બહુ થોડી મુદતમાં નિયમિત રીતે મોઢે કર્યો. પ્રસંગોપાત કુરાનનાં વાક્ય તથા હદીસો કે મહાત્મા પુરૂષોનાં વચનો તે બોલતો. તે કુરાન શરીફ અને હદીસમાં એટલો પ્રવીણ હતો કે ઘણીખરી વાતોનો એ વડેજ ફેંસલો કરતો. અને દરેક પ્રસંગે એમાંનાંજ વાક્યો બોલતો. તે દરેક કામ નિયમિત રીતે કરતો.

આવા ઉંચા પ્રકારની કેળવણી તથા તે ઉપર અમલ તથા ખુદાની વખત સર બંદગીનાજ કારણથી ઔરંગઝેબ આખર સુધી ફતેહમંદ રહ્યો છે. ધર્મમાં કહ્યા પ્રમાણેની પ્રાર્થના વગેરેમાં નાનપણથીજ તે એવો ચૂસ્ત હતો કે એને નમાઝી કે વલી કહેતા. એવો માણસ હંમેશા હિંમતવાન, દયાળુ, તથા નીતિવાનજ હોવો જોઈએ; ધર્માંધ, જુલમી કે દગલબાજ કદી હોઇ શકેજ નહિ. કેટલાક લોકો એમ માને છે કે ધાર્મિક કેળવણી માણસને ધર્માંધ બનાવે છે પણ એ ભૂલ ભરેલું છે. અજ્ઞાન કે ઓછી કેળવણીવાળો ધાર્મિક હોય, તે ધર્માંધ થઈ શકે; ઉંચી કેળવણી પામેલો કદી તેવો હોયજ નહિ.

ઔરંગઝેબનો વખત વાંચવામાં જતો હતો એટલુંજ નહિ પણ અંગકસરતમાં પણ તે વખત ગાળતો હતો. તેમજ સિપાઇ-ગીરી, તલવાર, બરછી, તીર, તથા બંદુક વાપરવામાં પૂરેપૂરો પ્રવીણ હતો. ઘોડા પર એવો દ્રઢ બેસતો કે પૂરી દોડથી દોડતા ઘોડા ઉપરથી હરણનો શિકાર કરતો. આગળ જતાં તોપખાનાના કામથી હુમલો કેમ અને કયે વખતે કરવો, ઘેરો કેવી રીતે ઘાલવો, વગેરે લશ્કરી ઉંચા દરજાનું કામ એવું સારૂં જાણતો હતો કે લશ્કરી મોટા મોટા અનુભવી અમલદારો એની લશ્કરી ચતુરાઈ જોઈ દંગ થઇ જતા.

રાજ્યના મહેસુલ ખાતા તથા તેવાજ જરૂરી ખાતાઓનું જ્ઞાન તેણે વઝીર અલ્લામી અફઝલખાન તથા અલ્લામા સઆદુલ્લા-ખાન જેવા અનુભવી અમલદારો પાસેથી મેળવ્યું હતું. એવાઓ-ની સંગતિમાં ઘણો વખત કાઢતો અને થોડા વખતમાં ઘણું શીખી લેતો. આવા હોંસીલાને વઝીરો તથા બીજા મોટા અમલ-દારો ખરા અંતઃકરણથી શીખવતા તથા બારીકમાં બારીક વાતો સમજાવતા.

શાહજહાં બાદશાહ જ્યારે દરબારમાં ઇન્સાફ કરવા જતો

ત્યારે ઓરંગઝેબ જે તે વેળા ૧૨-૧૩ વર્ષનો હતો, તે બાપ પાસે જઇ બેસતો અને બરાબર ધ્યાનથી સાંભળતો. થોડા વખતમાં ન્યાયના કામમાં એવો સમજણો જણુાયો કે, બાપ દીકરાને કેટલીક વખત ગુંચવણ ભરેલાં કામોમાં અભિપ્રાય પૂછતો. તે બરાબર જવાબ સાંભળીને બહુ ખુશ થતો અને સારી પેઠે ઇનામ આપતો.

એની હિંમત વખાણવા જેવી હતી. જે સાચો હોય તેમાંજ એવી સ્વાભાવિક હિંમત હોય છે. પ્રોફેસર લેનપૂલના આ શબ્દો છે "ઓરંગઝેબ અચળ હિંમતનો હતો."

**ઓરંગઝેબનો હાથી સામે મુકાબલો.**

હી. ૧૦૪૨ માં જ્યારે શાહઝાદો ૧૫ વર્ષનો થયો[1] ત્યારે વર્ષગાંઠની ક્રિયાની ૩ દિવસ પહેલાં બાદશાહે હાથીઓની [2]લડાઇનો હુકમ આપ્યો. આગ્રાના લાલ કિલ્લામાં ૨૯ ઝિલ્કાદ હી. ૧૦૪૨ (૨૮ મે ૧૬૩૩) મંગળની સવારમાં બાદશાહ ઝરૂખામાં બેઠો હતો. શાહઝાદા તથા કેટલાક મુસલમાન તથા રજપૂત અમીરો ઘોડા ઉપર સવાર થઇને મેદાનમાં ઉભા હતા. દાંતવાળા સુધકર અને વગર દાંતવાળા સુરત સુંદર નામના હાથીઓની લડાઇ શરૂ થઇ. સુધકરની જમણી તરફ દારા તથા ડાબી તરફ શુજા અને ઓરંગઝબ હતા. લડાઇમાં સુધકર ચઢીઆતો નીકળ્યો. પાછળથી તે શાહઝાદા ઓરંગઝેબ જે મજકુર હાથીની પાસે હતો તેની તરફ ગુસ્સામાં આવ્યો, પણ ઓરંગઝેબ પોતાનીજ જગ્યાએ ઉભો રહ્યો અને હાથીની સામે થવા માટે તૈયાર થયો. હાથી પાસે આવી પહોંચ્યો અને ચાહતો હતો કે ઓરંગઝેબને સૂંઢમાં લઇ કચડી નાંખે એટલામાં બહાદુર શાહઝાદાએ બરછીથી હાથીનું કપાળ

---

૧ બાદશાહનામા પુ. ૧ ભાગ ૧ લો પૃ. ૪૮૯ થી ૪૯૨.

૨ દિલ્હીના કિલ્લામાં શાહઝાદા ઓરંગઝેબની હાથી સાથેની લડાઇની છબી છે.

છેદી નાંખ્યુ. હાથી વધારે ગુસ્સે થઈ ફરી બહુજ જોશથી ધસ્યોં, એવામાં ઔરંગઝેબનો ઘોડો લપસી ગયો અને હાથીએ સૂંઢ મારી વચ્ચે પછાડયો. ચપળતાથી ઘોડાપરથી શાહઝાદો દૂર થયો અને હાથમાં તલવાર લઇ હાથીની સામે ઘા કર્યો; આ વખત દરમ્યાન બધે બીક તથા ગભરાટ ફેલાયો. બાપે એકદમ બૂમ પાડી હુકમ કર્યો કે બાદશાહના નોકરો દોડયા, દારૂના બાણુ વગેરે છોડયા પણ ફોકટ. શુજા ભાઇની મદદે ઘોડા ઉપરથી હાથી ને ભાલો મારવા ગયો. પણ ઘોડાને બાણ વાગવાથી ચમકયો અને શુજા નીચે પડયો. રાજા જયસિંહે ઘોડો દોડાવ્યો પણ ઘોડો બીતો હતો અને હાથી સામે જતો નહોતો જેથી હાથીને, જમણી તરફથી બરછી મારતો હતો. બીજાઓ મદદે દોડયા એવામાં દૈવયોગે એવું બન્યું કે સુરત સુંદરે પોતાના હરીફને બીજી તરફ ગુંથાએલો જોઈ તેના ઉપર હુમલો કર્યો. સુધકર ગભરાટમાં હતો, તેથી સામો ન થતાં નાઠો. સુરત સુંદર પાછળ પડયો. એમ બંને દૂર થઇ ગયા. આખરે બાદશાહે બહાદુર શાહઝાદાને ભયમાંથી મુક્ત થએલો જોઇ પોતાની પાસે બોલાવી છાતી સરસો ચાંપ્યો, અને બહાદુરીનો ખિતાબ આપ્યો. તે દિવસથી ઔરંગઝેબ બહાદુરના નામથી ઓળખાયો. બાદશાહે આ બહાદુર શાહઝાદાને લાખો રૂપિયાની બક્ષિસો આપી તથા તેનું વજન કરાવી પાંચ હજાર સોનામોહર ગરીબોને વહેંચી. આ બનાવના વખાણમાં ઘણા કવિઓએ કવિતાઓ રચી હતી. તેમને ઇનામો આપવામાં આવ્યાં હતાં. દરબારી કવિ બેબદલખાન ગીલાનીને પાંચ હજાર રૂપિયા ઇનામ મળ્યું. શુક્રવારે ૧૫ માવર્ષની જન્મગાંઠ થઈ ત્યારે પાંચ હજાર સોના મોહર ગરીબોને વહેંચવા માં આવી અને આ બહાદુર શાહઝાદાને જવાહિરના લાખો દાગીના સાથે સુધકર હાથી તથા તેની માદા ભેટમાં મળ્યાં. ઔરંગઝેબની બહાદુરી તથા બીજા સારા ગુણોથી શાહજહાં એટલો ખુશ રહેતો કે વારંવાર સદાસદાઓ આગળ એનાં વખાણ કરતો અને ઇનામ આપ્યા કરતો. આથી લોકોમાં ઔરંગઝેબની પ્રતિષ્ઠા

વધી અને ચારે તરફ એની કીર્તિ ફેલાવવા લાગી. આથી દારા તથા શુજા એના ઉપર અદેખાઇ કરવા લાગ્યા. કેમકે એમને એ પણ બીક હતી કે, રખેને બાદશાહ એને ગાદી વારસ બનાવે. સૌથી પહેલાં શુજાને દશ હજારીનો મોટો હોદ્દો આપી દક્ષિણ મોકલવામાં આવ્યો. આથી દારાને શુજા ઉપર અદેખાઇ આવી. તેણે બાપ પાસે જઇ ફરિયાદ કરી કે મને પણ હોદ્દો આપો. સમજાવ્યા છતાં માન્યું નહિ, ત્યારે કાયદા વિરૂદ્ધ નોકરીએ ચઢાવ્યા વિના બાર હજારીનો [1]હોદ્દો દારાને આપ્યો. શાહજહાં સમજતો હતો કે, દીકરાઓ પોત પોતામાં અદેખાઇ કરવા લાગ્યા છે અને તેનું પરિણામ એક દિવસ નઠારૂં આવશે. તેથી તે દુર્ગુણ દૂર કરવા ઘણી કોશીશ કરતો. ભાઇઓની પોત પોતાની અદેખાઇ તથા વખતો વખત એક બીજાની નિંદા વિષે જાણતો હતો. માત્ર ઔરંગઝેબ તેવું કરતો નહોતો. એટલુંજ નહિ પણ જ્યારે બાદશાહ બીજા શાહજાદાઓને ઇનામ કે હોદ્દો આપતો ત્યારે પોતે બહુ ખુશ થઇ તેમને મુબારકબાદી આપતો અને પ્રસંગોપાત બાપ આગળ ભાઈઓનાં વખાણ કરતો.

હી. ૧૦૪૩ ના રબીઉલ અવ્વલ ( ઑગસ્ટ ૧૬૩૩ ) માં શાહજાદાઓના નાના યમીનુદૌલા આસફખાનનો બનેવી સાદકખાન મરી જવાથી ફુકી કરવા ( દીલાસો આપવા ) બાદશાહે ઔરંગઝેબ ને મોકલ્યો હતો.[2]

હી. ૧૦૪૪ ના રબીઉસ્સાની ( સપ્ટેમ્બર ૧૬૩૪ ) માં શાહજહાં કાશ્મીરના પ્રવાસથી લાહોર આવતાં, શાહજાદા ઔરંગઝેબ જે સાથે હતો, તેને તેણે લોખાભવન પ્રગણું જાગીરમાં આપ્યું અને ત્યાં એક ઇમારત બાંધવા કહ્યું.[3]

*શાહઝાદા ઔરંગઝેબને ઇનામ તથા હોદ્દા.*

૩ જી રજબ હી. ૧૦૪૪ ( ૧૩ ડીસેમ્બર ૧૬૩૪ )ને રોજ

---

૧. ખાફીખાન પુ. ૧ પૃ. ૭૫૮.
૨ બાદશાહનામા પુ. ૧ ભા. ૧ પૃ. ૫૩૮
૩. બાદશાહ નામા પૃ. ૧ ભાગ ૨ જો. પૃ. ૫૨

બાદશાહે ઔરંગઝેબ બહાદુરને (જેને પહેલાં મહિનાના પંદર હજાર રૂપિયા મળતા હતા) દશહજારીનો મનસબ આપ્યો તથા ચાર હજાર સવારનો ઉપરી બનાવ્યો; ડંકો, નિશાન, તુમાન, તોગ તથા લાલ તંબુ જે શાહજાદાઓને આપવાનો રિવાજ હતો તે બધું આપ્યું[1]; ત્યાર પછી ખાસ પોશાક તથા દોઢ લાખ રૂપિયા ઇનામ આપ્યા[2].

શાહજાદા ઔરંગઝેબની બુંદેલા ઉપર ચઢાઇ.

નરસિંહદેવ બુંદેલા જેણે અકબરના માનીતા વઝીર અબુલફઝલને મારી નાંખ્યો હતો તેણે જહાંગીરના વખતમાં ધાર્યું તે કર્યું. તે દરમ્યાન પૈસો અને જમીન ખૂબ એકઠી કરી એટલે સુધી કે આસપાસના રાજાઓ પાસેથી ઘણા કર નાંખી પૈસા લીધા અને બીજાં કેટલાંક ઘાતકી કામો કર્યાં, જેની કોઇ માણસ બાદશાહ આગળ ફરિયાદ કરી શકતો નહિ. અબુલફઝલના મળેલા પૈસામાંથી મથુરાં, ઉરછા, વગેરેમાં મંદિરો બંધાવ્યાં; બ્રાહ્મણોને આપવામાં, મહેલો, તળાવો, વગેરે બાંધવામાં અને કિલ્લા દુરસ્ત કરાવવામાં તથા નવા બંધાવવામાં ઘણો પૈસો ખરચ્યો. આખરે બે કરોડ રૂપિયા કુવા વગેરેમાં દાટી, જહાંગીર મૂવો તેજ વર્ષમાં તે પણ મરી ગયો. તેનો મોટો દીકરો જુઝારસિંહ, જે શાહી દરબારમાં રહેતો હતો તેને ખાત્રી થઈ હતી કે, શાહજહાંના વખતમાં પહેલાંનાં જેવું ચાલશે નહિ, હમેશની ખંડણી જે જહાંગીરના વખતથી બંધ હતી તે આપવી પડશે તથા એના બાપે જહાંગીરના વખતમાં જે જે ગેરવ્યાજબી રીતે દબાવ્યું છે તે પાછું આપવું પડશે વગેરે કારણોથી ડરીને વગર પરવાનગીએ પોતાના મુલકમાં ચાલ્યો ગયો અને આસપાસના જમીનદારોને હેરાન કરવા લાગ્યો. આખરે જુઝારસિંહે ચોરાગઢના[3] જમીનદાર ભીમનરાયનને[4] દગાથી મારી હી. ૧૦૪૪ (ઇ. સ. ૧૬૩૪) માં

---

૧. બાદશાહનામા પૃ. ૧ ભાગ ૨ જો પૃ. ૬૫.
૨. „ „ „ પૃ. ૮૨.
૩. મધ્યપ્રાંતના નરસીંગપુર જીલ્લામાં છે.
૪. ઇમ્પીરીયલ ગેઝેટીયર મુજબ પ્રેમનારાયન.

તેના ખજાના તથા મુલક ઉપર કબજો કરી લીધો. તેથી મરનારનો કુંવર બાદશાહ પાસે ફરિયાદે આવ્યો. બાદશાહે લીધેલું પાછું આપવા જુંઝારને સંદેશો મોકલ્યો. પણ જ્યારે તેણે ધ્યાન આપ્યું નહિ, ત્યારે તેની પૂરી સજા માટે શાહી લશ્કર મોકલવાનો તથા તે લશ્કરના સેનાધિપતિ તરીકે સાથે જવાનો શાહજાદા ઔરંગઝેબ બહાદુરને ૧૫ રબીઉલ સાની હી. ૧૦૪૪ (૨૮ સપ્ટેમ્બર ૧૬૩૪) ને રોજ હુકમ થયો તથા પાંચ હજાર સવારના[1] ઉપરીપણાની પદવી આપવામાં આવી, જડાવ તલવાર, ખાસ પોશાક, હાથી તથા તેની માદી, ઘોડા વગેરે ઇનામમાં આપવામાં આવ્યા. મોગલ ખાનદાનમાં ખાસ કરી મોટો શાહજાદો (પાટવી કુંવર) હોય તેજ લડાઇમાં પહેલો જતો. આ વખતે દારાને જવાનું હતું. પરંતુ શાહજાદાઓમાં રજપૂતોના મુકાબલામાં ઔરંગઝેબજ સૌથી પહેલો ગયો છે. જુઝારે પોતાના દીકરા વિક્રમાજીતને જે દક્ષિણમાં બાલાઘાટમાં શાહી નોકરી ઉપર હતો, તેને છૂપી રીતે ચાલ્યા આવવાનું લખ્યું. તેણે તે પ્રમાણે કરતાં તેના ઉપરી ખાનદૌરાખાનને ખબર થઇ. તરતજ તે પાછળ પડયો અને તેને પકડી લીધો. પણ લડાઈમાં હાર ખાઇ જખમી થઇ પોતાના બાપ પાસે તે નાશી ગયો. ખાનજહાં, ફીરોઝજંગ, ખાનદૌરાં તથા દેવીસિંહ બુંદેલા, શાહજાદા સાથે પોતાના લશ્કર સહિત ગયા. (દેવીસિંહ બુંદેલા ગાદીનો ખરો હકદાર હતો તેનો હક કાઢી નાંખી જહાંગીરે નરસિંહદેવને)હકદાર ઠેરવ્યોહતો. આટલી બાળઅવસ્થામાં ઔરંગઝેબે આ ચાર સરદારોના લશ્કરોનું ઉપરીપણું લીધું. ઔરંગઝેબ બહાદુરે મુલક જંગલથી ભરેલો હોવાછતાં તથા રસ્તા દરેક પ્રકારે ખરાબછતાં, રજપૂતોને એવા ઠોકયા કે થોડાજ વખતમાં તેમની ઉદ્ધતાઇ દૂર થઇ. ફારસી ઇતિહાસોના શબ્દો છોડીને ડાઉ સાહેબના શબ્દો નકલ કરવામાં આવે તો તે લખે છે કે આ બહાદુર શાહજાદો

---

૧. બાદશાહનામા પુ. ૧ લું ભા. ૨ જો પૃ. ૯૯.

આટલી નાની ઉમરનો છતાં દરેક ભયની જગ્યાએ "એવાં શૌર્ય અને નિર્ભયતા દેખાડતો કે જે અટકાવી શકાતાં નહિ." લડાઈનું વર્ણન ફારસી ઇતિહાસોમાં બહુ લાંબુ છે. ટૂંકામાં એટલુંજ જણાવવાનું કે જુઝારસિંહ, તથા તેના સોથી મોટા કુંવર વિક્રમાજીત વગેરેએ ધીચ જંગલમાં નાશી આશરો લીધો હતો. તેમને ગોંડ કોમના હિંદુઓ એ ઈનામની લાલચે મારી નાંખી માથાં બાદશાહ પાસે મોકલ્યાં. આ હકિકતને રજપૂતોના ચારણે જૂદીજ રીતે વર્ણવેલી છે. ૪૫ કિલ્લા, એક કરોડ રોકડા રૂપિયા તથા બીજો કિંમતી માલ જે જુદી જુદી જગાએ કુવા બનાવી દાટવામાં આવ્યો હતો, તે તથા ૫૦ લાખનો મુલક બાદશાહને હાથ આવ્યો. હી. ૧૦૪૫ (ઇ. સ. ૧૬૩૫) માં લડાઇનો[1] છેડો આવ્યો. ઉરછામાં ખરા હકદાર દેવીસિંહનો રાજ્યાભિષેક થયો. શાહી ફોજમાં સીસોદિયા, રાઠોર, કછવા અને હાડા રજપૂત સરદારો પણ હતા.

**બાદશાહ સાથે ઔરંગઝબનું દક્ષિણ જવું.**

શાહઝાદા બહાદુરની અરજ ઉપરથી શાહજહાં નવા જીતાયલા મુલકને જોવા દતિયા તથા ઉરછે આવ્યો. કિલ્લા, તળાવો વગેરે સારા દેખાવો જોઈ, શિકાર કરતાં બાદશાહ તથા શાહઝાદો દોલતાબાદ ૨૪ મી રમઝાન હી. ૧૦૪૫ (તા. ૨૧ ફેબ્રુઆરી ૧૬૩૬) ને રોજ પહોંચ્યા.

આ પહેલાં શાહઝાદાને ચાંદાના રાજાએ ૬ લાખ રૂપિયા ખંડણી અને દરવર્ષે ૨૦ હાથી અથવા ૮૦ હજાર રૂપિયા આપવાનું કબૂલ કર્યું.

**ઔરંગઝેબના મનસબ તથા દક્ષિણના સુબા નીમાવું.**

ઉપર જણાવ્યા પ્રમાણે શાહઝાદાએ કરેલી બહાદુરી તથા ચાલાકી માટે બાદશાહે ૧૨ શવાલ હી. ૧૦૪૫ (૧૦ માર્ચ ૧૬૩૬) ગુરૂવારે શાહઝાદા ઔરંગઝેબને ૭ હજાર સવારનો ઉપરી બનાવ્યો[2] (શુજાનો પણ

---

[1] બાદશાહનામા પુ. ૧ ભાગ ૨ જો પૃ. ૯૪ થી ૧૧૯ માં બધી વિગત છે.
[2] બાદશાહ નામા પૃ. ૧ ભાગ. ૨ પૃ. ૧૪૨,

આજ ડોંદો હતો.)

ગોળકોંડા તથા વિજાપુર સાથે લડાઇઓ થઇ તેમાં બાપે દીકરાની બહાદુરી તથા હુશિઆરી જોઈ તેને દક્ષિણનો સુબો નીમ્યો. ગોળકોંડા તથા વિજાપુરે તાબેદારી કબૂલ કરી એટલે શાહજહાં દોલતાબાદ તા. ૧૭ મી સફર હી. ૧૦૪૬ (તા. ૧૧ મી જુલાઈ ૧૬૩૬) ને રોજ પાછો આવ્યો. ત્રીજે દિવસે તા. ૨૦ સફર (તા. ૧૪ જુલાઈ) ને રોજ ઔરંગઝેબને બે લાખ રૂપિયા, મહા સુંદર નામનો ખાસ હાથી તથા તેની માદી, ઘોડા, ઝવેરાત વગેરે ઇનામ[1] આપી દક્ષિણનો સુબો બનાવી રવાના કર્યો અને બાદશાહ પોતે માંડુ તથા અજમેર થઇ આગ્રે ચાલ્યો ગયો. બાદશાહે પોતાની મુસાફરી દરમ્યાન ખાસ તબેલાના બે ઘોડા સોનેરી તથા જડાવ જીન સહિત શાહઝાદા ઔરંગઝેબને મોકલ્યા.[2]

આ વખતે દક્ષિણનો બંદોબસ્ત કરવો કંઇ સહેલું કામ નહોતું. એની પહેલાં મોટા મોટા અનુભવી અમલદારો ત્યાં રહ્યા હતા. નોંધવા લાયક એ કે પહેલાં દરેક સુબા ઉપર જુદો સુબો રહેતો, પણ હવે હી. ૧૦૪૬ માં દોલતાબાદ, તેલંગના, ખાનદેશ અને બરાર એ ચાર પ્રાંતોનો ઔરંગઝેબ સુબો નીમાયો, જેની આવક ૫ કરોડ રૂપિયા હતી. નવા જીતાયલા મુલકનો બંદોબસ્ત તથા ગોળકોંડા અને વિજાપુર પાસે કરેલી શરતો પળાવવાનું કામ તથા નિઝામુલ મુલ્કનો મુલક દબાવનાર મરેઠાઓ સાથે લઢવાનું કામ વગેરે ઘણાં પ્રકારનાં કામો ઔરંગઝેબને કરવાનાં હતાં. ખાનજહાં એના તાબામાં હતો. આવાં કામો કરવાને એ પૂરો લાયક છે, એમ બાદશાહને ખાત્રી થયેલી હોવી જોઇએ. તેણે ત્યાં સારો બંદોબસ્ત રાખ્યો. એટલુંજ નહિ પણ નિઝામુલ મુલ્કના જુનેર જેવા કિલ્લા મરેઠાઓના કબજામાં હતા,

[1] બાદશાહનામા પુ. ૧ ભાગ ૨ જો પૃ. ૨૦૫.

[2] " " ૧ " પૃ. ૨૦૭.

તે લઈ લીધા. મરેઠા સાથે લડવામાં પણ સૌ ભાઈઓમાં આજ પહેલો હતો. જેવી રીતે હી. ૧૦૪૪ માં રજપૂતો સામે બહાદુરી બતાવવામાં પહેલો હતો. નિઝામુલ મુલ્કનો બધો મુલક ખાલસા કરી દીધો. થોડાજ વખતમાં બાપે દીકરાને દક્ષિણની મોગલ રાજ્યધાની દોલતાબાદથી આગ્રે બોલાવી,[1] શાહનવાઝખાન બીન મીરઝા રૂસ્તમ સફવીની દીકરી દિલરસ બાનુબેગમ સાથે ૨૩ મી ઝિલ્હજ હી.૧૦૪૬[2] (૮મે ૧૬૩૭) ને રોજ ઘણીજ ધામધુમથી પરણાવ્યો.[3]

તે પછી તરત ઉત્તરહિંદની મોજ મજા છોડી નવો પરણેલો શાહઝાદો દક્ષિણ જેવા પહાડી મુલકમાં જવા રવાના થયો. દક્ષિણમાં બધી વાતે ઔરંગઝેબની પહેલાંના જેવી ફતેહ જોઈ, બાપે વધારો કરી ૨ રબીઉસ સાની હી. ૧૦૪૭ (૧૪ ઑગસ્ટ ૧૬૩૭) ને રોજ બાર હજારી મનસબ તથા સાત હજાર સવારનો ઉપરી બનાવ્યો.[4]

---

૧ બાદશાહ નામા પુ. ૧ ભા. ૨ જો પૃ. ૨૫૫ માં દોલતાબાદથી બાપ પાસે આવવા લાગ્યો ત્યારે ચોપાઈ ( રૂબાઇ ) ફારસીમાં લખી બાપે દીકરાને મોકલી તેમાં મહોબત તથા જલદીમાં જલદી પહોંચવાની આતુરતા બતાવી છે.

બાદશાહનામા પુ. ૧ ભાગ ૨ જો પૃ. ૨૫૬ શાહઝાદા મુરાદ, યમીનુદ્દોલા આસફખાન, ખાનદોરાં બહાદુર, નસરતજંગ, અલ્લામી અફઝલખાન, વઝીર સૈયદ ખાનજહાં, શાઇસ્તખાન તથા જાફરખાન, ઔરંગઝેબને બાપની કુરનશ (સલામ)કરાવવા લઇ ગયા. જ્યારે બાપ પાસે ગયો ત્યારે બાપે છાતીએ લગાડી ઘણું હેત દેખાડયું.

૨ કવિ તાલીમ કલીમે આ તારીખ કહી છેઃ—
"દો ગોહર બયક અકદ દીરાં કશીઃ."

૩ બાદશાહનામા પુ. ૧ ભાગ ૨ જો. પૃ. ૨૬૬ થી ૨૭૦ સુધી લગ્નની વિગત છે. શાદીમાં રોકાયલો હોવાથી એના નાયબ તરીકે શાઇસ્તખાનને બાદશાહે દક્ષિણમા મોકલ્યો હતો. પૃ. ૨૭૧.

૪ બાદશાહનામા પુ. ૧ ભાગ ૨ જો પૃ. ૨૭૭

બાદશાહે શાહઝાદા ઔરંગઝેબને લાખો રૂપિયાનું જવાહિર તથા કિંમતી ઘોડા વગેરે ઘણું ઇનામ આપી, જતી વખત ફતેહા પઢી ૨૩ રબીઉસસાની હી. ૧૦૪૭ (તા. ૪ થી સપ્ટેમ્બર ૧૬૩૭) ને રોજ આશેથી રવાના કર્યો.[1] બાદશાહે બગલાનાને જીતવાનો બંદોબસ્ત કરવા હુકમ આપ્યો અને ફરમાવ્યું કે તે જીતાયાથી શાહઝાદાને જાગીરમાં આપવામાં આવશે.

જતાંજ સુરત અને બુરહાનપુર વચ્ચે બગલાના ઉપર ચઢાઈ કરી. ત્યાંના રાજા પોતાને શાહ તથા બહારજી શાહઝાદા ઔરંગઝેબની કહેવડાવતા હતા. બગલાનામાં નવ કિલ્લા બગલાના ઉપર ચઢાઇ હતા. તેમાંથી સાલેર તથા મુલેર કિલ્લા બહુ મજબુત હતા. અકબરે સાત વર્ષ સુધી ઘેરો નાખ્યો હતો. પરતાપ શાહ રાજા હતો પણ વળ્યું નહિ. બહેરામશાહ આ વખતે રાજા હતો. ઔરંગઝેબે માલોજી દક્ષિણી અને મોહંમદતાહીર ખોરાસાનીને સાતહજાર માણસ સાથે મોકલ્યા. તેમણે ઘેરો નાંખ્યો. રાજાએ પોતાની મા તથા પ્રધાનને કિલ્લાની કુંચીઓ આપી ઔરંગઝેબ પાસે માફી માંગવા મોકલ્યા. રાજા ઉપર દયા લાવી તેને ત્રણ હજારી મનસબ આપ્યો તથા સુલતાન પુર જીલ્લો જાગીરમાં આપી, બાકીનો મુલક ખાલસઃ કર્યો. જ્યારે રાજા મરી ગયો અને તેનો દીકરો બીરમ ખુશીથી મુસલમાન થયો, ત્યારે તેને દોઢ હજારી મનસબ પ્રગણે પુર ઇનામમાં તથા દૌલતમંદખાનનો ખિતાબ આપ્યો.

બહેરામનો જમાઇ સોમદેવ રામનગરનો જમીનદાર હતો. તે પણ શાહઝાદાની હઝુરમાં હાજર થયો અને તેણે ૧૦ હજાર રૂપિયા ખંડણી તરીકે આપવા કબૂલાત આપી.[2]

૧ બાદશાહનામા પુ. ૧ ભાગ ૨ જો પૃ. ૨૮૦

૨ બાદશાહનામા પુ ૨. પૃ. ૧૦૬.

ઔરંગઝેબના મનસબ તથા બીજી જીતો

દક્ષિણ જેવા કઠણ મુલકમાં ઔરંગઝેબની ઉપરા ચાપરી જીત જોઇ બાદશાહ બહુ રાજી થતો હતો અને ઇનામો[1] મોકલ્યા કરતો હતો. ૪ ઝિલ્કાદ હી. ૧૦૪૭ (૧૦ માર્ચ ૧૬૩૮) ને રોજ [2]આઠહજાર સવાર નો ઉપરી બનાવ્યો અને ત્યાર પછી તરતજ ૧૫ રબીઉસ સાની હી. ૧૦૪૮ (૧૬ ઑગસ્ટ ૧૬૩૮) ને રોજ [3]નવહજાર સવારનો ઉપરી બનાવ્યો. તે આખરે દારાથી જોવાયું નહિ ત્યારે બાપ પાસે જાહેરમાં ઔરંગઝેબના વખાણ કરી ત્યાંથી બદલી કરાવવા પ્રયત્ન કરતો હતો. પરંતુ ૩૦ મી શવાલ હી. ૧૦૪૮ (૨૩ ફેબ્રુઆરી ૧૬૩૯) ને રોજ શાહઝાદા ઔરંગઝેબને પંદરહજારીનો[4] મનસબ મળ્યો તથા ખાસ પોશાક અને ઘોડા વગેરે શાહઝાદા માટે બાદશાહે મોકલ્યા.

૧૫ મી રમઝાન હી. ૧૦૪૯ (૨૮ ડીસેમ્બર ૧૬૩૯) ને રોજ દોલતાબાદથી ઔરંગઝેબ બાપ પાસે ગયો[5] ત્યારે શાહઝાદા મુરાદ તથા મોટા મોટા અમલદારો એને સામે લેવા આવ્યા હતા. બાદશાહે બહુજ મહોબત દેખાડી. એને શાહઝાદો થયો, જેનું નામ બાદશાહે મોહંમદ સુલતાન [6] પાડ્યું અને ભારે દરબાર ભરી ખુશી જાહેર કરી.

૪ થી શવાલ હી. ૧૦૪૯ (૧૮ જાન્યુઆરી ૧૬૪૦) ને રોજ શાહઝાદા ઔરંગઝેબની પંદર હજારી મનસબ અને નવ

---

૧ બાદશાહનામા પુ. ૨. પૃ. ૧૧

૨ ,, ,, પૃ. ૯૧

૩ ,, ,, ,, પૃ. ૧૯૪

૪ ,, ,, ,, પૃ. ૧૩૮

૫ ,, ,, ,, પૃ. ૧૭૪

૬ ,, ,, ,, પૃ. ૧૭૦

હજાર સવારના ઉપરીપણાની પદવીમાં છ હજાર સવાર બે ઘોડા અને ત્રણ ઘોડા વાળા રાખવા બાદશાહે પરવાનગી આપી[1] તથા શાહઝાદાને દશ લાખ રૂપિયા ઇનામ આપ્યા.

૮ મી જિલ્કાદ હી. ૧૦૪૯ (૨૦ મી ફેબ્રુઆરી ૧૬૪૦) ના રોજ બાદશાહનો મુકામ ચીનાબ નદીએ હતો. ત્યાં શાહઝાદા ઔરંગઝેબને લાલ, હીરા વગેરે જવાહિરાતના ભારે ભારે દાગીના, હથીઆરો તથા હાથી, ઘોડાના ઇનામો આપી દૌલતાબાદ રવાને કર્યો.[2]

હી. ૧૦૫૦ ના સફર મહિના (મે ૧૬૪૦) માં બુરહાનપુર પહોંચ્યો. ત્યાં ગોંદવાનાનો જમીનદાર બાણચી પોતાના મરી ગયેલા બાપની જગ્યાએ જમીનદાર થયો હતો. તે ઔરંગઝેબની હજુરમાં હાજર થયો અને તેણે ૪ લાખ રૂપિયા ખંડણી તરીકે આપ્યા; જેની શાહઝાદાએ બાપને ખબર કરી તો, તેણે શાહઝાદાને તે રકમ બક્ષિસ કીધી.[3]

હી. ૧૦૫૦ ના શાબાન મહિના (નવેમ્બર ૧૬૪૦) માં કુતુબુલ મુલ્ક તથા આદિલખાન તરફની ખંડણીઓ બાદશાહને ઔરંગઝેબે મોકલી.[4]

શાહઝાદા માટે ઘોડા, લાલ, મોતી વગેરેની ભેટ[5] મોકલવામાં આવી તથા દક્ષિણમાં મોટી મોટી જગાઓની કેટલીક નીમણુંકોની બાદશાહે મંજુરી આપી.

હી. ૧૦૫૧ ના જમાદિઉલ અવ્વલ (ઇ. સ. ૧૬૪૧) માં બાદશાહે ઔરંગઝેબ માટે દશ ઘોડા મોકલ્યા.[6]

---

૨ બાદશાહ નામા પુ. ૨ પૃ. ૧૭૫
૧ " " " પૃ. ૧૮૦
૩ " " " ૧૯૭
૪ " " " ૨૧૬
૫ " " " પૃ. ૨૧૭ તથા ૨૧૯
૬ " " " પૃ ૨૩૬

૧૯ મી શવાલ હી. ૧૦૫૧ (૧૧ જાન્યુઆરી ૧૬૪૨) ને રે સવારોનો વધારો કરી દશ હજાર સવાર (જેમાં છ હજાર સવાર ઘોડા અને ત્રણ ઘોડાવાળા હતા) નો શાહઝાદાને ઉપ બનાવ્યો.

હી. ૧૦૫૧ ના ઝિલ્હજ (ફેબ્રુઆરી ૧૬૪૨) માં સત્તર સાલ, રાજા પહાડસિંહ બુંદેલા તથા શ્યામસિંહ રાઠોડ વ તાબાના સરદારોને લઇ ઔરંગઝેબ બાપ પાસે આવ્યો. એ ભલામણથી બાદશાહે તે સરદારોની પદવી વધારી તથા એ દીકરા મોહંમદ સુલતાનને ભારે ઇનામ[2] આપ્યું.

૪ થી મોહર્રમ હી. ૧૦૫૨ (૨૫ માર્થ ૧૬૪૨) રોજ શાહઝાદાએ દક્ષિણની ખંડણીઓ તથા ભેટો બાપને નજ કરી. બાપ ઘણો ખુશ થયો. બાદશાહે તેને કિંમતી ઇનામો આપ્યાં તથા દક્ષિણ જવાની રજા આપી.

હી. ૧૦૫૩ ના રબી ઉસસાની (ઇ. સ. ૧૬૪૩) બાદશાહે શાહઝાદા માટે દક્ષિણમાં ઘોડા ભેટ[4] મોકલ્યા.

હી. ૧૦૫૩ ના શાબાન મહિના (ઓકટોબર ૧૬૪૩) ર ઔરંગઝેબના ખાસ માણસે ઔરંગઝેબને પોતાને ઘેર એક દ કરો તથા એક દીકરી થયાના શુભ સમાચાર બાદશાહને આપ્ય તે બંનેના નામ મોહંમદ મોઆઝમ તથા ઝીનતુન્નિસા રાખ વામાં આવ્યાં તથા ઇનામો મોકલવામાં[5] આવ્યાં.

હી. ૧૦૫૪ (ઇ. સ. ૧૬૪૪) ની શરૂઆતમાં ઔરંગઝેબ પોતાન

---

| | | | |
|---|---|---|---|
| ૧ | બાદશાહ નામા | પુ. ૨ | પૃ. ૨૮૧ |
| ૨ | ” | ” | પૃ. ૨૮૪ |
| ૩ | ” | ” | પૃ. ૨૮૯ |
| ૪ | ” | ” | પૃ. ૩૩૬ |
| ૫ | ” | ” | પૃ. ૩૪૩ |

મોટીબેન [1]બેગમ સાહેબની બીમારીના સમાચાર સાંભળી બુરહાનપુરથી

---

૧ બાદશાહ નામા પુ. ૨ પૃ. ૨૬૩, ૩૯૩

તા. ૨૭ મી મોહર્રમ હી. ૧૦૫૪ (૨૬ માર્ચ ૧૬૪૪) ને રોજ જહાંઆરા (જે બેગમ સાહેબના ખિતાબથી ઓળખાય છે)ની જન્મ ગાંઠનો ઓચ્છવ હતો. તે વેળા જોગજોગે તેના કપડામાં આગ લાગી ગઇ. તેથી તેણીને સખત ઇજા થઇ. શાહજહાંને આ શાહઝાદી ઘણી વહાલી હતી. પહેલાં તેની જાગીર ૭ લાખની હતી. મુમતાઝ મહેલના મરણ પછી તેમાં ચાર લાખનો વધારો થયો. એટલે દશ લાખ રૂપિયા તેને વાર્ષિક મળતા હતા. તે ઉપરાંત વખતો વખત ઇનામ પણ મળતાં. સુરત જેવો ફળદ્રુપ જીલ્લો તેની જાગીરમા હતો.

શાહઝાદીના દાઝવાથી બાપ ઘણોજ દિલગીર થયો. શાહઝાદીના જખમને મલમ પટો પોતે હાથે કરતો અને ખોરાક આપતો. દૂરના હકીમો બોલાવ્યા. ૪ મહિને તે સારી થઇ ગઇ. દીકરીના તકીયા તળે રાત્રે બાપ એક હજાર રૂપિયા મૂકતો અને સવારે ગરીબોને ખેરાત કરી દેતો. આ પ્રસંગે બાદશાહે લાખો રૂપિયા ગરીબોમાં દાન કર્યા. દીકરીની તંદુરસ્તીની દુઆ માટે બાદશાહ રાત્રે ઇશ્વર પાસે પાર્થના કરતો.

બાદશાહે શાહઝાદીની તંદુરસ્તીની ખુશાલીમાં ત્રણ જશન કરાવ્યા. રમઝાનની આખરે આરોગ્યતાનું સ્નાન થયું. તે દિવસે બાદશાહે લાખો રૂપિયા દાન કર્યાં. ત્રીજો ઓચ્છવ શવાલની ૫ મી ( ૨૫ મી નવેમ્બર ૧૬૪૪ ) થી ૮ દિવસ સુધી ઘણીજ ધામધુમથી થયો. જહાંઆરાને ૧૦ લાખનું ઝવેરાત આપવામાં આવ્યું. શાહઝાદી, બેગમો, અમીરો તથા હકીમો વગેરે સર્વને ઇનામો તથા ગરીબોને ખેરાત આપવામાં આવ્યાં. આતશબાજી તથા બીજા તમાશાનો જશનના ઠાઠમાં પાર નહોતો. જમના નદીને કિનારે ભભકાદાર રોશની એવા ઠાઠથી થઇ કે ત્યાર પછી બીજો કોઇ ઓચ્છવ એવો થયો નથી.

આ ઓચ્છવના પ્રસંગ ઉપર ઔરંગઝેબને ઘણો લાભ થયો. બેનની અરજ ઉપરથી બાદશાહે ઔરંગઝેબને ફરી નોકરી તથા મનસબ આપ્યું. શાહજહાંના મરણ પછી ઔરંગઝેબ તરફથી જહાંઆરાને ૧૭ લાખ રૂપિયા વાર્ષિક મળતા હતા.

જહાંઆરામાં મીઠાશ તથા માયાળુ પણું હદથી વધારે હતું. . ., વિધવાઓ તથા ગરીબો ઉપર બહુજ દયા રાખતી. એની ઉદારતાની ચારે તરફ કિર્તિ ફેલાતી હતી. તેનાં ભક્તિમાન અને બધમનસાઇ તેની કમર

રજા લઇ તેમને જોવા આવ્યો. ત્યારે સુલેમાન શીકોહ તથા મોટા મોટા અમીરો સામા[1] લેવા આવ્યા હતા.

૫ મી રબી ઉલ અવ્વલે (૨ મે ૧૬૪૪) બાપ[2] પાસે ગયો અને રબી ઉસસાનીની પહેલી તારીખે (૨૮ મે ૧૬૪૪) રાજ્યના કામકાજથી અલગ[3] થઇ ગયો. રમઝાનની આખરે (નવેમ્બર ૧૬૪૪) જ્યારે બેગમ સાહેબ[4] સારાં થવાથી પાણી નાંખ્યું ત્યારે તેમની ભલામણથી ઔરંગઝેબને માફી મળી, તથા લાલ, મોતી અને પહેલાં જે મનસબ હતો તે (૧૫ હજારી મનસબ તથા ૧૦ હજાર સવારનું ઉપરીપણું જેમાંથી ૭ હજાર સુવાર બે ઘોડા અને ત્રણ ઘોડાવાળા હતા) આપવામાં આવ્યાં.

૨૯ ઝિલ્હજ (૧૬ ફેબ્રુઆરી ૧૬૪૫) ને રોજ મોટા ઈનામો પ્રાપ્ત કરી, ગુજરાતનો[5] સુબો નીમાઈ રવાના થયો.

શાહઝાદા ઔરંગઝેબનું ગુજરાતના સુબા તરીકે નીમાવું.

શાહઝાદો ઔરંગઝેબ ૧ લી રબીઉલ અવ્વલ (૧૭ એપ્રિલ) શુક્રવારને રોજ અમદાવાદ (અહમદાબાદ) માં દાખલ થયો. જે માત્ર થોડા સમય ઉપર નોકરી છોડી બેઠો હતો તે તરતજ ફરી પહેલા નંબરનો સેનાધિપતિ તથા મોટા રાજ્યધારી તરીકે દેખાઇ આવ્યો. બાપના મોકલેલા

---

જોવાથી તથા તેના લેખ ઉપરથી સાબિત થાય છે. તેની કબર હઝરત શેખ નિઝામુદીન ઓલીયા (રહ.) ના રોઝા પાસે છે. કબર ઉપર નીચે પ્રમાણે લેખ છેઃ- "બગેર સબ્ઝા ન પોશદ કસી મઝારે મરા,
કે કબ્ર-પોશે ગરીબા હમીં ગીયા બસઅસ્ત."

૧ બાદશાહનામા પુ. ૨ પૃ. ૩૭૩. આવી રીતે ઇસ્તકબાલ (આવકાર) થયાથી સાફ જણાય છે કે, શાહજહાં ઔરંગઝેબથી નારાજ નહોતો.

૨ બાદશાહ નામા પુ. ૨ પૃ. ૩૭૩

૩ " " પૃ. ૩૭૬ અસલ શબ્દ કે મતલબ સમજ્યા વગર કેટલાક લેખકો દરવેશ થઇ જવાનું ખોટું લખે છે.

૪ " " " ૩૯૮

૫ " " " ૪૧૧

શીલદારખાન[1] સાથે પોતાના માણુસો આપી પંચમહાલમાં ૭૩ હાથીઓનો શિકાર કરાવ્યો. ગુજરાતમાં લગભગ બે વર્ષ સારી રીતે સુબેદારી કરીને બળવાખોરોની ઉદ્ધતાઈનો[2] નાશ કર્યો. પોતાના ઓદ્ધા ( મનસબ ) કરતાં વધારે માણુસ નોકર રાખ્યાં. આથી બાપ ઘણોજ ખુશ થયો અને ૪ થી જમાદિઉલ અવ્વલ હી. ૧૦૫૬ ( ૮ જુન ૧૬૪૬ ) ને રોજ દશ હજાર સવારમાં સાત હજાર સવાર બે ઘોડા અને ત્રણ ઘોડા વાળા રાખવા પરવાનગી આપી. આવી રીતે પોતાની ચાલાકી અને હિંમતની બાપ પાસે પ્રતિષ્ઠા બેસાડી.

ઔરંગઝેબનું બલ્ખ અને બદખ્શાનો સુબો નીમાવું.

થોડી મુદતમાં આવા ગુણો વાળાની જરૂર જાણી બાપે પાછો બોલાવ્યો. ૩ જી શાબાન હી. ૧૦૫૬ ( ૪ થી સપ્ટેમ્બર ૧૬૪૬ ) ને રોજ બાપે શાયસ્તખાનને ગુજરાત સોંપી ચાલ્યા આવવાનું લખ્યું.[3] અહિંથી બાપના હુકમ અનુસાર લાહોરમાં[4] જેહલમ નદી આગળ ૨૩ મી જિલ્હજ હી. ૧૦૫૬ ( ૨૦ જાન્યુઆરી ૧૬૪૭) ને રોજ તેને મળ્યો. ત્યાં બીજે દિવસે બાદશાહે શાહજાદા ઔરંગઝેબને ભારે જવાહિરની ઘણી ચીજો આપી તથા દશ હજાર સવારમાં આઠ હજાર સવાર બે ઘોડા અને ત્રણ ઘોડાવાળા રાખવાની પરવાનગી આપી અને હિંદુકુશની ઉત્તર પશ્ચિમ વચ્ચેના બલ્ખ અને બદખશાંનો સુબો[5] નીમ્યો.

આ પ્રાંતો[6] જે તુરતજ જીતાયલા હતા તે પહેલાં બાબરના

---

૧. બાદશાહ નામા પુ. ૨ પૃ ૫૫૫
૨ „ „ „ ૫૧૦
૩. „ „ „ ૫૭૩
૪. „ „ „ ૬૨૨
૫ „ „ „ ૬૨૬-૬૨૭
૬ શાહજાદો મુરાદ બલ્ખ અને બદખશાંનો સુબો હતો પરંતુ ત્યાંથી વગર રજાએ ચાલ્યો આવ્યો હતો. આથી બાદશાહ તેના ઉપર નારાજ થયો અને થોડી મુદ્દત માટે તેનો હોદ્દો લઇ લીધો.

તાબાના પ્રાંતો હોવાથી કબજે રાખવા શાહજહાંને ભારે ઉત્સાહ હતો.

૧૫ મી મોહર્રમ હી. ૧૦૫૭ (૧૦ ફેબ્રુઆરી ૧૬૪૭) ને રોજ બહાદુર શાહઝાદાએ કુચ કરી.[1] તે વખતે બાદશાહે લાલ, હીરા, જવાહિર, ખાસ પોશાક, ઘોડા, હાથી અને પાંચ લાખ રૂપિયા રોકડા ઇનામ આપ્યા. મોહંમદ સુલતાન અને મોહંમદ મોઆઝમને પણ ઇનામો આપી બાપની સાથે રવાના કર્યા. ખર્ચના ૫૦ લાખ રૂપિયા પૃથુરાજ રાઠોડને[2] આપી આગળ મોકલવામાં આવ્યો. ઔરંગઝેબની ભલામણથી સૈયદ મનસુર બીન ખાનજહાં જેને શાહજહાંએ ઇતराજીને લીધે કેદ કર્યો હતો, તેને બંધન મુક્ત કરી શાહઝાદાની સાથે મોકલ્યો. આ વખતે ઘડાયેલો અને અનુભવી અમીરૂલ ઉમરા અલીમરદાનખાન શાહઝાદાની સાથે હતો. પેશાવર તથા કાબુલમાં મુકામ કરી શાહઝાદો ઔરંગઝેબ ૧ જમાદિઉલ અવ્વલ ( ૨૫ મે ) ને રોજ બલ્ખ પહોંચ્યો[3] ( રસ્તામાં જે ઉઝબેકો મુકાબલો કરવા આવતા હતા તેમને શાહઝાદાએ નસાડયા. )

તે મુલક બરાબર કબજામાં આવ્યો નહોતો તેથી ત્યાં બધે ગડબડ હતી. આ મુલકને જીતવો એ મુશ્કેલી ભરેલું હતું અને તેથી તેના ઉપર હકુમત ચલાવવાનું કામ એથી પણ વધારે મુશ્કેલી ભરેલું હતું. તે ઉપરાંત સખત ટાઢ તથા બરફવાળો મુલક હતો. લોકો તથા મુલક અફઘાનિસ્તાનના સરહદી લોકો તથા મુલક જેવા હતા. ત્યાંના ઉઝબેક લોકો તો ઔરંગઝેબના ગયા પહેલાંથીજ બલ્ખ અને બદખશાં લઇ લેવા ચારે તરફથી ભેગા થતા હતા. ઔરંગઝેબને થોડાજ વખતમાં ત્યાંના લોકો તથા મુલકની ખબર પડી ગઈ. પણ

---

૧ બાદશાહ નામા પુ. ૨ પૃ ૬૩૨-૩૩

૨ „ „ પૃ ૬૨૭.

૩ બાદશાહ નામા પુ. ૨ પૃ. ૬૩૭ થી ૭૦૯ સુધી પૂરેપૂરી વિગત છે.

એને તો દક્ષિણ જેવા પહાડી મુલક તથા લુટારા લોકોનો અનુભવ થઇ ચૂકયો હતો. તે અચંબો પમાડે તેવી હિંમતનો માણસ હતો એટલે જરાએ ડર્યો નહિ. જો આ પ્રસંગે એના સિવાય કોઇ બીજો હોત તો ટકત નહિ. બદખમાં ત્રણ દિવસ રહી ખળવાખોર ઉઝબેકોનો મુકાબલો કરવા આગળ ગયો. પરંતુ ૧૭ મી જમાદિઉલ અવ્વલ ( ૧૧ જુન ) ને રોજ બદખ પાછો આવ્યો. આ વખત દરમ્યાન જે જે ઉઝબેકો સામે થયા તેમને નસાડયા. ચારે તરફથી ૧ લાખ ૨૦ હજાર ઉઝબેકોએ એના લશ્કરને ઘેરી દીધું હતું. આ લશ્કરની સંખ્યા માત્ર ૨૫ હજાર હતી. શાહજાદા ઔરંગઝેબની સાથેના અમીરૂલ ઊમરા અલીમરદાનખાન, પૃથુરાજ રહોડ, તોપખાનાનો ઉપરી મોતમેદખાન, બેરાછ રતન બીન મહીશદાસ તથા રાજા જયસિંહ જેવા રજપૂત સરદારો પણ એની આ પ્રસંગેની બહાદુરી અને હિંમત જોઈ દંગ થઇ ગયા અને પૂર જોશથી લડયા. રસ્તા ખરાબ, ખાવાનું મળે નહિ અને બીજી દરેક તરેહની મુશ્કેલીમાં આ શાહજાદાએ મોથી આગળ રહીને ઉઝબેક લોકોને લાંબા વખત સુધી ખુબ ઠોકયા, તેથી તેઓ ઘણા નાહિંમત પડી ગયા. ઉઝબેક લોકો કહેતા હતા કે એવો ( ઔરંગઝેબ જેવો ) અમારો સરદાર હોય તો રૂમશામ તેમૂરની-પેઠે અમે જીતી લઇએ. ૧૪ –૧૫ દિવસ લગી માણસ તથા ઘોડાને લડાઇથી આરામ લેવાનો વખત મળ્યો નહિ. એક રૂપિયાની એક રોટલી અને પાણી પણ એજ પ્રમાણે મોંઘું હતું. એવું ઇતિહાસમાં કોઇ વખત પહેલાં બન્યું નહોતું. હાથીઓ ઉપર ખોરાક રાંધી લડવૈયાઓને પહોંચાડવામાં આવતો હતો. ઔરંગઝેબ બખતર તથા દાલ વગર હાથી ઉપર સવાર હતો. ઉઝબેકોએ શાહજાદાને કહેવડાવ્યું કે, અમે એટલી મહેનત કરી કે કજલબાશ (ઇરાની) ને હાર ખવડાવત પણ તમારી આગળ કશું ચાલતું નથી. ઉઝબેકોએ જોયું કે, ઔરંગઝેબ લડાઇના મેદાનમાં નમાઝનો વખત આવતાં, બંદુકની વરસતી ગોળીઓમાં મુસલ્લો પાથરી ખુદાની પ્રાર્થના કરવા ઉભો થઇ જાય છે. એવું જ્યારે તેમના ફોજી સરદાર અબ્દુલ

અઝીઝખાન બીન નઝર મોહંમદખાનને માલુમ પડયું ત્યારે તે બોલ્યો કે, આવા માણસની સાથે લડવું નકામું છે. તેણે શાહજાદાને આજીજી કરી લડાઇ બંધ રાખવા વિનંતી કરી. તેમણે શાહજહાંની ઉપરી સત્તા માની એટલે બાદશાહના હુકમ અનુસાર તે મુલક તેમના સરદાર નઝર મોહંમદખાનને આપી, ઔરંગઝેબ ૧૪ મી રમઝાન હી. ૧૦૫૭ (૩ ઓકટોબર ૧૬૪૭) ને રોજ ભારે ઠાઠથી બલ્ખથી રવાના થયો. જો કે પાછા આવતાં શાહી લશ્કરને ઉઝબેક લોકોએ બહુ હેરાન કર્યું.

શાહજાદા ઔરંગઝેબને લાહોરથી બલ્ખ રવાના કર્યા પછી બાદશાહ પણ કાબુલ ગયો હતો. જ્યારે ઔરંગઝેબને તે મુલક નઝર મોહંમદખાનને પાછો આપી દેવાની પરવાનગી આપી એટલે શાહજહાં ત્યાંથી આગ્રા આવવા રવાના થયો અને શાહજાદા શુજાને કાબુલમાં રાખ્યો કે ઔરંગઝેબ કાબુલની હદમાં દાખલ થાય ત્યાં સુધી ત્યાંજ રહે. ઔરંગઝેબને વારંવાર દૂર દેશાજ મોકલવા દ્વારા બાપને શીખવતો હતો. પણ આ લડાઇઓમાં ઔરંગઝેબની વિખ્યાતિ એટલી થઇ કે જેટલી જનરલ રોબર્ટ તથા સ્ટુઅર્ટની અફઘાન લડાઇમાં થઇ છે.

શાહજાદા ઔરંગઝેબનું મુલતાનનો સુબો નીમાવું અને બે વખત કંદહાર જવું

જ્યારે શાહજાદો ઔરંગઝેબ અટક આવ્યો ત્યારે ૨૫ મી સફર હી. ૧૦૫૮ (૮ માર્ચ ૧૬૪૮) ને રોજ તે મુલતાનનો સુબો નીમાયો. કારણ કે સરહદ ઉપર આવા ચાલાક સરદારની જરૂર હતી. તા. ૧૨ મોહરમ હી. ૧૦૫૯ (૧૬ જાન્યુઆરી ૧૬૪૯) ને રોજ બાદશાહે શાહજાદા ઔરંગઝેબને બાર હજાર સવાર (જેમાં આઠ હજાર બે ઘોડા તથા ત્રણ ઘોડાવાળા હતા) નો ઉપરી બનાવ્યો.

પણ તેના નસીબમાં તો સખત મહેનત લખેલી હતી એટલે વઝીર સઆદુલ્લાખાન, બહાદુરખાન, રાજા જયસિંહ, રૂસ્તમખાન

તથા રાજા વિઠ્ઠલદાસ વગેરે સાથે ઇરાનીઓએ કંદહારને નાંખેલા ઘેરાને ઉઠાવવા બાપે શાહઝાદા ઔરંગઝેબને મોકલ્યો. શાહઝાદો ૧૮ મોહર્રમ હી. ૧૦૫૯ (૨૨ જાન્યુઆરી ૧૬૪૯) ને રોજ મુલતાનથી રવાના થયો અને તે કાબુલ તથા ગીઝનીમાં મુકામ કરતો, ૧૪ જમાદિઉલ અવ્વલે (૧૬ મે) કંદહાર પહોંચ્યો અને તરતજ તે દિવસે કિલ્લાને ઘેરો નાંખ્યો. કારણ કે શાહઝાદાના પહોંચ્યા પહેલાં ઇરાનના શાહે કંદહાર ઉપર કબજો કરી લીધો હતો. ઔરંગઝેબનું નામ સાંભળી ઇરાનનો શાહ પોતાના માણસ મહેરાબખાનને મૂકી આડે રસ્તે મહા મુસીબતે ઇરાન પહોંચ્યો. આ વખતે બાદશાહ પણ કાબુલ આવ્યો હતો અને ઘેરા દરમ્યાન દરેક પ્રકારની સૂચના આપતો હતો. સાડાત્રણ મહિના સુધી ઘેરો રહ્યો પણ સઘળું નકામું ગયું. છેવટે શિયાળાની રૂતુ શરૂ થઇ એટલે ઘેરો ઉઠાવી કુચ કરવા શાહજહાંએ લખ્યું. તેથી શાહી ફોજે તા. ૮ મી રમઝાન હી. ૧૦૫૯ (૫ સપ્ટેમ્બર) ને રોજ કુચ કરી પણ તેને ઇરાનીઓએ ઘેરી લીધી. ઔરંગઝેબે સખત બાથ ભીડી ઇરાનીઓને ભારે હાર આપી, તેમાં ઘણા ઇરાનીઓ માર્યા ગયા અને ઘણા નાશી ગયા. એમની તોપો, ઘોડા વગેરે ઔરંગઝેબે લઇ બાપ પાસે મોકલ્યાં. શાહઝાદો પોતે તા. ૧૫ મી ઝિલ્કાદ(૧૦ નવેમ્બર) ને રોજ લાહોરમાં બાદશાહ પાસે પહોંચ્યો. બાદશાહે બહુ શાબાશી આપી, મુલતાનની સુબેદારી ઉપરાંત સિંધની પણ સુબેદારી તેને આપી તથા બખ્ખર અને સીવીસ્તાન (સેહવાન) એ બે પ્રગણાં જાગીરમાં આપ્યાં. ત્યાંથી શાહઝાદો ઔરંગઝેબ મુલતાન ચાલ્યો આવ્યો.

બાદશાહના હુકમ અનુસાર ફરી કંદહાર લેવા શાહઝાદો ઔરંગઝેબ ૧૬ મી રબીઉલ અવ્વલ હી. ૧૦૬૨ (૧૬ ફેબ્રુઆરી ૧૬૫૨) ને રોજ મુલતાનથી રવાના થયો. ૩ જી જમાદિઉલ અવ્વલ (૨ મે) ને રોજ કંદહાર પહોંચ્યો અને તરતજ તે દિવસે કિલ્લાને ઘેરો નાંખ્યો. આ વખતે મુરાદને દક્ષિણના અમ-

લદારો સાથે અણબનાવ થયો હતો. તેથી બાપે તેને કાબુલનો સુબો બનાવી મોકલ્યો. તેણે પોતાની ફોજ ઔરંગઝેબની મદદમાં આપવા નાં પાડી. શાહજહાંને આ ખબર પડી તો મુરાદને માળવે મોકલી દીધો અને વઝીર સઆદુલ્લાખાનને ઔરંગઝેબની મદદે મોકલ્યો. વખત ઘણો વીતી ગયો તથા કંદહારનો ઘેરો ચારે તરફથી ઘાલ્યો છતાં પણ આ વખતે તોપો મોટી નહોતી, તેથી જોઇએ તેવું કામ થયું નહિ, તેમજ ઉઝબેક લોકો કાબુલ તરફ ધસવાના હોવાથી બીજે વખતે જીતવા પર મુલતવી રાખી ઘેરો ઉઠાવવા શાહજહાંએ હુકમ મોકલ્યો. એટલે શાહઝાદો ત્યાંથી ૧૨ મી શાબાન (૯ જુલાઇ) ને રોજ રવાના થયો અને ૧૧ મી રમઝાન (૭ ઑગસ્ટ) ને રોજ બાદશાહને કાબુલમાં મળ્યો. દક્ષિણમાં ઔરંગઝેબ જેવા સરદારની જરૂર જણાતાં શાહજહાંએ તેને દક્ષિણના ચારે સુબાનો ઉપરી નીમ્યો.

લગભગ પાંચ વર્ષ સુધી મુલતાનમાં રહી, ઔરંગઝેબે ઉત્પન્ન થયેલી ખરાબીઓ યુક્તિથી દૂર કરી, જે જમીનદારો લુચ્ચા હતા તેમને સીધા કર્યા અને કેટલાક જમીનદારોને તાબે કરી એ પ્રાંતની આવકમાં સારો વધારો કર્યો. ખેતી તથા વેપારને સારી રીતે ઉત્તેજન આપ્યું.

શાહઝાદા ઔરંગઝેબની બીજી વખતની દક્ષિણની સુબેદારી.

દક્ષિણમાં આ વખત પૂરું અંધેર ચાલતું હતું. ખાલસા મુલકમાં લોકો દુઃખી થવા લાગ્યા. પાક અને આવક ઓછી થઇ હતી અને ખરચ વધારે થઇ ગયું હતું તથા આસપાસના લોકો વધારે માથું ઉપાડવા લાગ્યા હતા. આથી ઔરંગઝેબ વગર બીજો કોઇ આ દેશનું ભલું કરી શકશે નહિ એવું જાણી શાહજહાંએ શાહઝાદાને કંદહારથી આવતાં દક્ષિણનો સુબો નીમ્યો. શાહઝાદો અફઘાનીસ્તાનથી બાપથી જુદો પડી દિલ્લી અને આગ્રા થઈ હી. ૧૦૬૩ (ઈ. સ. ૧૬૫૩) ની શરૂઆતમાં દક્ષિણ

પહોંચ્યો. ઔરંગઝેબે મહા મહેનતે થોડી મુદતમાં લોકોને સુખી કર્યા. સારા અનુભવી માણસો રાખી મહેસુલમાં વધારો કર્યો ત્યાં સુધી પોતાના જાતિ ખરચમાં ઘણો ઘટાડો કર્યો હતો.

શાહઝાદાની ગોળકોંડા ઉપર ચઢાઇ.

એવામાં એવું બન્યું કે ગોળકોંડાના સુલતાન કુતુબુલ મુલ્કનો વઝીર **મીર જુમલા** જેણે કર્ણાટકની ફતેહ કરી હતી. તેને સારો બદલો મળવો જોઇતો હતો, તે વિરૂદ્ધ તેના સામા પક્ષ વાળાઓએ એવાં કાવતરાં કર્યાં કે ગોળકોંડાનો સુલતાન મીર જુમલાથી ઘણો નાખુશ થયો અને તેની ખરાબી કરવા વળ્યો જેથી તેને શાહઝાદા ઔરંગઝેબ મારફત મોગલ શહેનશાહનો આશરો લેવો પડયો. શાહજહાંએ મીર જુમલાને પાંચ હજારી તથા તેના દીકરા મીર મોહંમદ અમીનને બે હજારીના મનસબ આપ્યા તથા ભારે પોશાક મોકલ્યા, તેમજ ગોળકોંડાના સુલતાન તરફ ભારે પોશાક સાથે મીર જુમલા તથા તેના કુટુંબનો અટકાવ ન કરવા ફરમાન મોકલ્યું. સુલતાને હુકમ મુજબ અમલ ન કરતાં ઉલટો મીર જુમલાના દીકરા મીર મોહંમદ અમીનને કુટુંબ સહિત કેદ કર્યો અને તેની મિલ્કત ઉપર જપ્તી કરી. ઔરંગઝેબે ગોળકોંડાના સુલતાનને શહેનશાહી હુકમનો અનાદર ન કરવા લખ્યું અને જો તે ન માને તો તેના ઉપર ચઢાઇ કરવા બાપની પરવાનગી માંગી. શાહજહાંને ખબર થયા પછી પોતાના તરફથી ચોબદારો સાથ સુલતાન ઉપર નાફરમાની છોડી દેવા ફરમાન મોકલ્યું અને શાહઝાદા ઔરંગઝેબને જો સુલતાન ન માને તો ચઢાઇ કરવા પરવાનગી આપી. પણ સુલતાને ધ્યાન આપ્યું નહિ, તેથી ઔરંગઝેબે પોતાના શાહઝાદા મોહંમદ સુલતાનને મોટી ફોજ આપી પ્રથમ મોકલ્યો. હુકમ પ્રમાણે તેણે ઘણે દૂર મુકામ રાખ્યો. છતાં કુતુબુલ મુલ્કે ઉંઘમાંથી આંખ ઉઘાડી નહિ એટલે લશ્કર લઇ તેના મુલક ઉપર ગહવા મોહંમદ સુલતાને તૈયારી કરી. જ્યારે

મોહંમદ સુલતાન લગભગ નજીક પહોંચ્યો ત્યારે સુલતાન ગભરાયો અને મીર મોહંમદ અમીન વગેરેને કેદમાંથી છોડી દીધા, જેઓ મોહંમદ સુલતાનના લશ્કરમાં આવી મળ્યા; અને ગોળકોંડાના સુલતાને આ હકિકત શહેનશાહને લખી માફી માંગી, પણ મિલ્કત પોતાના કબજામાં રાખી જેથી શાહઝાદો મોહંમદ સુલતાન હૈદ્રાબાદ ઉપર ચઢયો. સુલતાન પોતાનું કુટુંબ તથા ખજાનો તથા કિંમતી માલ લઈ ગોળકોંડા નાશી ગયો અને પોતાના ખાસ સરદારને લડવા મોકલ્યો જેને હરાવી મોહંમદ સુલતાને હૈદ્રાબાદનો કબજો લીધો અને ગોળકોંડા તરફ પહોંચ્યો. કુતુબુલ મુલ્કે ઘણી કિંમતી ભેટો મોકલી, મીર જુમલાનો બધો માલ આપી દીધો અને તાબેદારીની કબૂલત સહિત સલાહ કરવા ઉપર આવ્યો. પણ અંદરખાનેથી બિજાપુરના સુલતાનની મદદ માંગી અને ઘેરાની સામે થતી તૈયારી પણ કરવા માંડી. એવામાં ઔરંગઝેબ પણ ત્યાં આવી પહોંચ્યો. આખરે કેટલીક મુદ્દત સુધી લડાઈ ચાલ્યા પછી સલાહ થઇ. તે પ્રમાણે ગોળકોંડાના સુલતાને ચઢેલી ખંડણી આપી તથા પોતાની દીકરી ઔરંગઝેબના દીકરા મોહંમદ સુલતાનને ૧૬ મી જમાદિઉલ આખર હી. ૧૦૬૬ (૪ એપ્રિલ ૧૬૫૬) ને રોજ પરણાવી, દશ લાખ રૂપિયાની કિંમતી ચીજો પહેરામણીમાં આપી.[1]

શાહઝાદાનો ઓહો. હી. ૧૦૬૭ માં બાદશાહે શાહઝાદા ઔરંગઝેબને વીસ હજારી મનસબ આપ્યો અને પંદર હજાર સવારનો ઉપરી બનાવ્યો.[2]

---

૧ ઇનાયતખાનના શાહજહાં નામામાંથી ઉપરનું લખ્યું છે.

૨ ખાફીખાન પું. ૧ પૃ. ૭૫૮ શાહઝાદા શુજાને પણ વીસ હજારી મનસબ અને પંદર હજાર સવારનું ઉપરી પદ મળ્યું હતું.

હી. ૧૦૬૭ (ઇ. સ. ૧૬૫૬) ની શરૂઆતમાં વિજાપુરનો સુલતાન મોહંમદ આદિલશાહ ગૂજરી ગયો. તેની ગાદીએ તેનો દીકરો અલીઆદિલશાહ બીજો બેઠો. શાહજહાંની પરવાનગી વગર ત્યાંના અમીરોએ એ કામ કર્યું. તેથી અમુક કારણોસર અલીઆદિલશાહ મરનારનો દીકરો નથી એવું કહી શાહજહાંએ શાહઝાદા ઔરંગઝેબને ચઢાઇ કરવા હુકમ કર્યો. મીર જુમલા જેને શાહજહાંએ વઝીર બનાવ્યો હતો અને મોઅઝમખાનનો ખિતાબ આપ્યો હતો, તેને ઔરંગઝેબની મદદમાં દિલ્હીથી દક્ષિણ મોકલ્યો.[1] મીરજુમલા ૧૨ મી રબીઉસસાની હી. ૧૦૬૭ (૧૮ જાન્યુઆરી ૧૬૫૭) ને રોજ ઔરંગઝેબ પાસે પહોંચ્યો. તેજ દિવસે ઔરંગઝેબ વિજાપુર પર ચઢાઇ કરવા રવાને થયો. જતાંજ વિજાપુરના તાબાના બેદરના પ્રખ્યાત અને મજબુત કિલ્લાને ઘેરો નાંખ્યો. ત્યાં સીદી મરજાન નામે બહાદુર કિલ્લેદાર હતો. બેદરનો કિલ્લો ૨૭ દિવસના ઘેરામાં ૨૩ જમાદિઉલ સાની હી. ૧૦૬૭ (૨૯ માર્ચ ૧૬૫૭) ને રોજ જીતી લીધો. બેદરનું નામ ઝફર આબાદ પાડયું. મજકુર સીદીની અરજ ઉપરથી તેને આશરો આપી તેના દીકરાઓને નોકરીમાં રાખ્યા.

*શાહઝાદાની વિજાપુર ઉપર ચઢાઇ.*

પછી હસનાબાદ ઉર્ફે ગુલબર્ગાને કેટલીક લડાઇઓ કર્યા પછી જીત્યું, જ્યાં વિજાપુરનું મોટું લશ્કર હતું. દક્ષિણના લોકો લશ્કરને ખોરાક વગેરે ન મળે એવા ઉપાયો યોજતા હતા. અનુભવી ઔરંગઝેબ તેમની આ ચાલાકી ચાલવા દેતો નહિ. વિજાપુરવાળાની ઉશ્કેરણીથી શિવાજીએ અહમદનગરની આસપાસ લૂટફાટ કરવા માંડી હતી. ત્યાં નસરતખાન નામના પોતાના માણસને ઔરંગઝેબે મોકલ્યો. તેણે શિવાજીને ઘેરી લીધો અને તેનાં

[1] મીર જુમલા પાસે આ વખતે "મોહરે ઓઝક" રહેતી હતી. તે હવે તેના દીકરા મોહંમદ અમીન પાસે રહેવાનો હુકમ થયો.

ઘણાં માણસો માર્યાં ગયાં, પણ શિવાજી બચીને નાશી ગયો. જ્યારે તેણે જોયું કે હવે કંઇ વળવાનું નથી એટલે મોગલોની તાબેદારી કબૂલ કરી. આ પ્રમાણે મરેઠાઓની લૂટફાટ બંધ પડી. ત્યાર પછી કલ્યાણીના કિલ્લાને જીતવા લશ્કર મોકલ્યું. સામા પક્ષની પાસે મોટું લશ્કર હતું, છતાં ઔરંગઝેબની ફતેહ થઇ અને કલ્યાણીનો કિલ્લો મોગલ સત્તામાં દાખલ થયો. ત્યાર પછી તરત વિજાપુર ઉપર ચઢાઇ કરી કિલ્લાને ઘેરો નાંખ્યો. કેટલોક વખત વિત્યા પછી ફતેહની તૈયારી હતી તેવામાં શાહજહાં બાદશાહ સખત બીમાર થયો અને દારાએ પોતાના કાવાદાવા શરૂ કર્યા. તેને સૌથી વધારે ડર ઔરંગઝેબનો હતો, તેથી તેણે સલાહ કરી લશ્કર બાપ તરફ મોકલી દેવા અને મીર જુમલા કોકણ તરફ થાણા બેસાડવા જાય એવું બાદશાહી ફરમાન મોકલાવ્યું. આવી હાલતમાં ઔરંગઝેબને વિજાપુરમાં રહેવું ઘણું જોખમ ભરેલું હતું, તેથી શાહી ફરમાન અનુસાર વિજાપુરના સુલતાન સાથે જે ૧॥ કરોડ રૂપિયા લઇ સલાહ કરી, તેમાં અરધા કરોડની માફી આપી. અહિંથી પોતાની ફોજ લઇ તે ઔરંગાબાદ ગયો અને ત્યાંથી બીમાર બાપને જોવાને નીકળ્યો.[1]

*ઔરંગઝેબની શાહઝાદગીની કારકીર્દિ ઉપર અભિપ્રાય.*

ઉપર પ્રમાણે ઔરંગઝેબની શાહઝાદગીના સમયમાં લગભગ ૨૪ વર્ષ સુધી જોખમ ભરેલી મોટી મોટી સેવાઓ વિષે સંક્ષેપમાં અભિપ્રાય આપવો અયોગ્ય ગણાશે નહિ. બીજા શાહઝાદાઓ પણ એવીજ મોટી પદવીઓ પર નીમાતા પણ સખત અને જીવ જોખમમાં હોય એવી જગાએ ઔરંગઝેબજ ગયેલો જણાય છે; તેમજ શાહી ખજાનામાં વધારે નાણું ઔરંગઝેબનીજ મહેનતથી ગયેલ છે. બાદશાહના હુકમમાં કદી જરાએ ફેરફાર પડે નહિ અને તેની મરજી પ્રમા-

---

૧ અમલે સાલેહમાંથી.

પ્રેજ ચાલવું એ ધર્મ બજાવવામાં ઔરંગઝેબ સૌથી પહેલો હતો. બીજાઓએ બેદરકારી તથા ખુલ્લી રીતે આજ્ઞા ઉલ્લંઘન વખતો વખત કરી છે. ભાઇઓ પોતાની અદેખાઇ કરે છે એમ ઔરંગઝેબ જાણતો હતો. છતાં તેમની સાથે ભલાઇજ કરતો. શુજા તથા મુરાદ માટે તેણે બાપને ભલામણ કરી છે. છેલ્લી વખતે કંદહારનો કબજો લેવા દારા ગયો. તેણે બહુજ નુકશાન કર્યું. બાપ આગળ એ વાત થઈ ત્યારે ઔરંગઝેબે કહ્યું કે, એમાં ભાઇ દારાની ભુલ નથી, તે જગાજ એવી કઠણ છે. આવા પ્રસંગે દારા ચૂકે એવો નહોતો બલ્કે ઔરંગઝેબ વિરૂદ્ધ બીલકુલ જુઠી વાતો પણ બાપ આગળ જોડી દેતો. બાદશાહ ઔરંગઝેબને તેનાં કામો જોઇ વધારે ચાહતો અને વધારે કદર કરતો હતો. પણ દારા હમેશનો પાસેનો રહેનારો એટલે ઔરંગઝેબ વિરૂદ્ધ જે કરવા ચાહતો તે મારા રૂપમાં મૂકી તેમાં પાર પડતો. તો પણ શાહજહાં સારી પેઠે સમજતો હતો કે મુશ્કેલી ભરેલાં તથા નાજુક કામોમાં જે ઔરંગઝેબ કરતો હતો, તે બીજો કોઇ કરી શકે તેમ નથી. દક્ષિણની ફતેહની અકબર તથા જહાંગીરની અભિલાષા બર આવી નહિ. પણ શાહજહાંનો હેતુ ઔરંગઝેબે પાર પાડયો. ગોળકોંડા તથા વિજાપુરવાળાને ઢીલા કરી ખંડીઆ બનાવી દીધા. ખાલસા પ્રાંતોની આવકમાં ઘણો વધારો કર્યો. બધા પ્રાંતો મુરશિદ કુલીખાન ખોરાસાની જે દીવાન હતો તેની પાસે માપણી કરાવી દેહ સાલાનો ધારો જારી કરાવ્યો જે હજી દક્ષિણમાં પ્રખ્યાત છે. એટલે દશ દશ વર્ષે માપણી થયા કરે. મુરશિદ કુલીખાન એવો કાબેલ અને મહેનતુ હતો કે જાતેજ સાંકળ હાથમાં પકડી માપણી કરતો હતો. કોઈ શાહઝાદાએ પોતાની શાહઝાદગીમાં નહિ કરેલું કામ ઔરંગઝેબે કર્યું કે દક્ષિણમાં ખડકી નામની જગાએ પોતાના નામથી મોટું શહેર ઔરંગાબાદ વસાવ્યું, જે ફારસી ઇતિહાસોમાં ખુજેસ્તા બુનયાદના નામથી પ્રખ્યાત છે. ત્યારથી તે દક્ષિણના સુબાની રાજધાનીનું શહેર થયું. તેને ફરતો કોટ બંધાવ્યો. શહેરની બાંધણી ખુબસુરત હતી. વસ્તી ઘણી વધી ગંજાવર શહેર થયું. નદી કાપીને

જગાએ જગાએ પાણીના બંધ બાંધ્યા. પવન ચકકીઓ સારી કારીગીરીથી બનાવવામાં આવી. નહેરો, હોજો, ફુવારા તથા બાગો બેશુમાર હતા. મોટી મોટી ભવ્ય ઇમારતો, જામે મસ્જીદ, શાહગંજ મસ્જીદ વગેરે મોટા મોટા ચોકમાં બંધાઈ. રસ્તા પહોળા, સફાઈદાર, તથા ખુબસુરત હતા. બજારો બધી જાતના મેવા વગેરે માલથી ભરપુર હતા. ટૂંકમાં દક્ષિણમાં આ શહેર તે વખત અનુપમ હતું. ખાફીખાન[1] ના લખ્યા મુજબ તેના બાપના મામા ઝેનુલ આબેદીને આ શહેર બંધાવવા બંદોબસ્ત કર્યો હતો.

ટૂંકમાં શાહજહાંને ખાત્રી થઈ ગઇ હતી કે બધા શાહજાદાઓમાંથી એક પણ સખતમાં સખત દુશ્મન સાથેની લડાઈમાં તેમજ દેશમાં સારો બંદોબસ્ત રાખવામાં તથા માણસોને ઓળખવામાં ઔરંગઝેબની બરોબરી[2] કરી શકે તેવો નથી. આજ પ્રમાણે બીજી તરફ મોટા મોટા ફોજી સરદારો, વઝીરો અને લોકો ઉપર પણ ઔરંગઝેબની બહુજ મજબુત છાપ બેઠી હતી. લશ્કરના ઉપરી તરીકે તેમજ પ્રાંતના સુબા તરીકેની બંને ફરજો બજાવવામાં એક સરખો ફતેહમંદ નીવડેલો જણાયો. કંદહાર તથા બલખની લડાઈઓમાં જો કે એને શાહજહાંના હુકમ અનુસાર કરવાનું હતું અને તેમાં કંઇ વધારે બની શકયું નહિ, તોપણ એના પોતાને માટે બહુ ફાયદાકારક પરિણામ આવ્યું. એટલે મોટા મોટા ઇરાની, અફઘાન, મોગલ તથા બહાદુર રાજા જયસિંહ જેવાની ખાત્રી થઈ ગઈ હતી કે, બહાદુરીમાં તૈમૂર તથા બાબરથી તે ઉતરે તેવો ન

---

૧ ખાફીખાન કૃત ભાગ ૧ લો પૃ. ૪૮૮

૨ આદશાહ નામાઓમા બધી જગાએ ઔરંગઝેબ માટે જે શબ્દો લખ્યા છે (જેનું વંચાણુ આદશાહ આગળ થયું છે.) તે ઉપરથી બીજા શાહજાદાઓના મુકાબલામાં બાપ ઔરંગઝેબને કેવા હેતથી યાદ કરતો હતો તે સાફ જણાય આવે કે બાપ દીકરાથી એટલે દરજ્જે નાખુશ હતો કે તેને મારી નાખવા ચાહતો હતો એવું જે ફક્ત મનુચી લખે છે તે અજાન માણસ હોય તેજ માને.

'હતો. બધી શાહી ફોજ માનતી હતી કે એનાથી બીજો કોઈ સારો સેનાધિપતિ થઇ શકેજ નહિ. વઝીર સઆદુલ્લાખાન તથા અફઝલખાન વગેરે રાજકારભારમાં ઔરંગઝેબના જેવી બહુજ ઉંચા પ્રકારની લાયકાત બીજા કોઈ શાહઝાદાઓમાં નહોતી તે બાબત પાકો વિશ્વાસ રાખતા હતા. રાજ્યના બધા પ્રકારના ઉંચા દરજાના લગભગ બધા અમલદારો સાથે રહેવાનો એને સંબંધ થયો હતો. તે બધા એનાથી ખુશ રહેતા હતા. એવું બીજા શાહઝાદાઓને બન્યું નથી. બલ્કે એથી વિરૂદ્ધ થયું છે કે મુરાદ તથા શુજા પોતાના સાથવાળા સાથે અણબનાવ કરી બેસતા. દારા વઝીર સઆદુલ્લાખાન જેવા નિપુણ શખ્સની પણ બાપ આગળ ચાડી ખાતો. આવી હાલતમાં બધાનો એક ખ્યાલ થઇ ગયો હતો કે શાહજહાંની પછી હિંદુસ્તાનની કિસમતનો ફેંસલો ઔરંગઝેબ બહાદુર ઉપરજ રહેશે.

## પ્રકરણ ૩ જું.

### ભાઇઓ વચ્ચે અંદર અંદરની લડાઇ.[1]

તા. ૭ મી ઝિલ્હજ હી. ૧૦૬૭ (તા. ૬ સપ્ટેમ્બર ૧૬૫૭) ને રોજ શાહ-ગાદી માટે ખટપટ. જહાં સખત બીમાર પડયો અને કેટલાક દિવસ સુધી બેશુદ્ધ રહ્યો. તે વખતે એકજ મા (મુમતાઝ મહેલ) થી જન્મેલા ચારે ભાઇઓ વચ્ચે ગાદી માટે મોટી લડાઇઓ થઇ.[2] આ વખતે મોટો શાહજાદો "શાહબુલંદ ઇકબાલ"નો ખિતાબ મેળવેલ દારાશિકોહ બાપ પાસે હતો. રાજ્યની લગામ દારાએ હાથમાં લઇ એવી ચાલાકી કરી કે તેથી આખા દેશમાં ગડબડ

---

૧ જેનું ફારસી ઇતિહાસોમા બહુજ વિસ્તારથી વર્ણન છે પણ અહિં ટૂંકમાં લીધું છે.

૨ આ લડાઇઓનું વર્ણન આલમગીરનામા તથા એમાંથી ટૂંક લખનાર માસીરે આલમગીરી, અમલે સાલેહ, વાકેઆતે આલમગીરી, ફુતુહાતે ઇબ્રતીન, ખુલાસતુત તવારીખ, મુન્તખબુત તવારીખ (ખાફીખાન), બરનીયર, તથા મનુચી આપે છે તેમાં આ ઇલ્લાનું લખાણ બધાને તેમજ તસનાને અનુકૂળ નથી. પહેલાને ઔરંગઝેબનો પક્ષકાર ગણી તેનો તથા તેના ઇતેખાબ કરનાર માસીરનો હેવાલ ન લેતાં, ખાફીખાન કે જે ઔરં-ગઝેબનો ટીકાકાર કે જેણે જ્યાંથી તેને ખરો લાગેલો હેવાલ ત્યાંથી આ સંબંધમાં લીધો છે તેની ખાસ બાબતો અહિં લખવામાં આવે છે; પણ જ્યાં જ્યાં ફેર જણાશે ત્યાં તેનો હવાલો આપવામાં આવશે. અમલે સાલેહ તથા વાકેઆતે આલમગીરીવાળાએ સ્વતંત્રપણે ખરી હકિકત લખી છે. ઘણે ભાગે ખાફીખાન મોટી બાબતોમાં તેમનીજ નકલ કરે છે. શાહજાદાઓની ચાલચલગત તથા લડાઇની ગોઠવણમાં ખાફીખાન પ્રમાણે લખ્યું નથી.

મચી ગઈ. ખાસ કરી ગુજરાત, દક્ષિણ તથા બંગાળાના રસ્તા બંધ કરી દીધા કે, ખબર પહોંચે નહિ. બીજો ફેરફાર એ કર્યો કે, મીરજુમલા કે જેને શાહજહાંએ વઝીર બનાવ્યો હતો તેની જગાએ રામરાયાં રઘુનાથને વઝીરની જગા આપી અને સરકારી ખજાના ઉપર કબજો કરવાના વિચારથી પોતે દિલ્હીથી આગ્રે ગયો. આગ્રાની હવા સારી છે એ બહાનાથી બીમાર બાપને આગ્રે લઈ ગયો. બીજા શાહઝાદાઓના પ્રતિનિધિઓ જે દરબારમાં રહેતા હતા તેમના જામીન લીધા કે, ખબર મોકલે નહિ; પરંતુ આ બનાવ છુપો રહી શકે તેવો નહોતો. બધે ખબર ફેલાઇ ગયા. ઔરંગઝેબ ઉપર તો એની ખાસ દાઢ હતી, એટલે તેના પ્રતિનિધિ ઇસાબેગને કેદ કર્યો, ખજાનો લઈ લીધો, હવેલી જપ્ત કરી અને માળવાનો સુબો શાયસ્તખાન જે બધા શાહઝાદાઓનો મામો થતો હતો પણ તેને ઔરંગઝેબ સાથે વધારે બનતું હતું તેથી તેની જાગીર પણ દારાએ જપ્ત કરી. આ વખતે ઔરંગઝેબ દક્ષિણનો સુબો હતો. શુજા બંગાળાનો અને મુરાદબક્ષ ગુજરાતનો સુબો હતો. ભરોસા લાયક ખબરો તો એમને મળી શકતી નહોતી; તરેહ તરેહના ગપાટા સાંભળવામાં આવતા કે, બાપને મોટાભાઇએ કેદ કર્યો છે, ઝેરથી મારી નાંખ્યો છે, પોતાના કબજાની મજબુતી કરવામાં ગુંથાયલો છે વગેરે. આ પ્રમાણે ત્રણ મહિના સુધી આવીજ સ્થિતિ રહી. શાહઝાદાઓ ગભરાઇ ગયા અને ગભરાય તેમાં કાંઇ નવાઈ પણ નહિ. શુજાએ પોતાના પ્રાંત બંગાળાની રાજધાની રાજમહેલમાં આવી વાતો સાંભળી તરતજ બાદશાહીપદ "અબુલફેઝ નાસીરૂદ્દીન મોહમદ તૈમૂર ત્રીજો સિકંદરસાની શાહશુજા બહાદુર ગાઝી" નામ ધારણ કરી ગાદીએ બેસી પોતાના નામના સિક્કા પડાવ્યા અને ખુતબો પઢાવ્યો. પછી મુરાદબક્ષે[1] પોતાના નામના સિક્કા પડાવ્યા, ખુતબો પઢાવ્યો અને મુરવ્વજદ્દીન નામ ધારણ કરી ગુજરાતમાં પોતાની બાદશાહીનો ઢંઢેરો ફેરવ્યો. શુજાએ મુરાદથી વધારામાં એ કર્યું કે, મોટી ફોજ સહિત બિહાર (પટણા) તરફ

૧. આલમગીરનામામાં પહેલાં મુરાદે કર્યાનું લખેલું છે.

આવ્યો. શાહજહાં દારાની તરફદારી કરતો હતો, અને બીમાર હોવાને લીધે પોતાનો અખત્યાર રહેલો નહોતો જેથી છેક દારા તરફ ઝુકેલો હતો. જો કે દૂરંદેશ અને ધીરજવાળા ઔરંગઝેબે ઉપર પ્રમાણે બદનામ થવા કંઈ ન કર્યું. તોપણ દારા તેનાથી વધારે ડરતો હતો. ઔરંગઝેબ વિજાપુરના ઘેરામાં રોકાયલો હતો, અને ફતેહની તૈયારી હતી તેવામાં દારાએ બાપના નામથી હુકમ[1] બહાર પાડ્યો કે તમામ સરદારો ઔરંગઝેબ પાસેથી દરબારમાં ચાલ્યા આવે. આવી સ્થિતિમાં ઔરંગઝેબને એક કરોડ રૂપિયા લઈ વિજાપુરવાળા સાથે સલાહ[2] કરવી પડી અને ત્યાંથી ઔરંગાબાદ ચાલ્યો ગયો.

આ જગાએ ચારે શાહજાદાઓના ગુણોનો હેવાલ આપવાની જરૂર જણાય છેઃ—

**શાહજહાંના શાહજાદાઓનો હેવાલ** દારા—સૌથી મોટો, લગભગ ૪૩ વર્ષનો, બહાદુર, બોલવામાં મીઠો, પણ જલદી ગુસ્સામાં આવી જાય તેવો, સાદો. અને ભોળો હતો. અહંકારી હોવાથી બીજાની સલાહ માનતો નહિ. એનો શુભેચ્છક હિંમત કરી કોઇ કામની સલાહ આપે તો તેનું અપમાન કરતો અને ધિક્કારતો, શુજા તથા મુરાદ કરતાં એશ ઓછો કરતો, સારો અભ્યાસી હોવાથી ફુરસદ મળતી તો પુસ્તકો વાંચતો; સુફી લોકો સાથે વધારે પરિચય રાખતો અને તેમને ખૂબ આપતો. પોતે સુફી મત ઉપર લખતો, ધર્મને રાજ્યદ્વારી રૂપ આપવા યત્ન કરતો. ફારસી લખનારા કંઇ લખે છે, ખ્રિસ્તી લેખકો જુદું લખે છે. મતલબ એક વખત હિંદુઓને ખુશ રાખતો. બનારસ ( કાશી ) જઈ પોતે સંસ્કૃત શીખ્યો, ઘણા બ્રાહ્મણોને જાગીર તથા વજીફા કરી આપ્યા.

---

૧. અમરે સાહેબ પ્રમાણે શાહજહાં એમ કરવા ચાહતો નહોતો. પણ કાગળો લખવા તેની ઇચ્છા હતી પરંતુ દારા આગળ તેનું કાંઈ ચાલ્યું નહિ.

૨ આલમગીર નામા પ્રમાણે દારાએ વિજાપુરના સુલતાન તથા અમીરો ઉપર કાગળો લખાવ્યા કે મદદની શરતોનો અમલ કરશો નહિ.

દૂર દૂર મુસાફરી કરી વેદ જમા કર્યા. પછી તેનો તરજુમો કરાવ્યો. બીજી વખત ખ્રિસ્તી ફીરંગીઓને ખુશ કરતો. બરનીયર પ્રમાણે ફીરંગી પાદરી બુઝ જેવાનો બોધ સાંભળતો. વખતે હિંદુ મુસલમાનને એકત્ર કરવા વિચાર રાખતો. આ બધું રાજના મામલામાં ફાવી જવાના હેતુથી કરતો હતો. પણ આ ગરીબ અવિચારી માણસ આજ કારણથી છેવટ મોટી ખરાબીમાં પડયો.

શુજા—દારાથી નાનો, ૪૧ વર્ષનો, બહાદુર હતો. હારનું કારણ બંગાળાની ફોજનું બાયલાપાણું હતું. ઇનસાફી, દયાળુ, દારાથી ઓછો ભોળો, ખટપટી, અને કહ્યું માનનાર હતો. એશ પસંદ હોવાથી જનાનખાનામાં વધારે રહેતો. એ ઇરાની શીઆ પંથના અમીરો સાથે વધારે મળતો તે ઉપરથી ખ્રિસ્તી પ્રવાસીઓ તેને શીઆ કહેતા. દારૂ અતિશય પીતો.

ઔરંગઝેબ—શુજાથી નાનો, ૪૦ વર્ષનો, અતિશય શુરાતનવાળો, પાકો સુન્ની, ધાર્મિક, મહા વિદ્વાન, ગંભીર, સાદો, દઢ, ઉંડી પહોંચવાળો, મોટી યુક્તિવાળો, લોકોને પોતાના કરી લેવામાં મહા પ્રવીણ, લડાઇના કામમાં તથા રાજદ્વારી બાબતોમાં પૂરો કુશળ અને લડાઇને બદલે યુક્તિથી કામ લેનાર હતો. બીજા ખલીફા હજરત ઉમર ( ર. ) સાહેબ તથા નૌશેરવાંથી ન્યાયમાં ઓછો નહોતો. ફારસી ઇતિહાસો ઉપરાંત એલ્ફીન્સ્ટન અંગ્રેજના કહેવા પ્રમાણે "આ મહાન મોગલ ઇનસાફનો મહાસાગર હતો." માણસને ઓળખનાર, દુઃખ વેઠનાર, અખંડ મહેનતુ, પોતાનાં કામો જાતે કરનાર, તદ્દન ભલો, મોજશોખથી દૂર રહેનાર, દેશ તથા લોકોની દાઝ રાખનાર હતો. વજીરો તથા મોટા મોટા અમલદારોથી મળીને બધાં કામોથી પૂરો માહિતગાર થયો હતો, તેથી આવા લોકો પણ એનાથી બહુ ખુશ રહેતા હતા. એકંદર બધા ગુણોથી લોકો એને રાજ્ય કર્ત્તા તરીકે લાયક ગણતા હતા.

મુરાદબક્ષ—સૌથી નાનો, ૩૪ વર્ષનો હતો. બહાદુરીમાં એટલો વધેલો હતો કે પોતાના જીવને જોખમમાં નાંખવા પણ

ડરતો નહિ, શિકાર તથા ખેલ તમાશામાં ઘણો વખત ગાળતો, ઘોડા દોડાવવામાં, તીર તથા ભાલો મારવામાં કોઇ એની બરાબરી નહોતો કરી શકતો, ખટપટથી અજ્ઞાન, દયાળુ, ઉદાર, પાસેનાં માણસો જેમ કહે તેમ કરવા તૈયાર થઈ જતો, દારૂમાં ચકચૂર તથા એશમાં ડૂબેલો રહેતો અને અવિચારી હતો.

શાહઝાદાઓ માટે શાહ-જહાંની ટૂંક નોંધ.

ફારસી ઇતિહાસોમાં એથી એ દરેક માટે વધારે વિશેષણો વાપર્યાં છે. બરનીયર તથા મનુચી વગેરે યૂરોપીયનો ફારસી પુસ્તકોથી કેટલુંક જુદું લખે છે તો પણ એકંદરે બધામાંથી સારૂં રાજ ચલાવવા ઓરંગઝેબજ દીપી નીકળે છે. ઉપર પ્રમાણેના ગુણો તો બીજા બતાવે છે તે બધા કરતાં વધારે આધાર રાખવા લાયક શાહજહાંના પોતાના આ શબ્દો[1] છેઃ—

દારા માટે—[2] મહીન પૂરે ખિલાફત અગરચે અસબાબે શાનો શવકત વસામાને તજમ્મુલો સવલત હમા દારદ વ લેકીન અદૂએ નેકાં વદોસ્તે બદાં વાકે શુદા.

શુજા માટે—[3] ગેર અઝમેર ચફ્ગી વસફે ન દારદ.

ઓરંગઝેબ માટે—[4] ઝીઅઝમ વ મઆલ અંદેશ, બ નઝર મી આયદ અગલબકે મુતહમમિલે આમરે ખતિરે રયાસત તવાનદ શુદ.

મુરાદ માટે—[5] મજહુલુલ કેફીયત બઅકલો શુર્બ રાખદા હાયમુલ-બમર અસ્ત.

---

૧ રૂકઆતે આલમગીરી પત્ર નં. ૫૪.

૨ ગાદી વારસમાં જોકે દમદબો, દમામ, શાન અને મોટાપણું સર્વ છે તો પણ તે ભલાઓનો દુશ્મન અને નઠારાઓનો મિત્ર છે.

૩ સંતોષ સિવાય એમાં બીજો કોઇ ગુણ નથી.

૪ દૃઢ અને દીર્ઘ દૃષ્ટિવાન જણાય છે, ઘણું કરીને રાજ્યનું જોખમ ભરેલું કામ ઉપાડવાને શક્તિવાન થશે.

૫ અતિશય આળસુ, ખાણી પીણીમાં રોકાયલો અને હમેશ નિશામાં ચૂર રહે છે.

શાહજહાંનો પણ એવોજ અભિપ્રાય છે કે, રાજ્યનો બોજો ઉપાડવા ઔરંગઝેબજ લાયક છે. એ ઉપરાંત એક વાત એ પણ પ્રખ્યાત છે કે, શાહજહાંએ પોતાના શાહઝાદાઓમાં રાજા થવા કોણ લાયક છે તેની પરીક્ષા કરવાનું

શાહીપદ માટે શાહઝાદાઓની પરીક્ષા.

કામ પોતાના વઝીરોને સોંપ્યું હતું. તે વખતે શાહઝાદાઓને આ વાત કાને પડતાં તેમની પાસે આવનાર વઝીરો કેમ રાજી થાય તેમ તેમનો સત્કાર કરતા, પણ ઔરંગઝેબ તરફથી ઉલટું જોવામાં આવતું; એટલે કે, વઝીરના આવવાની ખબર પડતાં પોતાના નોકરોને કહેતો કે, " કહો કે હું કામમાં છું, થોડીવાર પછી બોલાવું છું. " આમ છતાં ઇનસાફી વઝીરોએ બાદશાહ આગળ ઔરંગઝેબ વિષેજ પોતાનો સારો અભિપ્રાય જણાવ્યો. આ વાત ખરી હોય કે ખોટી પણ ઔરંગઝેબે પોતાના રાજ્યના મહા જોખમ ભરેલા કામની લાયકીની બધાને ખાત્રી કરી આપી એમાં શક નથી.

મરહુમ મુમતાઝ મહેલના વસીયત પ્રમાણે શાહજહાં પહેલાંથી કોશીશમાં રહેતો કે, શાહઝાદાઓમાં માંહોમાંહે કાપાકાપી ન ચાલે પણ નસીબની વાત તેમ, વંશમાં ચાલી આવતી રીતને શી રીતે મટાડી શકવાનો હતો?

દારાએ દિલ્લી તથા આગ્રામાં મોટી મોટી ફોજો એકઠી કરી. વચ્ચમાં બાદશાહને કંઇક સારૂં થયું અને દારાના કરેલા ફેરફારો તેના જાણવામાં આવ્યા તેથી તે બહુ નારાજ થયો, પણ ચારે તરફ સળગેલી આગ એકદમ બોલવાય તેમ નહોતું. બીમારીને લીધે બાદશાહ ઘણો કમજોર થઇ ગયો હતો એટલે દારાની હઠ આગળ વધારે ચાલ્યું નહિ પણ રામરાયાંની જગાએ જાફરખાનને વઝીર નીમ્યો. ઔરંગઝેબના પ્રતિનિધિ ઇસાબેગ તથા મીરજુમલાના દીકરાને કેદમાંથી છોડા-

શાહજહાંનું સાજા થવું અને દારાની ખટપટ

વ્યા. દારા પોતાને ઝેર ખવડાવી દેશે એવો વહેમ પણ બાદશાહને હતો અને તેને લીધે ઔરંગઝેબને બાદશાહે કાગળ લખ્યાનું પણ મશહુર છે. આ હકિકત દારાના જાણવામાં આવતાં બાપને બહુ ધમકાવ્યો અને ભાઈઓ માટે બાપના ખૂબ કાન ભંભેર્યા અને તેમનું બળ તોડવા દરખાસ્ત કરી.

બાદશાહની તબીઅત ફરી વધારે બગડી. એક વખત તો એવી અફવા ચાલી કે બાદશાહ મરી ગયો. આગ્રામાં કેટલાક દિવસ સુધી હડતાલ રહી. ચારે શાહઝાદા મેદાનમાં પડી તલવારથી ફેંસલો કરવા ઉભા થઇ ગયા. આ સિવાય છુટકો પણ નહોતો. બેજ વાત હતી–સલતનત કે મોત

શુજા સાથે દારાનું યુદ્ધ. શાહશુજા પટણા ઉપર આવ્યો અને તે હકિકતની ખબર થઇ ત્યારે તેને રોકવા દારાએ પોતાના મોટા શાહાઝાદા સુલેમાન શીકોહ તથા રાજા જ્યસિંહને તા. ૪ થી રબીઉલઅવ્વલ હી. ૧૦૬૮ (તા. ૩૦ નવેમ્બર ૧૬૫૭) ને રોજ લશ્કર સાથે મોકલ્યા. બનારસ[1] આગળ બંને ફોજો મળી. બીજે દિવસે સવારમાં વહેલા શુજાની ફોજ ઉપર રાજાએ હુમલો કર્યો. શુજા દારૂના નિશાથી ઉંઘમાં પડેલો હતો. તે એકદમ ચમકી ઉઠયો અને જોયું કે, હવે કંઇ વળશે નહિ તેથી નાઠો. એની છાવણીમાંનું તોપખાનું તથા બીજો બધો માલ સુલેમાનને હાથ આવ્યો અને બંગાળાનો કબજો દારાના અમલદારોએ લઇ લીધો. શુજાના જે સરદારો લડાઇમાં કેદ પકડાયા હતા તે બધાને આગ્રે લાવ્યા. દારાએ કેટલાકને મરાવી નાંખ્યા અને કેટલાકના હાથ પગ કપાવી નાંખ્યા.

---

૧ આલમગીરનામામાં ગંગા નદીને કાંઠે બહાદુરપુર આગળ એમ લખેલું છે.

**ઓરંગઝેબ અને મુરાદને વશ કરવા દારાએ કરેલી તૈયારી.**

શુજા તરફ જે દિવસે લશ્કર મોકલ્યું તેજ દિવસે મહારાજા જશવંતસિંહ અને કાસમખાનને મોટા તોપખાના તથા લશ્કર સાથે દક્ષિણ અને ગુજરાત તરફ રવાના કર્યા. તેમને સૂચના કરવામાં આવી હતી કે મુરાદ[1] અમદાવાદથી આગળ વધે તો કાસમખાને[2] તેનો મુકાબલો કરવો અને જો ઔરંગઝેબ દક્ષિણથી આગળ વધે તો મહારાજા તથા કાસમખાન બંને તેનો મુકાબલો કરે. દારાએ માળવા પ્રાંતને પોતાની જાગીરમાં લીધો અને તેની ઉપજ પોતાના અમલદારોના પગારમાં વહેંચી દીધી એટલા માટે કે તેઓ સારી ઉમેદને લીધે સારૂં કામ કરે. આ દરમ્યાન મુરાદે પોતાના ખાસ ભરોસાદાર ખાજા શાહબાઝને સુરત મોકલી તેનો કબજો લીધો અને ત્યાંના શાહુકારો પાસેથી ૬ લાખ રૂપિયા કઢાવ્યા. આ વખતે મીરજુમલા ઔરંગઝેબ પાસે આવ્યો અને તેનો ખાસ ભરોસાપાત્ર તથા વફાદાર મિત્ર જણાયો. ઔરંગઝેબે મીર જુમલાને ઠપકાથી બચાવવા રાજદ્વારી કારણોને લીધે દોલતાબાદમાં કેદ કર્યો.[3] પછી ઔરંગઝેબે મુરાદને તેણે અખત્યાર કરેલા બાદશાહીપદની મુબારકબાદ લખી તથા પોતે દુનિયાનાં કામોને ચાહતો નથી એવું બતાવી હજ કરવા ચાલ્યો જશે

---

૧ અમલે સાલેહ પ્રમાણે મુરાદને વરાડ પ્રાંતમાં જવા હુકમ થયો; જો શાહી ફરમાનનો અમલ ન કરે તો તેને સજા કરવી.

૨ કાસમખાનનું ખાસ કામ મુરાદને ગુજરાતમાંથી કાઢી મૂકવાનું તથા જશવંતસિંહને મદદ આપવાનું હતું. આલમગીર નામા પૃ. ૩૩

૩ ખાફીખાં સાથે આલમગીર નામાવાળો મળતો આવે છે પણ અમલેસાલેહ પ્રમાણે બાદશાહના બોલાવવાથી તે જતો હતો એટલે તેને પોતાના તરફથી જબરાઈ કરી ખરેખર કેદ કર્યો. આલમગીરનામા પ્રમાણે દારાને ઔરંગઝેબનો ફરેબ જણાયો તેથી મીર જુમલાના દીકરા મોહંમદ અમીનને કેદ કર્યો પણ બાદશાહે ચાહજહાના કહેવાથી છોડ્યો.

અને મુરાદને મદદ કરવામાં પોતાનું લશ્કર તથા તોપખાનું કામમાં લેશે વગેરે બાબતો લખી એમ ખાફીખાન[૧] લખે છે.

---

૧ બરનીયર તથા મનુચી ખાફીખાન કરતા પણ વધારે મસાલો મેળવી લખે છે. ખાફીખાન પોતે બંને ભાઇઓ વિષે આગળ જે લખે છે તે ઉપરથી મુરાદ ઔરંગઝેબને મોટો માનતો જણાય છે. એ સિવાય બીજા ફારસી ઇતિહાસવાળા જે લખે છે તે આ ત્રણેથી ઉલટું છે. ફ્રમલેસાલેહ વાળો તો સાફ લખે છે કે જ્યારે મુરાદે જોયું કે હું એકલો મુકાબલો કરી શકીશ નહિ ત્યારે તે ઔરંગઝેબને જઇ મળ્યો. આજ હકિકત ખરી છે, કેમકે બે ત્રણ મહિના લગી આ હંગામમા ઔરંગઝેબ તથા મુરાદ સાથે રહ્યા તેમા બધા લશ્કર ઉપર ઔરંગઝેબની ઉપરી સત્તા અને ખરો અખત્યાર એનેજ હોય એમ ખાફીખાન તથા બીજા બધા ફારસી ઇતિહાસોમાથી માલુમ પડે છે. તો એ બાબત ધ્યાનમા લેતાં ઔરંગઝેબે મુરાદની સાથે એવી શરતો કરી હોય એ સંભવિત જણાતું નથી. આ ઉપરાંત છેવટના ફૈસલાનું આ એક મોટુ સાધન છે કે, ફ્યાઝુલકવાનીનમા જે કાગળો એક બીજાએ લખેલા છે તેમા ઔરંગઝેબનો સૌથી પહેલો કાગળ છે. તેમાં મુરાદને લખ્યુ છે કે, બાપ હજી જીવતો છે માટે આપણે આપણી જગામાંથી હાલવું ન જોઇએ અને તમે સુરત ઉપર ફોજ મોકલી તે સારૂ કર્યું નહિ. પરતુ બરનીયર લખે છે કે, ઔરંગઝેબે મુરાદને એકદમ સુરતનો કિલ્લો લઇ લેવા લખ્યું. બરનીયર તથા મનુચીના આવા કેટલાક કાગળો કેમ હિંદમા ફરી પ્રગટ થયા નહિ (આ ઉપરથી પણ ખોટું ઠરે છે) જેમ ફ્યાઝુલકવાનીન વગેરેમા કાગળોનો સંગ્રહ થયો.

જવાબમા મુરાદ લખે છે કે, આપણા પ્રતિનિધિઓને એદીન દારાએ નજરબંધ કર્યા છે, અને બધી ખબર મળી છે, હવે ઢીલ કરવી વ્યાજબી નથી, લડાઇ વગર છૂટકો નથી, જો મને આપની વાટ ન હોત તો હું તો ક્યારનોએ તે તરફ પહોંચી ગયો હોત. તેનો જવાબ પણ ઔરંગઝેબે 'જલદી કરવી નહિ' એવોજ આપ્યો. ફરી મુરાદ લખે છે કે જો આપ મહેરબાનથી લડાઇમા ભાગ ન લઇ શકાય તેમ હોય તો હું હવે ઢીલ કરીશ નહિ. એવાં ત્રણ ચાર વખત એક બીજા તરફથી લખાણ થયા જેનું પણ લંબાણ છે. છેવટ મુરાદ ૧૪ મી રબી ઉલસાનીની(જાન્યુઆરી ૧૬૫૮)ને રોજ લખે છે, બાપ મરી ગયો છે અને જો જીવતો છે તો દારાના કાબુમાં છે. આપણા તરફથી ઢીલ થાય છે, દારા પોતાની મજબુતી કરે છે અને બાપ સુજા તરફ ફોજ રવાના

બીમાર બાપને મળવાની ઔરંગઝેબની તૈયારી.

ઔરંગઝેબે પોતાના શાહજાદા મોઆઝમને મુલકની દેખરેખ રાખવા સારૂ ઔરંગાબાદમાં મૂક્યો, અને તરતના જન્મેલા શાહજાદા અકબરને તથા બેગમોને દોલતાબાદના કિલ્લામાં મીર જુમલાની દેખરેખ હેઠળ મૂક્યાં. ઔરંગઝેબે શાહજાદા મોહંમદ સુલતાનને હી. ૧૦૬૮ના જમાદિઉલ અવ્વલની પહેલી (૨૫ જાન્યુઆરી ૧૬૫૮) એ બુરહાનપુર રવાના કર્યો અને પોતે વફાદાર તથા બહાદુર સરદારો સાથે ફક્ત ૧૨ હજાર ફોજ લઈ જમાદિઉલ અવ્વલની ૧૨ મી (૫ ફેબ્રુઆરી) એ નીકળ્યો અને ત્યાંથી ૨૫ મી (૧૮ ફેબ્રુઆરી) એ બુરહાનપુર આવ્યો. અહિંથી બાદશાહની તબીયત વિષે તેના પર કાગળ લખી જવાબની વાટ જોતો અહિં એક મહિનો રહ્યો પણ જવાબ તો મળ્યો નહિ, એટલામાં તેના પ્રતિનિધિ ઈસાબેગે આવી બધી હકિકત જાહેર કરી તથા રાજા જશવંતસિંહ અને કાસમખાન શાહી લશ્કરો સાથે રવાના થયાના ખબર આપ્યા. એટલે ઔરંગઝેબ ૨૫ જમાદિઉલ આખરે (૨૦ માર્ચ) બુરહાનપુરથી કુચ કરી આગળ ચાલ્યો. ૧૦ રજબે (૩ એપ્રિલ) ઔરંગઝેબ નર્મદા પાર થયો. દેવાળપુર આગળ મુરાદ[1] પણ આવી મળ્યો. ઉજ્જન[2] પાસે ૧॥ ગાઉ દૂર બંને તરફના લશ્કરો

---

કરવામાં આવી છે, પછી આપણી પણ ખબર લેશે. હવે તો લડાઈનો ઇરાદો પાકો કરી લીધો છે. આપ સાથે આવશો નહિ તો હું એકલો જઈશ. મુરાદના એક કાગળથી એવું પણ નીકળે છે કે ત્રણે ભાઈઓમાં એવો કરાર થયો હતો કે એક ઉપર દારા ચઢાઇ કરે તો બીજાએ મદદમાં જવું. હવે ખાત્રી થવી જોઇએ કે ઔરંગઝેબની કસુર નથી.

[1] કાસમખાન તથા જશવંતસિંહની મુરાદ તથા ઔરંગઝેબને સાથે નહિ મળવા દેવાની કોશીશ નિષ્ફળ ગઈ.

[2] આલમગીરનામા મુજબ ધર્માતપુર ગામ પાસે ઉજ્જનથી ૭ ગાઉ છેટે.

સામસામાં આવી લાગ્યાં. ઔરંગઝેબે એક બ્રાહ્મણ કવિ કે જે ઘણો સારો વકતા હતો તેને મહારાજા જશવંતસિંહ પાસે મોકલ્યો, અને સંદેશો આપ્યો કે હું મારા બાપને મળવા જાઉં છું હું લડવા ચાહતો નથી, ગમે તો મારી સાથે ચાલો અને ગમે તો રસ્તો આપો, ખુનરેજી સારી નથી. રાજાએ[1] અસભ્ય જવાબ આપ્યો. બીજે દહાડે એટલે ૨૨ રજબ હી. ૧૦૬૮ (૧૫ એપ્રિલ) શુક્રવારનારે[2] રોજ લડાઈ થઈ. લશ્કરની[3] ગોઠવણ તથા લડાઇ કેવી ચાલી વગરેનો લંબાણથી ફારસી ઇતિહાસકારોએ જે રસિક ચિતાર છટાદાર ભાષામાં આપ્યો છે તે વાંચવાથીજ માલમ પડે. નમુના દાખલ ટૂંકમાં અહિં લખવામાં એટલા સારૂ આવે છે કે, તે વખતની લશ્કરની ગોઠવણ વગેરે કેવી સારી થતી હતી તેનો વાંચનારાઓને ખ્યાલ આવે.

ઔરંગઝેબ તથા મુરાદ સામે દારાનુ લશ્કર

---

૧ આ વખતે રજપૂતની જગાએ મુસલમાન સરદાર હોત તો લડાઇ ન થાત.

૨ આલમગીરનામા તથા માસીરે આલમગીરી બંનેમા આ પ્રમાણે છે. પરંતુ ખાફીખાન (પૃ. ૭૭) માં રવિવાર છે.

૩ નીચેના ભાગો ઉપરાત બીજા પણ છે:—

| | | |
|---|---|---|
| | કરાવલ. | |
| મયસરા અથવા જરાંગારે હરાવલ. | હરાવલ. | મયમના અથવા બરાંગારે હરાવલ. |
| મયસરા અથવા જરાંગારે કોલ. | કોલ, કલ્બ, કમરગા, | મયમના અથવા બરાંગારે કોલ. |
| | ચંદાવલ, | |

ઔરંગઝેબ તરફથી આ પ્રમાણે ગોઠવણ હતી. તોપખાનાનો ઉપરી મુરશિદ કુલીખાન, ડાબી બાજુમાં ખાન અબ્દુલ્લાખાન તથા કેઝલબાશખાન, હરાવલમાં શાહજાદા મોહંમદ સુલતાન તથા નજાબતખાન, બરાંગારનો સરદાર મુરાદ બક્ષ થયો. જરાંગારનો સરદાર શાહજાદા આઝમ થયો. કલ્બની સરદારી ઔરંગઝેબે[1] પોતે લીધી. એમ બીજા ભાગોમાં બીજા સરદારો મુકરર કર્યા.

ઔરંગઝેબના લશ્કરની ગોઠવણ.

રાજા જશવંતસિંહ તરફથી આ પ્રમાણે ગોઠવણ થઈ. તોપખાનાનો ઉપરી બહાદુર બેગ બખશી હતો. ડાબી બાજુમાં મુખલિસખાન તથા મોહંમદ બેગ, હરાવલમાં કાસમખાન, મુકુંદરાય હાડા તથા રતનરાવ રાઠોડ વગેરે બીજા રજપૂત સરદારો હતા, બરાંગારમાં મહીનદાસ ગૌર વગેરે હતા, જરાંગારના સરદાર ઇફ્તેખારખાન વગેરે હતા અને કોલમાં રાજા પોતે હતો અને બીજા ભાગોમાં બીજા સરદારોને રાખ્યા.

દારાના લશ્કરની ગોઠવણ.

ઔરંગઝેબનું કુલ લશ્કર ૪૦ હજારથી વધારે નહોતું. રાજા પાસેનું લશ્કર એના બમણાથી પણ વધારે હતું. પો ફાટતાંજ તરતજ લડાઈ શરૂ થઇ. શરૂઆતમાં બંને તરફથી કેટલાક વખત સુધી ગોળા, ગોળીઓ તથા બાણોનો વરસાદ વરસ્યો પછી રાજા તરફના મુકુંદરાય હાડા, રતનરાય રાઠોડ, દયાળદાસ ઝાલા, તથા અર્જુનસિંહ ગૌર વગેરે રજપૂત હિંમત કરી ઔરંગઝેબના તોપખાના ઉપર ધસી પડયા

લડાઇ

[1] આલમગીર નામા પ્રમાણે પાછળથી રાજા ઔરંગઝેબના લશ્કરનો દાદ જોઇ ડરી ગયો અને પોતાનો વકીલ મોકલ્યો કે હું શરમીંદો થાઉં છું, આપનીસેવામાં હાજર થવા ચાહું છું વગેરે ખુશામતના શબ્દો કહેવડાવ્યા પણ ઔરંગઝેબે ના પાડી.

શીરાઝનો સ્વાદિષ્ટ દારૂ મંગાવવામાં આવ્યો. ઔરંગઝેબ હસીને બોલ્યો કે, હું તો મુસલમાન છું મને આ ખપે તેમ નથી માટે હું ચાલ્યો જાઉં છું; મારાં માણસો છે તે તમારી ખાતર કરશે મુરાદ પોતાની આદત પ્રમાણે આ સ્વાદિષ્ટ દારૂ પીને મસ્ત થઈ સૂઇ ગયો. મુરાદના આગમમાં ખલલ ન થાય તે અર્થે તેના માણસોને બહાર કાઢી મૂક્યા અને ઔરંગઝેબના અમલદાર મીરખાને મુરદનાં હથિયારો લઇ લીધાં અને તેને બાંધ્યો.

૬ ડાઉ સાહેબ પોતાના હિંદુસ્તાનના ઇતિહાસમાં આ પ્રમાણે કથન લખે છે કે બંને ભાઇઓ મથુરા પહોંચ્યા ત્યારે મુરાદે ઔરંગઝેબને નોતરૂં આપી પોતાના તંબુએ બોલાવ્યો, જ્યારે તેઓ જમવા બેઠા ત્યારે મુરાદના ખાસ માણસ શાહબાઝખાને મુરાદના કાનમાં કંઈ કહ્યું. ચતુર ઔરંગઝેબ તરત ચેતી ગયો અને પોતાના પેટમાં દરદ ઉઠવાના બહાનાથી ત્યાંથી ઉઠી પોતાના તંબુમાં ચાલ્યો ગયો. ત્રીજે દહાડે આ જૂઠા દરદથી સાજો થયો. આથી મુરાદે ઘણી ખુશી બતાવી. પછી ઔરંગઝેબે મુરાદને નોતરૂં આપી તેડાવ્યો. નાચ રંગનો જલસો કર્યો. તેમાં એક ખૂબસુરત રામજણીને જોઈ મુરાદ કામાંધ બની ગયો. ઔરંગઝેબે આ વખતે ઈસ્લામને એક કોરે મૂકી ભાઇને તથા તેના માણસોને દારૂ પીવડાવી બેહોશ કરી દીધા. ઔરંગઝેબે મુરાદનાં હથિયારો ઉપડાવી લીધાં અને ધીમે ધીમે તેના હાથ પગ બંધાવ્યા. મુરાદ ચમકી ઉઠયો અને હાથ પગ પછાડવા લાગ્યો. ઔરંગઝેબે હુકમ કર્યો, કે વધારે ગરબડ કરે તો મુરાદને તરત કતલ કરી દો. આ સાંભળી મુરાદ ડરી જઇ ચૂપ રહ્યો. પછી મુરાદ તથા તેના ખાસ માણસ શાહબાઝખાનને આગ્રે મોકલી દીધા.

ઔરંગઝેબે બાપને કેદ કર્યો અને દારાને કતલ કર્યો તે માટે

**મુરાદ તથા ઔરંગઝેબ**

એનો જે ગુનોહ ગણાયો તે કરતાં વધારે મોટો ગુનોહ તો મુરાદને કેદ તથા કતલ કરવામાં છે. કેમકે શાહજહાં તથા દારા તો શરૂઆતથી ઔરંગઝેબ સાથે વિરોધ કરતા હતા; પણ આ ભોળો, બહાદુર, મુરાદ, ઔરંગઝેબનો પહેલાંથીજ સાથી હતો અને એની મદદને લીધે ઔરંગઝેબે સહેલાઇથી બંને લડાઇ જીતી. એ વાત ખરી પણ જેમ યૂરોપીયન લખનારાઓએ ઔરંગઝેબે મુરાદ સાથે શરૂઆતમાં કોલકરાર કર્યા વિષે ભૂલથાપ ખાધી છે તેમજ તેને કેદ કર્યાના સંબંધમાં પણ ભૂલ કરી છે. ફારસી ઇતિહાસકારોમાં ખાફીખાન કે જેના ઉપર અંગ્રેજી છાપામાં લખનારાઓએ આધાર રાખ્યો છે તે મુરાદનો પક્ષપાતી હતો અને તેણે મુરાદને કેવી રીતે કેદ કર્યો તે ઇરાદા પૂર્વક લખ્યું નથી. ફક્ત તેણે એટલુંજ લખ્યું છે કે સારી યુક્તિથી પકડી, પગમાં બેડી નાંખી દીધી; એ હું લંબાણથી કહેતો નથી. ઔરંગઝેબ તથા શાહજહાંના સંબંધમાં ઔરંગઝેબ વિરુદ્ધ લખવામાં ખાફિખાનની તે નકલ કરે છે પણ મુરાદના સંબંધમાં ખાફિખાને જે લખ્યું છે તેની ખાફી-ખાન નકલ કરતો નથી. ઉપર પ્રમાણે બાબાના વર્ણનમાં ખાફિખાનનું વર્ણન માનવા જોગ છે. સાચી વાત આ છે કે મુરાદ જેવો બહાદુર હતો તેવોજ ભોળો પણ હતો. તેથી બીજાઓની ઉશ્કેરણીથી પોતે માનતો કે બંને લડાઇઓ મેંજ જીતી છે અને બાદશાહ થવાને હુંજ હક ધરાવું છું. જ્યારે ઔરંગઝેબે આગ્રેથી કૂચ કરી આગળ મુકામ કર્યો ત્યારે ખબર પડી કે મુરાદ આગ્રાથી આગળ ચાલ્યો નથી. તેણે ઔરંગઝેબના કેટલાક અમીરોને વધારે પગારનાં વચનો આપી પોતાના પક્ષમાં લઈ લીધા છે અને તેની પાસે ૨૦ હજાર સવાર થઈ ગયા છે તથા ઔરંગઝેબની ફોજમાં ઘટાડો થતો જાય છે. આ બધું જ્યારે આલમગીરના જાણવામાં આવ્યું ત્યારે ખાસ ભરોસાનો માણસ મુરાદ પાસે મોકલ્યો અને કરેલા ઠરાવ મુજબ ''માં મળેલી ચીજોનો ૩ ભાગ આપવો જોઇએ તે પેટે ૨૦ લાખ આપ્યા અને દારાનો ફેસલો થયા પછી પંજાબ, કાશ્મીર,

**મુલતાન** તથા **કાબુલ** આપવામાં આવશે એવું કહેવડાવવામાં આવ્યું. જ્યારે મુરાદ આવ્યો ત્યારે તેનાં ચિન્હો ઉપરથી ઔરંગઝેબને ખાત્રી થઈ કે આ બેવકુફ બીજાઓના કહેવા ઉપર ખરાબી ઉત્પન્ન કરશે તેથી આકિલખાનના કહ્યા મુજબ ઔરંગઝેબે પેટ દુઃખવાનું બહાનું કરી મુરાદને બોલાવ્યો અને જમ્યા પછી આરામ લેવા તેને એક જગા બતાવી ત્યાં તે સૂતો એટલે એક દાસીએ તેનાં હથિયારો લઈ લીધાં અને શેખ મીર વગેરેને મોકલી તેને બંધાવી **સલીમગઢ** અને ત્યાંથી ગ્વાલીયર રવાના કર્યો.

મુશ્કેલીમાં ઔરંગઝેબની અગમચેતી.

ખુનરેજી ન કરતાં આ પ્રમાણે કરવું રાજ્યનીતિ શાસ્ત્રના નિયમો[1] અનુસરતું છે. પણ જેમ ઔરંગઝેબે બીજી લડાઇઓ કરી તેમ મુરાદ સાથે લડીને તલવારથી તેને કાબુમાં આણ્યો હોત તો ઔરંગઝેબની બહાદુરીનાં પૂરાં વખાણ થાત. પેલી તરફ દારા તૈયાર બેઠો હતો. બીજી તરફ ઘરડો બાપ કિલ્લામાં બેઠો બેઠો ઔરંગઝેબ વિરૂદ્ધ કાવતરાં કરવામાં ઓછું પાનું કરત નહિ, દૂર શુજા પણ તાકીને બેઠો હતો આવી હાલતમાં ઔરંગઝેબે જે કર્યું તે ડહાપણ ભરેલુંજ કહેવાશે. ઔરંગઝેબ વિરૂદ્ધજ લખવું એવા હેતુથી ખાસ કરી યુરોપીયન સાહેબોએ એવીજ વાતો, એવીજ દલીલો અને એવાંજ પરિણામો ખેંચીખુંચી આણી મૂક્યાં છે કે ઔરંગઝેબજ ખરાબ ઠરે, એવું જોગ અશોક કે અકબર સામે વાપરવામાં આવ્યું હોત તો તે પણ ઇતિહાસોમાં આજે ખરાબજ દેખાત.

મુરાદનું મરણ

ખરી હકિકત ગમે તે હોય અથવા જાહિરમાં ઔરંગઝેબનો દગો કે કપટ પણ જણાય પરંતુ દેશની શાંતિ ખાતર ઔરંગઝેબે જે કર્યું તે વ્યાજબી ગણાયા વગર રહેશે નહિ. બધાના વર્ણનથી મુરાદમાં પહેલો ઝઘડો ઉત્પન્ન થયેલો જણાય છે. દિલ્હીથી

---

[1] મનસૂર અબ્બાસીએ અબ્બાસીયા વંશના સ્થાપનાર અબુમુસલિમને ભુલથાપથી બોલાવી કતલ કરાવ્યો હતો એવા બીજા ઘણા દાખલા છે.

લઈ જઈ ગ્વાલીયરના કિલ્લામાં મુરાદને રાખ્યો. પાંચ વર્ષ પછી ત્યાંથી નાશી જવાની કોશીશ કરવાના ગુન્હામાં[1] એને મોતની સજા થઇ. આ પ્રમાણે મુરાદ નિરાશ થઈ આ દુનિયાથી કૂચ કરી ગયો. અમલે સાલેહ નામના ફારસી ઇતિહાસમાં છે કે દેશના ભલાને માટે આવા ઝઘડાનો અંત આણવા જે કરવામાં આવે તે વ્યાજબી ગણાશે. મુરાદના દીકરા ઇઝદબખ્શને ઔરંગઝેબે પોતાની દીકરી મહેરૂન્નિસા બેગમ પરણાવી.

મુરાદના સરદારો તથા સિપાઇઓ ઔરંગઝેબના કબજામાં આવ્યા પછી તે મથુરાથી દિલ્હી ગયો. દારા બાદશાહી ધૂનમાં દિલ્હીથી લાહોર ગયો, પંજાબ પ્રાંત એની જાગીરમાં હતો. દારા કોઈ પણ જગાએ પોતાની મજબુતી કરી શકે નહિ તેટલા સારૂ ઔરંગઝેબે ત્યાં પોતાના સરદારોને પહેલાંથી મોકલી દીધા હતા.

ઔરંગઝેબનો ગાદ્યભિષેક પહેલી વખત.

અએઝઝાબાદ[2] નામના બગીચામાં ૧ લી ઝિલ્કાદ હી. ૧૦૬૮ (૨૧ મી જુલાઈ ૧૬૫૮) શુક્રવારને રોજ ઔરંગઝેબે પોતાના રાજ્યાભિષેકની ક્રિયા[3] કરી. પણ રીતસર સિક્કો પડાવવાની તથા ખુતબો ભણાવવાની ક્રિયા નિરાંતે કરવા બીજા વખત ઉપર મુલ્તવી રાખી.

---

૧ ફારસી ઇતિહાસોમાં બીજાં કારણો પણ બતાવવામાં આવ્યાં છે.

૨ આલમગીર નામામાં આ નામે છે પણ ખાફીખાન પ્રમાણે આગર આબાદ નામનો બાગ જેને ખાફીખાનનાં વખતમાં શાલામાર કહેતા ત્યાં.

૩ ઔરંગઝેબના (હી. ૧૦૬૮) ના જુલુસની નીચે પ્રમાણે તારીખો છે:—

(૧) આફતાબે આલમ તાબમ (શાહજહાં બાદશાહે પડે આ તારીખ ડી હતી.)

(૨) સઝાવારે સરીરે બાદશાહી.

(૩) શહેનશાહ ફલક ઔરંગ.

(૪) અતી ઉલ્લાહ ૧ અતી ઉર રસુલ, ૧ ઉલીલ અમરે મિનકુમ. (ાનશરીફમાંથી.)

અને તેના બહાદુર ઉપરી મુરશિદકુલીખાનને મારી નાંખ્યો. ઔરંગઝેબનાં માણસો હઠવાં લાગ્યાં, ઝુલફિકારખાન જખમી થયો છતાં હાથી ઉપરથી ઉતરી રજપૂતોને રોકવા સામે થયો, એટલામાં ઔરંગઝેબે પોતે આવી લડવૈયાઓને ખૂબ હિંમત આપી. બીજી તરફથી શાહઝાદા મોહંમદ સુલતાન તથા નજાબતખાન વગેરે પહાડની માફક બહાદુર રજપૂતોની સામે થયા અને એવો સખત મારો ચલાવ્યો કે રજપૂતો ગભરાઈ ગયા. એવામાં બહાદુર મુરાદબક્ષ આવી પહોંચ્યો અને વાઘની પેઠે ધસ્યો. બંને તરફના બહાદુર લડવૈયા પૂરા જોશથી લડવા લાગ્યા. જશવંતસિંહ તરફના રાજા દેવીસિંહ, પરસોજી તથા માલોજી વગેરે નવ દશ હજાર સવારો લઈ ધસ્યા. ભારે ખુનરેજી ચાલી.

**ઔરંગઝેબની જીત.** આખરે ઔરંગઝેબની હિંમત અને બહાદુરી આગળ રજપૂતો ઢીલા પડયા અને લડાઈના મેદાનમાંથી તેમનો પગ ઉખડયો. રાજા જશવંતસિંહે જોયું કે લગભગ ૮ હજાર રજપૂતો કપાઈ મુઆ એટલે તેણે રજપૂતોની ટેવ વિરૂદ્ધ [1]જોધપુરનો રસ્તો લીધો અને કાસમખાન વગેરે નાશી છૂટયા. આ લડાઈ દારા તથા ઔરંગઝેબ વચ્ચે હતી એમ કહેવા કરતાં મોગલ તથા રજપૂતો વચ્ચે હતી, એમ કહેવું વધારે અનુકૂળ છે. સામાવાળાનો બધો માલ ઔરંગઝેબને હાથ આવ્યો. જીતના ઉપકારમાં ઔરંગઝેબે ખુદાની બંદગી કરીને કહ્યું કે,—" તારીજ મહેરબાનીથી આ બધું

૧. રાજા નાશીને જોધપુર ગયો ત્યારે તેની રાણીએ શહેરના દરવાજા બંધ કરી તેને દાખલ થવા દીધો નહિ અને કહ્યું કે, હું તને મારો ધણી ગણતી નથી, હું હવે તારું મોઢું જોઈશ નહિ, મરી જવું જોઈએ વગેરે. પણ પાછળથી બંને વચ્ચે સમાધાની થઈ ગઈ. આ બાઈ ચિતોડના ખાનદાન કુટુંબની હતી. બરનીયર.

રાણીએ પોતાના બરથાર—નાડેલા મહારાજાને પોતાની પાસે સુવા દીધો નહિ. તે કહેતી કે પીઠ બતાવનાર મારે લાયક નહિ. ખાફીખાન કૃત ભા. ૨ જો પૃ. ૪૨.

થયું છે.” રાજા દેવીસિંહ વગેરે રજપૂતોએ માફી માંગી; તેમને ઔરંગઝેબે માફી આપી નોકરીમાં દાખલ કર્યા. ઔરંગઝેબ લશ્કર લઈ ઉજ્જૈન ગયો. મુરાદબખ્શ જે મોટાભાઈને મુબારકબાદી આપવા આવ્યો હતો તેને તથા પોતાના શાહજાદા તથા બહાદુર લડવૈયાઓને દરજ્જા પ્રમાણે ઔરંગઝેબે મોટી મોટી બક્ષિશો આપી તથા બધાના દરજ્જા વધાર્યા. ઉજ્જૈનનું નામ દારુલફતેહ રાખ્યું. લશ્કરે આરામ લઇ ૨૭ મી રજબે ( ૨૦ એપ્રિલ ) ગ્વાલીયર તરફ કુચ કરી.

દારાની મુશ્કેલી અને ફરી તૈયારી.

દારાને રાજા જશવંતસિંહની હારના ખબર સાંભળી બહુ ગભરાટ થયો. બાદશાહને આ વખતે કંઇક સારું થયું હતું. દિલ્લીથી આગ્રાની હવા વધારે ગરમ હોય છે તેથી દિલ્લી જવાનો ઠરાવ થયો અને થોડોક રસ્તો કાપ્યો પણ હતો કે દારા શાહજહાંને ઉંધા પાટા બંધાવી તેને પાછો આગ્રે લઇ ગયો. બાપે દીકરાને બહુ સમજાવ્યો કે તમો ભાઈઓ વચ્ચે વધારે લડાઇ થશે તે ઠીક નહિ પણ દારા જરાએ સમજ્યો નહિ અને તેણે ૬૦[1] હજારનું જબરૂં લશ્કર મોટા તોપખાના સહિત ઉભું કર્યું. બાદશાહે ધાર્યું કે હું બહાર નીકળીશ તો ભાઈઓ લડશે નહિ અને સમજાવી સુલેહ કરાવીશ. મુસાફરીની તૈયારી થઇ. તે વાત પણ દારાએ મંજુર રાખી નહિ. શાબાનની ૧૬ મી તારીખે ( ૯ મે ) દારાએ ખલીલુલ્લાખાનને ધોલપુર આગળ પહેલાં મોકલ્યો કે સામેનું લશ્કર ચંબલ નદી ઓળંગે નહિ અને પોતે શાહજાદા સુલેમાનની રાહ જોતો આગ્રા બહાર રહ્યો. આખરે સુલેમાન આવ્યો નહિ તેથી પોતે એકલાએ કુચ કરી. ચંબલ નદી આગળ સામેના લશ્કરને અટકાવવા સારૂ જે લશ્કર મોકલ્યું હતું તે વ્યર્થ ગયું. ૬ ઠી રમઝાને ( ૨૮ મે ) બંને લશ્કરે સમુહગઢની પાસે અર્ધોગાઉ છેટે મુકામ કર્યો.

---

૧ બરનીયર પ્રમાણે એક લાખ ને વીસ હજારનું લશ્કર હતું.

બીજે દહાડે દારાએ પોતાની તોપો ગોઠવી અને લશ્કર લઇ આગળ વધ્યો. તાપ એવો સખત હતો કે ઘણાં માણસો બખતરની ગરમી તથા પાણીની તંગીને લીધે મરી ગયાં. રમઝાન મહિનો હતો. ઔરંગઝેબ પોતે તથા

ઔરંગઝેબ અને દારા વચ્ચે લડાઇ.

તેના બધા લડવૈયાઓ રોઝા રાખતા હતા. ઔરંગઝેબે નક્કી કરી રાખ્યું હતું કે સામેથી લડવાની શરૂઆત થાય ત્યારેજ લડવું. તે દિવસ તો ચાલ્યો ગયો. બીજે દિવસે એટલે ૮ મી રમઝાનની (૩૦ મે) સવારમાં લડાઈ શરૂ થઇ. પહેલી લડાઇ કરતાં આ લડાઇમાં લશ્કરની ગોઠવણ સારી હતી તથા વધારે જોશથી લડાઇ ચાલી. તેની પૂરી ખૂબી ફારસી ઇતિહાસો જોવાથી મળે છે. મોગલ નાના શાહઝાદાઓ, દારાના સીપહર શિકોહ તથા ઔરંગઝેબના આઝમ જેવાએ પણ લડાઇમાં ભાગ લીધો હતો. કેમકે એ લડાઇ એક તરફ મોત અને બીજી તરફ દિલ્લીના મયૂરાસનનો ફેસલો કરનાર હતી. સૂર્યે દેખાવ દીધો કે તરત લડાઇ શરૂ થઇ. બને તરફથી પૂર જોશ અને સંપૂર્ણ બહાદુરીથી કામ લેવા માંડયું. દારાનું તોપખાનું જબરૂં હતું. ભારે અવાજોથી ઔરંગઝેબના હાથીઓ હઠવા લાગ્યા તેમને સાંકળોથી બાંધવા હુકમ આપવામાં આવ્યો. આખરે તલવારથી હાથોહાથ લડાઈ થવા લાગી પહેલી લડાઈની પેઠે આ વખતે પણ ઔરંગઝેબના માણસો હઠવા લાગ્યાં. મુરાદ ચારે તરફથી ઘેરાઇ ગયો હતો. રાજા માનસિંહ, જે દારા તરફનો હતો અને બહાદુરીમાં પ્રખ્યાત હતો તેણે કિંમતી મોતીઓની માળા બાંધી, મુરાદના હાથી ઉપર હુમલો કર્યો અને મુરાદને બરછી મારી. તેણે ઘા ઝીલી લઇ એવું આબાદ તીર માર્યું કે રાજા ઉંધે મસ્તકે નીચે પડયો. ભાઇને મુસ્કેલીમાં[1] જોઇ ઔરંગઝેબ તે તરફ ધસ્યો અને પોતાની અચળ હિંમતથી દુશ્મનોને ખસેડયા. ખલીલુલ્લાખાન[2] ૩-૪ હજાર

[1] આલમગીર નામા પ્રમાણે પણ ખારીખાન આ વિરૂદ્ધ કહે છે.
[2] બરનીયર તથા મનુચીએ ખોટું લખ્યું છે કે આ માણસ પોતાનું

ઉઝબેક લોકોનેલઇ મુરાદના હાથી તરફ ધસ્યો પણ તેનું કાંઇ વળ્યું નહિ. એવામાં રાજા રૂપસિંહ રાઠોડ પોતાના ઘોડા ઉપરથી ઉતરી હાથમાં તલવાર લઇ ઔરંગઝેબના હાથી ઉપર ધસ્યો. રાજાની બહાદુરી જોઈ ઔરંગઝેબ પોતાનાં માણસોને બૂમ મારી કહેતો હતો કે આ બહાદુરને મારી તરફ જીવતો આવવા દો. પણ આવા વખતમાં કોણ સાંભળે ? ઔરંગઝેબ સાથે મુકાબલો થાય તે પહેલાં તે રજપૂત યોદ્ધાને કચરી નાંખ્યો. જ્યારે દારાના લશ્કરની ઔરંગઝેબે ચઢતી જોઈ ત્યારે પોતાનાં માણસોને ઉત્તેજિત કરવા એવાં વચનો સંભળાવ્યાં કે નાશીને કયાં જશો ? દક્ષિણ દૂર છે, બહાદુરીથી લડો વગેરે. આ સાંભળી એના માણસો પણ ઔરંગઝેબ માટે પોતાના પ્રાણ અર્પણ કરવા આગળ વધતા હતા. દારા તરફના રજપૂતોએ પણ બહાદુરી બતાવવામાં કંઈ મણા રાખી નહિ. બંને તરફના ઘણા બહાદુરોએ જીવ ખોયો. આખરે એટલે સુધી થયું કે લશ્કરના જે ભાગમાં ઔરંગઝેબ હતો ત્યાં એની પાસે ફક્ત પાંચસેં માણસ રહી ગયાં, ઘણાં ખરાં માર્યાં ગયાં અને કેટલાંક નાશી ગયાં. પણ આ વીર પુરૂષ જરાએ ડગ્યો નહિ. દારાની ફતેહનો ડંકા વાગવાની અને તેના ભાગ્યમાં દિલ્લીના મયૂરાસન આવવાની તૈયારી હતી. પણ બાજી બદલાઇ ગઈ. રાજા છત્રસાલ વગેરે દારાના ઘણા સરદાર માર્યા ગયા. તે જોઈ દારા નિરાશ થયો એટલામાં આ કમનસીબના હાથીના હોદ્દા ઉપર બળતું બાણ પડયું તેથી માવતની સલાહથી ઉતરી જોડા પહેર્યા વગર ઘોડા ઉપર સવાર થયો. એના લડવૈયાઓએ હાથી ખાલી જોયો તો તેમને પોતાનો સરદાર માર્યો ગયાનું કે નાશી ગયાનું લાગ્યું. તેથી તેઓ નાસવાનો વિચાર કરતા હતા કે દારાની પાસે તેના એક નોકરને ગોળો વાગ્યો કે દારાના માણસોએ નાસવા માંડ્યું. છેવટ નિરાશ થઈ દારા પણ પોતાના દીકરા સીપહરને લઈ નાશી ગયો અને

---

લશ્કર લઇ અમજ રહ્યો છે, લાર્યો નથી. પણ બમા ફારસી ઇતિહાસોમાં લડવાનું છે.

*ઓરંગઝેબની જીત.*

મેદાન ઓરંગઝેબને હાથ આવ્યું, અને એની ફતેહનો ડંકો વાગ્યો કે તરતજ એણે પોતાનું માથું ખુદાની આગે નમાવી સ્તુતિ કરી. દારાની તોપો તથા તંબુ વગેરે બધો સરસામાન એને હાથ આવ્યો. સમુહગઢનુ નામ ફતેહ શિકાર પાડયું. ઓરંગઝેબના આજમખાન વગેરે ૧૦ પ્રખ્યાત સરદારો તથા મુરાદના ૨૦ સરદારો માર્યા ગયા. મુરાદનો પોતાનો ચહેરો જખમોથી ભરાઇ ગયો હતો. તેથી ઓરંગઝેબને ભાઇની ઘણી લાગણી થઇ આવી અને તેને સાજો કરવા પ્રવીણ હકીમો તથા વૈદો રાખ્યા. મુરાદના હાથીનો હોદો તીરોથી બધો છેદાઇ ગયેલો હતો. જેને યાદગીરી તરીકે આગ્રાના દોલતખાનામા રાખવામાં આવ્યો હતો. ફરોખશીયરના[1] વખત સુધી તે ત્યાજ હતો. દારાના ઘણા સરદારો તથા બેશુમાર માણસો માર્યાં ગયા હતા. દારા પોતાના બે હજાર જખમી માણસોને લઇ સાંજે આગ્રે પહોંચ્યો. બાપની પાસે નહિ જતા બારોબાર પોતાના મહેલમા ઉતર્યો બાપે બોલાવ્યો પણ શરમને લીધે જઇ શકયો નહિ. શુ મોહુ લઇને જાય? કેમકે બાપે ઓરંગઝેબ સાથે લડવા ના પાડી હતી. આથેથી રાતોરાત અંધારામા પોતાના કુટુંબને લઈ કેટલાક માણસો સહિત દિલ્લી ચાલ્યો ગયો. જવાહિર સોનુ રૂપુ વગેરે જરૂરી ચીજો સાથીને લઇ ગયો. બીજે દહાડે બાપે મોકલેલા પાચ હજાર સવાર, કેટલાક અમીરો તથા સામાન દારાને મળ્યા.

*ઓરંગઝેબ આગ્રે.*

૧૦ રમઝાન (૧ લી જુન) ને રોજ આગ્રે પહોંચ્યો. શહેર બહાર બાગમા મુકામ કર્યો. બાદશાહે કિલ્લાના દરવાજા બંધ કરાવ્યા હતા. મુરાદ બખ્શ વગેરેને બાગમા ઔરંગઝેબે ભારે ઇનામો આપ્યાં. દુનિયાના લોકો સ્વાર્થી હોય છે. પોતાના જુના માલેકને છોડી વઝીર જાફ

*આલમગીરની જુનાવી તથા બાપને મળવાની ઇચ્છા. શાહજહાની હાલત*

---

૧. આલમગીરની નાહની ઝીનતુન્નિસા બેગમ ને બાદશાહ બેગમ

ખાન તથા દીવાન રાયરાયા વગેરે મોટા મોટા હિંદુ મુસલમાન અમલદારો ઔરંગઝેબને આવી મળ્યા. ઔરંગઝેબે બધાનો સત્કાર કરી તેમના દરજ્જા વધાર્યા આ જાણી શાહજહાંને ખેદ થાય એ સ્વાભાવિક છે આથી તરફ દુઃખ કરી તે પહેલા ઔરંગઝેબે બાપને એક એવી મતલબની નમ્રતા સાથે અરજી મોકલી હતી કે,—"ભાઈ દારાની માન તરફ ખરાબ નિષ્ઠા હતી અને તે પોતે લડવામા પહેલા તૈયાર થયો ત્યારે દીલગીરીથી મને તેની સામે લડવુ પડ્યુ છે હવે આપની તબીયત સારી થયેલી જાણીને હુ ખુશ થયો છુ અને આપની સેવામા જલદી હાજર થઈશ" એના જવાબમા ફાઝલખાન નામે અમીર સાથે બાદશાહે પોતાના હાથ ફરમાન લખી મોકલ્યુ તેમા આ પ્રમાણે લખેલુ હતુ કે,—"ઘણી મુદ્દતથી મે તમને જોયા નથી તેથી તમને જોવા બહુ આતુર છુ એટલે તરત આવી મને મળો વગેરે" ફાઝલખાનને કિંમતી પોશાક આપી બાપને છાજતા દરજ્જા પ્રમાણે જવાબ લખ્યો, તેમા પોતે બાપની સેવામા જલદી ખુશીથી હાજર થવા ચાહે છે અને તેનો વખત મુકરર કરી જણાવવ વગેરે લખ્યુ હતુ બીજે દહાડે બાદશાહે મોટી શાહઝાદી નવાબ કુદસીયા જહાંઆરા બેગમને તેના ભાઈ પાસે મોકલી તે પછી ફાઝલખાન તથા સૈયદ હીદાયતુલ્લાખાન સાથે તૈમૂરના વખતની પવિત્ર વસ્તુ તરીકે ગણાતી આલમગીર નામ કોતરેલી તરવાર તથા ભેટ વગેરે બાદશાહે શાહઝાદાને મોકલ્યા બીજા મુસાહેબોને પણ વખતો વખત મો- કલ્યા હતા, અને ઘણીવાર પત્ર વ્યવહાર ચાલ્યો હતો પાછલા એક બે કાગળમા બાપ ગુસ્સો તથા નારાજી પણ જણાવી હતી ઔરંગઝેબે પોતાના શાહઝાદા મોહમદ સુલતાનને શહેરનો બંદો- બસ્ત કરવા મોકલ્યો શાયસ્તખાન જેને ખાનજહાંખાનનો ખિ-

---

મહુ[illegible] આ [illegible] જની [illegible]
[illegible]
[illegible]

તાબ હતો તેને અમીરૂલ ઉમરાના ખિતાબ સાથે આગ્રાનો સુબો નિમ્યો. બીજાઓના પણ દરજ્જા વધાર્યા તથા તેમને ઈનામો આપ્યાં.

ત્રીજે દિવસે ઔરંગઝેબ ઘોડા ઉપર બેસી બાપને મળવા જતો હતો કે રસ્તામાં શાયસ્તખાન તથા શેખમીર મળ્યા. તેમણે અમુક કારણોને લીધે તેને ત્યાં જતાં રોકયો. તેવામાં ઔરંગઝેબ વિરૂદ્ધ બાદશાહ તરફના દારા, શુજા તથા કાબુલના સુબા મહાબતખાન [1] વગેરે ઉપર લખેલા કાગળો પકડાયા. દારાના કાગળમાં લખ્યુ હતું કે મેં ઔરંગઝેબને બોલાવી તેનો ઇલાજ કરી રાખ્યો છે અને તે આવવા રાજી થઇ ગયો છે, તેમજ મુસાહિબોમાંથી ખલીલુલ્લાખાન વગેરે કેટલાકે કહ્યું કે બાદશાહ પાસે જવામાં સારૂં નથી કેમકે તેના ઇરાદા ખરાબ છે. આ બધી હકિકત ધ્યાનમાં લઇ ઔરંગઝેબે બાપ પાસે જવાનું માંડી વાળ્યું.

પણ ખરૂં પૂછાવો તો ફક્ત મુસાહિબોનીજ ખટપટ નહોતી. દિલ્હી ગયા પછી દારાએ જે ખટપટ કરી હતી તે તથા તે પછી શુજાએ ખટપટ કરી તે ઉપરથી તેમને ટેકો મળેછે. ગમે તેમ હોય પણ તે વખતના બધા લખનારા એક મતે કહે છે કે ઔરંગઝેબની નિયા બાપ તરફ ખરાબ નહોતી બલ્કે તેને ફરી ગાદી ઉપર બેસાડી તેના નાયબ તરીકે પોતે રહી દેશમાં થયેલી ખરાબી તથા ભવિષ્યનો સારો બંદોબસ્ત કરવાની ઇચ્છા હતી. જો નિયામાં પહેલાંથી ખરાબી હોત તો ૧૦-૧૨ દિવસ સુધી ઢીલ કરત નહિ. પણ એને હવે ખાત્રી થઇ ગઈ હતી કે એમ કરવામાં જ્યારે બાપની લાગણી દારા તરફ ઘણી છે તો ફરી લડાઈ જાગશે અને દેશ ઉજડ થશે. તે ઉપરાંત બાપની હાલત એવી હતી

---

(૧) ખાફીખાન કૃત ભા. ૨ જો પૃ. ૩૫-૩૬ કાગળ લાંબો હતો. તેમાં લખ્યું હતું કે દારા પંજાબમાં નમો છે. લાહોરમાં પૈસો ઘણો છે. કાબુલમાં માણસો તથા ઘોડા ઘણા છે અને બહાદુરીમાં મહાબતખાન બરાબર કોઇ નથી. વાસ્તે ખાને પોતાના લશ્કર સહિત જલદી લાહોર જવું અને ત્યા દારાને મળી એ આગા બંદર (નાયબખાન) શીકોઓને તેમની નજરે પહોંચાડવા વગેરે.

ફ્રેન્ચ ડૉક્ટર બરનીયર લખે છે કે શાહજહાંએ ભરોસાનો ખાંજાસરા ઔરંગઝેબ પાસે મોકલ્યો. તેણે શાહજહાંનો સંદેશો કહ્યો કે દારાએ જે કંઇ કર્યું તે અઘટિત હતું અને તેની બે સમજ તથા નાલાયકીની વાતો કરી કહ્યું કે તમારા ઉપર તો અમે શરૂઆતથીજ ખરી પ્રીતિ રાખીએ છીએ.–એટલે તમારે અમારી પાસે જલદી આવી, પડેલી અરાબી બાબત અમારી સાથે મસલત ચલાવવી જોઈએ. પણ આ સાવચેત શાહજાદા (ઔરંગઝેબ) એ બાપનો ભરોસો કરી ચાલ્યા જવાની હિંમત કરી નહિ. ખરેખર મહેલમાં તાતારી સ્ત્રી જે પહેરાનું કામ કરતી હતી તેમાંની કેટલીક મજબુત હથિયારબંધ તૈયાર રાખવામાં આવી હતી કે ઔરંગઝેબ મહેલમાં દાખલ થાય કે તુરત તેના[1] ઉપર તટી પડે.

ઔરંગઝેબને પિતા માટે માન

ખાફીખાન[2] લખે છે કે ઔરંગઝેબનો ઇરાદો બાપ પાસે જઇ[3] નાલાયક ભાઇ (દારા) ને લીધે નસીબે જે કરાવ્યું તેની માફી માગવાનો હતો. પણ શાહજહાંની દારા તરફજ લાગણી જણાઇ તેથી જવાનું બંધ રાખ્યું. શાહજહાં એ કાબુલના સુબા મહાબતખાનને લખેલા કાગળ વિષે ઉપર વર્ણન થઇ ચુક્યું છે. આટલું છતાં ઔરંગઝેબના મનમાં બાપને માટે લાગણી તથા માન ઓછાં ન થયાં. પોતે ન ગયો પણ પોતાની માફી માટે શાહજાદા આઝમને મોકલ્યો. શાહજહાંને કિલ્લામાં દરેક રીતે આરામ હતો. બાપને જરાએ ઇજા ન થાય તથા તેમનું મન ન દુઃખાય તેવા ઔરંગઝેબે આખર સુધી ઇલાજો લીધા.

---

(૧) આ ઉપરથી પ્રોફેસર લેનપૂલ લખે છે કે શાહજહાંએ જે જાળ દીકરાને ફસાવવા માટે પાથરી હતી તેમાં પોતે ફસાઈ ગયો.

(૨) ખાફીખાન કૃત ભા. ૨ જો પૃ. ૨૪

(૩) શાહજહાંએ દિકરા બાબત ઔરંગઝેબ વિરુદ્ધ શુજાને એક પત્ર લખ્યો હતો. ખાફીખાન કૃત ભાગ ૨ જો પૃ. ૧૦૨

બરનીયર કહે છે કે ઔરંગઝેબ શાહજહાં સાથે પ્રેમ અને સભ્યતાથી વર્તતો હતો અને પોતાના ઘરડા બાપની દરેક રીતે બરદાસ્ત રાખતો હતો. વારંવાર ભેટો મોકલ્યા કરતો, મોટાં મોટાં કામોમાં મુરશિદની પેઠે બાપની સલાહ લેતો અને ઘણીવાર કાગળો લખતા તેમાંથી તાબેદારી અને સભ્યતા જાહેર થતી. આને લીધે શાહજહાંનો ગુસ્સો આખરે એટલે દરજ્જે મંદ પડી ગયો કે રાજ્ય કામકાજ દીકરાને લખવા લાગ્યો અને પોતાના શાહ જાદાને માફી આપી તથા તેના હકમાં આશીર્વાદ પણ આપવા માંડ્યા.

શું વાંચનારાઓને આટલા પુરાવા રજુ કર્યા સાથ ઔરંગઝેબ નિર્દોષ લાગશે નહિ? ઇનસાફ કરો કે જહાંગીરે શાહજહાંની જાગીર નૂરજહાંને આપી, બીજી મહેરબાનીઓ તેના ઉપર તવીજ કાયમ હતી છતાં શાહજહાં બાપની સામો થયો અને

શાહજાદા ખુર્રમના શાહજહાં અને ઔરંગઝેબના મુકાબલા

લાંબા મુદત સુધી વિરૂદ્ધ રહ્યો. નામે શવામા એ ફતેહમંદ થયો નહિ, જો ફતેહમંદ થયો હત તો આગળ શું કરત? તો પણ શાહજહાં ઇતિહાસોમાં નેકનામ કહેવાયો. ઔરંગઝેબની જાગીર જતી રહી, તેની પાછળની ફોજ કે જ્યારે તે દુશ્મનના મુકાબલામાં લડતી હતી તેને બોલાવી લીધી, તેની સામે મોટી ફોજ મોકલી. કિલ્લામાં તેને મારી નાંખવાનો બંદોબસ્ત કર્યો, એની સામે ઉશ્કેરવામાં બીજાઓને પૂરી મદદ કરવામાં આવી છતાં તે બાપનું બહુ માન જાળવતો અને તેની સાથે નરમાશથી વર્તતો હતો તોપણ તે ઇતિહાસમાં બદનામ કહેવાય?

ઇતિહાસ લખનારાઓની અદાલતમાં આરોપી પોતાનું લેખિત વર્ણન લઇ હાજર થવાનો પ્રસંગ ઓછો આવે છે. જ્યારે ઔરંગઝેબ પોતાના ઉપરના આરોપોના પોતે વિગતવાર જવાબ આપે છે ત્યારે પણ તેઓની આંખ ઇનસાફ આપવા તરફ ઉઘડતી નથી? લખનારાઓએ ઔરંગઝેબને દગાબાજ તરીકે ચીતરેલો જાણ્યો છે, પણ હવે એના બાબા ડાઘો એક પછી એક ગાયે

આવી ગયા છે અને આજ લગીના છુપા ભેદો હવે ઉઘાડા પડી ગયા તો ઔરંગઝેબને પોતાનો બચાવ કરવાનો વખત આપવામા આવે તો યોગ્ય છે. આ જગાએ ઔરંગઝેબના[1] બણ કાગળો ટાંકવામા આવે છે તેમા જુઓ કે આ દગાબાજ અને કરણીનો એક અક્ષર પણ સત્યતાથી દૂર પડેલો છે ?

## પહેલો કાગળ

આલી હજરત તરફથી ખાજેસરા ચિઠ્ઠી લખનારને ઓલાવવાના સબંધમા જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમા —

નોહરબાદ આલમગીર તરફના [illegible]

દૌલત કદમ બજાવી લાવીને અરજ ગુજારવામા આવે છે, કે હજુર આલી તરફથી લખાયલી આજ્ઞાપત્રિકા જે ચાલુ માસની પાંચમી તારીખે આ સેવકની વિનંતિના જવાબમા લખાયેલી હતી તે પહોંચી છે અને મોતી વરસાવનારી તથા જવાહિર પરોવેલી કલમથી લખાયેલ લખાણ વાંચવાથી આંખોને પ્રકાશ તથા મનને અત્યાનંદ વ્યાપ્યો. ખુદાનો શુકરાનો કે હજુરના કલ્યાણકારી તથા પવિત્ર દેહ તંદુરસ્તી અને સુખમા છે

વિપત્તિ સમયે મદદ કરનાર હજુર સલામત—આ દૈવગતિમા નપડાએલ ઈશ્વરેચ્છાને આધીન એવા ભયભીત વખતમા પડેલ એવા મકર અને ગુપ્ત વિટંબણાઓમા ફસી પડેલ, કે શરમ અને લજ્જતને લીધે શી અરજ ગુજારે કે હજુર આલાની નજર બહાર હોય? હમેશા ખુદા તઆલાની જનાબમા અરજ ગુજારવામા આવે છે કે મહા પ્રતાપી શહેનશાહની મીઠી નજર અને કસુરની માફી થતી રહે જેથી કરીને નોકરી હજુરની મરજી પ્રમાણે બજતી રહે અને આલી જનાબની ગરીબ પરવરીથી પણ ઉમેદ છે કે આ ગુનેહગારને સારી દુઆશી ઔરંગ કે ધણીની સારી રીતે તાબેદારી ઉઠાવવાની ઈશ્વરી પ્રેરણા થયા કરે એવી

(1) [illegible]

હુઆથી યાદ કરતા રહેશો. કેટલાંક કામોની તજવીજના સંબંધમાં પહેલાં લખ્યા પ્રમાણે હકીકત છે અને આ રસ્તે કઇ શરમ છે કે જે નથી ? ચિઠ્ઠી લખનાર આજેસરાનું જ્યારે કામ પડે ત્યારે હુકમ કરવામાં આવે કે તરત ખિજમતમાં હાજર થઈ સુખ પ્રાપ્ત કરશે.

## બીજો કાગળ.

જે સમયમાં શુજા પહેલી વખત આલમગીર પાદશાહથી હાર પામીને નાશી ગયો હતો અને કેદ પકડાયા પહેલાં દારા શિકોહ ખુલ્લમકાં કાસદોની ધર પકડ કરતો હતો તે વેળા હઝુર આલીને શિખામણ ભરેલો પત્ર લખીને લઇ ગયા અને હઝુરે આલીના આબદારખાનાં તથા ગુસલખાનાં બંધ થવા બાબતનો લેખ પણ તેમાં હતો, અને દૈવયોગે એજ સમયમાં હઝુરે આલીનો હિંદી ભાષામાં લખેલો કાગળ જે શુજા ઉપર મોકલવામાં આવ્યો હતો તે હાથ આવ્યો હતો, પોતાના મહાન પિતાના પત્રના જવાબમાં લખેલો હતો:—

દંડવત પ્રણામ બજાવી લાવી અરજ કરવામાં આવે છે. જે લખાણ હઝુરના પોતાના હાથે લખાયેલું હતું તે લાંબા કાળ પછી પહોંચ્યું. તે વાંચીને સુખ પ્રાપ્ત થયું. જે હકિકત લખવામાં આવી હતી તે જાણમાં આવી. પત્રવ્યવહાર પકડાઇ જવાનાં કારણો પૂછવામાં આવ્યાં હતાં. સમુદ્રનાં ટીપાં જેવા મન ઉપર છાનું ન રહે કે શરૂઆતમાં ઇશ્વરેચ્છાથી જે બીનાઓ આ તાબેદારના હાથે બની તે આપ નામદાર બુધ્ધિના સ્વરૂપ પોતેજ હોવાથી અને ઘણો ખરો આપનો કિંમતી વખત જમાનાના ઊંચ નીચના અનુભવોમાં પસાર થયેલો હોવાથી કાળના સંજોગોને લીધે બનવા પામી એમ સમજીને આ તાબેદારને નીચો પાડવા તથા બીજાઓ જેમનો સુભાગ્યે એની સાથે સંબંધ ન હતો તેમની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરશો નહિ એવો ભરોસો હતો તેથી વર્તણુંક સારી ઢબપર ચલાવવામાં આવી હતી, અને એવી ઇચ્છા

હતી કે ગડબડાટ શમ્યા પછી હજુરે આલીની પ્રીતિ સંપાદન કરવા પ્રયત્ન આદરીને તે સાધનથી બંને દુનિયાનું કલ્યાણ સંપાદન કરવામાં આવશે અને ગમે તેટલું સાંભળવામાં આવ્યુ કે તોફાન અને અશાંતિ હજુરના ઉત્તેજનથીજ ઉત્પન્ન થયાં છે અને ભાઇઓ આપનાજ પવિત્ર ફરમાનથી હાથ પગ પછાડે છે અને જીવતોડ મહેનત કરે છે તો પણ તે ઉપર લક્ષ ન આપતાં વિશ્વાસના ધોરી રસ્તા ઉપરથી ખસવાની ફિકર કરવામાં આવી નહિ. પરંતુ હજુરના દુર્લક્ષપણાના સમાચાર લાગલાગટ મળતા રહેલા હોવાથી અને વળી શુજા ઉપર હિંદી ભાષામાં પત્ર લખવામાં આવ્યો હતો અને તેનેજ લીધે તેના સર્વસ્વનો નાશ થયો તે તો પ્રસિદ્ધજ છે. તે ઉપરથી ખાત્રી થઇ કે આપ નામદાર આ તાબેદારને ચાહતા નથી અને જે કાંઇ ગુમ થયું છે તેની શોધમાં આજ પર્યંત છો કે ફરીથી સ્થાપિત થવાય અને આ આજ્ઞાંકિત સેવકના પ્રયત્નો જે પવિત્ર ધર્મના ફરમાનો જારી કરવા તથા રાજ્ય કારભાર વ્યવસ્થિત કરવા તરફ દોરાયલાં છે તે વ્યર્થ જાય અને કોઇ પણ રીતે આ ઇરાદાથી પાછા ન વળતાં તે ઉપર દ્રઢ છો તેથી લાચાર થઇને દુરંદેશી તથા દુરદર્શિતાને અનુસરીને તથા ઉપાય ન થઇ શકે તેવા દુષ્ટોની મલીનતાના સંબંધે ચિંતાતુર થઇને જે કાંઇ મનમાં હતું તે અમલમાં મુકવાનું અશક્ય બન્યું અને આ કથનની સત્યતાનો સાક્ષી બળવાન ઇશ્વર છે. આ સ્થિતિમાં આ તાબેદારનુ ચિતને વખત સ્વસ્થ થશે કે જ્યારે બે કુકર્મીઓ જેઓ બીજી વખતે ફજેત થઇને નાશી છૂટયા છે તેઓ કાંતો શહેનશાહતમાંથી બહાર જતા રહે અથવા ઇશ્વરેચ્છાથી કેદ પકડાઇને પોતાના ત્રીજા ભાઇની સાથે મુકામ કરે.

## કવિત.

જ્યાં સુધી દેશના વારસાનું માથું શરીર ઉપર છે ત્યાં સુધી દેશના શરીરને ઉપદ્રવ બહીઆન છે.

ઈશ્વરની મરજી હશે તો બળવાખોરોનું કામ એક અથવા બીજી રીતે પૂરૂં કર્યા પછી આ સઘળી સાવચેતીની શી જરૂર રહેશે? આબદારખાના બાબત લખવામાં આવ્યું હતું. જ્યારે હજુર પોતે હાલમાં હમેશાં મહેલમાં રહો છો ત્યારે ખાસા પાણીને ગુસલખાનામા ગણવાની શી જરૂર છે? અને પોશાકના કારખાના ઉપર બાજેમગના જવા આવવાને લીધે મોહોર રાખવામાં આવતી હતી. હવે એ હોદ્દાપર બીજાની નિમાણુંક થવાથી પોશાક હમેશની માફક વગર ઢીલે પહોંચાડવામા આવતો રહેશે.

## ત્રીજો કાગળ.

હજુરે આલીએ ભવોની માફી આપતાં દારા શિકોહના પોશાકમાંથી થોડુંક જવાહિર જે મહેલમા રહ્યું હતું તે આલમગીર પાદશાહે માટે મોકલતા જે કાગળ લખ્યો હતો તેના જવાબમા —

વફાદારીની શરતો બજાવ્યા લાગ્યા પછી અરજ ગુજારવામાં આવે છે કે આ તાબેદારની અરજીના જવાબમા મહેરબાનીથી ભરેલું ફરમાન પહોંચ્યું અને કલ્યાણકારી સમયમાં અને બાગમાં સારી ઘડીપળમા તેનાથી આબરૂમા વૃદ્ધિ થઇ. ભલો અને તકસીરોની માફીના ખુશ ખબર સાંભળી ઘણોજ આનંદ થયો. અને જનાબે આલીની અત્યંત કૃપાનો ઉમેદવાર થયો. ખુદાતઆલાનો ઉપકાર કે ન્યાય તથા ન્હરદાનીની રૂએ આલી હજરતે ગિફા ઉપર માફીને પસંદગી આપીને આ માથાથી તે પગ સુધી ગુનાહથી ભરપુર બાળ. મે હવાળાને બંને દુનિયાના ખેદ તથા સંતાપના વમળમાંથી મુક્તિ બક્ષી. ઇશ્વરની કૃપાદ્રષ્ટિથી સંપૂર્ણ આશા છે કે હવે પછી મગદૂર પ્રમાણે જે શર્મ ન થવુ જોઇએ તે આ તાબેદારથી અમલમાં આવશે નહિ. કપો ભેદ જાણનાર ખુદા જેને જૂઠ અને અસત્યમાં સહી તરીકે આગળ ધરે તો ઇન્સાફીઓના અભિપ્રાય પ્રમાણે કુફ્ર (પાપનીપણું) અને બીજા સઘળા ધર્મોમાં દુષ્ટતા ગણાય છે તે જાણે છે કે આ તાબેદાર કોઇપણ કાળે હજુરે આલીની

પવિત્ર ઇચ્છા વિરૂદ્ધ કુસંપકારોની તજવીજમાં લાગ્યો નથી અને પોતાને હજુરનો પ્રતિનિધિ સમજીને આ જોખમ ભરેલું કામ માથે લે છે. પરંતુ રાજકારભાર, ધર્મની વ્યવસ્થા અને રૈયતના મનની સમાધાનીને લીધે પ્રતિનિધિત્વ જાહેર કરવાનું બની શકયું નહિ. તેથી લાચારીને લીધે દેશની ખાતર તથા રૈયતની સ્થિતિ ધ્યાનમાં રાખીને કેટલીક મુદ્દત સુધી આ વર્તણુંક કે જે કોઇપણ પ્રસંગે મારા મનમાં આવી નહોતી તે ચલાવવી પડી છે અને ઇશ્વર જાણે છે કે આ રીતને લીધે કેવી કેવી શરમ ઉઠાવવી પડી છે. ઇશ્વરેચ્છાએ દેશમાં શાન્તિ ફેલાશે અને તોફાની ધુળ બેસી જશે કે તરતજ હજુરેઆલીની સઘળી ઇચ્છાઓ ઉત્તમ રીતિએ પરિપૂર્ણ થઇ શકશે. આ તાબેદાર કે જેણે પોતાની જીંદગીનો સારામાં સારો ભાગ હજુરને પ્રસન્ન કરવામાં અને સેવા કરવામાં ગુજાર્યો છે તે ક્ષણભંગુર સંસારની ક્ષુલ્લક બાબતોને માટે કેમ એવી રીતે વર્તી શકે કે જેથી હજુરેઆલી જેમની પ્રસન્નતા મેળવવા જાનમાલ અને ઓલાદનો પણ પરિત્યાગ કરવો યોગ્ય છે તેમની સુખ શાંતિમા ખલલ પહોંચે અને મહેલનાં માણસો સેવાના કલ્યાણથી જુદાં રહે. શુજાએ સુખની કિંમત ન જાણી ને દુષ્ટ ઇરાદાથી અલ્હાબાદ પહોંચીને બળવો જગાડ્યો છે તેથી આ તાબેદાર પણ મોટા શાહજાદાથી જરા નિરાંત થયા પછી એક ક્ષણ પણ નવરો બેઠો નહોતો, ને ઇશ્વરની મદદ ઉપર ભરોસો રાખીને ચાલુ માસની ૧૭ મી તારીખે તે તરફ રવાના થઇને આશા રાખે છે કે, ખુદાની મહેરબાનીથી અને હજરત પેગમ્બર સાહેબની મદદથી તથા આપ નામદારની છુપી દુઆથી જલદીથી આ કામમાંથી પરવારીને ફરીથી આપ નામદારને જે વાત નાપસંદ હોય તે તરફ કોઇ કાળે વળીશ નહિ. આપ નામદારથી છાનું નથી કે વખાણને લાયક મહાન ખુદા પોતાની અમાનત કોઇ એવાને સોંપતો નથી કે જે રૈયતની સંભાળ અને દેખરેખ રાખવાને અશક્ત હોય. ડાહ્યા માણસો સારી રીતે સમજે છે, કે ઘરડાં દરદાંનો રક્ષક હોઇ શકે નહિ અને શક્તિહીન માણસ આવા

મોટા હોદ્દાનું કામ બજાવી શકતો નથી. રાજ્યનો કારભાર ચલાવવો એ રૈયતનું રક્ષણ કરવાનું છે, નહિ કે પોતાનું શરીર પાળવું કે પોતાની ઇચ્છાઓને સંતોષવી. ગમે તેમ હોય પણ વખાણને લાયક અને મહાન ખુદા આ તાબેદારને આપ નામદારની કૃપાકૃની શરમથી મુક્ત કરે. ભૂલ ચૂકની માફીને તથા શાહઝાદા દારા શિકોહના ઘરેણાંનો હું સ્વીકાર કરૂં છું અને આ મહેરબાનીની માટે ઉપકાર માનું છું.

---

ઔરંગઝેબનું કથન

અરબી ભાષામાં ચાલતી કહેવત "અલમલેકુલ અકીમ" તથા ફારસી ભાષાની કહેવત "દરસલતનત ખેશીનેસ્ત" એટલે રાજ લોભના મામલામાં બાપ કોનો અને દીકરો કોનો, જેના ઉઝબેકના સુલતાનને તેના દીકરાએ રાજલોભને લીધે મારી નાખ્યાના પ્રતિહાસોમાં બીજા ઘણા દાખલા મોજુદ છે: તેમ રાજલોભને લીધે ઔરંગઝેબે કર્યું નથી. બલ્કે બાપને આખર લગી રાજી રાખવામાં ઘણું કીધું. એવું બધા[1] તરફથી સાબિત થાય છે. જે કંઇ કર્યું તે દેશની સુલેહ શાંતિ જાળવવા માટે કર્યું તે એના પોતાના શબ્દોજ નહિ બલ્કે તે શબ્દો ઉપર મરતાં સુધી અમલ કર્યો તે ઉપરથી સાફ જણાઇ આવે છે. એ કહેતો કે બાદશાહી એટલે એશઆરામ કે વૈભવ નથી પણ લોકોની સંભાળ છે.

ઔરંગઝેબના પિતા પ્રત્યેની વફાદારી.

શાહજહાં થોડો વખત ઔરંગઝેબથી નારાજ રહેલો પણ પછી રાજી થઇ પોતાની ખુશીથી શાહીતાજ તથા બધા જવાહિરો જે એના કબજામાં હતાં તે ઔરંગઝેબને આપી દીધાં. છેવટે માફી પત્ર પણ લખી આપ્યું. ઔરંગઝેબ બાપની મરજી પ્રમાણે હરેક રીતે તેને ખુશ રાખતો, એની પાસે જવાની બધાને છૂટ હતી. વખતો વખત પોતાના દીકરાઓને [2] મોકલતો.

---

૧ પ્રો. લેનપૂલ–ઔરંગઝેબ પૃ. ૮૦

૨ એક વખત શાહઝાદા આઝમને પોતાના તરફથી બાપ પાસે માફી

આગ્રેથી દિલ્હી જતાં પહેલાં મુકર્રમખાન નામના અમીરને બાપ પાસે રાખ્યો, કેમકે તેની સાથે તેનું દિલ બહુ મળેલું હતું. તેને ત્રણ હજાર અશરફી ઇનામમાં આપી. તેવીજ રીતે ફાઝલખાનને પણ રાખ્યો. મીરસૈયદ મોહંમદ કનોજના મોટા મોલવી હતા તેમને શાહજહાં પાસે રાખ્યા. શાહજહાં ઇલ્મદોસ્ત હતો તેથી તેનાથી બહુ ખુશ થયો. કેટલીક વખત રાજ્યના કામોમાં ઔરંગઝેબ બાપને સલાહ પણ પૂછતો. બાપ હમેશ ખુશીમાં રહી ખુદાની બંદગી[1] કર્યા કરે એવું ચાહતો હતો, અને તેમજ થયું પણ જ્યારે બાપના મોતના સમાચાર આલમગીરને મળ્યા ત્યારે તે દિલ્હીમાં હતો અને તે વખતે બહુ રડ્યો અને બાપને મળવાની જે આતુરતા હતી તે પૂરી ન થઇ; એનો બહુ ખેદ થયો, તરત આગ્રે ગયો, બાપની કબર ઉપર ફાતેહા ભણ્યો, ગરીબોને લાખો રૂપિયા દાન આપ્યું, મોટી બેન જહાંઆરા બેગમનો શોગ ઉતરાવ્યો અને તેને તથા બીજાઓને ઘણું આપ્યું. બાપને ફિરદોસ આશયાની લખવાનો હુકમ આપ્યો. રૂકઆતે આલમગીરીમાં આલમગીરે ઘણા કાગળો એવા લખ્યા છે કે જેમાં બાપના કામોને વખાણી પોતાના શાહઝાદાઓને બોધ તરીકે મોકલ્યા છે.

મુરાદનું કેદ થવું

રમઝાનની ૨૨ મી ( ૧૩ મી જુન ) એ ઔરંગઝેબ દારાના ઇલાજ માટે દિલ્હી જવા રવાના થયો. રસ્તામાં સુલેમાન શિકોહ જે શુજા તરફ ફોજ લઇ બાપ તરફથી ગયો હતો

---

માગવા મોકલ્યો હતો, શાહઝાદાએ ૫૦૦ અશરફી તથા ૪૦૦૦ રૂપિયાની નજર કરી. શાહજહાંએ પોતાને છાતીએ લગાડ્યો અને રડ્યો. ખાફીખાન ફૂત.

૧ મણિમાસની આરસી જે શાહજહાંના ગળામાં રહેતી હતી તે તથા મરવારીદની ૪ લાખની તસબીહ ઔરંગઝેબે તેની પાસેથી મંગાવી. આરસી તો આપી દીધી પણ તસબીહ ન આપતાં કહ્યું કે એને ફરીથી તેનો જુદો મોકલીશ, એટલે નારાજ બનાવી. તે ફરી કોઇ દિવસ ઔરંગઝેબે માંગી ... પરહેજગારીને (ભક્તિ)વિરુદ્ધ જાણી ઔરંગઝેબે મંગાવી ... એ ગાદનો હતો કે બાપનો બાકીનો વખત ખુદાની બંદગીમાંજ જાય થયું પણ તેમજ.

તેના પ્રખ્યાત સરદારો રાજા જયસિંહ કછવાળ વગેરે ઔરંગઝેબ પાસે હાજર થયા તેમને ઇનામો આપી નોકરીમાં દાખલ કર્યા. એવીજ રીતે મહારાજા જશવંતસિંહ રાઠોડને પણ માફી મળી અને તે નોકરીમાં દાખલ થયો. ઔરંગઝેબને આ વખતે એક મોટી ફીકર થઇ પડી એટલે મુરાદને ફતેહમંદ ભાઇની અદેખાઇ થઇ આવી અને તેની સાથે જવા કરતાં આગ્રામાંજ રહેવાનું તે ચાહતો હતો પણ આખર લાચાર થઇ સાથે ગયો. તે ઘણો પાછળ રહેતો. જ્યારે તેઓ મથુરામાં ૨ જી શવાલ ( ૨૩ મી જુન ) ને રોજ આવી પહોંચ્યા ત્યાં તારીખ ૪ થી ( ૨૫ મી જુન ) એ ઔરંગઝેબે તેને કેદ કરાવી દિલ્લી મોકલી દીધો. આ બાબત જુદી જુદી કેટલીક લાંબી કહાણીઓ છે તેમાંનો ટૂંક ઇતેખાબ નીચે પ્રમાણે છેઃ—

૧ આલમગીરનામામાં છે કે મુરાદે પોતાના લશ્કરમાં વધારો કર્યો; ઔરંગઝેબના કેટલાક અમલદારોને ઇનામ આપી પોતાના તરફ મેળવી લીધા; આગ્રાથી ઔરંગઝેબની સાથે ચાલવામાં બહાનાં કર્યાં પણ છેવટે ચાલ્યો. પાછળ પાછળ રહેતો એટલે એનામાં કપટ છે એમ જણાયું. ફરી દેશના શાંતિમાં ખલલ ન પડે એ હેતુથી જ્યારે મુરાદ મોટાભાઇ ( એટલે ઔરંગઝેબ ) ના સલામ માટે હાજર થયો ત્યારે તેણે તેને યુક્તિથી પકડી લીધો અને શેખમીર સાથે રાત્રે દિલ્લી મોકલી દીધો.

૨ ખાફીખાન મુરાદને વખાણના શબ્દોમાં બોલી કહે છે, કે ભોળા મુરાદને રાજ્યની ઇચ્છા હતી. એની સાથવાળા એને ઘણું સમજાવતા કે ઔરંગઝેબ દગો કરશે; પણ એ માનતો નહિ. એક વખત એનાં માણસોમાંથી મોટી ઉમરના રોયદે સ્વપ્નમાં જોયું કે ઔરંગઝેબે જે વચન આપ્યાં છે તે કદી પાળવાનો નથી. ( આવી સ્વપ્નાની ઘણી વાતો ખાફીખાન પોતાના પુસ્તકમાં લખે છે ). જ્યારે આ પ્રમાણે મુરાદને

કહેવામા આવ્યુ ત્યારે તેણે માન્યુ નહિ, આખરે મથુરા આગળ મુરાદને યુક્તિથી પકડી પગમા બેડી નાખી (જેની હુ વિગત લખતો નથી) પરદાવાળા ચાર હોદ્દા ચાર હાથીઓ ઉપર મૂકી ચારે તરફ રવાના કર્યા એમા મુરાદને બેસાડી દિલ્હીના સલીમગઢ કિલ્લામા મોકલી દીધો એમ કરવામા મુરાદના માણસોને ભલવાપ આપી એકજ તરફ મુરાદને મોકલવાનુ માલમ પડત તો તેના વફાદાર માણસો પોતાના ધણીને છોડાવી લાવત

૩ સૈરૂલમુતઅખ્ખેરીન જે ફારસી ઇતિહાસ બહુ પાછળનો છે અને તેનો કર્તા મીઆ પથનો છે, તેમા લખેલુ છે કે મુરાદે મોગલાઇને કહેવડાવ્યુ કે હવે વચન પ્રમાણે મુલકના બે હિસ્સા કરી એ મને આપીદો ઔરંગઝેબે જવાબ આપ્યો કે હજી બાપ જીવતો છે અને તેની દાન તરફ લાગણી વધારે છે આથી મુરાદને સંતોષ તો વળ્યો પણ મુસાફરીમા દૂર દૂર રહેતો હતો મથુરામા ઔરંગઝેબને તેના માણસોએ ખાત્રી પૂર્વક કહ્યુ, કે મુરાદ કપટ કરવામા છે, માટે તેને કેદ કરવા જોઇએ આ પ્રમાણેની હકિકતથી મુરાદના મોટા મોટા સરદારોને ઔરંગઝેબે લાલચો આપી પોતાના તરફ કરી લીધા પછી બહાનાથી મુરાદને પોતાના તબુમા બોલાવ્યો, પણ તે પોતાના સલાહકારોના કહેવાથી બહાનુ કરી ગયો નહિ ઔરંગઝેબને વધારે ફિકર થઇ તેથી રાજ્યકારી કામોમા સલાહની જરૂર છે વગેરે સબબ કારણો બતાવી ભાઇને બીજે દિવસે બોલાવ્યો તેના માણસોએ ત્યા ન જવા તેને ફરીથી સમજાવ્યો મુરાદને તો ખાત્રી હતી કે ઔરંગઝેબે જે વચન આપ્યા છે તેને તે પાળશેજ માટે બીજે દિવસે જવાનો ઠરાવ કર્યો નવારમા શિકાર માટે જંગલ તરફ જતો હતો કે નુરૂદ્દીન નામે એનો ખાસ નોકર જે ઔરંગઝેબ સાથે મળી ગયો હતો તે ઘોડા દોડાવી

સામે આવ્યો અને કહ્યું, કે ઔરંગઝેબના પેટમાં એકાએક સખત દરદ થાય છે માટે તેમને હાલ તુરતજ જોવા જવાની આપને જરૂર છે. ભોળો મુરાદ તરતજ ચાલ્યો ગયો. ઔરંગઝેબે તેને ભારે માન આપ્યું. તંબુમાં જગા નથી એમ કહી એના માણસોને બહાર રાખ્યા. ઔરંગઝેબ ભોળા ભાઈને એકાંતમાં લઈ ગયો અને કહ્યું કે આપની હાજરી (નાસ્તા) નો વખત થઈ ગયો છે માટે ખાઈ અહિંજ આરામ લ્યો. ત્યારબાદ નિરાંતે વાતચીત કરી સલાહ કરીશું. તેણે તેમજ કર્યું. પોતાનાં હથિયારો કાઢી એક ખૂણામાં નાંખી દીધાં. ઔરંગઝેબ પણ આરામના બહાનાથી હરમસરામાં ચાલ્યો ગયો. એક દાસી આવી મુરાદનાં હથિયારો લઈ ગઈ કેમકે તે તો ભર ઉંઘમાં હતો. આ જોઈ શેખ મીર વગેરે ઔરંગઝેબનાં માણસો તંબુમાં દાખલ થયાં. અવાજ સાંભળી મુરાદ જાગ્યો. જુએ છે તો હથિયાર નથી, દંગ થઈ ગયો (મુરાદને બાંધી લીધો) ઠંડો શ્વાસ ભરી બોલ્યો કે મારા જેવા વગર કપટના માણસ સાથે આવી સલુક કરો છો? અંદરથી ઔરંગઝેબે જવાબ આપ્યો કે—"પ્યારા ભાઈ તમે જે તોફાન કરવા ધારતા હતા તેથી મુલકમાં બહુ અશાંતિ ફેલાવાનો સંભવ રહે છે માટે થોડા દિવસ તમારી દુરસ્તીની ખાતર તમને એકાંતમાં રાખવામાં આવશે; તમારી સાથે જે વાયદા થયા છે તેનો અમલ થયા વગર રહેશે નહિ. કુરાન શરીફનો ફકરો સંભળાવ્યો કે જે વાત તમને હાલ ખરાબ લાગે છે તે તમારે માટે થોડા વખતમાં સારી થઈ જશે."

૪ ઇટાલીનો મનુચી એક અચંબો પમાડે એવી વાત લખે છે. તે કહે છે કે ઔરંગઝેબે એક નાના શાહઝાદાને લાલચ આપી કહ્યું કે તે ઉંઘેલા મુરાદનાં હથિયારો એવી રીતે લઈ આવે કે તે જાગે નહિ અને જો જાગે તો મુરાદને એમ

લાગે કે શાહજાદો નાદાનીને લીધે એમ કરે છે. શાહજાદાએ તેવુંજ કર્યું. હથિયારો પાસેના તંબુમાં રાખી થોડી વારમાં ઔરંગઝેબે મુરાદ પાસે આવી જંગલીપણાથી ભાઇને બે ત્રણ લાતો મારી. તે જાગ્યો એટલે ઔરંગઝેબે કહ્યું કે "તું બાદશાહ થઇને એવી ગફલત રાખે છે." એમ કહી હુકમ આપ્યો કે આ દારૂડીઆના હાથ પગ બાંધી એવી રીતે રાખો કે તે ઉંધ્યાજ કરે. તરતજ તેજ પ્રમાણે કરવામાં આવ્યુ. મુરાદના માણસોએ ગડબડ કરવા માંડી પણ તેનો તોપખાનાનો ઉપરી અલીકુલી જે ઔરંગઝેબ સાથે પૈસા લઈ પહેલાંથીજ મળી ગયેલો હતો તેણે તેમને દબાવી દીધા અને એવી વાત ચલાવી કે મુરાદે અતિશય દારૂ પીધો હતો તેથી બધાને તથા ઔરંગઝેબને તે ભુંડી ગાળો ભાંડતો હતો એટલે એને બાંધવો પડ્યો. નિશો ઉતરી જવાથી સવારે છોડી મૂકવામાં આવશે. એટલામાં ફોજને તથા ફોજી અમલદારોને લાલચ આપી ઔરંગઝેબે પોતાની તરફેણમાં મેળવી લીધા.

૫ હવે બરનીયરની ભંગડખાનાની સાંભળીને લખેલ ગપ સાંભળો. મુરાદના માણસોએ એને સમજાવ્યો કે આપ, લોકોમાં બાદશાહ તરીકે ગણાઓ છો. ઔરંગઝેબ પડ પણ આપને તેમજ ગણે છે. માટે આવા છોડી તેની સાથે જવામાં માલ નથી. પણ મુરાદે તે ઉપર લક્ષ ન આપતાં ભાઇના ભરોસા ઉપર રહ્યો અને સાથે ગયો. મથુરામાં ફરીથી મુરાદના માણસોએ વધારે ખાત્રીથી કહ્યું કે ઔરંગઝેબના મનમાં તમારા તરફથી કપટ છે. માટે હવે મુલાકાતે જશો નહિ. તો પણ મુરાદ તો ભાઇ પાસે ગયો. આ વખતે ઔરંગઝેબ એવા દમામથી મળ્યો અને એવી મહોબત દર્શાવી કે મુરાદની આંખમાંથી આંસુ નીકળી આવ્યાં. ઔરંગઝેબે પોતાના રૂમાલથી તેનું મોઢું લુછ્યુ અને તે પછી બંને ભાઇઓ જમવા બેઠા. જમી રહ્યા પછી કાબુલ તથા

દારાએ લાહોરમાં માણસ તથા પૈસાનો જમાવ કરવા હાથ પગ પછાડયા પણ ઔરંગઝેબની સ્ફુરતાને લીધે કંઇ કરી શકયો નહિ. ઔરંગઝેબ લાહોર તરફ આવે છે એ જાણી દારા મુલતાન નાઠો પણ ઔરંગઝેબ પૂર વેગે

દારાની હીલચાલ અને હાર.

પૂઠે લાગવાથી દારાનો ત્યાં પણ પગ પેસારો થયો નહિ. ઔરંગઝેબ એટલી ચાલાકીથી જતો હતો કે જેનાં વખાણનો પાર નહિ. ગરમીની મોસમને લીધે ઘણોજ તાપ પડતો હતો. છતાં ઔરંગઝેબની ફોજ રાત દિવસ કૂચ કરતી. ઔરંગઝેબ પોતે ફોજને હિંમત આપવા થોડા માણસો સહિત પાંચ સાત ગાઉ ફોજની આગળ રહેતો અને છેક નીચા દરજાના સિપાઇની પેઠે ગમેતેવું પાણી પીતો, સૂકી રોટલી ખાતો તથા જમીન ઉપર સૂઇ રહેતો. મતલબ કે પોતાની કાયા ઉપર કષ્ટ ઉઠાવવામાં કસર રાખતો નહિ. ઔરંગઝેબ મુલતાન પહોંચ્યો ત્યારે દારા ત્યાંથી બખર તરફ નાશી ગયો. જ્યારે શુજાના અલ્હાબાદ[1] તરફ આવી તોફાન મચાવ્યાના સમાચાર મુલતાનમાં ઔરંગઝેબને મળ્યા ત્યારે દારાને હિંદ બહાર કરવા કે પકડવા બાબત પોતાના સરદારોને મોકલી સારો બંદો બસ્ત કર્યા પછી પોતે શુજા તરફ જવાનું નક્કી કર્યું. કમનસીબ દારાને તેના શુભેચ્છક નોકરોએ ઇરાન જવા સલાહ આપી પણ વખત વાંકો એટલે એને સૂઝયું નહિ. બખરથી સિંધ અને સિંધથી કચ્છ[2] થઈ ગુજરાત તરફ આવ્યો અને અમદાવાદ ઉપર કબજો કરી લીધો. ત્યાંથી રાજા જશવંતસિંહ રાઠોડ જે હમણાંજ ઔરંગઝેબ સાથે દગો રમી શુજાની સાથેની લડાઈમાંથી નાશી આવ્યો હતો

---

૧ 'ઇલાહાબાદ' જોઇએ પણ હાલમા ભૂલથી અલ્હાબાદ લખાય છે.

૨ આ વખતે કચ્છના રાવે દારાનો બહુજ સત્કાર કર્યો હતો અને તેણે પણ રાવને જવાહિર વગેરે ઘણું આપ્યું હતું. સીપહર શિકોહ સાથે રાવની દીકરીના લગ્નની વાત પણ ચાલી હતી પણ બાઉ વખત જ્યારે દારા ત્યાં ગયો ત્યારે રાવે મોઢું પણ ન બતાવ્યું. એક વખત એવો હતો કે દારાની હજુરમા રાવ કચ્છનાં દરબારના રાજા ઉભા રહેતા હતા અને એવા ઘણા રાજા એની

તેના ઉપર દારાએ વિશ્વાસ[1] મુકી અજમેર આગળ ઔરંગઝેબની ફોજ સાથે મુકાબલો કર્યો અને હાર્યો.

આ લડાઇમાં ઔરંગઝેબ ૫ડે આવ્યો હતો, જે રજપૂત સરદારો રાજા જયસિંહ તથા રાજા રાજરૂપ વગેરે એક વખત દારા માટે મરવા તૈયાર હતા તેઓએ આ વખત દારા વિરૂદ્ધ ઔરંગઝેબની નોકરીમાં એવી બહાદુરી બતાવી કે અફઘાન તથા મોગલ મોટા બહાદુર સરદારો પણ દંગ થઈ ગયા. દારાની શરૂઆતમાં ચઢતી હતી. તોપણ છેવટે એનું બધું જોર ખપી ગયું. તારાજ થઈ નાઠો અને તે પછી એના ઉપર ભારે ભારે આફતો પડતી ગઈ. પછી પાછો અમદાવાદ આવ્યો. પણ આ વખતે તેને શહેરમાં દાખલ થવા દીધો નહિ. ત્યાંથી કડીના પ્રખ્યાત કોળી લુટારા કાનજીની મદદથી કચ્છ થઈ સિંધ ગયો.

રબીઉલ આખર હી. ૧૦૬૯ (જાન્યુઆરી ૧૬૫૯)માં ઔરંગઝેબે શુજાને હરાવ્યો અને જમાદિઉલ આખર (માર્ચ ૧૬૫૯)માં દારાને અજમેર આગળ હરાવ્યો. આ બંને દાવેદારોનું લગભગ સઘળું બળ ઔરંગઝેબે તોડી પાડયું અને બાકી જે કાંઇ થોડું

---

તરફેણમાં પ્રાણ અર્પણ કરવા તૈયાર રહેતા. આખરે તે કમનસીબ માટે એવો પણ વખત આવ્યો કે કચ્છના રાવે જરાએ ભાવ પૂછ્યો નહિ. કચ્છનો રાવ પણ બિચારો શું કરે ? હવે ઔરંગઝેબ ગાદી ઉપર આવી ગયો હતો. તેની મહેરબાની મેળવવાની જરૂર હતી.

૧ રાજા પાસે જોધપુરમાં દારાએ પોતાના ભરોસાના સરદારો મોકલ્યા. છેવટે પોતાના દીકરા સીપહર શિકોહને મોકલ્યો. રાજા જૂઠા વચનો આપતો. છેવટ દારાને નાઉમેદી થઇ. તે પહેલાં દારા તરફથી ઘણીજ આજીજી ...નામાં આવી. રાજાની શું કમબખ્તી હતી કે જાત ? જોધપુર ઉપર હમ... મોહંમદ અમીનખાન નામના સરદારને તથા રાજાના ભત્રિજા રાયસિંહને ... હજારની ફોજ સાથે રાજાને નમન કરવા ઔરંગઝેબે મોકલ્યા હતા. છેવટ મારામાર રાજા જયસિંહની આજીજીથી ઔરંગઝેબે બીજીવાર તેને માફી આપી અને તે પછી ગુજરાતનો સુબો બનાવ્યો.

રહ્યું તેના ઉપાય માટે લાયક માણસો નીમી યોગ્ય બંદોબસ્ત કર્યો. આ પ્રમાણે નિરાંતે દસ્તુર મુજબ દિલ્લીમાં જવાહિરના બનેલ મયુરાસન (તખ્તે તાઉસ) ઉપર બેસી પોતાનું નામ અબુલ મુઝફ્ફર, મોહીયુદ્દીન મોહંમદ ઔરંગઝેબ બહાદુર આલમગીર ગાઝી ધારણ કરી તથા રૂપિયા મહોરનો સિક્કો[1] પડાવી ગાદ્યારોહણ (જુલુસ)ની ક્રિયા ભારે દબદબા સાથે ૨૪મી રમઝાન હી. ૧૦૬૯[2] (૫ મી જુન ૧૬૫૯)ના રોજ કરવામાં આવી. આ પ્રમાણે ૪૦ વર્ષથી કંઈક વધારે ઉમરનો બધી વાતે ઘડાયલો અનુભવી શખ્સ હિંદનો બાદશાહ થયો ઔરંગઝેબ માટે આખા હિંદના શહેનશાહ

ઔરંગઝેબનો રાજ્યાભિષેક તથા જશન.

---

૧ રૂપિયા અને અશરફીઓના સિક્કાની એક તરફ કલમો લખાતો હતો. પરંતુ આવા સિક્કા અપવિત્ર જગામા જતા હોવાથી આલમગીરને પસંદ આવ્યુ નહિ, તેથી સિક્કાની એક બાજુએ નીચે પ્રમાણે લખવા તેણે ફરમાવ્યુ (આવી રીતે કર્યાથી આલમગીરનુ ધર્માંધપણુ દેખાડવામા આવે તો તે ભૂલ ભરેલુ છે.)

"સિક્કા ઝદ દર જહા ચા બદરે મુનીર
શાહે ઔરંગઝેબે આલમગીર"

કેટલાક સિક્કાઓ પર 'બદરે મુનીર' ને બદલે "મેહરે મુનીર" પણ લખેલુ છે

૨ ઔરંગઝેબ ના (હી ૧૦૬૯ ના) જુલુસની તારીખો નીચે પ્રમાણે છ –

(૧) ઝહે ઔરંગ ન તાજબા ગે નહાન
(૨) પાદશાહે મુલ્ક હક્ત અક્લીમ
(૩) ઇનનલ મુલ્ક લિલ્લાહે યુતીહે મય શાઓ (કુરાન શરીફમાથી)
(૪) ઝિક્રુલ્લાહ

મુલ્હે, હિમ્મત મું ચુસે મુર્શીદ શિનુદન
કામ હકના મુબારે બાતિલ ગા કરત
તારીખે જુલુસે શાહ હક-આગાહ ન
'ઝિ મુલ્ક' ગુફત આફ્રીદ ગારદ ગુફત

થવાની ભવિષ્યવાણી જો જહાંગીરે કરી હોય તો તે આખરે ખરી પડી.

આ બીજી વખતના રાજ્યારોહણનો ઉત્સવ બરાબર અઢી મહિના સુધી ચાલ્યો. પહેલી બંને ફતેહનો દિવસ રવિવાર હતો. તેથી તે દિવસે ખાસ જશન થતો. દરબારનો ઠાઠ, મહેલોના શણગાર, રાજવંશીઓ અને મુસલમાન હિંદુ સરદારોને ઈનામ તથા પગાર વધારી આપવામાં આવ્યા. તે વિષે ફારસી ઇતિહાસોમાં પાનાંએ પાનાં ભરેલાં છે. તે જોઈ એવી અસર થયા વગર રહેશેજ નહિ કે તે વખત દુનિયામાં આનો મુકાબલો કરે એવું બીજું રાજ્ય હશેજ નહિ ?

આ બીજા જુલુસની ક્રિયા રમઝાનમાં થવાથી, જુલુસનું નવું વર્ષ ૧ લી રમઝાનથી ગણવામાં આવ્યું.

દારાની બેગમનું મૃત્યું અને દારાનું ઇરાન જતાં રસ્તામાં કેદ પકડાવું.

ઘણાં થોડાં માણસ સહિત દુઃખી હાલતમાં દારા સિંધથી ભખર ગયો. આ સ્થિતિ જોઇ તેમાં થીઓ .કેટલાક સાથ છોડી ચાલતા થયા અને ત્યાંથી રેતીનું રણ મહા મુશ્કેલીથી ઓળંગી બંગશ લોકોના મુલકમાં તે ગયો. તેમના સરદારે દારાની બહુ પરોણાચાકરી કરી અને પોતે જાતે એને ઇરાન પહોંચાડવા તૈયાર થયો. પણ દારા હમણાં લગી જેમ બને તેમ જલદી દિલ્લીની ગાદીએ બેસવાની આશા રાખતો હતો. ત્યાંથી મલેક જીવનના ધદ્દાનદર નામના મુલકમાં ગયો જે એના મોટા આભાર તળે હતો. બે ત્રણ દિવસમાં ત્યાંજ દારાના દુઃખમાં ભાગ લેનારી બેગમ નાદેરા બેગમ જે શાહજાદા પરવીઝની દીકરી હતી તે ગુજરી ગઈ. તેની વસીઅત મુજબ કેટલાક માણસોને તેનું શબ લઈ લાહોર દાટવા મોકલ્યા; જે રસ્તામાં લુટાઇ ગયા. હવે દારા સાથે દશવીશ માણસજ રહી ગયાં હતાં. આભારી યજમાન જાહેરમાં પરોણા ચાકરી કરતો હતો પણ અંદરખાને દારાને પકડી લેવાની

કોશીશમાં હતો. હવે દારાને ઈરાન જવાનું સૂઝયું. મલેક જીવન ત્યાં પહોંચાડવા તૈયાર થયો. થોડે દૂર જઈ પોતાના ભાઈને સાથે કર્યો અને પોતે બહાનું કરી, પૂરી તૈયારી કરી હું બે ત્રણ દિવસમાં આપને મળી જઈશ એમ કહી પોતાને ઘેર ચાલ્યો ગયો. રસ્તામાં તક જોઈ આ કૃતઘ્ની પુરૂષના ભાઈએ દારાને પકડી બાંધી લીધો અને પોતાના ભાઈ પાસે લાવ્યો; જેણે તરતજ આલમગીરે દારા પાછળ મોકલેલા સરદાર બહાદુરખાન તથા મીરઝા રાજા જયસિંહને ખબર કરી તથા એક અરજી બાદશાહની હજુરમાં મોકલી. થોડા દિવસમાં એટલે ઝિલ્હજ મહિનાના મધ્ય ( ઓગસ્ટ )માં બહાદુરખાન દારા તથા તેના દીકરા સીપહર શિકોહને હાથી ઉપર લઈ દિલ્લીમાં દાખલ થયો. જે દારા બાશિકોહ લખાતો, તે હવે દારા બેશિકોહ થયો. મલેક જીવન[1] ઇનામની આશામાં સાથે આવ્યો હતો, તેને હલકા લોકોએ ગાળો દીધી, પત્થરો ફેંકયા બલ્કે જો કોટવાળે લોકોને અટકાવ્યા ન હોત તો નુકશાન પહોંચાડત. દારાના કેદ પકડાયલા વડા દીકરા સુલેમાનને તથા સાથે આવેલા સીપહરને ગ્વાલીયરના કિલ્લામાં કેદ રાખ્યા અને દારાને ઇસ્લામી ધારાશાસ્ત્રીઓની સભાએ થોડા દિવસ પછી મોતની[2] સજા કરી. તેના શબને હુમાયુંના મકબારામાં દાટવામાં આવ્યું.

---

૧ મલેક જીવનને એક હજારી મનસબ તથા બખ્તયારખાનનો ખિતાબ મળ્યો.

૨ ઇતિહાસોમાં કેટલાંક ગપ્પા પણ ચાલે છે કે દારાએ બાદશાહ ભાઈને કાગળ લખ્યો હતો કે મને દાસી આપી એક ખૂણામાં પડી રહેવા દો, ગાદી તમને મુબારક રહે. બાદશાહ ભાઈએ તેનાં લખેલાં પુસ્તકો ધર્મગુરૂઓ આગળ રજુ કર્યાં. તેમણે તેવાં લખાણ ઇસ્લામ વિરૂદ્ધ જાહેર કરી લખનારને કતલનો હુકમ આપ્યો. જ્યારે જલ્લાદ મારવા ગયો ત્યારે બાપ દીકરા મસુરની દાલ રાંધતા હતા, કેમકે ઝેરના ડરથી દાલ રાંધીને ખાતા હતા. દારાને મોગલ શૌર્યનો ઉભરો આવ્યો અને મારનારની સામે છરી લઈ થયો. તેથી કેટલાક તેના ઉપર તુટી પડયા અને તેને મારી નાંખ્યો અને તેનું માથું બાદશાહ આગળ લાવ્યા તે જોઈ બાદશાહ ભાઈ ઘણોજ રડયો વગેરે વગેરે.

ઘણાખરા ઇતિહાસકર્ત્તાઓ ઔરંગઝેબનાં દારા સામેનાં કામોને શાહજહાં સાથે લાગુ પાડવામાં મોટી ભૂલ

દારા તથા ઔરંગઝેબ કરે છે. એમાં સંદેહ નહિ કે શાહજહાં આ વખતે લાચાર થઈ પડયો હતો. દારાના કબજામાં બધું હતું માટે જે ચાહતો તે કરતો.

ફારસી ઇતિહાસોમા ઔરંગઝેબ વિરૂદ્ધ ટીકા કરનાર **ખાફીખાનના** ઇતિહાસમાંથી ખાસ હદ લગીનું લેવામાં આવ્યું જેને **વાકેઆતે આલમગીરીનો** કર્ત્તા પણ મળતો આવે છે. મુદ્દાની બાબતોમાં ઘણા ખરા બીજા ફારસી ઇતિહાસો મળતા આવે છે. એકંદર સૌ દારાએ અઘટિત કામ કર્યાનું કહે છે. ઉપર શરૂઆતથી જે લખવામાં આવ્યું છે તેમાં કોઈ ઇનકાર કરશે નહિ.

શું દારાનાં આ કામોને કોઇપણ વ્યાજબી કહેશે?

(૧) બીજા શાહજાદાઓના પ્રતિનિધિઓના જામીન લીધા કે ખબર મોકલે નહિ. ઔરંગઝેબના પ્રતિનિધિ

દારાના જોહુકમીનાં કામો. મીરઝા ઇસાબેગને કેદ કર્યો તેની હવેલી જપ્ત કીધી.

(૨) બંગાળા, ગુજરાત તથા દક્ષિણના રસ્તા બંધ કર્યા, એટલા માટે કે ખબર જઇ શકે નહિ.

(૩) શાહી નોકરીમાં એટલે વિજાપુરના ઘેરામાં ઔરંગઝેબ રોકાયલો હતો તેવામાં તેની પાસેની ફોજ બોલાવી લેવા ફરમાન મોકલ્યું તથા તેની વરાડ પ્રાંતની જાગીર જપ્ત કરવામાં આવી

[1] મુરાદના એક કાગળ (ક્યાઝુલ કવાનીન) ઉપરથી દરેક ફરમાન ઉપર દારા બાપના જેવી સહી કરતો.

દર નારેશે

(૬) શાહજહાં આગ્રામાં રહેવા ચાહતો નહોતો છતાં દારાએ તેને જોર જુલમથી ત્યાં રાખ્યો.

(૭) દારા જ્યારે ફોજ લઈ લડવા ચાલ્યો ત્યારે શાહજહાંએ મના કરી પણ માન્યું નહિ. શાહજહાં પડે જવા તૈયાર થયો કે જેથી લડાઇ બંધ પડે પણ દારાએ[1] માન્યું નહિ.

દારા વિષે છેવટ અભિપ્રાય.

આ બધાં કામોની શરૂઆત દારાએ કરી. ઔરંગઝેબ પોતાના બચાવમાં દારા સાથે લડયો. બરનીયર જે ઔરંગઝેબ વિરૂદ્ધ સખત ટીકા કરનારો છે તે ભાઇઓની લડાઈના સંબંધમાં લખે છે કે, ખરેખર તેમને પોતાનાં ઇરાદાથી હાથ ઉઠાવવો એ મુશ્કેલી ભરેલું હતું. કેમકે ફતેહમાં ગાદી મળવાની ઉમેદ અને હારમાં જીવ ખોવાની ખાત્રી હતી. ફક્ત બેજ વાત હતી. મોત કે રાજ્ય. જેમ શાહજહાંએ પોતાના ભાઈઓના જીવ લઇ રાજ્ય મેળવ્યું હતું તેમ આ વખતે જે ફતેહ મેળવશે તે બીજાને અદેખાઇથી મરાવી નાંખશે.

આખરે ઔરંગઝેબની ફતેહ થઈ, દારા કેદ થયો અને છેવટ તેને કતલની સજા થઇ. ભાઇ અને તે પણ મોટો તેને હમેશની કેદની શિક્ષા ન કરતાં કતલ કરાવ્યો તે બાબત જાહેરમાં ઔરંગઝેબ આરોપી અને ધિક્કારવા લાયક ગણાયો. પણ માંહેની બધી વાત જાહેરમાં આવે તો આરોપ દૂર થઇ જાય છે. તરફદાર[2] કે

૧ ફારસી ઇતિહાસો સાથે આ જગાએ બરનીયર પણ મળતો આવે છે એટલે કહે છે કે શાહજહાં આ વખતે બહુ ખરાબ હાલતમાં હતો. બીમારીની તકલીફ સિવાય તે દારાની ઉદ્ધતાઈના પંજામાં ફસાયલો હતો.

૨ દારાનો મિત્ર ફ્રેન્ચ ડૉક્ટર બરનીયર તેના કેટલાક વખાણ કર્યા પછી કહે છે કે દારા અહંકારી હતો અને તેને એવું ઘમંડ હતું કે કોઈની પણ સલાહ વગર ગમે તે કામ હું કરી શકું છું. કોઈ એને સલાહ આપતો તેને તે

વિરુદ્ધ પક્ષ બધા એક મતે કહે છે કે દારા એટલો અભિમાની અને ખરાબ સ્વભાવનો હતો કે દિલ્લીની ગાદીનો માલેક થવા લાયક ગણાય નહિ. જ્યારે બધી ખરાબીનો કરનાર એજ સાબિત થાય તો છેવટ પકડાઈ દરબારમાં લાવવામાં આવે એમાં કોઈ ઉપર દોષ રહેતો નથી, પણ કતલ કરાવ્યાથી ઔરંગઝેબ આ દુનિયામાં વખોડાયો. જોવાનું એ છે કે હમેશ કેદમાં રાખ્યાથી શાંતિ જળવાઈ શકાતી નથી. તૈમૂરના વંશમાં બલ્કે એશિયાનાં તમામ રાજ્યોમાં કેદમાં રહીને પણ ગાદીના દાવાદારો ખટપટ ચલાવતા હતા. તેમના પક્ષકારોની એક ટોળી થઈ જતી હતી. તે હમેશ ખટપટમાંજ રહેતી. દારાને પકડી દિલ્લીમાં લાવ્યા અને તેજ હાલતમાં બજારમાંથી લઈ ગયા તે વખતે સઘળાં સ્ત્રી પુરૂષ પોકેપોક રડતાં હતાં. આખા શહેરમાં બળવા જેવું થઈ ગયું. અગાશીઓ ઉપરથી સરકારી માણસો ઉપર લોક પત્થરો ફેંકતા. મલેકજીવન કે જેણે દારાને પકડયો હતો તેને લોકો ગાળો ભાંડતા અને તે ઉપર થુંકતા. આવી રીતે જાહેર દેખનારા કહે છે કે, દારા લોકપ્રિય હતો તેથી એવું થયું. પણ આ ભૂલ છે. ખાફીખાન પ્રમાણે શહેરના કોટવાળે બીજે દહાડે તપાસ કરી તો હેબત નામે અહદી આ બધો બળવો રચનાર હતો. બેશક લોકોનાં દિલ તે વખતે પાણી થઈ ગયાં હશે પણ આ કારણથી નહિ કે દારા રાજા થવા લાયક હતો અને લોકપ્રિય હતો. જે દારા મોટો શાહજાદો ભારે દમદમા ભરેલી અને ભભકાદાર સ્વારી સાથે બજારમાં પૈસા લુટાવતો જતો હતો તે દારાને પગમાં બેડી પડેલી વગેરે ખરાબ હાલતમાં બજારમાંથી જતાં લોકો જુએ તો સખત દિલનો માણસ પણ રડયા વગર રહે નહિ. તે વખતે કોણ એવો વિચાર કરતો કે આ

---

સખત ઠપકો આપતો અને ધિક્કારતો અને આજ કારણથી આ નાજુક વખતમા પણ તેના હિતેચ્છુ તેને સામાવાળાની છૂપી વાતો કહી શક્યા નહિ. ડરાવવા તથા ધમકાવવામાં તે બહુ ચાલાક હતો. મોટા અમીરોને નબોલવાનું તે બોલતો અને તેમનું અપમાન કરતો. શું આવો માણસ રાજ્યનો બોજ ઉપાડી લેવા લાયક હતો?

રાજ્ય ચલાવવા લાયક છે કે નહિ. આવી હાલતમાં દુશ્મનને જોઇને પણ રહવું આવી જાય છે.એ ખાત્રીની વાત છે કે જ્યાંસુધી દારા જીવતો રહેત ત્યાં સુધી શાંતિમાં ભંગાણ પડયા વગર રહેત નહિ, અને ખટપટો થયાં કરત. એટલા માટે ઔરંગઝેબને તેવુંજ કરવું પડયું, જેવું એના બાપ શાહજહાંએ પોતાના ભાઈઓ દાવર બખ્શ તથા શહરિયાર સાથે કર્યું હતું. અને બીજી તરફ જોઇએ તો જો દારાના કબજામાં ઓરંગઝેબ પકડાયો હોત તો શું તેનો જીવ બચત ? કદી નહિ. દારાની ખરી લાગણી ધરાવનાર ઈટાલીનો મનુચી કહે છે કે, જ્યારે દારાને કતલ કરવાની તૈયારી થઈ ત્યારે તેણે કહ્યું કે, મારા કબજામાં ઔરંગઝેબ આવ્યો હોત તો હું તેને મરાવી ચાર કકડા કરાવત અને તે એક એક દરવાજેથી ફેંકાવી દેત.

ઉપર ઉપરની નજરથી આલમગીર ઉપર દારા સાથે કરેલી સખતાઇનો આરોપ મૂકાય ખરો, પણ ઇનસાફની ઉંડી નજરે જોવામાં આવે તો તેથી જૂદુંજ પરિણામ આવશે. આલમગીર શાહ-જાદો હતો ત્યારની એની કારકીર્દી જોઈ દારા અદેખાઈ કરતો હતો. જ્યારે બાપ માંદો પડયો ત્યારે આલમગીર સામે વિરોધ કરવામાં દારાએ બાકી રાખ્યું નહિ અને જો એનો વખત સારો આવ્યો હોત તો આલમગીરને મારી નાંખવા ચૂકત નહિ. બંને લડાઈમાં આલમગીરની જીત થયા પછી પણ તેણે બાપ તથા વઝીરને લખી જણાવ્યું કે, દારા પંજાબમાં ચાલ્યો જાય તો બધી રીતે સમાધાની થઈ જાય. તોપણ તે દિલ્લીમાં જઈ લોકોને લૂટી પૈસા તથા લશ્કર ભેગું કરતા રહ્યો અને ત્યાં બેઠાં બેઠાં બાદશાહી નોકરોને આલમગીર વિરૂદ્ધ ઉશ્કેરતા રહ્યા. આવી હાલતમાં આલમગીરને પાછળ પડયા વગર છુટકોજ નહોતો,-જો એની નિષ્ટા ખરાબ હોત તો સમૂગઢની ફતેહ પછી તરત પાછળ પડી દારાને ઠેકાણે કરી નાંખત, પણ તેમ કર્યું નહિ. છેવટ દારાને હિંદમાંથી બહાર કાઢી મૂકવાનોજ એનો ઈરાદો હતો કેમકે એક વખત સાંભળ્યુ કે દારા ઈરાન જવાની તૈયારી કરે છે તેથી તેણે પોતાનાં મોકલેલાં

લશ્કરોને બોલાવી લેવા હુકમ પણ કર્યો હતો. દારાએ ફરી નસીબ અજમાવી ગુજરાત વગેરે પ્રાંતોની ખરાબી કરી અને અજમેર આગળ છેલ્લી મોટી લડાઈ કરી નાઠો. આખર લગી નમેલો જણાયો નહિ બલ્કે માથું ઉપાડ્યાજ કર્યું. દારાને મારી નાંખવાનો આલમગીરનો પહેલાં ઇરાદો નહોતો પણ માત્ર ગ્વાલીયરના કિલ્લામાં કેદ કરવાનું નક્કી કર્યું હતું. જ્યારે એ કેદી તરીકે રાજ્યધાનીમાં આવ્યો ત્યારે લોકોએ જે ગડબડ મચાવી તે ઉપરથી ભવિષ્યમાં વધારે ખુનખરાબી થવાનો સંભવ જણાતો હતો તેથી એવી નાજુક સ્થિતિમાં દેશમા શાંતિ જાળવવા સારામાં સારો બાદશાહ હોય તે પણ મારી નાંખવાનોજ હુકમ આપે. તેમ આલમગીરે પણ કર્યું. શુજાના મોતની ખબર નહોતી એટલે તેનું નામ ધારણ[1] કરી એક દાવેદાર ઉભો થઈ ગયો હતો અને તેણે કેટલીક ખુનરેજી કરી હતી. આજ અર્થે એને જાહેરમાં ફેરવ્યો હતો. દારાના દીકરાઓ સાથે આલમગીરે સારી રીતે વર્તન ચલાવ્યું. રાજદ્વારી કારણોને લીધે થોડી મુદત કેદ રાખી તેમને છુટા કર્યા અને પોતાની દીકરીઓ સાથે પરણાવ્યા અને એની દીકરીને પોતાના દીકરા સાથે પરણાવી. જો આલમગીર દયાળુ ન હોત તો એમને મારી નાંખવામાં શો વાંધો હતો?

શુજા તરફ પહેલાંથીજ આલમગીરની પ્રીતિ હતી. શુજાએ શરૂઆતમાં દારા વિરૂદ્ધ આલમગીર તથા

શુજાની હીલચાલ અને હાર

મુરાદની સાથે રહેવા કબૂલાત આપી હતી. તે તોડ્યા છતાં પણ આલમગીરને તેવીજ પ્રીતિ રહી હતી. જ્યારે ફતેહમંદ થઈ બાપ પાસે હતો ત્યારે મોંગીર, બહાર તથા પટણા વગેરે જેની શુજાને પહેલાંથી આશા હતી તે બંગાળાની સાથે કરી દઈ એને અપાવવા બાપનો હુકમ મોકલ્યો આટલું છતાં શુજા આખરે દારાની જાળમાં ફસ્યો. એટલે તેણે લખ્યું કે એક તરફથી હું અને બીજી તરફથી તમે આલમગીર ઉપર પડી અર્ધું અર્ધું રાજ્ય વહેંચી લઈશું: તેમ તેના

---

[1] મિરાતે અહમદી પ્રમાણે ગુજરાતમ એક નામ ઉભા થયો હતો.

કહેવા ઉપર ચાલી ખરાબ થયો. અવિચારી શુજાએ આલમગીરને દારા તરફ રોકાયલો જાણી એકદમ અલહાબાદ, બનારસ તથા જોનપુર ઉપર હુમલો કર્યો. તોપણ આલમગીરે એને એવું ન કરવા બહુ સમજાવ્યો પણ માન્યું નહિ. ત્યારે આલમગીર એકદમ ત્યાં પહોંચ્યો. જોધપુરવાળો રાજા જશવંતસિંહ સાથે હતો. તેણે વિશ્વાસઘાત કરી પાછલી રાત્રે બાદશાહી લશ્કરમાં એવી ધાંધલ મચાવી કે લશ્કરવાળાઓ દગો સમજી ગભરાઈ નાશી જવાની તૈયારીમાં હતા પણ અડગ હિંમતવાળો આલમગીર જાગ્યો તેવોજ તંબુમાંથી બહાર નીકળી આવ્યો અને પોતાનાં માણસોને હિંમત આપી લડવા તૈયાર થઈ ગયો. આ બનાવ વખતે બીજો કોઈ હોત તો ગભરાઈ પોતાનું કામ બગાડત. પણ આતો આલમગીર હતો જેણે આવા બનાવો ઘણા જોયા હતા અને કુદરતી રીતે બહાદુર હતો. તેણે થોડા વખતમાં શુજાને હરાવી કાઢયો અને તેની પૂઠે પોતાના વડા શાહજાદા મોહંમદ સુલતાનને મોકલ્યો અને પોતે દારા સાથે લડવા અજમેર તરફ જલદી આવ્યો. મોહંમદ સુલતાન સાથે પાછળથી મીરજુમલાને પણ મોકલ્યો. મોહંમદ સુલતાને કાકાને બંગાળેથી પણ નસાડયો. પણ છેવટે તેની દીકરી ખુદમા મહેલ સાથે પરણી કાકા તરફ થઈ ગયો અને તેની મદદમાં બાપના લશ્કર સાથે લડયો. પરંતુ મીરજુમલા આગળ તેઓ ફાવ્યા નહિ અને જ્યારે તેને યાદ આવ્યું કે આતો અયોગ્ય કર્યું છે, સામે આલમગીર જેવો બાપ છે ત્યારે બાપની માફી માગી ઘણી આજીજી કરી તોપણ એવા અવિશ્વાસુ દીકરાપર ભરોસો આવ્યો નહિ અને તેને ગ્વાલીયરના કિલ્લામાં કેદ રાખ્યો. શરૂઆતથી લગભગ ૧૬ મહિના સુધી દારા કરતાં પણ વધારે વખત સુધી શુજાએ બાથ ભીડી પણ આખરે નાઉમેદ થઈ ૩૦-૪૦ માણસ સાથે આરાકાન તરફ દુઃખી અવસ્થામાં રખડી રઝળી ક્યારે મરી ગયો તેના સમાચાર મળ્યા નહિ.

હાલ સુધીના ઝઘડાઓમાં ઘણા અમીરો તથા લશ્કરી અમલદારો

શહેનશાહ આલમગીરની અમલદાર પ્રત્યે ખરી લાગણી.

આલમગીરના સામા પક્ષના તરફદાર હતા. તેમણે વખતજોઈ માફી માગી. તરત આલમગીરે માફી આપ્યા ઉપરાંત નોકરીમાં વધારે મનસબ આપી દાખલ કર્યો. જશવંતસિંહ જેવાએ દગો કર્યા છતાં એ વખત માફી આપી. આલમગીરની જગાએ બીજો હોત તો કંઈપણ નુકશાન પહોંચાડયા વિના રહેત નહિ.

દેશના હિત માટે આલમગીરની સાચી નિષ્ટા.

આ ઉપરથી વાંચનારને જણાશે કે, આલમગીરને કેવી મુશ્કેલીમાં ઉપરનાં કામો કરવાં પડયાં છે. અશોકે પોતાના સો ભાઈઓને મારી ગાદી લીધી તથા તુર્કી સુલતાન મોહંમદ શરીફ જે સ્વાભાવિક રીતે દયાળુ હતો તેને પણ પોતાના ભાઈઓને આંધળા કરવા પડયા હતા તથા ભત્રિજાઓનો ખોડો કાઢવો પડયો હતો છતાં તેઓ ઇતિહાસમાં સારા ગણાયા છે. અને તેવાંજ કામો કરવાથી આલમગીર વખોડાય એ ઇનસાફ કહેવાય નહિ. ખરૂં પુછાવો તો મોગલ વંશમાં એના વડીલોના વખતથી એવી લડાઇ ચાલતી આવી હતી અને મોટો દીકરો ગાદીએ બેસે એ કાયદો નહોતો. હુમાયુને ભાઇઓ સાથે લડવું પડયું; અકબરનો ભાઇ તેની સામે થયો, જહાંગીર બાપ સામે થયો. એજ પ્રમાણે શાહજહાંએ કર્યું બલ્કે ભાઇને મારીને ગાદીએ બેઠો. ગમે તેવો સારો હોય તે પણ આલમગીર જે હાલતમાં હતો તેવી હાલતમાં મુકાય તો એણે જે કર્યું તેથી વધારે સારૂં કદી કરે નહિ. આલમગીર સિવાય જે ભાઇ હિંદનો માલેક થાત તે આલમગીરે હિંદનું જેવું ભલું કર્યું તેવું કદી કરી શકત નહિ. પોતાના બચાવ કે દેશના હિત માટે આલમગીરે કર્યું તેમાં તો કંઇ શકજ નથી. દેશના ભલા માટે ભાઇઓને તો શું? દીકરાઓને પણ છોડયા નહિ.

ઘણાખરા યૂરોપીયન તથા હિંદીઓ જેમાં મુસલમાનો પણ છે તેઓ કહે છે કે આલમગીર પ્રાર્થના વગેરે જે કંઇ ધર્મ પ્રમાણે કરતો હતો તે બધો ઢોંગ હતો. પણ તેની જીંદગીના સઘળા હેવાલો આ વાતને જૂઠી પાડે છે. જે સારી વાત એણે શરૂઆતથી પકડી તેને મરતાં સુધી છોડી નહિ. પ્રોફેસર લેનપૂલ કહે છે, કે આલમગીરને ઢોંગી કહેવામાં લોકો ભૂલ કરે છે, તે ક્રોમવેલ જેવો ઢોંગી નહોતો.

# પ્રકરણ ૪ થું.

## સંપૂર્ણ શહેનશાહત.

આલમગીર બાદશાહે માંહોમાંહેના ઝઘડાઓથી નવરા થઇ પોતાના વડીલો કરતાં વધારે જીત મેળવી આખા હિંદનો શહેનશાહ થયાની હવેના પ્રકરણોમાં વિગત આવતી જશે.

પલાઉનની જીત.[1]

બિહાર પ્રાંતમાં પલાઉન[2]નો રાજા શાહજહાંને પણ માનતો નહોતો. પોતાની પાસેના પુષ્કળ લશ્કર ઉપર તે ઘણો મગરૂર રહેતો. તેથી તેના મુલક ઉપર બિહારના સુબા દાઉદખાને શાહી હુકમ અનુસાર તા. ૨૨ મી શાબાન હી. ૧૦૭૧ (૧૨ મી એપ્રિલ ૧૬૬૧) ને રોજ ચઢાઇ કરી. તે પ્રસંગે સુબાની સહાયમાં મોંગીરના શાહી જમીનદાર રાજા બેહરોઝ ગયો હતો. કંઇક લડાઇ ચાલ્યા પછી ચોમાસાની રૂતુને લીધે લડાઇ બંધ પડી. રૂતુ પૂરી થતાં લડાઇ શરૂ થઈ. આખરે રાજાએ ખંડણી આપવાની શરતે રાજા બેહરોઝ દ્વારા શાહી સુબા સાથે સલાહ ચાહી. પણ તેણે મંજુરી માટે બાદશાહને લખ્યું. જવાબ આવતાં પહેલાં તો શાહી લશ્કર માટે જે ખોરાક જતો હતો તેને રાજાએ લૂટ્યો, તેથી દાઉદખાન ગુસ્સે થયો અને પલાઉનના કિલ્લાને

૧ આલમગીર નામા પૃ. ૬૪૮–૬૬૦.

૨ પટનાથી દક્ષિણમાં ૪૦ ગાઉ છેટે છે.

ઘેરો નાંખી તા. ૧ લી જમાદિઉલ અવ્વલ ૧૦૭૨ (૧૩ ડીસેમ્બર ૧૬૬૧) ને રોજ તેને જીતી લીધો, અને રાજાનો મુલક ખાલસા કર્યો. રાજાના ત્રણ કિલ્લા ઘણા મજબુત હતા.

કુચ બિહારની જીત[1]

કુચ બિહારનો રાજા ભીમ નરાયન કરીને હતો. તેણે શાહજહાં માંદો પડયો ત્યારથી ખંડણી આપી નહોતી. એટલુંજ નહિ પણ પાસેના શાહી મુલક કામરૂપમાંથી કેટલાક હિંદુ મુસલમાનને કેદ પકડી લઇ ગયો. અને પોતાના પ્રધાન ભોલાનાથને કામરૂપ જીતવા મોકલવાનો ઠરાવ કર્યો. તેવીજ રીતે આશામનો રાજા જીધજસિંહ જે તેનાથી ઘણો મોટો હતો તે પણ પોતાનું મોટું લશ્કર કામરૂપમાં લઈ ગયો. બંને તરફની ચઢાઇ જોઈ કામરૂપનો શાહી ફોજદાર કે જેની પાસે ઘણાજ થોડા માણસ હતા તે હઠીને જહાંગીર નગર જઇ પહોંચ્યો. આ વાતના સમાચાર બંગાળાના સુબા ખાનખાનાન મોઅઝમખાન મીરજુમલાને મળ્યાથી તેણે બંને રાજા ઉપર ચઢાઇ કરવાની તૈયારી કરી. પ્રથમ કુચબિહાર ઉપર લશ્કર મોકલ્યું જેમાં રાજા સુભાનસિંહ બુંદેલા વગેરે રજપૂત સરદારો પણ હતા. પાછળથી મીરજુમલા પોતે બંગાળાની ફોજ લઇ બંને રાજાઓને યોગ્ય શિક્ષા કરવા હઝરપુર (ખઝરપુર) થી તા. ૧૮ રબીઉલ અવ્વલ હી. ૧૦૭૨ (૧ લી નવેમ્બર ૧૬૬૧) ને રોજ રવાના થયો. તા. ૭ જમાદિઉલ અવ્વલ (૧૯ ડીસેમ્બર) ને રોજ કુચબિહાર પહોંચ્યો. શાહી લશ્કરના પહોંચવાના ત્રણ દિવસ પહેલાં ત્યાંનો રાજા[2] પોતાના કુટુંબ સહિત કુચબિહારથી નાશી ગયો. તેનો વઝીર ભોલાનાથ પણ

---

[1] આલમગીરનામા પૃ. ૬૭૬–૬૭૪.

[2] રાજા ભુટ્ટ (ભૂતાન) ના રાજા ધર્મરાજના પહાડી મુલકમા નાશી ગયો હતો. ધર્મરાજની ઉમર ૧૨૦ વર્ષની હતી. ફક્ત કેળા તથા દુધ ઉપર તે જીવતો હતો. આ રાજા બહુ સારો અને ઇનસાફી હતો. તે મુલકમા પુરૂષ અને સ્ત્રી બંને ફક્ત એક ધોતી પહેરતા હતા.

પહાડોમાં સંતાઇ ગયો. મીરજુમલાએ તે મુલક જીતી લીધો. રાજાના જુલમથી જે લોકો ઘર છોડી ચાલ્યા ગયા હતા તે હવે પાછા પોતાને ઘેર આવ્યા. ભીમનરાયનનો દીકરો બીશન નરાયન પોતાના બાપથી ઘણો નારાજ હતો. વખત જોઇ મીરજુમલા પાસે હાજર થયો અને ઇસ્લામ સ્વીકાર્યું. તેના બાપ તથા વઝીરને પકડવામાં તેણે આગેવાની લીધી.

કુચબિહાર જે રાજ્યધાનીનું શહેર હતું તેનું નામ આલમગીર નગર પાડવામાં આવ્યું. મીરજુમલાએ મુલકમાં સારો બંદોબસ્ત કર્યો. અહિં ૧૬ દિવસ રહી ૨૩ જમાદિઉલ અવ્વલ (૪ થી જાન્યુઆરી ૧૬૬૨) ને રોજ ખુંટઘાટને રસ્તે થઇ, આશામ તરફ કૂચ કરી.

આશામના રાજા જીઘજસિંહ પાસે એક લાખની ફોજ હતી તથા તોપખાનું બહુ મોટું હતું. તોપો એવી હતી કે જેના ગોળા મણ મણના હતા. આ રાજાએ પણ શાહી મુલકના ઘણા હિંદુ મુસલમાનોને પકડી કેદ કર્યા હતા.

આશામની[1] જીત

કુચબિહારની જીત પછી તરત મીરજુમલા આશામ દેશમાં દાખલ થયો. ત્યાંના સમલાગઢ વગેરે કેટલાક કિલ્લા જીત્યા પછી તેની રાજધાની ગરગાઉં (નગરગામ) માં ૬ શવાલ (૧૭ માર્ચ) ને રોજ મીરજુમલા દાખલ થયો. રાજા ત્યાંથી જંગલમાં નાશી ગયો. બીજે વર્ષે[2] રાજાએ બાદશાહની તાબેદારી કબૂલ કરી ત્યારે તેનો બાકીનો

---

૧ આલમગીર નામા પૃ. ૬૯૪–૭૩૭, ૭૭૬–૮૧૩.

૨ દરમ્યાનમાં પુષ્કળ વરસાદ પડ્યો તેથી શાહી લશ્કરને બહુ હેરાન થવું પડ્યું તથા આશામવાળાઓ ફરી જોરપર આવેલા. એમનો સેનાધિપતિ બાહાદુ હતો તેનું મોટા લશ્કર સાથે શાહી ફોજનો લાંબા વખત સુધી મુકાબલો કર્યો પણ જ્યારે તેનો રાજા તેનાથી નાખુશ થયો ત્યારે તે પોતાના સગાઓને છોડી મીરજુમલા પાસે આવ્યો. છેવટે એને રાજાએ મરાવી નાખ્યો. મરકીનો રોગ, અનાજની અછત તથા મોંઘવારીને લીધે શાહી લશ્કરને પીડા ખમવી પડી હતી.

મુલક તેની પાસે રહેવા દીધો.[1] પાછળથી એની દીકરીને શાહઝાદા આઝમશાહ સાથે પરણાવી. મીરજુમલાએ હિંદુ મુસલમાન કેદીઓને છોડયા. આ ભાગમાં પહેલાં કદી હિંદુસ્તાનનું શાહી લશ્કર આવ્યું નહોતું. મીરજુમલા સાથે રાજા અમરસિંહ વગેરે રજપૂત તથા મુસલ માન સરદારો હતા તે ઘણા બહાદુર હતા. રાજાનો ઘણો માલ મીરજુમલાને હાથ આવ્યો. ૬૭૫ તોપો તથા ઘણી બંદુકો હાથ આવી. દારૂ પણ ઘણો હતો. આશામમાં ઘણે ઠેકાણે થાણાં કાયમ કર્યાં. આશામના ઘણા માણસો મીરજુમલા સાથે બંગાળે આવ્યા. બહાદુર મીર જુમલા જે ફારસી ઇતિહાસોમાં નવ્વાબ ખાનખાનાન તથા અમીરૂલ ઉમરાના નામથી લખાય છે તે આશામ છોડયા પછી રસ્તામાં ૨ જી રમઝાન હી. ૧૦૭૩ ( ૩૧ માર્ચ ૧૬૬૩ ) ને રોજ મરણ પામ્યો. બાદશાહને બહુ શોક થયો. મીર જુમલાની જીતો તથા સારી શાહી સેવાઓનો બદલો તેના દીકરા મોહંમદ અમીનખાનને મળ્યો

**આશામનું નવાઇ ભરેલું વર્ણન.**

શહાબુદ્દીન તાલીશખાને " તારીખે આશામ " ( આશામનો ઇતિહાસ) નામનું જે પુસ્તક લખ્યું છે તેમાં કુચબિહાર તથા આશામની ચઢાઈ બહુજ વિગત સાથે લખી છે. " આલમગીર નામા " માં તેનાથી કાંઇક ઓછી જુજ ફેરફારવાળી વિગત છે. પણ સામાન્ય રીતે જોતાં બંનેની મતલબ એક સરખીજ છે.

મજકુર પુસ્તકોમાં આશામના મુલકની રહેણી કરણી, પહેરવેશ તથા નવાઇ ભરેલી વાતોનું વર્ણન કર્યું છે. જેમકે વરસાદની મોસમનું આઠ મહિના સુધી રહેવું, મરઘાઓનું લડવામાં બહુ

---

૧ રાજાએ ફરી માથું ઉચક્યું હતું ત્યારે રાજા રામસિંહ વગેરે કેટલાક રજપૂત સરદારોને આશામ મોકલ્યા હતા.

બહાદુર હોવું, ત્યાંનો રાજા સરકી[1] કહેવાવું, રૈયત પાસેથી મહેસુલ ન લેતાં ઘરના ત્રણ માણસમાંથી એકને રાજાનું લેવું, ને એમાં અડચણ થાય તો મોતની સજાનું થવું, ત્યાંના લોકોનું બહાદુર હોવું, ઘીના ઉપયોગનું ન થવું, ફક્ત ચોખાનીજ પેદાશનું થવું અને તેજ ખોરાક તરીકે વપરાવું; દરંગ નામના ભાગમાં ઘણા હાથીનું થવું, આશામમાં એક કારૂ નામે કુતરા ખાનારી કોમનું હોવું; દક્ષિણ આશામની નાનગા નામે કોમ છે, તે એવી બેશરમ હોય છે કે બજારમાં પોતાની સ્ત્રીઓ સાથે ખુલી રીતે સંભોગ કરે છે તેનું વર્ણન; સ્ત્રીઓ ફક્ત પોતાનાં સ્તનોનેજ ઢાંકે છે, એમ કહીને કે પેદા થતી વખત એ ભાગ નહોતો પાછળથી થયો છે અને તેથી શરીરના બીજા ભાગને ઢાંકતી નથી.

જુનાગઢના ફોજદારની જામનગર ઉપર ચડાઇ.[2]

જામનગર (નવાનગર) ના જમીનદાર રનમલના મરી ગયા પછી તેનો દીકરો સતરસાલ શાહી હુકમથી જમીનદાર થયો. મરનારનો ભાઈ રાયસિંહ બહાદુર હોવા છતાં કપટી અને દગલબાજ હતો. તેણે સતરસાલના નાના ગોરધનદાસ રાઠોડ જે કારભાર કરતો હતો તેને મારી નાંખ્યો અને સતરસાલ વગેરેને કેદ કરી પોતે રાજા થયો. સતરસાલ કેદખાનામાંથી નાશી જુનાગઢના ફોજદાર[3] કુતબુદ્દીનખાન પાસે આવ્યો. તેને શાહી હુકમથી મદદ કરી ગાદીએ બેસાડવા કુતબુદ્દીન જમાદિઉલ અવ્વલ હી. ૧૦૭૨

---

૧ સરકી એટલે આકાશ તેઓ એમ માને છે કે તેમના વડીલો આકાશમાં રાજ કરતા હતા. તેમાથી એક સોનાની સીઢી લગાડી જમીન ઉપર આવ્યો છે. તેથી તેઓ કોઇ દેવને પોતાનું માથું નમાવતા નથી.

૨ આલમગીર નામા પૃ. ૭૬૮–૭૭૫.

૩ તે વખતમાં જુનાગઢનો ફોજદાર આખા કાઠિયાવાડનો ઉપરી અમલદાર ગણાતો હતો, જેમકે હાલમા એજન્ટ ટુ ધી ગવર્નર ગણાય છે.

( ડીસમ્બર ૧૬૬૨ ) માં જામનગર ગયો. રાયસિંહની મદદમાં કચ્છનો રાજા તમાચી આવ્યો. રજપૂતો ઘણી બહાદુરીથી લડયા પણ શાહી ફોજે તેમને મારી હઠાવ્યા. રાયસિંહ માર્યો ગયો અને સતરસાલ ગાદીએ આવ્યો. જામનગરનું નામ ઈસલામનગર પાડવામાં આવ્યું.

**તિબેટમાં શાંતિ[1]**

ફારસી ઈતિહાસોમાં તિબેટખુર્દ (નાનો) તિબેટબુઝુર્ગ (મોટો) એ બે વિભાગ કર્યા છે. તિબેટખુર્દનો જાગીરદાર મુરાદખાન કરીને હતો. તે બાદશાહની તાબેદારીમાં હતો. તિબેટ બુઝુર્ગનો રાજા દલદન નમજલ કાશ્મીરના શાહી સુબાને માનતો નહોતો. તેથી હી. ૧૦૭૬ ( ઈ. સ. ૧૬૬૫ ) માં બાદશાહ તરફથી સેફખાન સુબાને મજકુર રાજા તાબેદારી કબૂલ ન કરે તો ચઢાઇ કરવા હુકમ મોકલ્યો. સેફખાને પોતાના તાબાના મોહંમદ શફી નામના માણસને શાહી ફરમાન સાથે રાજા પાસે મોકલ્યો. રાજા ફરમાનને માન આપવા છ માઇલ સુધી સામે આવ્યો. રાજાએ તાબેદારી કબૂલ કરી, બાદશાહના નામનો સિક્કો ચલાવ્યો, ખુતબો વંચાવ્યો અને પોતાને ત્યાં મોટી મસ્જીદ બંધાવી. આ પછી રાજા હમેશ માટે ચેનમાં રહ્યો.

**આરાકાનની જીત[2]**

ફારસી ઇતિહાસોમાં આરાકાનને રખંગ લખે છે. ત્યાંની બળવાખોર કોમ મઘ પાસે તોપખાનું હતું. તે લોકો ઘણાં વહાણો રાખી બંગાળાની સરહદ ઉપરના લોકોને હેરાન કરતા હતા. કેટલીક વખત શાહી રૈયતમાંથી હિંદુ મુસલમાનને પકડી કેદી બનાવતા હતા. બાદશાહને કાને જ્યારે આ વાત આવી ત્યારે તેણે બંગાળાના સુબા અમીરૂલ ઉમરા શાયસ્તાખાનને તેનો બંદોબસ્ત કરવા

---

૧ આલમગીરનામા પૃ. ૮૨૦–૮૨૩

૨ આલમગીરનામા પૃ. ૯૪૦–૯૫૬

હી. ૧૦૭૬ (ઈ. સ. ૧૬૬૫) માં લખ્યું. જેથી તેણે આરાકાનના રાજા ઉપર ફોજ મોકલી. જેણે તેના કેટલાક કિલ્લા લઈ લીધા. ફોજમાં મુસલમાન સરદારો સાથે સબલસિંહ સીસોદીયા તથા કરનખજી રજપૂતો પણ હતા. ચાટગામનો મજબુત કિલ્લો પણ જીત્યો, જેનું નામ ઇસલામનગર પાડયું. રાજાના સગા વગેરે ઘણા જણ કેદ પકડાયા હતા. આ લડાઇમાં પોર્ટુગીઝ લોકો બાદશાહી લશ્કરમાં ભળી ગયા હતા. તેમનો સરદાર કપ્તાન મોર કહેવાતો હતો.આ ભાગમાં પહેલાં કોઇ વખત ઈસ્લામી લશ્કર ગયું નહોતું.

ચાંદાના રાજા ઉપર ચઢાઇ [1]

ચાંદાનો રાજા ખંડણી આપવામાં ઢીલ કરતો તેથી તેના ઉપર દિલેરખાન, રાજા સુભાનસિંહ બુંદેલા વગેરે સરદારોએ શાહી હુકમથી હી. ૧૦૭૭ (ઇ. સ. ૧૬૬૭) માં ચઢાઇ કરી, તેનો મુલક લઇ લીધો. આખરે રાજા પોતાના દીકરા સહિત કેદી તરીકે હાજર થયો. દયાળુ બાદશાહે તેને માફી આપી અને ખંડણીની રકમ મુકરર કરી, તેનો મુલક પાછો આપ્યો. એજ પ્રમાણે દેવગઢના રાજાનું પણ થયું. ચઢેલી ખંડણી આપી તથા દર વર્ષે અમુક રકમ આપવા ઠરાવ કર્યો.

સરહદી તોફાન [2]

હાલ જેમ વખતો વખત અફઘાન સરહદ ઉપર તોફાન ઉઠયા કરે છે તેમ મોગલ શહેનશાહોના વખતમાં પણ થતું હતું. અકબરે પોતાના સરદારો હકીમ અબુલ ફતેહ, ઝેનખાન કોકા તથા રાજા બીરબલ વગેરેને મોકલ્યા હતા. આ બે છેલ્લા સરદારોની વચ્ચેની અદેખાઈના લીધે અકબરી લશ્કરની ભારે

---

[1] આલમગીર નામા પૃ. ૧૦૨૨-૧૦૩૦

[2] આલમગીરનામા પૃ. ૧૦૩૫-૧૦૪૬, ૧૦૫૨-૧૦૬૦.
માસીરેઆલમગીરી પૃ. ૧૧૭-૧૧૮, ૧૨૧, ૧૨૫, ૧૩૧-૧૩૨, ૧૩૬, ૧૪૪-૧૪૯, ૧૫૮

ખુવારી થઈ હતી. આલમગીરના વખતમાં યુસુફઝઇ કોગે તથા પાહડથી ગીલઝઇ વગેરે અફધાનોએ ભારે તોફાન મચાવ્યું. આલમગીરે ઘણા અનુભવી અને બહાદુર સરદારોને મોકલ્યા, જેમાં કામીલખાન, શમશીરખાન, મોહંમદ આમીનખાન, મહાબતખાન તથા શુજાઅતખાન વગેરે હતા; રજપૂતોમાં રાજા જશવંતસિંહ, રાજા રાયસિંહ રાવત મહાસિંહ ભદવરીયા, રાજા દળીસિંહ બુંદેલા વગેરે પણ હતા. લાંબા વખત સુધી જુદી જુદી જગાએ ઘણી લડાઈઓ થઇ. કેટલાક સરદારો ભારે નુકશાનીમાં આવી પડ્યા હતા. છેવટે હી. ૧૦૭૫ ( ઇ. સ. ૧૬૬૪ ) માં બાદશાહ પંડે ગયો હતો. એની સાથે આગરખાન જેણે પહેલાં મરેઠાઓને સખત હાર આપી હતી તે અફધાનોની સામે ગયો. એક વખત ઘણા અફધાનો માર્યા ગયા. તે ફતેહની યાદગીરીનો એક મિનારો ઉભો કરવામાં આવ્યો હતો એટલા માટે કે મગરૂર અફધાનોને ફરી ગગરૂરી ન કરવાની અસર થાય. શાહી સરદારોએ ઘણી બહાદુરી કરી અફધાનોને એવા નરમ કર્યા કે ફરી એ લોકોએ કોઇ વખત માથું ઉચક્યું નહિ. બહાદુર આગરખાનનું અફધાન લોકોમાં એટલું નામ પ્રખ્યાત થઇ ગયું હતું કે, તેઓ પોતાના રડતાં છોકરાઓને છાના રાખવા આગરખાનનું નામ લેતાં, એટલે તેઓ રડતાં તરત બંધ થઇ જતાં હતાં. બાદશાહે અફધાનો સામે લડતા પોતાના બહાદુર સરદારોને તથા સિપાઇઓને ભારે ભારે ઈનામો આપ્યાં. આગરખાનની પાયરી વધી ચાર હજારી મનસબ તથા ત્રણ હજાર સવારનો અધિકાર મળ્યો. સરહદી ભાગમાં આ સરદારે પોતાના નામનો આગરાબાદ કિલ્લો પણ બંધાવ્યો છે. આ લડાઈમાં રજપૂત સરદારોએ પણ ઘણી બહાદુરી દેખાડી હતી.

## પ્રકરણ ૫ મું.

### રજપૂત.

રજપૂત.

આલમગીર બાદશાહના સંબંધમાં રજપૂતોને લગતી હાલના ઇતિહાસોમાં લખાયલી હકિકત ઘણે ભાગે ભૂલ ભરેલી છે. અકબર જેવી રીતે રજપૂતો સાથે વર્ત્યો તેવી રીતે તેમની સાથે આલમગીર ન વર્ત્યો તેથી બહાદુર રજપૂતોએ આલમગીરને મદદ કરી નહિ અને તેથી તે પોતાના કામમાં ફતેહમંદ થયો નહિ, એ બધું આધાર ભૂત ઇતિહાસો પ્રમાણે પાયા વગરનું છે.

અકબરના વખતમા રજપૂત.

કેટલાક લેખકો કહે છે કે અકબરે રજપૂતાણીઓને પરણવામાં બહુ ડહાપણ વાપર્યું છે. અમુક હદ સુધી એ વાત ઠીક છે પણ તેથી આગળ વધવું એ [1] રાજદ્વારી દ્રષ્ટિએ જોતાં ડહાપણ ભરેલું નથી. જે લોકો એમ સમજે છે કે આ કામ પહેલ વહેલું અકબરેજ[2] કર્યું તો તેમની મોટી ભૂલ છે.

---

૧ હાલમા અંગ્રેજ રાજકર્ત્તાઓ આવી રીતે સંબંધ જોડવા ચાહતા નથી.

૨ અકબરના અફઘાનો કટ્ટા દુશ્મન હતા, તેથી રજપૂતો સાથે સંબંધ જોડવો સલાહ ભરેલું લાગ્યું વગેરે હાલ જે ફીલોસોફી દેખાડવામાં આવે છે તે તે વખત નહોતી. ખરી હકિકત આ છે કે હુમાયુને જોધપુરના રાઠોડ માલદેવે રક્ષણ આપેલું નહિ તેથી અકબરે તેના ઉપર ચઢાઈ કરી અને તેનું રાજ્ય બિકાનેરવાળા રાયસિંહ રાઠોડને આપ્યું, જેની બેન સાથે અકબર પરણ્યો.

અકબરની પણ પહેલાં મુસલમાનો રજપૂતાણીઓ લાવ્યા છે. દાખલા તરીકે ફિરોઝશાહ તુગલકની મા રજપૂતાણી હતી. એવા બીજા ઘણા દાખલા છે. અકબરના વખતના કેટલાક બનાવો ઉપરથી માલમ પડે છે કે, અકબરે પોતાના સાળા સસરાઓને દરબારમાં ઘુસાડી તેમની સાથે વધારે મળી જરૂરી હદ તોડી નાંખી હતી, જેથી હમણાં સુધી રજપૂતો ઉપર જે ઇસ્લામી દાબ હતો, તેમાં ઘણોજ ઘટાડો થયો. બીજું મોગલ લોહીમાં [1] રજપૂત લોહીના મળવાથી નુકશાનજ થયેલું જણાય છે. આ નુકશાન તો ન દેખાય તેવું છે. પણ દેખીતું નુકશાન એકે અકબરે રજપૂતો સાથે ગમે તેવી સારી વર્તણુંક ચલાવી છતાં તેમની છૂપી મદદથી ઉદેપુરનો રાણો અકબરને નમ્યોજ નહિ અને છેવટ સુધી દુશ્મનજ રહ્યો. અકબરની ઇચ્છા પાર પડી નહિ. અકબરના વહાલા અબુલ ફઝલને રજપૂતેજ મારી નાંખ્યો. જહાંગીર બાપ સામે થયો ત્યારે તેના પક્ષમાં રજપૂતો પણ હતા. અકબરના મરણ વેળાએ પણ એના માનીતા રાજા માનસિંહે પોતાના ભાણેજ ખુસરૂની તરફેણમાં ખટપટ ઉઠાવી અકબરને દુઃખી કર્યો હતો.

જહાંગીરના વખતમા રજપૃત.

જહાંગીરના વખતમાં એના દીકરા ખુસરૂએ રાજા માનસિંહનીજ મદદથી બળવો કર્યો, શાહજહાંએ બાપ સામે બળવો કર્યો ત્યારે તેનો મદદગાર રાજા વિક્રમ હતો જેને જહાંગીરેજ મોટા દરજ્જાએ પહોંચાડયો હતો અને જે તોપનો ગોળો લાગ્યાથી મરી ગયો. રાજા માનસિંહનો પિત્રાઇ વીશ હજાર રજપૂતો લઈ શાહી મહેલ આગળ બાદશાહની સામે થવા તૈયાર થઇ ગયો. જહાંગીર ગભરાયો પણ મુસલમાન સરદારોએ ચાલાકીથી રજપૂતોને મારી હઠા-

---

૧ કેટલાક સાહેબ્,લોકો લખે છે કે, જહાગીરની તથા શાહજહાંની માઓ રજપૂતાણીઓ હતી તેથી તેઓ બહાદુર નીકળ્યા વગેરે કેવળ ધૂન છે બીજુ કંઇ નહિ. આલમગીરની મા ઇરાની હતી તે પોતાના બાપ તથા દાદા બંને કરતા વધારે બહાદુર હતો.

બ્યા. રજપૂતોને નોકરીમાંથી કાઢી મૂકવાનો આ વખતે વિચાર ચાલ્યો હતો. પરંતુ છેવટે માફી આપવામાં આવી હતી. રાજા માનસિંહના દીકરા બહારસિંહે બળવો કર્યો. બુંદેલાઓએ બળવો કર્યો. આ બધાને અબદુલ્લાખાને ઠેકાણે પાડયા. રાય રાયસિંહના દીકરા દુલીપસિંહે બળવો કર્યો જેને અબદુર રહેમાન બીન અબુલફઝલે શમાવ્યો. કલ્યાણ વિક્રમાજીતે બળવો કર્યો. તેને જહાંગીરે નોકરીમાંથી કાઢી મૂક્યો. રાજા સૂરજમલ તથા સુરતઆખાન કાંગડા જીતવા ગયા. ફતેહની તૈયારી હતી કે રાજા ફરી ગયો છતાં શાહજહાં દ્વારા એને માફી મળી. થોડા વખત પછી ફરી માથું ઉંચકયું ત્યારે પાયમાલ થઈ ગયો. એનો ભાઇ જગતસિંહ જે બંગાળામાં શાહી નોકરીમાં હતો તેને બોલાવી બાદશાહે સૂરજમલની જાગીર આપી. મહાબતખાને જ્યારે જહાંગીર તથા નુરજહાંની સામે થઈ કેદ કર્યા ત્યારે તેના પક્ષવાળા રજપૂતોનોજ ( પોતાના ધણી ઉપર ) પહેરો હતો.

શાહજહાંના વખતમાં રજપૂત.

શાહજહાંના વખતમાં રજપૂતોને બીક એટલે સુધી મટી ગઇ હતી કે, ખાસ મહેલમાં રજપૂતો માંહોમાંહે એવા લડવા લાગ્યા, જેથી શાહજહાંએ જાતે આવી તેમનો ફડચો કર્યો. આ લડઇમાં બે ત્રણ રજપૂત સરદારો માર્યા ગયા. નરસિંહ બુંદેલાના દીકરાએ ત્રણ વખત બળવો કર્યો, ત્રણે વખત માફી થઇ. તે પછી બળવો કર્યો ત્યારે શાહજહાંએ શાહઝાદા ઔરંગઝેબને મોકલ્યો. ઝપાઝપીમાં બળવાખોર તથા તેનો દીકરો માર્યા ગયા. જોધપુરના રાજા ગજસિંહ રાઠોડે બાદશાહી મોટા અમીર સલાબતખાનને બાદશાહની રૂબરૂ મારી નાંખ્યો. તે ફક્ત એટલા સારૂ કે તેણે ગજસિંહના ભાઈ જશવંતસિંહને રાજાનો ખિતાબ અપાવ્યો હતો. ભાઇ ભાઈ વચ્ચે આવી અદેખાઇ રજપૂતોમાં તે વખત હતી. રાજા રાજરૂપ વગેરે કેટલાક રજપૂતો જે શાહી કિલ્લેદાર હતા

તેમણે બળવા કર્યા હતા. એકંદર શાહજહાં પોતાના બાપ કરતાં વધારે સખત રહ્યો, તેથી રજપૂતોની મગરૂરી જહાંગીરના વખતમાં હતી તેથી ઓછી થઇ.

દારાને દગો આપનાર રજપૂત.

શાહજાદા દારાને રાવ સતરસાલ તથા રામસિંહની સલાહે ખરાબ કર્યો એટલે બાપની સલાહ માની નહિ અને ભાઇઓ સાથે લડાઇ મચાવી. રજપૂતો આખરે દારાથી ફરી ગયા અને દારા ખરાબ થયો.

આલમગીરના વખતમા રજપૂત.

આલમગીર તો અકલ અને બહાદુરીથી ભરપુર હતો તેથી રજપૂતોને કેટલી હદ સુધી રાખવા તે સારી રીતે જાણતો હતો. અકબર પોતે રજપૂતાણીઓને પરણ્યો તથા દીકરાઓને પરણાવ્યા તેમજ આલમગીર પોતે રજપૂતાણી સાથે પરણ્યો, પુત્રો તથા પૌત્રોને પણ પરણાવ્યા. અકબરના માનીતા રજપૂતોએ તેને તથા તેના વારસોને સતાવ્યા પણ આલમગીરના માનીતા મીરઝા રાજા જયસિંહ તથા તેના વંશ તથા બીજા રજપૂતો આખર સુધી વફાદાર રહ્યા, માત્ર રાઠોડોએ તથા રાણાએ બાદશાહ સામે માથું ઉપાડયુ પણ થોડા વખતમાં ઠેકાણે આવી ગયા. એ સિવાય આલમગીરના વખતમાં રજપૂતોએ જે કંઇ કર્યું તે પોતાના માંહોમાંહેના કારણને કે વારસા બાબતના કારણને લીધે થયું છે, ખાસ બાદશાહની સાથે તેનો જરાએ સંબંધ નથી. એવી જગાએ બાદશાહે પણ રજપૂત સામે રજપૂતનેજ મોકલ્યો છે. ચંપત બુંદેલાને સજા કરવા દેવીસિંહ બુંદેલાને મોકલ્યો જેણે ચંપતનું માથું કાપી બાદશાહ પાસે મોકલ્યું. એના દીકરાઓને સજા કરવા જશવંતસિંહ બુંદેલા ગયો હતો. દુરજનસિંહ હાડાને સજા કરવા અનિરૂધસિંહ હાડા ગયો હતો. રૂદ્રસિંહ ભદવરીયા તથા બહારસિંહ ગોરે ઉજ્જન તરફ બળવો કર્યો તેમની સામે શાહજાદા મોહંમદ આઝમશાહના

નાયબ મલુકચંદને મોકલ્યો. જેણે બળવાખોરોને મારી તેમનાં માથાં બાદશાહ પાસે મોકલ્યાં જેથી મલુકચંદને રાયરાયાંનો ખિતાબ મળ્યો અને મનસબમાં વધારો થયો. જોધપુરના જશવંતસિંહ રાઠોડને એક વખત માફી મળ્યા પછી ફરી શુજા સાથેની લડાઇ વખત દગો કરી જોધપુર ચાલ્યો ગયો ત્યારે તેના ભત્રીજા રાયસિંહને રાજાનો ખિતાબ આપી તેના કાકા સામે મોકલ્યો, પરંતુ જશવંતસિંહને ફરી માફી આપી મહારાજાના ખિતાબ સાથે નોકરીમાં દાખલ કર્યો. બિકાનેરના રાવ કરણને હજી માફી આપવામાં આવી નહોતી, કે તેનો કુંવર કેસરીસિંહ દરબારમાં દાખલ થઇ ગયો. મતલબ આલમગીર દીર્ઘ દૃષ્ટિ તથા ચાલાકીથી એવું વર્તન ચલાવતો કે રજપૂત સરદારો એને અંતઃકરણથી એટલે સુધી માનવા લાગ્યા કે ઉદેપુરના રાણાના કુળનું માન બીજા કુળવાળા રજપૂતો જાળવતા હતા છતાં જ્યારે ઉદેપુર ઉપર શાહી લશ્કર ચઢયું ત્યારે તેમાં રજપૂત સરદારો પણ હતા. આલમગીર એમને ઘણો ખુશ પણ રાખતો હતો. લડાઇમાં રાણાનું ખાસ દહેરૂં તોડનારાઓમાં રાજા સુંદરદાસ પણ હતો. રાણો જંગલમાં નાશી ગયો, ત્યારથી તે માફી થઇ ત્યાં સુધી ચીતોડગઢનો કિલ્લેદાર બાદશાહ તરફથી રાજા ઉદિતસિંહ રહ્યો હતો. રાણાને તથા તેના કુટુંબને લડાઇ પહેલાં તથા માફી પછી ઘણીવાર બાદશાહે ઇનામો આપ્યાં છે. બાદશાહની બેગમ જે ઉદેપુરી બેગમના નામથી પ્રખ્યાત છે તે એજ કુળની હતી. આલમગીરથી રજપૂતો એટલે સુધી ખુશ હતા કે વગર કહે પોતાની ખુશીથી ઘણા રાજવંશી કુળવાળાઓ બાદશાહ આગળ આવી મુસલમાન થઇ ગયા હતા.

કર્નલ ટોડ જેવા સાહેબ લોકોએ રજપૂતોની બહાદુરીની પ્રશંસા હદથી વધારે કરી નાંખી છે. હાલના ઇતિહાસોમાં કહેવામાં આવે છે કે આલમગીરના વખતના મોગલ નાજુક થઇ ગયા હતા અને રજપૂતો એવા બહાદુર હતા કે એમને ખુશ રાખ્યા

હોત તો આલમગીરની મરેઠા વગેરે પર જીતની ઉમેદ પાર પડી હોત. પરંતુ આ પાયા વગરની વાત છે. રજપૂતો બહાદુર હતા પણ જ્યાં સુધી તેઓ બહાદુર મુસલમાન લડવૈયાઓના સમાગમમાં આવ્યા નહોતા ત્યાં સુધીજ. માહમુદ ગઝનવી તથા શાહબુદ્દીન ગોરીએ રજપૂતોને બતાવી આપ્યું કે રજપૂતો કરતાં મુસલમાનો વધારે બહાદુર છે. અલાઉદ્દીન ખીલજીએ મુસલમાનોની બહાદુરીનો રજપૂતો ઉપર સિક્કો બેસાડી દીધો હતો. બાબર તથા શિરશાહે રજપૂતોની બહાદુરીને ધૂળધાણી કરી નાંખી હતી. તેજ વખતથી દિલ્હી વગેરેના અસલ બહાદુર રજપૂતોના કુળનો અંત આવ્યો હતો. મોગલ, અફ્ઘાન, તુર્ક અને ઇરાનીઓનો રજપૂતો ઉપર એવો કરબ હતો કે ચું પણ કરી શકતા નહોતા. મુસલમાનોની રાજ્યનીતિજ્ઞતાએ તેમને રજપૂતોની નજરમાં વધારે પ્રતિષ્ઠિત બનાવ્યા હતા. જ્યારથી પાણીપતના મેદાનમાં ફક્ત બાર હજાર મોગલોએ એક લાખ અફ્ઘાનોને મારી હઠાવ્યા ત્યારથી હિંદમાં મોગલાઈ બહાદુરીનો લાંબા વખત સુધી સિક્કો જામી ગયો. એ તદ્દન ખોટું છે કે આલમગીરના વખતમાં મોગલ નાઝુક થઇ ગયા હતા; જ્યારે લાંબા વખત પછી મોગલ સુંવાળા થઈ ગયા તે હિસાબે તો રજપૂતો વધારે સુંવાળા થઇ જવા જોઇએ. એ સિવાય દરબારમાં દાખલ થયા પછી રજપૂતો વૈભવી અને નફ્ફરા થઇ ગયા હતા.

આલમગીરના વખતમાંજ મોગલ તથા રજપૂતોની બહાદુરીની સરખામણી કરી જોવાથી ખાત્રી થશે કે ખરી હકિકત શું છે. મહારાજા જશવંતસિંહ દારા તરફથી ઔરંગઝેબની સામો આવ્યો ત્યારે તેની સાથે ઘણા બહાદુર રજપૂત સરદાર મોટી ફોજ સાથે હતા. ઔરંગઝેબ પાસે એક પણ રજપૂત સરદાર[1] નહોતો. ઔરંગઝેબના મોગલ, ઇરાની, કે અફ્ઘાન સરદારોએ નાની ફોજ

---

૧ ઔરંગઝેબ પાસે જે રજપૂત સરદારો હતા, તેઓ ઔરંગઝેબે દક્ષિણથી કૂચ કરી તે પહેલાં મહારાજા જસવંતસિંહની સાથે દારા તરફ ચાલ્યા ગયા હતા.

સાથે રજપૂતોને એવા નસાડયા કે તેમણે પાછા[1] ફરીને જોયું પણ નહિ. ત્યાર પછી સમુહગઢની લડાઈમાં પણ એમજ થયું. ખરી બહાદુરી તો ઔરંગઝેબની કે જ્યારે રાજા રૂપસિંહ ઔરંગઝેબને મારવા જતો હતો ત્યારે ઔરંગઝેબે તેને બચાવવા પોતાના માણસોને બૂમો પાડીને કહ્યું પણ એના માણસોએ જોશમાં રાજાને મારી નાંખ્યો. આ વાતથી રજપૂતોમાં ઔરંગઝેબની વધારે કદર થઇ. દારા રજપૂતોના ભરોસા ઉપર ખરાબ થયો. ઔરંગઝેબને દિલ્લીની ગાદી મુસલમાનોએજ અપાવી અને તેથીજ તે ઔરંગઝેબનો આલમગીર બની ગયો. આ જોઇ બધા રજપૂતો બાદશાહી માફીના અરજદારો થયા. આ મોટા મનના બાદશાહે તરતજ બધાને માફી આપી જાગીર બહાલ રાખી અને નોકરીમાં દાખલ કર્યા. મહારાજા જશવંતસિંહ તથા દુર્ગાદાસ રાઠોડ જેવાને તો એ બે ત્રણ ત્રણ વાર માફી આપી. આવું ગમે તેવો સારો રાજ્યકર્તા પણ ભાગ્યેજ કરે. જે રજપૂત સરદારો દારાના ખાસ હતા તે હવે આલમગીર તરફથી દારાને પકડવા ગુંથાયા. આલમગીરના રાજ્યના લગભગ અર્ધા ભાગ સુધી રજપૂતો સારી રીતે રહ્યા પણ જ્યારે મહારાજા જશવંતસિંહ જે કાબુલનો મદદગાર સુબો હતો તે ત્યાંજ ૬ ઠ્ઠી ઝિલ્કાદ હી. ૧૦૮૯ ( ૧૦ ડીસમ્બર ૧૬૭૮ ) ને રોજ મરી ગયો.[2] તે પહેલાં શાહી નોકરી બજાવવામાં ગુજરાત, દક્ષિણ, જમરૂદ વગેરે જુદી જુદી જગાઓમાં રહ્યો હતો અને બાદશાહી મહેરબાનીથી ઘણીવાર ઈનામો તથા પાયરીની વૃદ્ધિ પ્રાપ્ત કરી ૭ હજારી મનસબ ઉપર પહોંચ્યો હતો. એના મરી જવાની ખબર જ્યારે બાદશાહને મળી ત્યારે તેનો એક દીકરો જે મોટી વયનો હતો તે મરી ગયો છે એમ બાદશાહની જાણમાં હોવાથી એના ભત્રીજા ઇંદ્રસિંહને રાજાનો

---

૧ બાટોના ગપ્પા પ્રમાણે તો મહારાજાની રાણીએ પોતાના નાઠેલા ભરથારને શહેરમાં આવવા દીધા નહિ.

૨ માસીરે આલમગીરી પૃ. ૧૭૧

ખિતાબ આપી જોધપુર જે તેના કાકાની જાગીર હતી ત્યાં મોકલ્યો. તે પછી મહારાજા સાથેના રૂગનાથદાસ ભાટી, રણછોડદાસ તથા દુર્ગાદાસ વગેરે રાઠોડોએ બાદશાહને ખબર લખી કે મહારાજાની બે રાણીઓને [1] ગર્ભ છે. લાહોરમાં જ્યારે આવ્યા ત્યારે ખબર કરી કે બંનેને એકજ દહાડે પુત્રો જન્મ્યા છે માટે મનસબ તથા રાજ્યની બક્ષિસ થવા અરજ કરી. બાદશાહે બંને કુંવરોને દિલ્લી લાવવા અને લાયક ઉમરના થયે મનસબ તથા રાજ્ય આપવાનો હુકમ મોકલ્યો. તેઓ બધા દિલ્હી આવ્યા અને ઉપરની માગણીમાં બહુ દબાણ કરવા લાગ્યા. એવામાં એક કુંવર તો મરી ગયો અને બીજાને લઈ બંને રાણીઓ સાથે જોધપુર નાશી જવાનો રજપૂતોએ વિચાર કર્યો. બાદશાહને રજપૂતોનું પ્રપંચ જણાઈ આવ્યું ત્યારે બે રાણીઓ તથા કુંવરને રાજા રૂપસિંહવાળી હવેલીમાંથી નુરગઢ લઈ જવા ૧૬ મી જમાદિલઉલ આખર હી. ૧૦૯૦ (૧૫ મી જુલાઈ ૧૬૭૯) ને રોજ હુકમ થયો. રજપૂતોને બહુ સમજાવ્યા પણ તેમણે ન માન્યું અને લડાઇ કરવા તૈયાર થઈ ગયા. કેટલાક રજપૂત તથા કેટલાક શાહી માણસો માર્યા ગયા. જ્યારે રજપૂતો સપડાયા ત્યારે બે રાણીઓ જેમને પુરૂષનો પોશાક પહેરાવ્યો હતો તેમને મારી નાંખી અને કુંવર જેને દુધ વેચનારને ત્યાં રાખ્યો હતો તેને ગભરાટમાં ત્યાંજ મૂકી નાશી ગયા. ફોલાદખાન કોટવાલ તે છોકરાને બાદશાહ પાસે લાવ્યો. તેને તથા મહારાજાની કેટલીક દાસીઓને જનાનખાનામાં રાખ્યાં. ૨૪ મી જમાદિઉલ આખરે (૨૩ જુલાઈ) રજપૂતો નાશી જોધપુરમાં દાખલ થયા. દુર્ગાદાસના બહેકાવ્યાથી રજપૂતોએ મહારાજાના બે બનાવટી દીકરા રનમથન (જે મરી ગયો હતો તે) તથા અજીતસિંહ ઉભા કરી જોધપુર ઉપર કબજો કરી લીધો. તેથી રાજા ઇંદ્રસિંહ બાદશાહ પાસે ચાલ્યો આવ્યો. ત્યાર પછી બાદશાહે સર બુલંદખાનને જોધપુર

[1] માસીરે આલમગીરી પૃ. ૧૭૬-૧૮૦

જીતવા મોકલ્યો. બાદશાહ પંડે અજમેર ગયો તે પહેલાં મરનાર મહારાજાના ખાસ નોકર રાજસિંહને શાહી ફોજે હરાવી મારી નાંખ્યો. દુર્ગાદાસે ત્યાંથી નાશી ઉદેપુરના રાણાને પોતાના પક્ષમાં લીધો. બાદશાહની તે તરફની કૂચનું સાંભળી રાણો ડરી ગયો અને માફી માટે ખંડણી તથા અરજી સાથે પોતાના વકીલો મોકલ્યા. તેમાં જઝીયો આપવાની તથા જોધપુરવાળાને મદદ ન કરવાની કબૂલાત કરી હતી. ઉદાર અંતઃકરણના બાદશાહે માફી આપી હતી. પણ થોડા વખતમાં રાણા તથા જોધપુરના રાઠોડોએ ફરી તોફાન મચાવ્યું. બાદશાહે શાહજાદા મોહંમદ અકબરને મોટી ફોજ સાથે ઉદેપુર તરફ મોકલ્યો. આ સાંભળી રાણો તો જંગલમાં નાઠો. શાહજાદા મોહંમદ મોઆઝમ પણ બાપના હુકમથી દક્ષિણથી આવ્યો અને ઉદેપુરની બીજી તરફ ગયો. રજપૂતો લડાઈમાં ફાવે તેમ નહોતું એટલે દુર્ગાદાસ વગેરે એ શાહજાદા અકબરને લલચાવી બાપથી ફેરવ્યો. ચાલીસ પચાસ હજાર રજપૂત તથા શાહજાદાનું લશ્કર મળી મોટું લશ્કર થઈ ગયું. ટૂંક વિચારના શાહજાદાને બાપને કેદ કરી ગાદી ઉપર બિરાજવાનો તુરંગ આવ્યો. બાદશાહ પાસે બહુ થોડા[1] માણસો હતા. છતાં આ હિંમતવાળા પુરૂષને કંઈ લાગ્યું નહિ. શાહજાદા મોહંમદ આઝમશાહ તથા મોહંમદ મોઆઝમશાહને મોકલી થોડા વખતમાં એવું કરી દેખાડયું કે રજપૂતો ડરી ગયા. અને અકબરનો સાથ છોડી દીધો. અકબરને દક્ષિણ તરફ નાશી જવું પડયું. રાણાને બીજી વખત બાદશાહે માફી આપી. રાજાએ પહેલાંની શરતો કબૂલ કરી. આલમગીરની જગાએ અકબર જેવો હોત તો પણ આટલું થયા પછી માફી આપત નહિ. લગભગ ત્રણ વર્ષ સુધી આ ઝઘડો ચાલ્યો. તે દરમ્યાન રજપૂતોએ મસજીદો તોડવાની શરૂઆત કરી હતી તેથી મુસલમાનોએ રજપૂતોના દહેરાં તોડયાં. પણ હવે ચારે તરફ શાંતિ ફેલાઈ. બાદશાહે જોયું કે

---

૧ માસીરે આલમગીરી પ્રમાણે દસ હજાર.

રાણાએ પોતાના કુળની દીકરી અજીતસિંહ જેને બાદશાહ બનાવટી માનતો હતો તેની સાથે પરણાવી ત્યારે તેને મરનાર મહારાજાનો ખરો વારસ ગણી જોધપુરની જાગીર આપી, શાહી નોકરીમાં દાખલ કર્યો. આ બાબતમાં બાદશાહનો જરાએ દોષ નહોતો. એની નિષ્ટા પવિત્ર હતી. જશવંતસિંહનો દીકરો જે એની પાસે હતો અને જેને તે ખરો હકદાર વારસ માનતો હતો તે ૧૩ વર્ષનો થઈ મરકીથી મરણ પામ્યો ત્યાં સુધી તેને પોતાની પાસેજ રાખ્યો. તેને સારો મનસબ પણ આપ્યો હતો. મહારાજાના મરી જવાના સમાચાર મળ્યા કે તરત તેના ભત્રીજા ઈંદ્રસિંહને જોધપુરની જાગીર ઉપર મોકલી દીધો. જોધપુરને પચાવી લેવા એનો જરાએ ઈરાદો નહોતો.

આલમગીરની ઇશ્વર દત્ત બહાદુરીને રજપૂતો માનતા હતા. રાજા જયસિંહે બલ્ખમાં એની બહાદુરી સારી પેઠે જોઇ હતી. દક્ષિણ તથા કંદહારની લડાઇઓમાં કેવી બહાદુરી કરી હતી તે રજપૂતોએ જોઈ હતી. જ્યારે બાદશાહ બહુજ નાની ઉમરનો હતો ત્યારે બાપના હુકમથી નરસિંહ બુંદેલાના દીકરા જુઝારસિંહના સખત પહાડી મુલક ઉપર ચઢાઈ કરી રજપૂતોને જાતે કેવા હાથ બતાવ્યા હતા તે હિંદના સઘળા રજપૂત જાણતા હતા. આવો બહાદુર અને મહેનતુ બાદશાહ પોતાના લશ્કરને કેવી તૈયારીમાં રાખે તે સ્વાભાવિક છે. કવાયદ તથા લડાઈ વગેરેમાં હરવખત લશ્કરને ચુંશ્ચુંજ રાખતો. સરદારો એના જેવાજ હતા. મતલબકે આલમગીરનો સમય તદ્દન જુદોજ હતો, પરંતુ તેના મુઆ પછી પણ રજપૂતો દબાયલા રહ્યા. [1]

વિચાર કરી જુઓ તો આલમગીરના વડીલોના વખતમાં રજપૂતોએ જેટલી લાંઠાઈ કરી છે તેટલી એના વખતમાં કરી નથી.

---

૧ પ્રોફેસર લેનપુલ ( ઔરંગઝેબ પૃ. ૧૪૨ ) લખે છે કે જયપુર તથા પૂર્વ રજપૂતાના સિવાય બધા રજપૂતો (ઔરંગઝેબના) રાજ્યના છેવટ સુધી લડતા રહ્યા પરંતુ તે તદ્દન પાયા વગરનું છે.

તથા તેમની રૂબરૂ જે અપમાન કર્યું છે તેનો એક પણ દાખલો આલમગીર આગળ બન્યો નથી. આખા રાજ્યના અર્ધા સૈકામાં ફક્ત ખરી લડાઇ રાઠોડો સાથેની આ એકજ હતી. આખા હિંદના કુલ રજપૂત કુળોમાંથી એક કુળ એવું નથી કે જે બાદશાહની નોકરીમાં રહ્યું નથી.

આલમગીરના રજપૂત અમલદારો.

આશામની ચઢાઈમાં રાજા રામસિંહ, કેરતસિંહ રાઠોડ, રૂગનાથસિંહ મેરથા, વિરમદેવ સિસોદીયા, રાજા સુભાનસિંહ બુંદેલા, રાજા અમરસિંહ, દીવાન ભગવાનદાસ વગેરે હતા.

ચાંદાની ચઢાઈમાં રાજા સુભાનસિંહ બુંદેલા, રાવ ભાવસિંહ હાડા, રાવ કરન ભોરતીયા, રાજા નરસિંહ ફુર, જગતસિંહ હાડા વગેરે હતા.

સુલુફઝઇ અફઘાનો ઉપરની ચઢાઇમાં મહારાજા જશવંતસિંહ, રાજા રાયસિંહ ભદવરીયા, રાજા મહાસિંહ ભદવરીયા, રાજા દળી સિંહ બુંદેલા, ગોપાલસિંહ, જગરામ, અમરસિંહ, રૂઘનાથસિંહ ભદવરીયા, કેસરીસિંહ ભદવરીયા, વિરમદેવ સીસોદીયા, સુભકરણ બુંદેલા વગેરે હતા.

બાદશાહ જાતે દક્ષિણ ગયો તે પહેલાં દક્ષિણમાં આ રજપૂત સરદારો હતા. મહારાજા જશવંતસિંહ, મીરઝા રાજા જયસિંહ, રાજા દલપત, કેરતસિંહ, રાજા મનોહરદાસ સીસોદીયા, રાજા સુભાનસિંહ, રાજા રાયસિંહ સીસોદીયા, રાજા ઉદિતસિંહ, વિરમદેવ સીસોદીયા, જગતસિંહ હાડા, રાયસિંહ કછવાહ, રાય ભલાદળી, ઉદયભાન વગેરે.

બાદશાહના દક્ષિણ ગયા પછી રાઠોડો તથા રાણા સાથેની લડાઇની માફી થયા પછી આ સરદારો[1] હતાઃ—

[1] પ્રોફેસર લેનપૂલ ( ઓરંગઝેબ પૃ. ૧૪૨ ) લખે છે કે એકે રજપૂત પછી દક્ષિણની ચઢાઇમાં સાથે નહોતો પરંતુ તે તદ્દન ખોટું છે.

ઉદેપુરના રાણાનો ભાઈ રાજા ભીમસિંહ તથા તેનો દીકરો, રાજા રામસિંહ, કુંવરકિશનસિંહ બીન રાજા રામસિંહ, રાજા માનસિંહ, રાજા દલપત, કિશોરસિંહ હાડા, શિવસિંહ, બિશનસિંહ, મોહકમસિંહ ચંદ્રાવત, રાવ અનુપસિંહ, રાજા જયસિંહ તથા તેનો ભાઈ વજેસિંહ, રાજા અનુપસિંહ, જે સખ્ખરનો કિલ્લેદાર હતો, ગોપાલરાવ, સતરસાલ જે સતારાનો કિલ્લેદાર હતો, સરૂપસિંહ રાજા ઉદિતસિંહ, સરૂપસિંહ અનુપસિંહ જે રાજારામના કુટુંબના કેદ થએલાને બાદશાહ પાસે લાવ્યો હતો.

ઉપર સિવાયના બીજા ઘણા જુદી જુદી જગાએ શાહી નોકરીમાં હતા, ઉદેપુરના રાણાનો ભાઈ કુંવરલાલસિંહ, રાજા રૂગનાથસિંહ સીસોદીયા, તથા રાય મુકરંદ ( મુકંદ ) બંગાળામાં હતા. રાજા દેવીસિંહ, રાવ રૂપસિંહ, રાજા અમરસિંહ, મહાસિંહ, રાજા ઇંદ્રમન બુંદેલા, શુભકરણ બુંદેલા, રાજા રાજરૂપ વગેરેએ જુદી જુદી જગાએ જુદી જુદી જાતની નોકરી બજાવી છે, ઘણાખરા થાણદાર હતા.

ઉદેપુરના રાણાએ અકબરની તાબેદારી કરી નહોતી પણ આલમગીરનો પાંચ હજારી હતો. અકબરનો માનીતો રાજા માનસિંહ પાંચહજારી હતો. જ્યારે તેને કાબુલ મોકલ્યો ત્યારે ત્યાંના લોકોએ તેને કબૂલ કર્યો નહિ. જેથી ગુસલમાનને ત્યાં મોકલ્યો હતો. પરંતુ આલમગીરના મહારાજા જશવંતસિંહ જે છ હજારી હતો તેને જમરૂદ તથા કાબુલવાલાઓએ લાંબી મુદ્દત સુધી કબૂલ રાખ્યો. તેમજ પૃથુસિંહ તથા કિશનસિંહ બીન રામસિંહ પણ કાબુલમાં રહ્યા છે. આશામ, દક્ષિણ, તથા અફઘાન સરહદના સખત અને પહાડી મુલકોમાં મુસલમાન સરદારો સાથે રહી આલમગીરના દુશ્મનો સામે લડવામાં રજપૂતોએ પૂરી બહાદુરી તથા વફાદારી બતાવી છે. હી.૧૦૭૧ માં માળવામાં ચકસેન નામે ભીલનો સરદાર હતો તેણે બળવો કર્યો. તેને રાવ ભગવંતસિંહ હાડાએ શાહી હુકમથી મારી તેનો મુલક લઈ લીધો. આવા રજપૂતોને બદલો આપવામાં પણ આલમગીરે બાકી

રાખ્યું નથી. રોકડ, ઇનામ, પદવી વૃદ્ધિ (મનસબ), તથા મહારાજા, રાજા, રાવ, રાય, વગેરે ઘણા ખિતાબો[1] આપ્યા છે.

ઇદની સવારીમાં રજપૂત સરદારો સામેલ હતા, દશેરા જેવા હિંદુ તહેવારોપર ઇનામ, પોશાક, ઘોડા તથા હાથીની બક્ષિસ સિવાય ગાયોની પણ રજપૂત સરદારોને બક્ષિસ કરી છે. ગાયોની બક્ષિસ મુસલમાન સરદારોને કદી કરી નથી. ઉપરનાં નામોમાં જેમની આગળ મહારાજા, રાજા, રાવ, કે રાય આવે છે તેમાંના કેટલાક સાત હજારી, છ હજારી, પાંચહજારી, ચારહજારી, અને ત્રણહજારી હતા, તેટલાજ માણસોનું લશ્કર તેમની સાથે રહેતું અને તે બધા રજપૂત હતા. એ હિસાબે રજપૂતોનુ મોટું લશ્કર આલમગીરની નોકરીમાં હમેશ રહેતું. દક્ષિણની લાંબી મુદત સુધી ચાલેલી લડાઇમાં કેટલાક રજપૂત સરદારો ત્યાંજ સ્વાભાવિક મોતે મરણ પામ્યાં. ઘણી જગાએ મરેઠાના જીતેલા કિલ્લા રજપૂત સરદારોને સોંપવામાં આવ્યા. સારા રજપુતો ઉપર બાદશાહને બહુ ભરોસો હતો. મહારાજા જશવંતસિંહના મુકાબલામાં પોતાના મામા શાયસ્તખાનનું ન માનતાં દક્ષિણથી તેની બદલી કરી. જ્યારે શાહજાદા મોહંમદ કામબખ્શ, રાજારામ મરેઠા સાથે ખાનગી ચલાવતો હતો ત્યારે તેના મહેલ ઉપર મુસલમાનનો પહેરો ન રાખતાં, રાજા દલપત બુંદેલાનો પહેરો રાખ્યો. હવે અકબરના વખતમાં રજપૂતો કેટલા હતા તથા આલમગીરના વખતમાં કેટલા અને કેવા દરજાના હતા તેનો ફેસલો અકબરના વખતના અકબર નામા વગેરે અને આલમગીરના વખતના આલમગીર નામા તથા માસીરે આલમગીરી વગેરે ઇતિહાસો જોવાથીજ થઈ શકે છે. આલમગીરનો મીરઝા રાજા જયસિંહ સાત હજારી હતો, તે દરજાનો અકબરનો માનીતો માનસિંહ પણ નહોતો અને

---

૧ ઉદેપુરના રાણા પાસેથી દેખીતી રીતે જઝીયા પેટે બે પ્રગણા લેવામા આવ્યા પણ તાબેદારી કબુલ ક્યાંથી તેને જે મનસબ તથા ઇનામ વગેરે આપવામા આવ્યા તેનો હિસાબ ગણાય નો ગણોજ નહામા રહ્યો છે.

આ ચોકસ વાત છે ( જે અડસટાથી કહેવામાં આવે છે ) કે અકબરના વખતમાં જેટલા રજપૂત હતા તેથી ત્રણ ગણા આલમગીરનાં વખતમાં હતા.

ટૂંકમાં રજપૂતો સાથે બાદશાહે જે કર્યું તે રાજદ્વારી કારણોને લીધે કર્યું. તે સારી પેઠે જાણતો હતો કે જેમ એને ગાદી અપાવનાર મુસલમાન હતા તેમ રાજ્યના અસલ બચાવનાર મુસલમાનજ છે. બાદશાહ એવો જબરો હતો અને મુસલમાન સરદારો એવા બહાદુર હતા કે રજપૂતોની મદદ વગર દક્ષિણની જીત થઈ શકતી હતી તથા આખા હિંદનું રાજ્ય ચલાવવામાં કંઈ વાંધો આવી શકતો નહોતો. એટલુંજ નહિ પણ અકબરના વખતથી રજપૂતો વગેરેને દાખલ કરવામાં જે ડહાપણ ભરેલું મનાય છે તે જબરા બાદશાહો લગીજ. પરંતુ નબળા બાદશાહોના વખતમાં રજપૂત તથા આલમગીર પછી મરેઠા લોકોના દખલથી મોગલાઇની પડતી થઈ.અને ઈસ્લામી સલતનત બંધ પડી. અકબર પહેલાંના ઈસ્લામી ખાનદાનોએ બીજી કોમોને વધારે દાખલ કરી નહિ તેથીજ એક ખાનદાન ( વંશ ) ના પડયા પછી બીજો જે થયો તે મુસલમાનજ થયો.

# પ્રકરણ ૬ ઠું.

## દક્ષિણ-વિજાપુર-આદિલશાહી

**દક્ષિણમાં ઇસ્લામી રાજ્ય. બાહમની રાજ્યની શાખાઓની જાહોજલાલી**

દક્ષિણ જાણે ભરતખંડમાં ન હોય તેવો મુલક હતો. બધી વાતે ઉત્તર તથા મધ્ય હિંદથી તદ્દન જુદો પડતો હતો અને કુદરતી રીતે પણ એક મોટા પહાડે તેને જુદો પાડી દીધેલ છે. હિંદમાં ઇસ્લામી રાજ્ય સ્થાપન થયા પછી અલાઉદ્દીન ખીલજીએ જાતે તથા ફોજી સરદારો મોકલી સૌથી પહેલાં ઇસ્લામી વાવટો દક્ષિણમાં ઉડાડયો હતો. પણ દક્ષિણમાં હકુમત જામી નહિ. ત્યાર પછી દિલ્લીના સુલતાન મોહંમદ તુગલકે આખા દક્ષિણ ઉપર હાથ ફેરવ્યો. દક્ષિણ તકરારી હોવામાં પહેલેથીજ પ્રખ્યાત છે અને દિલ્લી જેવી રાજ્યધાનીના દૂર સ્થળેથી આ જીતેલા મુલક ઉપર સારી હકુમત થઈ શકે નહિ અને તેથીજ ત્યાંના લોકો જ્યારે કોઈ તેમના ઉપર એક વખત ફતેહ પણ મેળવતો તો કહેતા કે "દિલ્લી દૂર છે." એટલે દિલ્લી રહીને બંદોબસ્ત કરવો મુશ્કેલ હતો. માટે તુગલકે દોલતાબાદને હિંદની રાજ્યધાની ઠેરવવામાં બહુ ડહાપણ વાપર્યું હતું. પણ વખત તેને પ્રતિકૂળ હોવાથી તેની ધારેલી ઉમેદ પાર પડી નહિ. તેવામાંજ ત્યાં એક સ્વતંત્ર બાહમની મુસલમાની રાજ્ય સ્થાપન થઈ ગયું અને થોડા વખત પછી તેમાંથી પાંચ શાખા થઈ. તેમાંથી ત્રણ નિઝામશાહી, કુતુબશાહી અને આદિલશાહી બહુ જોરાવર ગણાઈ. એમાં કેટલાક સારા સારા રાજકર્ત્તાઓ થઇ ગયા. તેમણે દેશમાં ઘણા સુધારા દાખલ કરી ફાયદા કર્યા. મરેઠાઓ

એમનાજ વખતમાં ગલત્રીમાં આવ્યા. જેમ દિલ્લીવાળા રજપુતાણીઓ પરણ્યા તેમ દક્ષિણવાળા મરેઠણો પરણ્યા. પાછળથી ફારસીને બદલે દરબારી ભાષા મરેઠી કરી નાંખી. દેશમાં આબાદી ફેલાઇ, દોલત વધી અને ઇસ્લામી દૂર દેશોના હુન્નર દાખલ થયા. કેળવણીનો બહોળો પ્રચાર થયો, વેપારમાં વૃદ્ધિ થઈ, દેશના લગતા દરિયાના કિનારા ઉપર સારાં અને મોટાં બંદરો ઉત્પન્ન થયાં, સંપ એવો હતો કે વિજયનગરના મહા પ્રતાપી રાજ્યને જોતજોતામાં તોડી કકડા કરી નાંખ્યાં. તૈલંગણના રાજાએ દિલ્લીના બાદશાહ માટે ૪ કરોડ રૂપિયાના ખરચે બંધાવેલ તખત આ વખત વધારે નામ કાઢેલા નિઝામશાહને ભેટ કર્યો. અહમદનગર, ગોળકોંડા અને વિજાપુર રાજધાનીના શહેરોની તે વખતની આબાદી, સુશોભિત ઇમારતો, મજબુત કિલ્લા, નહેરો તથા બીજી જાહોજલાલી વિષે લખાણો ફારસી પુસ્તકોમાં છે અને તેમનાં ખંડેરો તથા બીજી નિશાનીઓ જે હાલ દીઠામાં આવે છે તે તેમની જાહોજલાલી તથા ઉત્તમ કારીગરીની માહિતી આપે છે. બેશુમાર બાગ બગીચા હતા. અહમદનગરના કિલ્લાની માંહે ભોંયરામાં એક મોટો બાગ હતો અને એક બીજા બગીચામાં પાણીનો ફુવારો હમેશાં ૧૦૦ ગજ ઉંચે ઉડતો હતો; જેની અંદર પાણી પહાડમાંથી આવતું હતું. દાનેશમંદખાન શાહજહાં તથા આલમગીરનો મોટી પદવીનો અમીર જે સોદાગર તરીકે અહમદનગરમાં રહ્યો હતો તેના[1] કહેવા પ્રમાણે અહમદનગર કાશ્મીરથી વધી જાય એવું હતું. અહમદનગર બહુજ આબાદ હતું. ગોળકોંડા તથા વિજાપુર એના કરતાં દરેક બાબતમાં વધી જાય એવાં હતાં. વિજાપુરનાં ખંડેરો હજી પણ ઇજનેરોને ધડો આપનારાં છે. તેની વસ્તી પણ ગંજાવર હતી.

આ બધી ખૂબીનો વખત વીતી ગયો ત્યારે અદેખાઈ અને

---

૧ માસીરે આલમગીરી પૃ. ૨૫૭.

કુસંપ દાખલ થતાંજ, શીઆ અને સુન્નીનો ઝઘડો તથા રાજ્ય ખટપટ વગેરેનો વધારો થયો. ત્યાં સુધી બહારવાળાઓએ દક્ષિણનું નામ લીધું નહિ. શાહજહાંના -ખતથી મરેઠાઓની લૂટની શરૂઆત થઈ. આલમગીરના વખતમાં તેનો અંત આવ્યો. આ વખતમાં પેદીયા નામે નાયક જે બહુજ હલકી જાતનો હતો તેની પાસે એક લાખ કરતાં વધારે લશ્કર હતું. તે પણ દેશને નાશ કરનાર હતો. આ વખતે દક્ષિણમાં બધી રીતે ખરાબી ફેલાઈ, અને અંધેર વ્યાપી રહ્યું હતું. રાજખટપટ જોઇ દક્ષિણમાં હાથ ઘાલવાની શરૂઆત મહાન અકબરે કરી. ફતેહના મુકાબલામાં મહેનત વધારે પડી. દક્ષિણમાં સારી ફતેહ મેળવવી એ ઘણું મુશ્કેલ કામ હતું. બધા લુચ્ચા હોવા છતાં દુશ્મનની સામા થતાં એક થઈ જતા હતા પણ આલમગીર જેવો બહાદુર તેવોજ દક્ષિણના દાવપેચોથી પૂરો અનુભવી હતો. અને તે લાંબી મુદત સુધી દિલ્હી અને આગ્રાનો વૈભવ છોડી દક્ષિણમાંજ રહ્યો અને આખરે આખા દક્ષિણની ફતેહ મેળવી તે દેશની ખરાબીઓ તેણે દૂર કરી.

*ઔરંગઝેબની દક્ષિણની ચઢાઇ વિષે ભૂલ ભરેલા વિચારો*

હાલના ઇતિહાસોમાં એથી ઉલટું કહેવાય છે. એટલે એમ કહેવાય છે કે આલમગીરે દક્ષિણની લડાઇઓમાં પોતાનો ખજાનો ખાલી કર્યો; મોટી ફોજનો નાશ કર્યો; લાંબી મુદત સુધી પહાડી દેશમાં નકામી મહેનત ઉઠાવી; મરેઠાઓએ એને બહુ સતાવ્યો; અકબરે સરહદનો ભાગ કબજે કરી દક્ષિણમાં વધારે હાથ ઘાલ્યો નહિ તે ડહાપણ ભરેલું હતું, અને આલમગીરે જે ધર્માંધપણાને લીધે કર્યું તે બેવકુફી ભરેલું હતું વગેરે વગેરે. કેટલાક તો એમ લખે છે કે પહેલાં મરેઠાઓને ઠેકાણે પાડયા હોત અને પછી મુસલમાનોના રાજ્ય ઉપર કબજો કર્યો હોત. પણ આ બધું પાયા વગરનું છે.

દક્ષિણમાં પડેલી ખગળી દૂર કરવા એક સારા રાજ્યકર્ત્તાનો

ઔરંગઝેબના દાદાઓએ દક્ષિણના સંબંધમાં કરેલ તૈયારી.

હક છે તે અર્થે તથા પૂરા હિંદના શહેનશાહ થવા અર્થે દક્ષિણને ઠેઠ લંકા સુધી જીતવાનું કામ જરૂરી હતું. અકબર એવો બેવકુફ નહોતો કે એ વાત સમજી ન શક્યો હોય. જ્યારે ત્યાં કુસંપ જોયો ત્યારે એકદમ ચઢાઈ કરી. પણ ચાંદબીબી [1] જોકે કહેવાને તો સ્ત્રી હતી તો પણ બહાદુરીમાં પુરૂષોને કાન ઝલાવે તેવી હતી. તેણે મહાન્ અકબરની ફોજનું એકથી વધારે વાર મોઢું ફેરવી દીધું હતું. ઘણી મહેનતે કંઇક મળ્યું. છેવટ સુધી નાકા ઉપર શાહજાદાઓ સાથે મોટી ફોજ રાખી કે પ્રસંગ જોઇ ચઢી બેસવું પણ તે પ્રસંગ આવ્યોજ નહિ; અને છેવટે પૂરા હિંદનો શહેનશાહ થવાની ઇચ્છાનો ત્યાગ કરી અકબર મરણ પામ્યો. પાછળથી દક્ષિણવાળાઓએ અહમદનગરનો કબજો લઇ લીધો હતો તે માટે જહાંગીરને બહુ લાગતું હતું. શાહજાદા શાહજહાંએ અહમદનગર ઉપર ફરી કબજો કરી બાપને ખુશ કર્યો પણ તેથી વધારે દક્ષિણમાં એક તસુએ જમીનનો વધારો થયો નહિ. શાહજહાંના વખતમાં મીર જુમલા વઝીર થયો તેના આ શબ્દો હતા કે "જ્યાં સુધી કોમોરિન ભૂશિર સુધીનો મુલક જીતાય નહિ ત્યાં સુધી મોગલ શહેનશાહે ચેનથી બેસવું ન જોઇએ." શાહજહાંના મનમાં મજબુત રીતે આ શબ્દો ઠસી ગયા હતા તેથી એને દક્ષિણની પૂરી ફતેહનો ઉમંગ એટલો બધો વધ્યો કે શાહજાદા ઔરંગઝેબ જેવા બહાદુરને દક્ષિણની મુસીબતો ઉઠાવી કામ પરિપૂર્ણ કરવાને ત્યાં લાંબી મુદત સુધી રાખ્યો. શાહજાદો પણ બાપનો હેતુ સમજી ગયો હતો અને તેને ખુશ રાખવામાં બન્યું તેટલું કર્યું. ઓછામાં ઓછું એટલું તો કહેવુંજ જોઇએ કે તે વખતે એના કરતાં વધારે બીજો કોઈ પણ કરી શકત નહિ. એટલુંજ નહિ પણ એની બરાબરી પણ કરી શકે તેવો કોઇ નહોતો. બહાદુર ઔરંગઝેબે નિઝા-

[1] દક્ષિણના ઇતિહાસોમા એવી ઘણી બહાદુર સ્ત્રીઓ જોવામાં આવે છે.

મ શાહીના નવા જીતાયલા મુલકમાં સારો બંદોબસ્ત કર્યો. ગોળકોંડા તથા વિજાપુરનો કેટલોક મુલક લઇ બંને જગાએ શાહજહાં તરફથી પ્રતિનિધિઓ રાખ્યા અને તેમને ખંડીયા બનાવ્યા. મરેઠાઓને પણ સારો હાથ બતાવ્યો. ગોળકોંડા તથા વિજાપુરને પણ ખાલસા કરી લેવાં એને જરાએ મુશ્કેલ નહોતું. વિજાપુરનો કિલ્લો તો જીતાવાની અણી ઉપર આવી રહ્યો હતો કે બાપની સખત માંદગીને લીધે ભાઇઓ વચ્ચેની લડાઇથી એને દક્ષિણ છોડવાની જરૂર પડી. એ બંને મોટાં રાજ્યો વચ્ચે ફારસી ભાષામાં થયેલાં કરારનામાં હજી મોજુદ છે. ઓરંગઝેબની ગેરહાજરીમાં દક્ષિણમાં ઉપદ્રવ વધી પડયો તેથી મોગલોના મુલકમાં પણ લુટફાટ થવા લાગી. પણ ટુંકી મુદતમાં તેની ફતેહ થઈ. બાદશાહ થઈ જવાની વાતથી ઉપદ્રવ કર્ત્તાઓના બધા ઇરાદા ધૂળમાં મળી ગયા. ઉત્તર હિંદુસ્તાનનો પુરો બંદોબસ્ત કર્યા પહેલાં પોતે જાતે તો દક્ષિણમાં જઈ શકતો નહોતો. એને લાંબા અનુભવે એ વાતની ખાત્રી કરી આપી હતી કે જાતે ગયા વગર દક્ષિણની ફતેહ થાય તેમ નથી. જહાંગીર અને શાહજહાં દિલ્લી, આગ્રા વગેરે રહીને જે બાદશાહી વૈભવ ભોગવતા તેવો વૈભવ આ અખંડ ઉદ્યોગી નર ચાહતો ન હોતો. સંકટો વેઠવાની એને પહેલાંથીજ ટેવ પડી હતી. પણ દક્ષિણમાં વધારે ખરાબી થતી અટકે તે હેતુથી પોતાના શાહઝાદા તથા અનુભવી બહાદુર મુસલમાન કે હિંદુ સરદારોને મોકલતો હતો. ગોળકોંડા તથા વિજાપુર વચ્ચે દુશ્મનાઈ ચાલતી હતી, બંને સુલતાનો રાજ્ય કામકાજથી બેદરકાર હતા. તેમને શિવાજી જેવો લુચ્ચાઈમાં પૂરો, દરેક પ્રકારના કાવાદાવામાં પ્રવીણ પુરૂષ મળ્યો. તે એ બંનેને કપટજાળમાં ફસાવીને પોતાનું કામ કાઢી લેતો. ચારે તરફ લૂટ ચાલતી હતી. હિંદુ કે મુસલમાન સર્વે કંટાળી ગયા હતા. જો આલમગીરે પોતાની ફોજ તથા સરદારોને દક્ષિણમાં મોકલ્યા નહોત તો શિવાજી ગોળકોંડા તથા વિજાપુરની ખરાબી કર્યા વગર રહેત નહિ. શિવાજીના મરણ પાછી તેનો વારસ સંભાજી લુચ્ચા-

ઇમાં બાપ કરતાં પણ વધી-ગયો. દક્ષિણીઓમાં ખાસ ગુણ એ હતો કે જ્યારે આલમગીર તરફથી ચઢાઇ થતી ત્યારે બધા એક સંપ થઈ સામા થતા, નહિ તો માંહોમાંહે લઢાઇઓ ચલાવી દેશની ખરાબી કરતા.

આલમગીરના વખતમાં દક્ષિણ ઉપર ચઢાઇ

આલમગીરે દક્ષિણમાં જે ફોજ મોકલી હતી તે શરૂઆતમાં ફક્ત મરેઠાઓને વશ કરવા માટેજ. વિજાપુર તથા ગોળકોંડાવાળા તો ખંડણી આપનાર હતા. વિજાપુરનો સુલતાન[1] સિકંદર આદિલ[2] જે સગીર હતો તેને કાયમ રાખ્યાનો આલમગીરનો તેના ઉપર મોટો આભાર છતાં તેના સરદારો બાદશાહી મુકાબલામાં શિવાજીને મદદ આપતા તથા ખંડણી આપવામાં બહાનાં કાઢતા જણાયા ત્યારે હી. ૧૦૭૬ (ઈ. સ. ૧૬૬૫) માં રાજા જયસિંહને વિજાપુર ઉપર ચઢાઈ કરવા બાદશાહે હુકમ કર્યો. રાજા સાથે દિલેરખાન, દાઉદખાન તથા રાજા રાયસિંહ, કેરતસિંહ, ઉદિતસિંહ વગેરે રજપૂત રાજાઓ તથા શિવાજી જેણે આ વખતે શાહી તાબેદારી કબૂલ કરી હતી તે તથા નેતાજી અને મહેદાજી વગેરે મરેઠાઓ સાથે હતા. વિજાપુર તરફ લશ્કર ચાલ્યું એટલે સામાવાળાઓએ તૈયારી તો કરી પણ આખરે હરી ગયા અને વિજાપુરના સુલતાને પોતાના ભરોસાના ધ્યાનતરાયને રાજા પાસે મોકલ્યો. તેની આજીજી ઉપરથી લડાઈ બંધ રાખી. શાહીફરમાન મુજબ રાજા જયસિંહ ઔરંગાબાદ ચાલ્યો ગયો.

વિજાપુર ઉપર ચઢાઈ અને ફતેહ

ત્યાર પછી પણ શરતો મુજબ ચાલવામાં વિજાપુરનો સુલતાન બહુ બેદરકારી કરતો હતો, વચમાં હી. ૧૦૯૧ (ઈ. સ. ૧૬૮૦)માં શાહઝાદા શાહઆલમ મોહંમદ મોઆઝમની કોશીશથી વિજાપુરના

---

૧ ફારસી ઇતિહાસોમા "સુલતાન"ને બદલે "દુનિયાદાર" લખાય છે.

૨ માસીરે આલમગીરી પૃ. ૫૯ મા આદિલખાન નામ છે.

સુલતાને આલમગીરના નામનો પોતાના મુલકમાં ખુતબો પઢાવ્યો તથા સિક્કા પઢાવ્યા[1] એટલે બાદશાહને સંતોષ થયો હતો પણ આખરે જ્યારે બાદશાહ દક્ષિણમાં જાતે જઈ મરેઠાઓના કિલ્લા જીતવામાં ગુંથાયો હતો ત્યારે સુલતાન ફરીથી મરેઠાઓને મદદ આપવા લાગ્યો. સુલતાન નામનો હતો. રાજ્યની લગામ સીદી મસઉદ તથા અબદુર રઉફ વગેરે સરદારોના હાથમાં હતી અને તેમનામાં પણ કુસંપ હતો. આલમગીરે સજાએ પહોંચાડયા છતાં તેઓએ માન્યું નહિ ત્યારે બાદશાહે શાહઝાદા આઝમશાહને હી. ૧૦૯૪ (ઈ. સ. ૧૬૮૩)ની આખરમાં વિજાપુર ઉપર ચઢાઈ કરવા મોકલ્યો.[2] મજકુર શાહઝાદા સાથે એનો શાહઝાદો બેદારબખ્ત અને અનુભવી સરદાર ખાનજહાં બહાદુર ઝફરજંગ વગેરે બીજા ઘણા હતા. અજદહાપેકર તથા દુશ્મન કોબ નામની મણ મણ ગોળાની તોપો સાથે હતી. વરસાદની અછતને લીધે દુકાળ હતો તેથી ખોરાકી મેળવવામાં બહુ મુશ્કેલી પડી. શાહઝાદાના દારૂખાનામાં આગ લાગવાથી ૫૦૦ માણસ મરી ગયાં. ગોળકોંડાના સુલતાને, સંભાજીએ તથા પેદીયા નાયક જેના ઉપર બાદશાહે હાલમાંજ મહેરબાની કરી હતી તે ભૂલી જઈ તેણે વિજાપુરના સુલતાનની મદદમાં ફોજો મોકલી. બધું મળી વિજાપુરવાળા તરફની એંસી લાખ ફોજ થઈ હતી. બાદશાહી ફોજ ફક્ત ૨૫ હજારની હતી. મજકુર શાહઝાદાને દુશ્મનોએ ઘેરી લીધો. ઘણીજ સખત લડાઈ થઈ. આ જાણી બાદશાહે શાહઝાદાને ચાલ્યા આવવા લખ્યુ. શાહઝાદાએ સરદારોને એકઠા કરી પૂછ્યું કે હવે શું કરવું જોઈએ. એકે જવાબ આપ્યો કે હાલ હઠી જવું ઠીક છે. શાહઝાદો બોલ્યો કે હું તથા મારા બે શાહઝાદા તથા બેગમ હયાત છીએ ત્યાં સુધી હું હઠવાનો નથી ત્યારે તો બધાજ મુકાબલો કરવા તૈયાર થયા અને જોશભેર લડવા લાગ્યા. મજકુર શાહઝાદાની બેગમ જાનીબેગમ જે દારાની દીકરી હતી તે હાથી ઉપર બેસી પોતાના ભરથારની મુશ્કેલી

---

૧ માસીરે આલમગીરી પૃ ૧૪૨. ૨ માસીરે આલમગીરી પૃ. ૨૩૬

ભરેલી હાલત જોઇ તીર ચલાવવા તથા લડવૈયાઓને ઉશ્કેરવા લાગી અને તરફથી મોટા જોશ સાથે લડાઈ ચાલી આખરે બાદશાહ તરફથી ગાઝીઉદ્દીનખાન ફીરોઝજંગ (હાલના નિઝામના વડીલ) મોટા લશ્કર તથા ખોરાકી સાથે આવી પહોંચ્યો અને શાહઝાદાને ઘાતમાંથી બચાવ્યો બાદશાહના બે મદદગાર અમાનુલ્લાખાન તથા ફતેહમાસુમખાન માર્યા ગયા શાહઝાદા માટે બાદશાહ ખોરાકી તથા ઘોડાઓ વગેરે મોકલ્યા કરતો હતો જ્યારે ઘેરામાં વાર લાગી ત્યારે બાદશાહ પોતે હી ૧૦૯૭ના શવાલ મહિના (ઑગસ્ટ ૧૬૮૬)માં વિજાપુર આવ્યો[1] અને જ્યારે આ વીજાપુર જાતે મોરચા વગેરે જોવા ગયો ત્યારે એના માથા ઉપરથી દુશ્મનોની તોપોના ગોળા તથા બંદુકની ગોળીઓ જતા હતી.[2] બાદશાહના આવવાથી દુશ્મનોના હોશ ગુમ પડી ગયા દુશ્મનોએ રક્ષણની યાચના કરી જે દયાળુ બાદશાહે તરતજ આપ્યું આ પ્રમાણે ૪ થી ઝિ કાદ (૧૨ સપ્ટેમ્બર ૧૬૮૬) ને રોજ એટલે એક મહિનાની અંદર વિજાપુરની ફતેહ થઇ વિજાપુરનો સુલતાન સિકંદર, બાદશાહની હજુરમાં હાજર થયો.[3] પોતાના શાહઝાદા તથા લડવૈયાઓને ઘણી ઇજા પહોંચેલી છતા સિકંદરને માફી આપી એટલુંજ નહિ પણ આ ઉદાર મનના શાહેનશાહે કરણાર ભરી તેને રંગ ત મુજરા માન તથા ભારે ઝવેરાતની ચીજો અને પોશાક આપી સિકંદરખાનનો ખિતાબ અર્પણ કર્યો તથા એક [4] લાખ રૂપિયા પેન્શન કરી

---

૧ માઆસિરે આલમગીરી પૃ ૨૭૦

૨ માઆસિરે આલમગીરી પૃ ૨૭૮

૩ તવારીખ ગુજરાત નો હિંદ લેખક લખે છે કે સિકંદર આદિલ બાદશાહ આગળ લાવ્યા ત્યારે બાદશાહે તેને દિલાસો આપ્યો, અન્નપાન આપ્યા તથા પોતાની પાસેના તંબુમાં નાખ્યો સવારીમાટે હાથી ઉપર લાવ્યા હતા બાદશાહે તેને એક લાખ પેન્શન આપ્યુ આ શાહી અમીરામાં ગણ્યો એના ૧૩૨ વિના લડાઇના સામાનની નગેના બા શાહને હાથ આવ્યા

૪ અહમદ ગુજરાત જેના દેનના સુલતાન મુઝફ્ફરશાહને રોજ ૩૦ રૂપિયાનું માસિક પેન્શન આપી પોતાની સાથે અમદાવાદથી લઇ જતો હતો

આપ્યું તથા પાછળથી ગોળકોંડાના સુલતાન અબુલ હુસન તાના-શાહની દીકરી સાથે પરણાવ્યો અને દોલતાબાદમાં રાખ્યો. એના મોટા મોટા સરદારો અબ્દુર રઉફખાન તથા શરઝાખાનને ૬ હજારી મનસબ તથા ભારે ઇનામો આપીને તથા બીજા અમીરોને વિજાપુરનાં મુલકમાં કાયમ રાખ્યા. બીજા હલકા નોકરોને પણ બહાલ રાખ્યા તથા દેશનો સારો બંદોબસ્ત કરી ત્યાંના લોકોને સુખી કર્યા. કેટલાક ઇતિહાસકર્તાઓ પોતાના મગજમાંથી ઘડી કાઢે છે કે વિજાપુરના માણસો મરેઠાઓના લશ્કરમાં રહ્યા તથા દેશમાં લૂટ ચલાવી વગેરે. એ તદ્દન પાયા વગરનું છે. માસીરે આલમગીરી વગેરેમાંથી ઉપરનું લખ્યું છે. બાદશાહે કિલ્લો જીતવામાં જેમણે ભાગ લીધો હતો તેમને ભારે ભારે ઇનામો તથા ખિતાબો આપ્યાં. તેઓમાં દિલેરખાન, જમશેદખાન, રાવ દલપત, રાજા ઉદતસિંહ ભદવરીયા, માલોજી, ગોપાલરાવ વગેરે ઘણા હતા. ગાઝીઉદ્દીન-ખાન ફીરોઝજંગ માટે તો પોતે આ દુઆ• પણ કરી હતી કે "જેમ એણે મારા ખાનદાનની આબરૂ રાખી તેમ ખુદા એની તથા એના વંશની આબરૂ રાખે." તે સિવાય એના વખાણના શબ્દો પોતાને હાથે લખ્યા.

વિજાપુર ધર્મના દ્વેષથી જીત્યું નથી.

ખાફીખાનના લખાણથી સાહેબ લોકો એવું માને છે કે આલમગીરે વિજાપુરનો સુલતાન શીઆ પંથનો હતો તેથી તેને ખરાબ કર્યો. પણ તે તદ્દન પાયા વગરનું છે. ઉપરની ખરી હકિકતથી સાફ જણાય છે કે આલમગીરને ધર્મ સંબંધી જરાએ દ્વેષ નહોતો. એટલુંજ નહિ પણ તેનો પાયો સુદ્ધાં નહોતો. જો એમ હોત તો બે ત્રણવાર આલમગીર સિકંદરને માફી આપત

કે રસ્તામાંથી તે નાસી ગયો અને લગભગ ૨૦ વર્ષ સુધી અકબરની ફોજોને હેરાન કરી. એક વખત ગુજરાતના ઘણા ખરા ભાગ ઉપર તેણે કબજો કરી લીધો હતો.

કેટલાક મહાન લેખકોએ અકબરે મુઝફ્ફરખાન તુરબતીને આપેલી જાગીર-ને મુઝફ્ફરશાહ (ગુજરાતના સુલતાન)ને આપેલી સમજવામાં ભૂલ કરેલી છે.

નહિ. ફક્ત મરેઠાઓને મદદ આપવાની ભૂલ બદલ એના મુલકને ખાલસા કર્યો છે. ખાફીખાન લખે છે, કે તે વખતના શેખુલઇસ્લામે ઇસ્લામી કાયદાને અનુસરીને ફેસલો આપ્યો હતો કે આલમગીરે દક્ષિણનાં ઇસ્લામી રાજ્યો ઉપર ચઢાઇ કરવી ધર્મ વિરૂદ્ધ છે અને તેથી જ્યારે આલમગીર નારાજ થયેલો જણાયો ત્યારે તેણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું. એ કેવળ જોડી કાઢેલી વાત છે. માસીરે આલમગીરી વગેરે સપ્રમાણ ઇતિહાસોમાં શેખુલ ઇસ્લામથી ઇસ્લામી કાયદાનું પ્રમાણ માગ્યું કે તેમણે પોતે આપ્યું એવું છેજ નહિ. પરંતુ એમની પોતાની ખુશીથી મક્કે હજ કરવા ગયા અને ત્યાંથી જ્યારે પાછા આવ્યા ત્યારે આલમગીર તરફથી એમને સુરતમાં જે તે વખત બાબુલમક્કા કહેવાતું ત્યાં બહુ માન મળ્યું અને બાદશાહે નોકરી આપવા માંડી પણ તેમણે ના પાડી કે હવે હું ઇશ્વરી સેવામાંજ વખત કાઢીશ. મહાન અકબર ઘણા ખરા મુસલમાનોનાં રાજ્યોને કે જેમાં લગભગ બધાં સુન્નીજ હતાં તે જીતી શહેનશાહ બન્યો તે ઉપર કોઇ ટીકા કરતું નથી. આલમગીર ઉપર આ ટીકા કયાં સુધી વ્યાજબી ગણાશે. રાજ્ય પ્રકરણી બાબતમાં સુન્ની કે શીઆ હોવાનું જોવામાં આવતું નથી. જો આલમગીર શીઆ પંથ ઉપર દ્વેષ રાખનાર હોત તો હી. ૧૦૯૨ (ઇ. સ. ૧૬૮૧)માં મરનાર આદિલશાહની દીકરી, સિકંદરની બેન શહેરબાનુંને[1] પોતાના શાહઝાદા આઝમશાહને પરણાવત નહિ. એવાં કામોમાં આલમગીર ધર્મનો બાધ લાવે એવો નહોતો. કેમકે તેણે પોતાના શાહઝાદા મોહંમદ મુલતાનને ગોળકોંડાના શીઆ પંથના સુલતાનની દીકરી સાથે પણ પરણાવ્યો હતો.[2]

વિજાપુરનો બંદોબસ્ત. વિજાપુરના ઇલાકાનો પૂરો બંદોબસ્ત કરી, વિજાપુરનું નામ દારૂઝઝફર રાખી, રૂહુલ્લાહખાનને ત્યાંનો સુબો ઠરાવી બાદશાહ પોતે પાછો સોલાપુર (શોલાપુર) ચાલ્યો ગયો.

---

૧ માસીરે આલમગીરી પૃ. ૨૧૦. બીજી એક રિવાયત બાદશાહ બીબી નામ બતાવે છે. ૨ આ પુસ્તક પૃ. ૧૯૭.

## પ્રકરણ ૭ મું.

### દક્ષિણ-ગોળકોંડા-કુતુબશાહી.

કુતુબશાહી રાજ્યનો ઇતિહાસ.

કુતુબશાહી સુલતાન અબ્દુલ્લા કુતુબશાહે (કુતુબુલમુલ્કે) શાહજહાંના પાછલા વખતથી પુરેપૂરી તાબેદારી દિલ્લીની કરી હતી અને તે ૫૦ વર્ષ હકુમત કરી હી. ૧૦૮૬ (ઈ. સ. ૧૬૭૫) માં મરી ગયો[1] ત્યાં સુધી આલમગીર સાથે કોઈપણ જાતની ખુલ્લી આજ્ઞા ઉલ્લંઘન કર્યાનું જણાતું નથી. આલમગીર તરફથી ગોળકોંડામાં પ્રતિનિધિ રહેતો હતો. અબ્દુલ્લા કુતુબશાહને દીકરો નહોતો પણ દીકરીઓ હતી. મોટીને એક અરબ સૈયદ મીર અહમદ નામના શખ્સની સાથે પરણાવી હતી. રાજકારભારમાં તેનો ઘણો પગ પેસારો હતો. બીજીને પોતાના ભત્રિજા અબુલહસન સાથે પરણાવી જે પાછળથી તાનાશાહના નામથી ફારસી ઇતિહાસોમાં પ્રખ્યાત થએલો છે. અબ્દુલ્લા કુતુબશાહના મોત પછી તરત ગાદીએ કોણ બેસે તે વિષે ઝઘડો ચાલ્યો. મોટા જમાઈનો લાંબા વખતથી પગપેસારો હતો તથા એની ધણીઆણી જેને મા સાહેબ કહાં (મોટી મા) કહેતા હતા તે ઘણી બહાદુર અને દબદબાવાળી બાઈ હતી. પણ રાજ્યના મુખ્ય માણસો સૈયદ મુઝફ્ફર વગેરે અબુલહસનના પક્ષમાં હતા. મીર અહમદની ધણીઆણીએ હાથમાં ઉઘાડી તલવાર લઈ તથા પોતાની તુર્કી તથા હબશી દાસીઓને સાથે રાખી ભારે લડાઈ ચલાવી. પણ છેવટે ધણી ધણીઆણીની ઉમેદ પાર પડી

---

૧ માસીરે આલમગીરી પૃ. ૧૪૩.

નહિ. ફકીરો તથા હલકા માણસો સાથે ભટકનાર અબુલહસન ગોળકોંડાની ગાદીએ બેઠો.

હિંદુઓની છત.

થોડાજ વખતમાં સૈયદ મુઝફ્ફર સાથે જે અબુલહસનનો પેશ્વા એટલે વઝીર થઇ ગયો હતો અને જેની મદદથી અબુલહસનને ગાદી મળી હતી તેની સાથે પેશકાર માદના નામના બ્રાહ્મણને અણબનાવ થયો અને તેનુ પરિણામ એ આવ્યુ કે અબુલહસને સૈયદ મુઝફ્ફરને કેદ કર્યો અને માદનાને પોતાનો પેશ્વા બનાવ્યો. માદનાએ પોતાના ભાઈ આકના તથા પિત્રાઈ ભાઇ રૂસ્તમરાવ વગેરે પોતાના વગના ઘણા હિંદુઓને ઘણા મોટા હોદ્દાઓ આપ્યા અને મુસલમાનો ઉપર જુલમ કરવા લાગ્યો. એકંદર જોતાં આખા રાજ્યમાં અંધેર ચાલવા માંડયુ. અબુલહસન જાતે મોજશોખમાં ડૂબેલો હતો તથા રાજ્યકારભારમાં જરાએ ભાગ લેતો નહિ. આખા રાજ્યમાં ખાસ કરી ગરીબો ઉપર જુલમનો વરસાદ વરસતો હતો. અને તેઓ ચાહતા હતા કે **આલમગીર** રાજ્યને કબજામાં લઇ રૈયતને સુખી કરે.[1] તે ઉપરાત અબુલહસન તરફથી મરેઠાઓને પૈસા તથા લશ્કરની વખતોવખત મદદ મળતી હતી. ઉપરની બધી બાબતો માટે આલમગીર તરફથી એને ઘણી ચેતવણી આપવામાં આવી પણ તે વ્યર્થ ગઈ. જ્યારે વિજાપુર ઉપર આઝમશાહે ચઢાઇ કરી હતી ત્યારે વિજાપુરના સુલતાનને તેણે મદદ કરી હતી. આ બધી વાતોની **આલમગીર**ને ખબર હતી છતાં આ દયાળુ બાદશાહ આંખઆડા કરતો હતો. એવામાં સૈયદ મુઝફ્ફરનો દીકરો **મીર હાશીમ** પોતાના બાપને કેદ કર્યો વગેરે જુલમની ફરિયાદ આલમગીર આગળ લાવ્યો. એ સિવાય ખંડણી મોકલ-

[1] "ચહાર ગુલશન" નો હિંદુ લેખક લખે છે કે, અબુલહસન તાના-શાહ હમદાનથી ફકીરી હાલતમા આવ્યો અબ્દુલ્લા કુતુબશાહે તેને જમાઇ બનાવ્યો પછી તે બાદશાહ થયો. ગોળકોંડાના રાજ્યમા બેહદ જુલમ થતા જોયી લોકોએ આલમગીરને અરજી કરી.

વામાં પણ બેદરકારી કરતો હતો તથા તેલંગણનાં કેટલાંક પરગણાં જે વિજાપુર તાબાનાં હતાં તે ઉપર કબજો કરી લીધો હતો; તેના ઉપર બાદશાહનો હવે હક થયો હતો. આ પ્રમાણે બધું જાણ્યા છતાં આ ન્યાયી બાદશાહે પોતાના ખાસ ભરોસાના માણસ મીરઝા મોહંમદ નામના એક અમલદારને ઉપરની વાતો ખરી છે કે કેમ તેની તપાસ કરવા મોકલ્યો. આખરે ખરૂં જણાયાથી બાદશાહે વડા શાહઝાદા મોહંમદ મોઆઝમ શાહઆલમને તથા ખાનજહાં બહાદુરને કુતુબશાહી રાજધાની હૈદ્રાબાદ ઉપર ચઢાઈ કરવા હી. ૧૦૯૬ (ઇ. સ. ૧૬૮૫) ની આખરમાં મોકલ્યા.[1] રાજા રામસિંહ, રાજા માનસિંહ, દીવાન બિંદરાબન, વગેરે બીજા ઘણા સાથે ગયા. અબુલહસને પોતાના બહાદુર ખલીલુલ્લાખાન તથા રૂસ્તમરાવ વગેરેને મોટી ફોજ આપી મોકલ્યા. ભારે લડાઈ ચાલી. છેવટ અબુલહસનની ફોજ હારી અને તેના સરદારો હૈદ્રાબાદ નાશી આવ્યા. શાહઝાદા મોઆઝમ શાહઆલમ પણ હૈદ્રાબાદ તરફ આવ્યો. અબુલહસન ગભરાઇને ગોળકોંડા નાશી ગયો અને ત્યાંથી માફી તથા સલાહનાં કહેણ શાહઝાદા પાસે મોકલતો હતો. શાહઝાદાએ હૈદ્રાબાદ જીતી લીધું. આખરે બાદશાહની મંજુરીથી એક કરોડ વીશ લાખ રૂપિયા ખંડણી અબુલહસન આપે, તેલંગણનાં જે પ્રગણાંઓ ઉપર બાદશાહી હક હતો તે સ્વાધીન કરે તથા માદના વગેરેને દૂર કરે, એ શરતોથી અબુલહસનને માફી મળી તથા એને માટે બાદશાહે પોશાક મોકલ્યો. એવામાં માદના તથા આકનાનાં માથાં અબુલહસનની દાસીએ કપાવી નાંખ્યાં; એક તરફ સલાહ થઈ પણ બીજી તરફ અબુલહસનના એક સરદારે બાદશાહી ફોજ ઉપર હુમલો કરી દીધો. આ સાંભળી બાદશાહ ઘણો ગુસ્સે થયો અને ગોળકોંડા જીતવા જાતે હી. ૧૦૯૮ (ઇ. સ. ૧૬૮૭) ની શરૂઆતમાં ગયો.[2]

---

૧ મીરાતે આલમગીરી પૃ. ૨૬૭.
૨ " " પૃ ૨૭૫.

મુકાબલા માટે અબુલહસન તરફથી પચાસ સાઠ હજાર સવારનું લશ્કર તથા તે ઉપરાંત મરેઠાઓની ફોજની મદદ પણ હતી. અબુલહસનના આ બહાદુર સરદારો શેખમિનહાજ, શરઝાખાન તથા મુસ્તફાખાન લારી ઉર્ફે અબ્દુર રઝાક લારી વગેરે હતા.

શાહઝાદા શાહઆલમ ઉપર તેનાં માણસોએ વિજાપુરની ચઢાઈ વખતે ગડબડ કરવાનો આરોપ મૂક્યો હતો. હાલ અબુલ હસનને મળી ગયાનો આરોપ (જેનીબાદશાહનેખાત્રીથઇ હતી)મૂકીબાદશાહે તેને નજર કેદ કર્યો. બાદશાહ પોતે સોલાપુરથી ગુલબર્ગા[1] આવ્યો અને ત્યાંથી હૈદ્રાબાદ થઈ ગોળકોંડાથી એક ગાઉ દૂર મુકામ કર્યો. તે પછી તરતજ ગોળકોંડાને ઘેરો ઘાલ્યો. બાદશાહ પંડે આવ્યા એમ સાંભળી દુશ્મનો અધમુઆ જેવા થઈ ગયા હતા. ઘરડો બાદશાહ જુવાનીમાં જે જુસ્સાથી ઉઝબેક લોકો સાથે લડતો હતો તેજ જુસ્સો અહિં પણ તેણે બતાવ્યો. ચાલતા ગોળાતથા ગોળીઓમાં ઘેરા આગળ શું કરવું તે પોતાના માણસોને બતાવતો. મોટી મોટી તોપો યોગ્ય જગાઓએ ગોઠવી દીધેલી હતી. ધૂળીયા કોટ (દમદમા) બનાવવામાં તથા તોપો ગોઠવવામાં બાદશાહ પોતે જાતે કામ કરતો. બંને પક્ષવાળાના બહાદુરો વચ્ચે સખત[2] લડાઇ-

ગોળકોંડા ઉપર ચઢાઈ અને તેમાં થયલી ફતેહ.

---

૧ આ જમાનો મહાન વલી હઝરત સૈયદ મોહંમદ ગેસુદરાઝ (રહ.)ની કબર ઉપર ફાતેહા પઢી ત્યાંના ગરીબોમાં બાદશાહે ૨૦ હજાર રૂપિયા વહેંચ્યા. ખાફીખાનના લખવા ઉપરથી સાહેબ લોકોએ અંગ્રેજી ઇતિહાસોમાં લખી દીધું છે કે બાદશાહે અહિં આવવાનું બહાનું કરી (જેની છૂપી ખબર પોતાના સઆદતખાન નામના અબુલહસન પાસે રહેતા હાજિબ(એલ્ચી)ને આપી હતી તથા સઆદતખાનને ખંડણી વસુલ કરવામાં ઢીલ કરવા વિષેની લાગણી કહાણી ઘડી કાઢેલી છે,) એકદમ અબુલહસન ઉપર ચઢી બેઠો. પણ તે માસીરે આલમગીરી વગેરે તે વખતના ફારસી ઇતિહાસોથી જૂદું પડે છે. અબુલહસનના ઇલાજ માટે આવવાનો પહેલાથી ઇરાદો જાહેર થયો હતો. માસીર પૃષ્ઠ ૨૮૭.

૨. એક વખત આલમગીરનાં માણસો કિલ્લા ઉપર રાત્રે ચઢવા લાગ્યાં.

ઓ થઇ. જેનું લાંબું વર્ણન ફારસી પુસ્તકોમાં છે. બાદશાહી સરદારો સફશીકનખાન તથા ફીરોઝજંગ વચ્ચે કંઇક મત ભેદ જણાયો. પણ બાદશાહે જાણતાં તરત તેનો ઉપાય કરી દીધો. આ બે સરદારો તથા કુલીજખાન તથા લુત્ફુલ્લાખાન તથા શાહઝાદા આઝમશાહ વગેરે ખૂબ બહાદુરીથી લડયા હતા. અબુલહસન તરફના બહાદુરો શેખ નિઝામ, અબ્દુલ્લાખાન તથા અબ્દુર રઝાક લારી હતા. પહેલા બે ભવિષ્યની પાયમાલીથી બચવા બાદશાહ તરફ જતા રહ્યા. ફક્ત છેલ્લો લારી વફાદાર રહ્યો અને તે ખૂબ લડયો. આખરે જખમોથી લોથપોથ થઇ ગયો ત્યારે બાદશાહનાં માણસો બારણામાંથી શહેરમાં દાખલ થયાં. આ પ્રમાણે આલમગીરની ફતેહનો ડંકો વાગ્યો. એની ફતેહની તારીખ "ફતેહ કિલ્લયે ગોલકોંડા મુબારક બાદ" છે એટલે હી० ૧૦૯૮ (ઇ.સ.૧૬૮૭) માં ફતેહ થઇ.

અબુલ હસનની હાર તથા તેની હિંમત

આવા બારીક સમયે અબુલહસન જનાનખાનામાં દિલાસો આપવા ગયો. દિલાસો આપ્યા પછી પોતે ગાદી ઉપર બેઠો અને પોતાનો જમવાનો વખત થયો હતો એટલે નોકરને ખાણુ લાવવાનું કહ્યું. એટલામાં આલમગીરના સરદારો રૂહુલ્લાહખાન તથા બખ્યારખાન વગેરે એને લેવા આવ્યા. તેમની સાથે સભ્યતાથી પણ સુલતાન (રાજા) તરીકે પોતાનો દરજ્જો સંભાળી વાત કરવા લાગ્યો. ખાણું આવ્યું એટલે જાણે કે.ઇ જાતની દીલગીરી નથી તેમ ખાવા લાગ્યો એના કહેવાથી આલમગીરના સરદારોમાંથી બે ત્રણ એની સાથે ખાવા બેઠા. તે વખતે રૂહુલ્લાહખાને કહ્યું કે આવા ગભરાટના વખતમાં આપ નિરાંતે ખાઓ છો, એ નવાઈ જેવું છે. અબુલહસન તાનાશાહે જવાબ આપ્યો કે,

કિલ્લાના સામુમો ઉંઘમા હતા એટલામા એક કુતરો ભસ્યો, કિલ્લાવાળા જાગી ઉઠ્યા. તેમણે તરત ચડનારાઓને હઠાવી દીધા અબુલહસનને ખબર થઈ તો તેણે કુતરાને ગળે સોનાનો પટો બધાવ્યો. આવી રમુજી વાતો મી. ખાફીખાન બહુ લખે છે માસીરે આલમગીરીમા નથી

" દુનિયાના ઘણાખરા માણસ તો તમારા જેવાજ વિચારના હોય છે પણ હું તેવો નથી. હું પંદર સોળ વર્ષ સુધી ફકીરી પોશાકમાં રહ્યો. તે પછી ઈશ્વર કૃપાથી મને ગાદી મળી. ઈશ્વર ઈચ્છાથી દરેક કામ થાય છે તો પછી દીલગીર થવાનું શું કારણ ? મને કોઇ જાતની ઇચ્છા બાકી રહી નથી. ખુબ મોજશોખ કર્યો, કરોડો રૂપિયા ખરચ્યા, મારાં નાલાયક કામોએ ફરી મને તખતથી દૂર કર્યો છતાં હું ઈશ્વરનો આભાર માનું છું કે તેણે મને આલમગીર જેવા સારા અને ધાર્મિક બાદશાહના હવાલામાં સોંપ્યો." ખાઇ રહ્યા પછી કિંમતી મોતીઓની માળા ગળામાં પહેરી ઘોડા ઉપર સવાર થયો અને બોલાવવા આવેલા અમીરો સાથે ચાલ્યો. બાદશાહી તંબુની આગળ એક નાના તંબુમાં શાહજાદા આઝમશાહ હતો તેની પાસે ગયો. પહેરેલી માળા તેને નજર કરી. શાહજાદાએ અબુલહસનને દીલાસો આપ્યો અને પછી તેને બાદશાહની હજુરમાં લઇ ગયો. બાદશાહે તેને સુલતાન તરીકે માન આપી પાસે બેસાડયો અને આદરસત્કાર તથા બહુ દીલાસો આપ્યા પછી વીજાપુરના સિકંદર આદિલની પેઠે પેન્શન કરી આપી દોલતાબાદમાં રહેવા હુકમ કર્યો.

ગોળકોંડાનો મુલક બાદશાહી કબજામાં તથા ત્યાંની રૈયતને બાદશાહ તરફથી મળેલું ઉત્તેજન.

અબુલહસનના મહેલમાંથી લગભગ ૭ કરોડ રૂપિયાનો માલ બાદશાહને હાથ લાગ્યો તથા ત્રણ કરોડની વાર્ષિક ઉપજનો મુલક મળ્યો. અબુલહસનના બધા ખાતાના નોકરોને કાયમ રાખી દેશનો સારો બંદોબસ્ત કર્યો તથા કારીગર અને હુન્નરવાળા લોકોને પણ ઉત્તેજન આપી લોકોને સુખી કર્યા.

ખાફીખાનના ખોટાપણા વિષે.

ખાફીખાનના ફારસી ઈતિહાસ ઉપરથી અંગ્રેજી ઈતિહાસોમા અબુલહસન શીઆ પંથનો હતો, તેથી આલમગીરે તેના રાજ્યની ખરાબી કર્યાનું જે લખાયલું છે તે ઉપરની ખરી

હકિકતથી રદ થાય છે. ખાફીખાન પોતે પાકો શીઆ હતો તેથી તે આલમગીર કે તેના સુન્ની સરદારોની નિંદા કરવામાં ચૂકતો નથી. સરદારોમાં એક બે વખત થયેલા મતભેદને કુસંપ કે સુસ્તી લખે છે. અંગ્રેજી અમલદારોમાં જનરલ લેક તથા સર જ્યોર્જ બાર્લોના મતભેદ જેવા ઘણાએ દાખલા નીકળે છે. એ એક સાધારણ વાત છે. ખાફીખાન રજનું ગજ કરે છે. એજ પ્રમાણે શાહી લશ્કરે દેશની પાયમાલી કરી, બાદશાહ પોતાના સરદારો ઉપર નારાજ હતો, શાહઝાદા શાહઆલમે પહેલાં સુલેહ કરી તેથી બાદશાહ અંદરખાને નારાજ હતો, અબુલહસનના હાથ બાંધી પોતાના આગળ લાવવો એમ બાદશાહે પોતે કહ્યું, વગેરેનો માસીરે આલમગીરી વગેરે સપ્રમાણ ઇતિહાસોમાં ઇશારો પણ નથી. અલબત મોંઘવારી, મરકી, ખોરાકીની ખોટ, રેલ વગેરે દેવ કોપથી બાદશાહી લશ્કરને નુકશાન પહોંચ્યું છે.

આલમગીરની શીઆઓ ઉપર મહેરબાની

શીઆ પંથથી આલમગીરને દ્વેષ હોત તો અબ્દુલ્લા કુતુબશાહની દીકરી સાથે પોતાના દીકરાને પરણાવત નહિ તથા અબુલહસનની દીકરીઓને સિકંદર આદિલ તથા પોતાના સરદારો સાથે પોતે પરણાવત નહિ. એની મોટી દીકરી જે આખી જીંદગી પરણ્યા વગર રહી તેની દરખાસ્ત હતી કે આલમગીર બાદશાહની વજુ કરાવવાની સેવા મારે કરવી. પણ આલમગીરે એ વાત કબૂલ કરી નહિ અને તેને ઘટિત પેન્શન બાંધી આપ્યું. અબુલહસનનો વફાદાર સરદાર અબ્દુરરઝાક લારી જેનાં ખાફીખાન બહુ વખાણ કરે છે તે સખત જખમી થયો હતો તેને યૂરોપીયન તથા દેશી વૈદો રાખી બાદશાહે સારો કરાવ્યો. તેને તથા તેના દીકરાઓને મોટી મોટી જગાઓ આપી. કચેરીમાં બાદશાહે લારીની વફાદારીનાં વખાણ કર્યા અને કહ્યું કે અબુલહસન પાસે એવા બે ત્રણ વફાદાર સરદારો હોત તો મને ગોળકોંડાના કિલ્લાની છતમાં ઢીલ થાત. પોતાના શીઆ

પંથના મોટા મોટા ઇરાની સરદારો ઉપર બાદશાહને ઘણી પ્રીતિ હતી. બાદશાહે પંડે તેમનાં વખાણ લખ્યાં છે. આ બધા ઉપરથી હવે વાંચનારને શીઆ પંથ ઉપર બાદશાહનો દ્વેષ નહિ હતો એની ખાત્રી થઇ જશે. બાદશાહને દ્વેષજ હોત તો અબુલહસન ગાદીએ બેઠો તેજ વખત ઉપરી સત્તા તરીકે હરકત કરત કે વાંધો લેત. ત્યાર પછી એની વારંવાર કસુરોની માફી આપત નહિ. જ્યારે દેશની અશાંતિ વધવા લાગી ત્યારે છેવટ શહેનશાહ તરીકેની આલમગીરે પોતાની ફરજ બજાવી અને તેને કોઈ જાતની ઇજા ન પહોંચાડતાં ચેનથી દોલતાબાદમાં રાખ્યો. આલમગીરની જગાએ દુનિયાના ઇતિહાસમાં સારામાં સારો ગણાતો રાજકર્ત્તા હોત તો તે પણ આલમગીરથી વધારે સારૂં કરત નહિ.

ગોળકોંડા તથા હૈદ્રાબાદના અસલ નામ.

ગોળકોંડાનું અસલ નામ માંકલ હતું.[1] તેની આબો હવા બહુ વખાણવા લાયક હતી. તે મોટી વસ્તીવાળું શહેર હતું. હૈદ્રાબાદનું નામ ભાગનગર હતું. મોહંમદ કુલી કુતુબશાહ ભાગમતી નામની વેશ્યા ઉપર મોહ પામ્યો હતો તેથી તેના નામથી શહેર વસાવી ભાગનગર નામ રાખ્યું. એની ઇમારતો સુશોભિત તથા ઘણી મોટી હતી. હવા પાણી સારાં, શહેર વસ્તીવાળું વગેરે એ શહેરનાં ઘણાં વખાણ ફારસી ઇતિહાસોમાં છે.

૧ માસીરે આલમગીરી પૃ. ૩૦૧–૩૦૨.

# પ્રકરણ ૮ મું.

## બાદશાહી સવારી દક્ષિણમાં

### દક્ષિણ—મરેઠા

દક્ષિણના પાંચ ભાગોમાંથી એક ભાગ મહારાષ્ટ્રના ખાસ સિપાઈગીરી કે ખેડુતનો ધંધો કરનારાને મરેઠા કહે છે. મહારાષ્ટ્રનો અપભ્રંશ મરેઠા હશે.

મરેઠાઓની મૂળ સ્થિતિ.

મરેઠા કોમ બીલકુલ જંગલી હાલતમાં હતી. એની સાથે સારી વર્તણુંક ચલાવી મુસલમાનો એને દુનિયાની ગણત્રીમાં લાવ્યા હતા. અંગ્રેજ[1] લેખકો એમને શુદ્ર કહે છે. પણ ખાફીખાન અમેરા વગેરે ફારસી ઇતિહાસો જુદી રીતે લખે છે. દક્ષિણના મુસલમાન નિઝામશાહી અને આદિલશાહી રાજ્યોમાં એમને, હલકી નોકરીઓ મળી. તે વખત ફિરિસ્તાના ઇતિહાસ પ્રમાણે એમને બારગી કહેતા હતા. રાત્રે છાપો મારવામા, લૂટ કરવામાં, નાશીને સંતાઇ જવામાં એ કોમ બહુ ચાલાક ગણાતી હતી. તે પછી એમોના કેટલાક મોટા દરજ્જા ઉપર પહોંચ્યા. મહાન્ અકબરની પહેલાં દક્ષિણના સુલતાનોએ એમને નાયક તથા રાવ વગેરેના ખિતાબો આપ્યા. દક્ષિણનો પ્રખ્યાત મલેક અંબર એમનો ઉસ્તાદ હતો. વિજાપુરના યુસફ આદિલશાહે પોતાના બાર હજારી મનસબદાર મુકુંદરાયની બેન બુબુજીખાનમ જે બહુજ ખૂબસુરત હતી તેને ઘરમાં આણી તે વખતથી એ

૧ પ્રોફેસર લેનપૂલ ઔરંગઝેબ પૃ. ૧૫૩. ફારસી લેખકો એમને રજપૂત નસલથી ગણે છે પણ આ હલકી કોમની હતી એવું જણાવે છે આ વાત ફક્ત ભોંસલા કુળને લાગુ પડેલી દેખાય છે.

કોમની આબરૂ વધતી ગઈ. મુસલમાનોમાં શીઆ સુન્નીના ઝઘડાઓએ મરેઠાઓને મોટો લાભ આપ્યો. અહિં સુધી કે તેમની મરેઠી ભાષા દફતરી ભાષા થઈ ગઈ. શિવાજીના ભોંસલા કુળની તે વખતે જરાએ ગણત્રી નહોતી. મોરી, નિંબાલકર, ઘાટકે, ઘોરપુરે, ડફલે, તથા સાવંત વગેરે તે વખત મોટી આબરૂના અને મોટા દરજાના ગણાતા હતા.

શિવાજીની શરૂઆતની લૂટ

શિવાજીના બાપને[1] વિજાપુર તરફથી પુના તથા સુપા પ્રગણાં જાગીરમાં મળ્યાં હતાં. ત્યાંજ શિવાજી રહેતો હતો. શરૂઆતથી પુનાની પશ્ચિમમાં રહેનારા માવલ નામના જંગલમાં ભૂખે મરતા લુટારા મરેઠા જે માવલી કહેવાતા તેમની સાથે લાંબી મુદત સુધી રહી શિવાજી લૂટ કરવાના ધંધામાં પ્રવીણ થયો. વિજાપુરના રાજ્યમાં તે વખત અંધેર વ્યાપી રહ્યું હતું. એટલે શિવાજીએ તેના અમલદારોને લાંચો આપી દૂર દૂરના કિલ્લાઓ ઉપર પોતાનો કબજો કરી લીધો.

અફઝલખાનનું વાઘનખથી ખુન

ત્યારે વિજાપુરનો બહાદુર પ્રખ્યાત સેનાધિપતિ અફઝલખાન[2] શિવાજીને ચેતવણી આપવા ગયો. શિવાજી વખત સાંધી એવી આજીજીથી નમી ગયો કે અફઝલખાનને તેના ઉપર દયા આવી. છેવટે પંતોજી નામના બ્રાહ્મણના ભરોસા ઉપર રહી અફઝલખાન અમુક જગાએ શિવાજીને મળવા ગયો.

---

૧ માલોજી ભોસલા શરૂઆતમા અહમદનગરની ફોજમા સીલેહદાર હતો એટલે નાનો અમલદાર હતો. ત્યાના શાહ શરીફ નામના મુસલમાન ઓલીઆ (રૂષિ) ને તે બહુ માનતો હતો. તેમની દોઆથી એને બે દીકરા થયાનું માનતો હતો તેથી તે બંનેના નામ શાહજી તથા શરીફજી રાખ્યાં. શાહજી-શિવાજીનો બાપ-પહેલા અહમદનગરની નોકરીમા હતો. પછી વિજાપુરની નોકરીમા દાખલ થયો. શાહજીને બે પુત્ર સંભાજી તથા શિવાજી હતા. મોટો બાપની હયાતીમાંજ કર્ણાટકમાં માર્યો ગયો હતો. (અમિજી કનિંગામપરથી)

૨ આલમગીરનામા પૃ. ૫૭૬-૭૭

જ્યાં ઢોંગી શિવાજી ધ્રુજતો કાંપતો એની પાસે આવ્યો. પેલો સાચો મુસલમાન દીલાસો આપી મળવા જાય છે એટલામાં તેણે સંતાડેલો વાઘનખ તેના પેટમાં ભોંકી દીધો, જેથી તે મરી ગયો. આ પછી શિવાજીએ વધારે ઉપદ્રવ શરૂ કર્યો.

**દક્ષિણના સુબા શાયસ્તખાનની શિવાજી ઉપર ચડાઈ.[1]**

શિવાજીના ઉપર વર્ણવેલા ઉપદ્રવોની ખબર હિંદના શહેનશાહ આલમગીરને થઇ ત્યારે તેણે પોતાના દક્ષિણના સુબા **શાયસ્તખાનને** શિવાજીને શાસન કરવા લખ્યું. આ વખત સુધી એટલે હી. ૧૦૭૧ (ઇ. સ. ૧૬૬૦) સુધી શિવાજીના કબજામાં [2]૩૫ કિલ્લા હતા. શાયસ્તખાને ચઢાઇ કરી ચાકના,[3] પુના[4] તથા સુપા વગેરે ઉપર કબજો કરી લઇ પોતાના તરફથી દક્ષિણી જાદવરાયને સોંપ્યા. રસ્તા ખરાબ છતાં શાયસ્તખાને પાછળ પડી શિવાજીનાં ઘણાં માણસોને કાપી નાંખ્યાં. શિવાજી એવો ઠરી ગયો કે જ્યાં કોઈ ન જઈ શકે તેવી જગાએ જઇ સંતાયો. શાયસ્તખાને થાણાંઓ કાયમ કરી એવો બંદોબસ્ત કર્યો કે આ લૂટારાઓનું કાંઇ ફાવે નહિ. એ શિવાજીને જીવતો પકડવા ચાહતો હતો. કેટલીક મુદત છૂપા રહી હી. ૧૦૭૩ (ઇ. સ. ૧૬૬૩)માં શિવાજીએ પરણવા આવનાર જાનને બહાને પુના ઉપર છાપો માર્યો. મરેઠાઓને શહેરમાં કે લશ્કરમાં વગર પરવાને આવવાની બંધી હતી. પણ બાદશાહી નોકરીમાંના મરેઠાઓએ લગ્નને બહાને પરવાના લઇ શિવાજીને

---

૧ આલમગીરનામા પૃ. ૫૭૮–૫૮૫.

૨ આ આલમગીરનામા પ્રમાણે છે. પણ અંગ્રેજી બાબાના ઇતિહાસોમાં એનો મુલક આ વખતે કલ્યાણીથી ગોવા સુધી ૧૬૦ માઇલ લંબાઇ તથા ૧૦૦ માઇલ પહોળાઇમાં હતો. તેની પાસે ૫૦ હજાર પાયદળ-તથા ૭ હજાર સવાર હતા. તે વખતની હાલત જોતાં લશ્કરની સંખ્યા વધારે લખી દીધેલી જણાય છે.

૩ એનું નામ ઇસ્લામાબાદ પાડ્યું.

૪ પાછળથી એનું નામ મોહીયાબાદ પાડ્યું.

અંદર દાખલ કર્યો. શાયસ્તખાન તો મુશ્કેલીથી બચ્યો પણ એનો જુવાન બહાદુર દીકરો અબુલફતેહ ઘણાને મારીને માર્યો ગયો. થોડા વખતમાં શિવાજીને નાશી જવું પડયું. બાદશાહે આ સાંભળી શાયસ્તખાનને[1] બંગાળે મોકલ્યો અને દક્ષિણના સુબા તરીકે શાહઝાદા મોહંમદ મોઆઝમને મોકલ્યો.

શાહઝાદા મોહંમદ મોઆઝમ તથા રાજા જયસિંહનું દક્ષિણના સુબા તરીકે જવું.[2]

તેની સાથે મહારાજા જશવંતસિંહ રહ્યો, જે પહેલાંથી[3] હતો. મહારાજાએ ફારસી ઇતિહાસો મુજબ અતિ ઉદ્યોગથી શિવાજીના ઉપદ્રવમાં ઘટાડો કર્યો તથા તેનો ઘણોખરો મુલક ખરાબ કર્યો. છતાં બાદશાહની મરજી પ્રમાણે થયું નહિ ત્યારે હી. ૧૦૭૪ (ઇ. સ. ૧૬૬૪)માં રાજા જયસિંહને દક્ષિણનો સુબો બનાવી તેની સાથે દિલેરખાનને મોકલ્યો. આ બંનેએ શિવાજીના પુરન્ધર તથા રૂદ્રમાલ વગેરે કિલ્લા બહુ થોડી મુદતમાં જીતી લીધા.[4] શિવાજીને પોતાના સંપૂર્ણ નાશની ખાત્રી થઇ તેથી વગર હથિયારે રાજા સાહેબ આગળ માફી માગવા હાજર થઇ ગયો. રાજાએ પોતાની પાસે બેસાડયો. તલવાર વગેરે કિંમતી હથિયારો પોતાની પાસેથી આપી દિલેરખાન પાસે શિવાજીને મોકલ્યો. તેણે પણ કંઈ ભેટ આપી પ્રીતિ દેખાડી. રાજાની અરજ ઉપરથી બાદશાહે શિવાજીને માફી આપી તથા પોશાક મોકલ્યો. એના આઠ વર્ષના દીકરા સંભાજીને પાંચહજારી

---

૧ પ્રોફેસર લેનપૂલ (ઔરંગઝેબ પૃ. ૧૬૨ મા) લખે છે કે શાયસ્તખાન ઇ. સ. ૧૬૯૪ મા ૯૩ વર્ષની ઉમરે બંગાળામા મરી ગયો. પણ માસીરે આલમગીરી પ્રમાણે અકબરાબાદ (આગ્રા)મા મરી ગયો. પૃ. ૩૬૮.

૨ આલમગીરનામા પૃ. ૮૬૬–૮૬૮, ૮૮૭–૯૦૮.

૩. શાયસ્તખાન બાદશાહનો મામો હતો. એને જશવંતસિંહ ઉપર શક હતો કે પોતાના ઉપર આવેલી આફતમાં તેણે કુમક તરીકે ભાગ લીધો નહિ. પણ બાદશાહના આગળ જશવંતસિંહ નિર્દોષ હતો.

૪ આ અરસામા ૭ હજાર મરેઠા (સ્ત્રી પુરૂષ મળી) કેદ પકડાયા હતા પણ શાહી ફરમાનથી તેમને છોડી દીધા.

મનસબ પાંચ હજાર સવાર સહિત મળ્યો એટલે બાદશાહી નોક-રીમાં હાજર થઈ. શિવાજીએ પોતાના ૩૫ કિલ્લાઓ પૈકી ૨૩ કિલ્લાનો મુલક બાદશાહને આપ્યો જેની વાર્ષિક ઉપજ ૪૦ લાખ રૂપિયા હતી અને ૧૨ કિલ્લાનો મુલક પોતાની પાસે રાખ્યો જેની વાર્ષિક ઉપજ બાર લાખ રૂપિયા હતી. કિલ્લાઓનાં નામ તથા બીજી વિગત આલમગીરનામામાં છે. શાહી સેવાના બદલામાં મીરજા રાજા જયસિંહને બાદશાહ તરફથી ઘણી બક્ષિસો મળી, તે ઉપ-રાંત પાંચ હજાર સવાર સાથે સાત હજારીનો મનસબ મળ્યો, જેમાં બે હજાર સવાર બે ઘોડાવાળા તથા ત્રણ ઘોડાવાળા હતા. તે દરજ્જો અકબરના વખતથી આજ સુધી કોઈ રજપૂત પામ્યો નહોતો. કિશોરખાન તથા બીજા રજપૂત સરદારોને પણ બઢતી મળી.

બાદશાહની હજૂરમાં શિવાજીનું આગ્રા જવું અને ત્યાંથી નાસી જવું[1]

હી. ૧૦૭૬ (ઈ. સ. ૧૬૬૬) માં ઠરાવ મુજબ શિવાજી બાદશાહની સલામ માટે આગ્રા[2] ગયો, જેની હકીકત જુદી જુદી વર્ણવેલી છે. પણ તેની વાસ્તવિક હકીકત આલમગીરનામામાં આ પ્રમાણે છે. શિવાજીની ઈચ્છા અનુસાર મીરજા રાજા જય-સિંહે એને આગ્રા મોકલ્યો. એની સાથે એનો દીકરો સંભાજી તથા કેટલાક અનુયાયીઓ સાથે હતા. આગ્રા પહોંચ્યા ત્યારે કુંવર રામસિંહ બીન મીરજા રાજા જયસિંહ તથા એક મુખલસખાન આગીર મુખલીસખાન શાહી હુકમથી માન આદર આપવા ગયા. રાજા જયસિંહની હવેલી પાસેની હવેલીમાં ઉતારો આપ્યો અને ગાદિવાન-હાઓમાં કુંવર રામસિંહ રહ્યો. ૧૮ મી જિલ્કાદ (૧૨ મે ૧૬૬૬)ના આલી દરબારમાં એને તથા એના દીકરાને કુંવર રામસિંહ લઈને ગયો.

---

1 આલમગીરનામા પૃ. ૯૮૨, ૯૮૭–૯૯૨

2 આગ્રા ગયો તે પહેલાં મીરજા રાજા જયસિંહની સાથે એ તથા એના સાથે નેતૂ વગેરે શાહી નોકર તરીકે વિજાપુરના કિલ્લા હુમલામાં હતા. એની સાથે ૨૫૦૦ સવાર તથા ૭ હજાર પાયદળ હતું.

શિવાજી આગ્રા ગયો તેને બદલે દિલ્હી જવાનામાં કેટલાક વિદ્વાન લેખકો-એ ભૂલ કરી છે.

શિવાજીએ ૧૫૦૦ અશરફી બાદશાહને નજર કરી તથા ૬ હજાર રૂપિયા નિસાર કર્યા. બાદશાહે શિવાજીને પાંચહજારી અમીરની ઉંચા દરજ્જાની હારમાં રાખવા હુકમ આપ્યો. રાજા જયસિંહની ભલામણથી એના ઉપર મહેરબાની થઈ. બાદશાહ ચાહતો હતો કે થોડી મુદતમાં એને જવાની રજા આપવી. આ જંગલનો રહેનાર હોવાથી શાહી દરબારના કાયદાથી વાકેફ નહોતો. ખૂણામાં જઈ કુંવર રામસિંહ આગળ પોતાને થયેલી દીલગીરી જાહેર કરી, અને જમીન ઉપર સૂઇ ગયો. થોડીવાર પછી બેઠો થયો. કુંવરે એને બહુ સમજાવ્યો. પણ એણે માન્યુ નહિ. બાદશાહને એના ચહેરા ઉપર છળ અને કપટનાં ચિન્હો જણાયાં તેથી એના ઉપર મહેરબાની કરવા જે તૈયારી કરવામાં આવી હતી તે મુલતવી રાખી એને હાલ તરત મુકામે પહોંચાડવા કુંવર રામસિંહને હુકમ કરવામાં આવ્યો. તે પ્રમાણે તે શિવાજીને લઇ ગયો. બાદશાહે આ હકિકત રાજા જયસિંહને લખાવી પૂછાવ્યું કે હવે શું કરવું. કુંવર રામસિંહને હુકમ થયો કે શિવાજીને દરબારમાં ન લાવતાં સંભાજીને લાવ્યા કરવો. અને તે પ્રમાણે કરવામાં આવ્યું. ફોલાદખાન કોટવાલને શિવાજીની દેખરેખ રાખવા મુકરર કર્યો. બે ત્રણ દિવસ-માં બાદશાહની મહેરબાની જોઈ નહિ ત્યારે શિવાજી બહુજ ડરવા લાગ્યો અને મોટા મોટા અમીરો પાસે જઇ દક્ષિણથી લાવેલી ચીજોની ભેટ તેમને આપતો અને કાલાવાલા કરી કહેતો કે મારી કસુરની કોઇ પણ પ્રકારે માફી કરાવો. એવામાં રાજા જય-સિંહનો જવાબ આવી પહોંચ્યો કે એની કસુર માફ કરી એના ઉપર મહેરબાની કરવામાં આવશે તો એણે કરેલા કરાર કે, "હું બા-દશાહ સલામતના હુકમ અનુસાર ચાલીશ અને કોઈ જાતનો ઉપદ્રવ હવેથી કદી કરીશ નહિ" તે પ્રમાણે અમલ કરશે. બા-દશાહે રાજાની અરજ મંજુર કરી અને ફોલાદખાનને ચોકી ઉઠાવી લેવા હુકમ આપ્યો. અને એને રાજી કરી રજા આપવા ચાહતો હતો. પણ શિવાજી એટલો ડરી ગયો હતો કે તેણે ચોકી પહેરા ઉઠી ગયાનું જોયું તો તરત તા. ૨૭ મી સફર સી. ૧૦૭૭ (૧૯

ઑગસ્ટ ૧૬૬૬ ) ને રોજ વેશ બદલી પોતાના દીકરાને લઈ નાશી ગયો. કુંવર રામસિંહને ગફલત બદલ મનસબથી બરતરફી થઈ. પણ થોડી મુદત પછી માફી મળી. રાજા જયસિંહને આ હકિકત લખવામાં આવી અને તાકીદ કરવામાં આવી કે શિવાજીનો સગો નેતુ જે બાદશાહી પાંચ હજારી મનસબની નોકરીમાં દાખલ છે તેને એકદમ પકડી હજુરમાં મોકલી દેવો. નહિ તો બંને મળી ઉપદ્રવમાં વધારો કરશે. રાજાએ તેને મોકલી આપ્યો. તેણે દિલ્હી જઇ ઇસ્લામ સ્વીકાર્યો. એટલે તેને ત્રણ હજારી મનસબ તથા મોહંમદ કુલીખાનનો ખિતાબ મળ્યો. કેટલાક અજ્ઞાન ઇતિહાસકારો ટીકા કરે છે કે શિવાજીની સામે જનાર કુંવર રામસિંહ તથા મુખલીસખાન ઓછા દરજાના હતા તથા પાંચ હજારી અમીરોની હારમાં શિવાજીને રાખ્યો એ તેના દરજ્જાને છાજતું નહોતું પરંતુ એવું કહેવું ભૂલભરેલું છે. કુંવર રામસિંહ રાજા જયસિંહનો દીકરો હતો. એનાથી વધારે આબરૂદાર કોઈ પણ હિંદુ નહોતો. રાજા-જયસિંહ પહેલા દરજાનો રાજા જ્યારે શિવાજીને સજા કરવા ગયો ત્યારે પાંચ હજારી હતો. વઝીર ફાઝલખાન તથા ઉદેપુરના રાણાને પણ એજ મનસબ હતા. કેટલાક કહે છે કે જે મનસબ સંભાજીને હતો તેજ શિવાજીને એ દેખીતું ખરાબ લાગે તેમ છે. પરંતુ શાહી રિવાજ એવો હતો કે શાહજાદા સિવાય બીજો કોઇ પણ શરૂઆતમાં પાંચ હજારીથી વધારે મનસબમાં દાખલ થઈ શકતો નહોતો. શિવાજીમાં જે અંદરખાને હતું તે બહાર નીકળી આવ્યું. બાદશાહે પોતાના અનુમાનથી એને જેવો જાણ્યો તે ખરૂં હતું. જો શિવાજી ભલાઇ સાથે રહ્યો હોત તો જે ખરાબ જીંદગી તેણે કાઢી તે કરતાં સારી જીંદગી ભોગવત અને તેની ઓલાદ તથા દેશ પણ સુખશાંતિમાં રહેત.

એજ વર્ષમાં શાહઝાદા મોહંમદ મોઆઝમ વીશ હજારીનો મનસબ મેળવી ફરી દક્ષિણનો સુબેદાર થયો

શિવાજીની સુરતની લૂંટ. અને તેની સાથે મહારાજા જશવંતસિંહ

તેની હાર અને મોત. પણ ફરી નીમાયો. મીરઝા રાજા જયસિંહને બાદશાહે પોતાની પાસે બોલાવ્યો. પણ આ ઉમદા[1] રાજા રસ્તામાંજ મરણ પામ્યો. માસીરે આલમગીરી[2] પ્રમાણે નાશી ગયા પછી હી. ૧૦૮૦ (ઈ. સ. ૧૬૭૦) માં શિવાજીએ દેખાવ આપ્યો અને પુરંધરનો બાદશાહી કિલ્લો દગાથી લઈ લીધો અને ત્યાંથી પોતે દિલ્લી જાય છે એવો ડોળ કરી તા. ૨૭ મી જમાદિઉલ અવ્વલ હી. ૧૦૮૧ (૨ ઑક્ટોબર ૧૬૭૦)ના રોજ સુરત[3] લૂટયું તથા બાળ્યું. લાખો રૂપિયા લૂટી લઈ ગયો, કેમકે તે વખત સુરત શહેરમાં ઘણોજ પૈસો હતો. હી. ૧૦૮૨ (ઇ. સ. ૧૬૭૧) માં મહારાજા જશવંતસિંહ ખૂબ ઈનામ લઈ જમરૂદનો થાણુદાર નીમાઇ ત્યાં ગયો.[4] શિવાજી ઘણી મુદત સુધી પહાડોમાં લપાઇ રહ્યો; પછી બહાર આવ્યો એટલે હી. ૧૦૮૪ (ઈ. સ. ૧૬૭૩)માં શાહી સરદાર ખાનજહાં બહાદુરે એને સખત હાર આપી. એનો ઘણો કિંમતી માલ લઈ લીધો.[5] અને તે કુંવર દલપત સાથે ખાનજહાંએ બાદશાહ તરફ મોકલ્યો. એવીજ રીતે હી. ૧૦૮૬ (ઈ. સ. ૧૬૭૫) માં ખાનજ-

---

૧ ફારસી ઇતિહાસોમા આ શબ્દ રાજા જયસિંહ માટે ઘણો વપરાયલો છે. જો કે બીજા પણ વખાણના ઘણા શબ્દો છે. આલમગીર પંડે એ શબ્દ વાપરતો હતો.

૨ માસીરે આલમગીરી પૃ. ૯૪, ૧૦૫.

૩ સુરતને લૂટ્યા બાબત ઇતિહાસોમાં ઘણો ભેદ છે. માસીરમાં હી. ૧૦૮૧ (ઇ. સ. ૧૬૭૦) મા લૂટાયાનું તથા બાળ્યાનું છે. બીજા ઇતિહાસોમા આથી છ વર્ષ પહેલા પહેલી વખતની લૂટનું છે. કેટલાકે તો ઘણી વાર લૂટયાનું લખ્યું છે. અંગ્રેજ લોકોએ મરેઠા સામે બહાદુરી કરી પોતાની કોઠી બચાવી હતી. આલમગીરે તેમની બહાદુરીની કદર કરી તેમની અમુક જકાત માફ કરી. સુરતનો મોટો કોટ આલમપના નામનો બાંધવાનો હુકમ આપ્યો. કેમકે નાનો શાહેરપના નામનો કોટ પહેલાંથી હતો.

૪ માસીરે આલમગીરી પૃ. ૧૦૯.

૫ " " " ૧૨૮

હાંએ શિવાજીને ફરી જબરી હાર દીધી અને છેક બળહીન કરી દીધો.[1] ખાનજહાંની અરજ ઉપરથી બાદશાહે શિવાજીના પુત્ર સંભાજીને મનસબનો વધારો કરી છ હજારી[2] બનાવ્યો. બે લાખ રૂપિયા ઇનામ, ડંકો અને નિશાનની બક્ષિસ કરી. એના દીકરા ઉપર આવો મોટો આભાર કર્યા છતાં આ લૂટારાને સંતોષ થયો નહિ. ત્રણ વર્ષ દબાઇ રહ્યા પછી હી. ૧૦૮૯ (ઇ. સ. ૧૬૭૮) માં બાદશાહી સુગીપટનના કિલ્લા ઉપર છાપો માર્યો.[3] આથી ગુસ્સે થઈ દિલેરખાને શિવાજીને હી. ૧૦૯૦ (ઈ. સ. ૧૬૭૯) માં ઘણી સખત હાર આપી અને તે મરતાં મરતાં બચી ગયો. આલમગીરના કહેવા પ્રમાણે તે (મૂશેકૂહી) જંગલી ઉંદર દરમાં એવી રીતે ભરાઈ ગયો કે કોઇએ તેને જોયો નહિ. દિલેરખાને તેના મંગલબેદા[4] વગેરે કિલ્લાઓ જીતી લીધા. ૨૪ મી રબીઉલ આખર હી: ૧૦૯૧ (૧૪ અપ્રિલ ૧૬૮૦) ના રોજ ગરમીમાં તે ઘોડા ઉપરથી ઉતર્યો કે તરતજ લોહીની બે વખત ઉલટી કરી મરી ગયો.[5]

---

૧ માસીરે આલમગીરી ૧૪૨.

૨ આથી શિવાજીને ખુશી થવાનું હતું કે નહિ તે માસીરમાથી માલૂમ પડતુ નથી. એમ પણ કહેવાય છે કે સભાજીને શિવાજીએ કેદમા રાખ્યો હતો ત્યાંથી નાશી દિલેરખાન પાસે ગયો. બાદશાહે તેને દિલ્લી મોકલવા લખ્યુ. પણ દિલેરખાને અખાડા કર્યા જેથી સંભાજી પોતાના બાપ પાસે નાશી ગયો. પણ આ વાત માનવા લાયક જણાતી નથી. શિવાજીએ સખત હાર ખાધા પછી લુટ ન કરવાની કબૂલાત આપ્યાથી તેના દીકરાને લાભ આપ્યો હશે. પૃ. ૩૨૩ માસીર પ્રમાણે સંભાજી પોતે દિલેરખાન પાસેથી નાશી ગયો હતો.

૩ માસીરે આલમગીરી પૃ. ૧૬૬.

૪ માસીરે આલમગીરી પૃ. ૧૮૨.

૫ માસીરે આલમગીરી પૃ. ૧૯૪.

ખાફીખાન લખે છે કે શિવાજી ખાનદેશમા લૂટ કરવા ગયો. જાલના નામે કસ્બામા એક વલી સૈયદ જાનમોહમદ (રહ.) રહેતા હતા. તે કસ્બાને લૂગ્યો એટલે વલીની બદ દોઆથી એકાએક શિવાજીનુ મોત થયુ એટલે એના

આલમગીરનામા પછીની શિવાજીની હકિકત માસીરે આલમગીરીમાં બહુ ટૂંકી છે. જે ઉપર લખી છે પણ તે ખરી છે કેમકે દક્ષિણના વાકેઆનવીસના હવાલાથી એ લખે છે. ખાફીખાને માસીર કરતાં કેટલીક બાબતોમાં વધારે ને કેટલીક હકિકત જે માસીરમાં નથી તે આપી છે. પરંતુ "એમ સંભળાય છે" "એમ કહેવાય છે" કરી લખે છે.

*શિવાજીની હકિકત માટે કયો આધાર છે?*

આગ્રાથી કેવી રીતે ક્યાં ક્યાં થઇ શિવાજી નાઠો તે બહુ લંબાણથી ખાફીખાન લખે છે. છેવટ ધણી મુસીબતો વેઠી ગોળકોંડાના સુલતાન અબ્દુલ્લા પાસે પહોંચ્યો અને તેને વિજાપુરના સુલતાનના કિલ્લા પોતે જીતી અબ્દુલ્લાને આપે એવો કરાર કરી તેની પાસેથી ફોજ તથા પૈસા કઢાવ્યા. પરિણામમાં જે કિલ્લા જીત્યા તેને પોતે પચાવી પડયો. એવામાં શિવાજીના માથાના સીદી મળ્યા. એટલે વિજાપુરના આદિલશાહ તરફથી કોકણનો હાકેમ ફતેહખાન નામે હતો તેના ઉપર શિવાજીએ ચઢાઇ કરી કેટલાક કિલ્લા લઈ લીધા અને હી. ૧૦૭૬ (ઇ. સ. ૧૬૬૯) માં ડંડા રાજપુરી ઉપર જવાની તૈયારીમાં હતો એવામાં ફતેહખાન જંજીરા[1] ના કિલ્લામાં ભરાઈ બેઠો; પણ એનો વિચાર લડાઇ ન કરતાં એ કિલ્લો શિવાજીને સ્વાધીન કરવાનો હતો. આ વાત એના ત્રણ સીદી ગુલામ સંબલ, યાકુત તથા ખેરીયતને પસંદ આવી નહિ તેથી તેમણે પોતાના ધણીને કેદમાં નાંખ્યો અને સંબલની સરદારી હેઠળ શિવાજીનો સખત મુકાબલો કર્યો; જેની ખબર વિજાપુરના સુલતાનને તથા દક્ષિણના બાદશાહી સુબા ખાનજહાંને કરી. આલમગીર તરફથી ઉત્તેજન

*આગ્રાથી નાશી જવા પછીની શિવાજીની હારો.*

---

મરણની તારીખ "કાફીર બ જહન્નમ રફત" લખી છે. જેનો અર્થ એવો થાય છે કે શિવાજી નર્કવાસી થયો. અબજદના હિસાબે હી. ૧૦૯૧ સન નીકળે છે.

[1] જંજીરા નામ જઝીરા (એટલે બેટ)નો અપભ્રંશ છે.

તરીકે મજકુર સીદીઓને મનસબો, રોકડ ઈનામ, ખિતાબ તથા સુરતની[1] પાસે જાગીર મલ્યાં. સંબલ મરી ગયો તો તેનો ૯ સદી મનસબ સીદી યાકુતને આપ્યો. એણે એવી યુક્તિથી કામ લીધું કે ઘણા મરેઠા માર્યા ગયા અને છેવટે શિવાજીને જીવ લઈને નાસવું પડયું. આ બહાદુરીથી સીદી યાકુતને આલમગીરે મોટો ખિતાબ તથા મનસબમાં વધારો કરી આપ્યો. ત્યાર પછી મોગલાઈ સરદારો મહાબતખાન તથા આગરખાને શિવાજીને ભારે માર માર્યો. આગરખાને લડાઈમાં એનાં નિશાનો પણ છીનવી લીધાં હતાં. આ શાહી સરદારોનાં નામ સાંભળી મરેઠાઓ થરથર કાંપતા હતા.

ૃ શિવાજીની મુસલમાન પ્રત્યેની વર્તણૂક તથા તેણે મુસલમાન કરતા હિંદુઓને વધારે સતાવ્યા છે.

મરેઠાઓના ઇતિહાસ ઉપરથી અંગ્રેજી ભાષામાં લખાયલા ઇતિહાસોમાં ઘણી જુઠી વાતો પણ દાખલ કરવામાં આવી છે. મરેઠી ઇતિહાસ પૂરા ધ્યાનથી વાંચવામાં આવે તો તેમાંની વાતો એમની મેળેજ ગપ્પાં માલૂમ પડશે. એક જગાએ લખવામાં આવે છે કે મહારાજા જશવંતસિંહે શિવાજીને બાદશાહ તરફથી રાજાનો ખિતાબ અપાવ્યો. બીજી જગાએ પોતેજ રાજા બની ગયાનું છે. આલમગીર પાસેથી ન મનાય તેવું ચોથ લેવાનું ઠોકી બેસાડયુ છે. ટૂંકામાં એ સિવાય બીજાં ઘણાં ગપ્પાં આધારભુત ઇતિહાસોથી જૂઠાં પડે છે. આલમગીર આગળ શિવાજી ફક્ત એક લૂટારા જેવો હતો. તે નસીબવંત એટલોજ કે નસીબ જોગે જીવતો પકડાયો કે માર્યો ગયો નહિ. મરેઠા પોતાના ઇતિહાસમાં શિવાજીની નીચ લૂટને મોટા ગર્વની વાત માને છે. હાલના કેટલાક લખનારા શિવાજીમાં ધર્માભિમાન તથા સ્વદેશાભિમાન હોવાનું તથા એની લડાઈ કોમી લડાઈ હતી એવું મોટા જોશની સાથે લખે છે તે તેમના પોતાના ઇતિહાસ વિરૂદ્ધ છે

૧ સચીન સ્ટેટ નામે હાલમા ઓળખાય છે.

અને તે કેટલે દરજ્જે ખોટું છે તે તેમના પોતાના ઇતિહાસ ઉપરથી લખાયલા અંગ્રેજી પુસ્તકોમાંથી આ ટૂંક વર્ણન લખવામાં આવે છે; તે ઉપરથી સિદ્ધ થઇ જશે. શિવાજી નાધાર્મિક ઉત્સાહને લીધે ચઢતી થઈ અને તેજ કારણથી આલમગીરની પડતી થઈ એવું વિદ્વાનો લખી પોતે પોતાની મેળે ભૂલથાપ ખાય છે. ખરેખર પૂછો તો બંનેમાંથી એકને પણ ધર્મનો એવો ઉત્સાહ નહોતો કે બીજા ધર્મવાળાઓને નુકશાન પહોંચાડવું. આલમગીરમાં રાજ્ય કળા હતી અને શિવાજીને લુટની લાલચ હતી. આલમગીર સાથે શિવાજીની સરખામણી કરવી એજ મૂર્ખાઈ છે. ક્યાં આલમગીર ને ક્યાં શિવાજી. આ સરખામણી તો અંગ્રેજ સરકાર સાથે પીંઢારાના આગેવાન અમીરખાન તથા ચીતુની સરખામણી જેવી છે. શિવાજીનાં કામોથી તો ધર્માભિમાન કે સ્વદેશાભિમાનનું નામ પણ જણાતું નથી. ધર્મનો જુસ્સો રાખનાર હમેશ સત્યને વળગી રહી અસત્ય માર્ગથી વેગળો રહે છે. પરંતુ શિવાજી જૂઠાઈ અને દગલબાજીમાં પૂરો હતો અને અંગ્રેજ સાહેબોના કહેવા પ્રમાણે દગલબાજીમાં શેતાનનો દીકરો હતો. ફારસી ઇતિહાસ[1] મુજબ શિવાજી કુરાન શરીફ, મસજીદ વગેરેની બેઅદબી કરતો નહિ. પકડાયેલ મુસલમાન સ્ત્રીઓની લજ્જાને કોઈ પ્રકારની હાનિ પહોંચાડતો નહિ. એનો મુનશી કાઝી હૈદર નામે મુસલમાન હતો. શિવાજીએ ઘણા પઠાણોને નોકર રાખ્યા હતા. આ પ્રમાણે એને ઈસ્લામ તરફ કોઈ પણ રીતે ધિક્કાર નહોતો. વિજાપુરના કલ્યાણીના હાકેમ મૌલાના અહમદ કેદ પકડાયા તેમની શિવાજીએ બહુ આગતા સ્વાગતા કરી ઘણા માન સાથે તેમને વિદાય કર્યા.

---

[1] આ વાતને મરેઠાનો પોતાનો ઇતિહાસ રદ કરતો નથી. તે વખતના લખનારાઓમા ધર્મ બાબતનું નામ પણ હતું નહિ. એ તો આ સુધરેલા તથા કેળવણીના જોરવાળા જમાનામાં આ વાત ઉત્પન્ન કરવામાં આવી છે. ગાયનું રક્ષણ, ભવાની માતાના સ્વપ્નાં વગેરે વાતો ગમે તો માવળી જેવા જંગલી લોકોને ભૂલથાપ આપવા કે પોતે ખીવકુવ અજ્ઞાન હતો તેથી એવું કરતો હશે.

મુસલમાનોનો મુલક ખરાબ કરવો કે જીતવો કે મુસલમાનોને સતાવવા એ શિવાજીનો ધર્મોત્સાહ મનાય પણ જ્યારે તેણે હિંદુઓને વધારે હેરાન કર્યા હોય તો પછી તેમ કેમ કહી શકાય ? શિવાજી બીલકુલ અજ્ઞાન અને અભણ હતો અને લૂટનો એવો શોખીન હતો કે હિંદુ મુસલમાનને સરખાજ ગણ્યા. શરૂઆતમાં તો પોતાની કોમ બલ્કે એક સગા ઉપર (જે કિલ્લેદાર હતો તેના ઉપર) છાપો માર્યો અને તેને કેદ કરી તેના ઉપર બહુ જુલમ કર્યો. પુરંધરનો મરેઠા કિલ્લેદાર મરી ગયો; તેને ત્રણ દીકરા હતા, તેઓમાં લડાઈ થઇ, તેનો ફેસલો કરવા શિવાજી ગયો તો બે બિલાડીઓનો ફેસલો જેમ એક વાંદરે કર્યો હતો તેમ શિવાજીએ કર્યો. વારના તથા કૃષ્ણા વચ્ચેના દોઆબના મરેઠા રાજા જાવલીને તથા તેના ભાઇને દગાથી મારી નાંખ્યા અને તેનો મુલક દબાવી પાડયો. એવીજ રીતે ઈ. સ. ૧૬૬૧ માં સરંગારપુરના મરેઠા રાજાને મારી નાંખી તેની રાજધાની લુટી. બાજી ઘોરપરે જે મોટો જાગીરદાર હતો તેના ઘરમાં ઘુસી તેને મારી નાંખ્યો, તેનું ઘર બાળ્યું, પોતાના સાવકા ભાઈ સંતાને બહુ પજવ્યો જે પોતાના બાપની જાગીર કર્ણાટકમાં હતો. એ સિવાય એણે પોતાની જીંદગીમાં એવાં ઘણાં કૃત્યો કર્યાં છે કે જેથી[1] હિંદુ મુસલમાન બંનેને લુટવામાં, બાળવામાં, તેમની પાસેથી ધન લેવા જુલમ કરવામાં શિવાજીએ બાકી રાખ્યું નથી અને એની પછી થયેલા મરેઠાઓએ[2] આખર વખત સુધી એ ખરાબ કામોમાં તેની નકલ કરી છે. એવા માણસમાં સ્વધર્મ પ્રેમ હતો એમ કહેવું એ મોટો અન્યાય તથા અર્થનો અનર્થ કહેવાય. તે તો લૂટને પોતાની દેવી અને પૈસાને ઈશ્વર માનતો હતો. જો આલમગીરના

---

૧ આ વાતને માટે હાલના હિંદુ જય એટલે 'શિવાજીની જય'નો વખતો વખત પોકાર કરે એ તથા શિવાજી મહારાજ કહે છે તે શરમાવવાનું છે.

૨ પ્રોફેસર લેનપૂલ (ઔરંગઝેબ પૃ. ૧૫૪) લખે છે કે "જંગલી મરેઠાઓએ, હિંદના રાજ્યકર્તાઓને ગમે તો મોગલ હોય કે અંગ્રેજ તો પણ નરભિમાન રજપૂત કટુંબો કરતા વધારે મનાવ્યા હતા."

હાથમાં આવ્યો હોત તો તે એના સગા નેતુની પેઠે મુસલમાન થઈ જાત. બાદશાહી નોકરીમાં દાખલ થયા છતાં લૂટનું કામ કરે તો તે વધારે દોષપાત્ર તથા રાજદ્રોહી ગણાય તેમ શિવાજીનું થયું. તે હિંમતવાળો હતો, પહાડી રસ્તાથી માહિતગાર હતો એટલે નાશી સંતાઇ બેસવામાં એ ફાવતો હતો. તથા બિજાપુર અને ગોળકોંડા વચ્ચેની દુશ્મનાઇને લીધે કંઇક ફાવ્યો. પરંતુ રાજ્ય જમાવવાની જે એની ઇચ્છા હતી તે પાર પડી નહિ. આલમગીર એના માથાનો હતો. તે એને થોડીવારમાં કચડી નાંખત પણ ઉદાર દીલનો બાદશાહ એને સુધારવાની ઘણી કોશીશ કરતો. એની પૂંઠે ઘણાં માણસો લગાડતો નહિ, એમ કરી ઢીલ કરતો તેનો અર્થ એ હતો કે દક્ષિણનો એક શિવાજી સુધરે તો તેના વંશજોમાં જે ખરાબ દાખલો તે બેસાડવાનો હતો તેનાથી લોકો છૂટે. શિવાજી દૂરદર્શી નહોતો. બાપે શિવાજીને લૂટ કરવાની મના કરી પણ તેણે માન્યું નહિ. સ્રીના કહેવા પર ચાલતો, વહેમી હતો, પણ વ્યભિચારી નહોતો. જસ્ટીસ રાનાડે મુસલમાનોના રાજ્ય મંડળને વખોડી શિવાજીએ પોતાના રાજ્ય મંડળની સારી વ્યવસ્થા કર્યાનું જે લખે છે તેની જરાએ સાબિતી જણાતી નથી. ફોજને પગાર તો લૂટમાંથી મળતો હતો. આલમગીરના મોત પછી લાંબી મુદ્દતે મોગલાઇની પડતી વખતે મરેઠા જોરદાર ન થયા હોત તો શિવાજીનું નામ ગુમ થાત કે એક લૂટારાથી વધારે રહત નહિ.

શિવાજીના મુઆ પછી લૂટારા મરેઠાઓએ તેના મોટા દીકરા સંભાજીને પોતાનો સરદાર ગણ્યો.

સંભાજી — એમના હેવાલ ઉપરથી લખાયલા અંગ્રેજી ઇતિહાસો પ્રમાણે શિવાજી મુઓ ત્યારે સંભાજી પનાલાના કિલ્લામાં કેદ હતો. એના સાવકા ભાઈ રામની મા શિવાજીની માનીતી હતી. તે પોતાના દીકરા માટે પ્રયત્ન કરતી હતી. પણ નસીબ જોગે તેમાં તે નિષ્ફળ થઈ. તેથી સંભાજીએ તરત તેને મરાવી નાંખી રામને કેદ કર્યો તથા તેના પક્ષકારોને (જેમાં

ઘણા બ્રાહ્મણ હતા તેમને ) મરાવી નાંખ્યા. પોતાના બાપના જુના અનુભવી માણુસો ઉપર બહુજ જુલમ ગુજાર્યો. એના બાપના ખાસ બ્રાહ્મણને શક ઉપરથી મરાવી નાંખ્યો. એ વ્યભિચારમાં પૂરો હતો. સંભાજીનો સલાહકાર કાશીનો કલુશા નામે બ્રાહ્મણ પણ તેવીજ પ્રકૃતિનો હતો જેને ફારસી ઇતિહાસોમાં "કબકલસ" લખે છે. સંભાજી તેનો ગુલામ થઈ ગયો હતો. બંને અતિશય દારૂ પીતા. ખજાનો ખાલી થઈ ગયો તો લોકો ઉપર નવા અને ભારે કરો નાંખ્યા. ઘણા જણ દેશ છોડી ચાલ્યા ગયા. બહાદુરીનો જુસ્સો ઉભરાયો તો જંજીરાના સીદી જેમણે એના બાપને નરમ ઘેંસ કરી નાંખ્યો હતો તેમની તથા ફીરંગી લોકોની છેડતી કરી જેમાં કેટલુંક ખોયું.

ભારે દમામથી આલમગીરનું દક્ષિણમા દાખલ થવું. હજુરે પોતાના અમલદારોની કરેલી કદર.

હવે ફારસી ઇતિહાસ "માસીરે આલમગીરી" મુજબ નીચે પ્રમાણે છે કે જ્યારે શાહજાદો અકબર રજપૂતો સાથે મળી ગયો હતો પણ છેવટે તે નાઉમેદ થઈ બાપથી ડરીને દક્ષિણ તરફ નાઠો ત્યારે સંભાજીએ તેની બહુ આગતા સ્વાગતા કરી પોતાની પાંસે રાખ્યો. એવામાં આલમગીર જેનો વિચાર દક્ષિણ જેવા મોટા પ્રાંતમાં તરેહતરેહની પડેલી ખરાબીઓ મટાડવા તથા તેને પોતાના તાબામાં કરી લોકોને સુખી કરવાનો લાંબી મુદતથી હતો તેને અમલમાં મૂકવા હી. ૧૦૯૨ (ઈ. સ. ૧૬૮૧ )ની આખરમાં પ્રસંગ આવ્યો. તેનું આવવું સાંભળી શાહજાદો અકબર તો દક્ષિણથી ઈરાન તરફ જવા રવાના થઈ ગયો. શાહજાદા મોઆઝમ શાહઆલમ તથા શાહઝાદા આઝમશાહને તેમના પુત્રો સહિત આગળ મોકલ્યા અને પાછળથી પોતે ઉદેપુરના રાણા જયસિંહનો ભાઈ રાજા ભીમસિંહ, તેનો દીકરો તથા બીજા રજપૂત અને મુસલમાન મોટા મોટા સરદારો લઇને મોટા લશ્કર સહિત ભારે દમામથી દક્ષિણમાં પેઠો. આવો દબદબો તથા દમામ દક્ષિણના

લોકો પહેલાં કદી જોવા પામ્યા નહોતા. મોટા મોટા જમીનદારો તથા કિલ્લેદારો જેમાં સંભાજી તરફના પણ હતા તથા મુસલમાન વગેરેએ ઘણી ઉલટથી બાદશાહ સલામતનું સ્વાગત કરી આદર-માન આપ્યું. બુરહાનપુર તથા ઔરંગાબાદમાં રહી અહમદનગરમાં ઘણી મુદ્દત મુકામ રાખ્યો.[1] હજુરમાં અરજ થવાથી બાદશાહે શિવાજીના વખતના મરેઠા બળવંતરાયને ચાર હજારી, મરેઠા કાનોજીને પાંચ હજારી તથા કાઝી હૈદર (શિવાજીના મુનશી)ને બે હજારીનો મનસબ આપ્યા તથા જાદવરાય મરેઠાના ભાઈ જગદેવ વગેરેને ભારે ઈનામો આપ્યાં. રાજા કિશોરદાસને સોલાપુરનો કિલ્લેદાર બનાવ્યો.

શાહઝાદાઓની તથા સરદારોની જીત.

ચારે તરફ જ્યાં જરૂર હતી ત્યાં શાહઝાદાઓ તથા મોટા સરદારોને મરેઠાઓને વશ કરવા મોકલ્યા. બાદશાહ જ્યાં મુશ્કેલી જોતા ત્યાં પોતે જતા. એક તરફથી શાહઝાદા શાહઆલમે કોકણ, રામદરા તથા સાંપગાંઉ[2]ના કિલ્લાની જીત મેળવી. બીજી તરફથી શાહઝાદા આઝમશાહે સાલેર તથા રામસેજ[3] વગેરે કિલ્લા જીત્યા. હી. ૧૦૯૫ (ઈ. સ. ૧૬૮૩)માં રૂહુલ્લાખાન તથા બાકુરખાને સંભાજીનાં ઘણાં માણસો માર્યાં. એમને તથા રજપૂત સરદારો દલપતસિંહ બુંદેલા તથા ઉદ્દતસિંહ વગેરેને બાદશાહે મનસબમાં વધારો કર્યો તથા ઈનામો આપ્યાં.[4]

---

૧ માસીરે આલમગીરી પૃ. ૨૧૨–૨૧૮–૨૩૯.

૨ આ જગાએ પહેલા કોઈ ગયો નહોતો કારણ કે અહિંના હવા પાણી ઝેરી હતા તેથી નુકશાન થતું. ઓરાડી પહોંચાડવા ઘણી અડચણ હોવાથી સુરતથી પહોંચાડવાનો બાદશાહે બંદોબસ્ત કરાવ્યો હતો. બોલાવ્યાથી શાહઝાદો અહમદનગરમા બાપ પાસે પાછો આવ્યો. નાગોડા નામનો એક મરેઠો રસ્તાઓથી માહિતગાર હતો તે શાહઝાદા પાસે હતો.

૩ અહિંનો મરેઠા કિલ્લેદાર બહુ બહાદુર હતો. લાકડા ઉપર ચામડું મઢીને તેણે તોપો બનાવી હતી. પરંતુ શાહી ફોજે કિલ્લો જીતી લીધો.

૪ માસીરે આલમગીરી પૃ. ૨૪૦–૨૪૧.

ખાનજહાં જેણે શિવાપુરની જીત મેળવી હતી તેણે એજ વર્ષમાં કૃષ્ણા નદી આગળ મરેઠાઓનો ઘાણ કાઢી નાંખ્યો. ખાનજહાં તથા ફીરોઝજંગે મરેઠાના ઘણા કિલ્લા જીતી લીધા. ફીરોઝજંગે મોકલેલા પદાજી, અંકોજી મલ્હાર તથા રાવ સુભાનચંદને બાદશાહે ભારે પોશાક આપ્યા[1] તથા સંભાજીના પિત્રાઈ ભાઈ અરજોજીને બે હજારી મનસબ[2] અને તેના બનેવી અચલાજીને પાંચ હજારી મનસબ તથા નોબત, નિશાન વગેરેની બક્ષિસ કરી.[3] બે ત્રણ વર્ષ મરેઠા દબાયલા રહ્યા પણ જ્યારે વિજાપુર તથા ગોળકોંડા સાથે બાદશાહની લડાઈઓ ચાલી ત્યારે સંભાજી તેમને મદદ કરતો હતો. તેથી વિજાપુર તથા ગોળકોંડા જીત્યા પછી બાદશાહ પડે સંભાજીનો મુલક જીતવા નીકળ્યો અને શાહઝાદા આઝમશાહને ૪૦ હજાર સવાર આપી આગળ મોકલ્યો. જેણે જતાંજ હી. ૧૦૯૯ (ઈ. સ. ૧૬૮૮)માં બેલગાઉંનો મજબુત કિલ્લો જીત્યો અને તેનું નામ આઝમઆબાદ[4] પાડયું. ફિરોઝજંગે આદુનીનો કિલ્લો જીત્યો જેનું નામ ઇમતયાઝગઢ[5] રાખ્યું.

ખાનજહા તથા ફીરોઝજંગની જીતો, બાદશાહ તરફથી મરેઠાઓને ઇનામ.

બેલગાઉં તથા આદુનીના કિલ્લાની જીતો.

હી. ૧૧૦૦ ના મોહર્રમ મહિના (નવમ્બર ૧૬૮૮) મા મહામારી (વબા)નો રોગ એવો ફાટયો કે બગલ કે જાંગમાં ગાંઠ નીકળતી. સખત તાવ તથા તેની સાથે બેહોશી રહેતી.

મહામારીનો રોગ

---

૧ માઆસિર આલમગીરી પૃ. ૨૯૯.

૨ „ „ „ ૨૫૮.

૩ „ „ „ ૨૭૧.

૪ „ „ „ ૩૧૫.

૫ „ „ „ ૩૧૬. જીતની આ તારીખ છે. "ફ્તેહ આદુની નમુદ પાદશાહે દીનપનાહ" (હી. ૧૦૯૯).

અબજદના હિસાબે આમાંથી સાલ નીકળે છે "કયામત બૂદ યા શોરે વબા બૂદ." ઔરંગાબાદી મહેલ, મહારાજા જશવંતસિંહનો ૧૬ વર્ષનો દીકરો જે બાદશાહ સાથે હતો તે, ફાઝલખાન સદર વગેરે ઘણા મોટા દરજાના માણસો મરી ગયાં. માસીર[1] પ્રમાણે એક લાખ હિંદુ મુસલમાન મરી ગયાનું માલૂમ પડે છે. ફારસી લેખકો ઘણે ભાગે આવા પ્રસંગે વધારે સંખ્યા બતાવે છે.

સંભાજી તથા કલુશાનુ કેદ પકડાવવું અને તેમને થએલી સજા. બાદશાહે સંભાજીના કેદ પકડાયલા સગાઓને આપેલુ રક્ષણ. બાદશાહની બક્ષિસો[2]

આ વખતે સંભાજી ખેલનાના મજબુત કિલ્લામાં હતો. ત્યાં જવાનો રસ્તો ઘણોજ મુશ્કેલી ભરેલો હતો. ચારે તરફથી સંભાજીએ પોતાના રક્ષણ અર્થે મજબુતી કરી હતી; તથા મોજશોખ ભોગવવા મોટા બાગો, નહેરો તથા ઈમારતો બંધાવી હતી. બાદશાહી ફોજી અમલદારો શેખનિઝામ હૈદ્રાબાદી જેને મુકર્રબખાનનો ખિતાબ હતો અને જે બહાદુરીમાં પ્રખ્યાત હતો તે સોલાપુરથી ખેલના જે ૪૫ ગાઉ છેટે હતું ત્યા ફક્ત[3] થોડા માણસો સહિત જીવને જોખમે ઘણી તાકીદે જઇ પહોંચ્યો. સંભાજીનાં માણસોએ મોગલ ફોજ આવવાની ખબર આપી તો તેણે તેમનાં માથાં ઉડાડી દીધા. મુકર્રબખાન પહોંચ્યો ત્યારે સંભાજીએ ચાર પાંચ હજાર સવાર સાથે હુમલો કર્યો પણ આ બહાદુર હૈદ્રાબાદી આગળ મરેઠાઓનું કંઇ ચાલ્યું નહિ અને આખરે નાસવું પડયું. સંભાજી હવેલીમાં સંતાયો જ્યાથી તે પકડાયો.[4] એને તથા કલુશા

---

૧ માસીરે આલમગીરી પૃ. ૩૧૮.

૨ ,, ,, ,, ૩૧૫-૩૨૬.

૩ બીજી ફારસી સનદથી બે હજાર સવાર તથા એક હજાર પાયદલ લશ્કર હતું પણ જ્યારે તાકીદે જવાનુ માલુમ પડયુ તો બીજાને પાછળ મૂકી ફક્ત ખાસ પોતાના પુત્ર બહાદુર ૨૦૦ માણસ સાથે લઇને ગુફાનશીન કર્યો.

૪ અબજદના હિસાબે એના પકડાવાનુ વર્ષ આમાથી નીકળે છે-"બાઝનો ફરઝંદ સબા શુદ અસીર" એટલે સંભાજી તેના છોકરા સાથે કેદ પકડાયો.

તથા સંભાજીના કુટુંબના ૨૫ માણસોને કેદ કરી હસવા લાયક પોશાકમાં ઉંટ ઉપર બેસાડી આ બહાદુર સરદાર ગાજતે વાજતે તા. ૫ મી જમાદિઉલ અવ્વલ હી. ૧૧૦૦ (૧૫ ફેબ્રુઆરી ૧૬૮૯) ને રોજ અસઅદનગર ઉર્ફે એકલોજથી નીકળી બહાદુરગઢ મુકામે બાદશાહ પાસે લાવ્યો. તેજ વખતે બાદશાહે ખુદાની હજુરમાં સીજદો[1] કર્યો. તે વખત બાદશાહ દરબારેઆમમાં હતો. આ હાલત જોઈ એની આંખમાં આંસુ આવ્યાં. ચારે તરફથી ખુશીના પોકાર થયા. છાવણીની ચારે તરફ તેમને ફેરવ્યા. છેવટે સંભાજી તથા કલુશાને કોરાગાંઉ (ફતેહઆબાદ) મુકામે તેમણે કરેલાં ઘણા પાપો તથા જુલમના[2] બદલામાં એજ માસની તા. ૨૯ મીએ (૧૧ માર્ચ) મારી નંખાવ્યા.[3] સંભાજીનાં કુટુંબનાં કેદ પકડાયલાં માણસોને આબરૂભેર સારી પેઠે રાખ્યા. સંભાજીને પકડી લાવનારને ખાનઝમાં ફતેહજંગનો ખિતાબ, લાખો રૂપિયા ઈનામ, સાત હજારીનો મોટો મનસબ તથા એજ પ્રમાણે એના દીકરાઓ, સગાંઓ તથા બીજા જે એની સાથે હતા તેમને ઈનામો, ખિતાબો તથા ઈજાફા મળ્યા. બાદશાહનો મુકામ ત્યાંથી ઇસ્લામાબાદ ઉર્ફે ચાકનામાં થયો.

રાજારામ જેને ફારસી લેખકો રામા લખે છે તે સંભાજીનો

---

૧ ખાફીખાન લખે છે કે તે વખત કલુશા હિંદી ભાષામાં એક કવિત બોલ્યો તેનો અર્થ એ છે કે હે સંભાજી તને જોઇને આલમગીર જેવો જબરો પણ તખ્ત ઉપરથી ઉતરીને માન આપે છે. આ વાત માસીરે આલમગીરીમા નથી.

૨ મરેઠા ઇતિહાસોમાં એને મુસલમાન થવા કહેવામા આવ્યું અને એણે બાદશાહને ખરાબ લાગે એવો જવાબ આપ્યો વગેરે સપ્રમાણ બધા ફારસી ઇતિહાસો વિરૂદ્ધ છે

૩ અબજદના હિસાબે મોતનું વર્ષ આ વાક્યમાંથી નીકળે છે. "કાફીર બચ્ચએ જહનમી શુદ." એટલે નર્કવાસી કાફીર (શિવાજી)નો દીકરો મરી ગયો.

બાદશાહની સંભાજીના દીકરા તથા કુટુંબ પ્રત્યે લાગણી, રામનો તોફાન રાહરી તથા રાયચૂરની બાજી જીતો.[1]

નાનો ભાઇ હતો અને તેના વખતમાં રાહેરીના કિલ્લામાં કેદ હતો. તે કિલ્લાને શાહી હુકમથી ઝુલફિકારખાને ઘેરો ઘાલ્યો હતો. ત્યાંથી રામ પોતાનાં બાળબચ્ચાંને છોડી જોગી વેશમાં ત્રણસો માણસો સહિત નાશી ગયો. સંભાજીનો આઠ વર્ષનો દીકરો શાહુ પકડાઈ ગયેલાં માણસોમાં હતો. પરંતુ સારી નિયતવાળા બાદશાહે તેને સાત હજારીનો મનસબ તથા રાજાનો ખિતાબ આપ્યો અને ઠરાવ કર્યો કે લાયક ઉમરનો થાય ત્યારે તેનો મુલક પાછો આપવો. એવા હેતુથી કે મરેઠાઓના આ હકદાર સરદારને સુધારી તે જગાએ મૂકવામાં આવશે તો મરેઠા કોમ સુધરશે. એના બે નાના ભાઈઓ મદનસિંહ તથા ઉધુસિંહને તેમની મા તથા દાદી પાસે રહેવા હુકમ થયો અને સંભાજી તથા રામના કુટુંબના પકડાયલા નયબાને દરજ્જા મુજબ માન સાથે પગારો કરી આપ્યા. બાદશાહના આ કામથી મરેઠાઓને સંતોષ થયો જોઈતો હતો. પરંતુ તેમાંના કેટલાકને લૂટની કુદરતી ટેવ પડી ગઇ હતી એટલે તેમણે રામને પોતાનો આગેવાન બનાવ્યો. રાહેરીથી નાશી ગયા પછી તુંગભદ્રા નદી પાસેના બધનુરની રાણીના મુલકમાં રામના હોવાના સમાચાર મળ્યા. બાદશાહના હુકમથી સયદ અબ્દુલ્લા બારા તથા તેનો મોટો દીકરો હસનઅલી તે તરફ ગયા. જતાંજ લડાઈ શરૂ કરી સખત હાર આપી. રામ પોતાના હથિયાર કપડાં વગેરે મૂકી નાશી ગયો. સંભાજીના પિત્રાઈ અંકોજી તથા હિંદુરાવ, ભરજી તથા માળીયા ઘોરપરા વગેરે સો માણસો કેદ પકડાયા તેમાંથી કેટલાક નાશી ગયા એટલે બીજાઓ માર્યા ગયા. રાહેરીનો કિલ્લો ઝુલફિકારખાને તથા રાયચૂરનો કિલ્લો રૂહુલ્લાખાને હી. ૧૧૦૧ (ઈ. સ. ૧૬૮૯)માં જીતી લીધો. રાયચૂરનું નામ ફીરોઝનગર પાડવામાં આવ્યું.

[1] માસીરે આલમગીરી પૃ. ૩૨૭-૩૩૩.

**શાહી સરદારોની જીતો.**

અસદખાન, બખશી બહેરામંદખાન તથા હમીદુદ્દીનખાનને બાદશાહે જુદી જુદી જગાઓએ મરેઠાને શિક્ષા કરવા મોકલ્યા. એમને હાથે મરેઠાઓને હાર મળતી રહી પણ છેવટે દરેક જગાથી પહાડોમાં નાશી જતા. બાદશાહ તરફથી રાજા બિશનસિંહે શુકર નામની મરેઠાની ગઢી ૩ જી રમઝાન હી. ૧૧૦૨ (૨૧ મે ૧૬૯૧)ને રોજ જીતી લીધી.[1]

**જીંજીના કિલ્લાને ઘેરો.[2]**

કર્ણાટકના જીંજીના મજબુત કિલ્લામાં રામે આશ્રય લીધો અને તે જ્યારે બાદશાહના જાણવામાં આવ્યું ત્યારે તેણે નાના શાહજાદા મોહુંમદ કામબખ્શને જુમદતુલ મુલ્ક અમીરૂલ ઉમરા અસદખાન તથા તેના દીકરા ઝુલફિકારખાન સાથે મોકલ્યો. ઘેરો નાંખ્યા પછી શાહજાદા તથા અસદખાન વચ્ચે અણબનાવ થયો. શાહજાદા કામબખ્શ રામની આજીજી ઉપર ભોળવાઈ તેની સાથે સારી વર્તણુક ચલાવવાની યોજનામાં હતો કે બાદશાહને એ વાતની ખબર થઈ ગઈ. શાહજાદા અકબરે રજપૂતોના લલચાવ્યાથી જે ગડબડ કરી હતી, તે વાત બાપ જાણતો હતો એટલે આ વખત શાહજાદા કામબખ્શના મહેલ ઉપર રાવ દલપત બુંદેલાનો પહેરો રાખવા હુકમ થયો. શાહઝાદો તથા રામ એકસંપ થઈ ગયા છે એમ જાણી આસપાસથી ન લડનારા મરેઠાઓ પણ ભેગા થઈ ગયા. કિલ્લાની બહાર લગભગ એક લાખ મરેઠાઓએ ઝુલફિકારખાનને ઘેરી લીધો. એની સાથે ફક્ત બે હજારજ સવાર હતા. આ બહાદુર સરદાર ડગે એવો નહોતો. એણે એવી બહાદુરી અને ચપળતાથી કામ કર્યું કે છ હજાર મરેઠાઓને કાપી નાંખ્યા. રામ તથા સંતા અને બીજા નાશી ગયા. એમનો ઘણો માલ એક હજાર સારી ઘોડી તથા ચારસેં ઘોડા વગેરે ઝુલફિકારખાનને હાથ આવ્યાં. શાહજાદા સાથેના

---

૧ માસીરે આલમગીરી પૃ. ૩૪૦.

૨ માસીરે આલમગીરી પૃ. ૩૪૬, ૩૫૨, ૩૫૫-૩૫૮.

અણબનાવ તથા ખોરાકીની ખોટ વગેરે કારણોને લીધે ઘેરામાં ઢીલ થઇ. બાદશાહે પહેલાં શાહઝાદાને અને પછી અસદખાનને બોલાવી લીધા.

સંતાજી સાથે શાહી સરદાર હિંમતખાને ત્રણ દિવસ સુધી સખત લડાઇ કરી તેને હરાવી નસાડયો.[1]

શાહી સરદારો અને શાહઝાદાઓની મરેઠાઓ ઉપર ચડાઇ.

બાદશાહનો પૌત્ર શાહઝાદો મોએઝુદ્દીન પરનાલાના કિલ્લાના ઘેરામાં ગયો[2] તથા પૌત્ર શાહઝાદો બેદારબખ્ત મરેઠાઓને શિક્ષા કરવા ગયો.[3] હી. ૧૧૦૬ (ઇ. સ. ૧૬૯૪) માં ઉદેપુરના રાણાનો ભાઇ રાજા ભીમસિંહ જે બાદશાહી પાંચ હજારી હતો તે દક્ષિણમાંજ મોતના પંજામાં સપડાયો.

બાદશાહનું વિજાપુરથી ઇસ્લામાપુરી જવું.

બાદશાહે વિજાપુરથી બ્રહ્મપુરી તરફ કૂચ કરી અને ત્યાં છાવણી નાંખી મુકામ કર્યો.[4] બ્રહ્મપુરીનુ નામ ઇસ્લામાપુરી પાડવામાં આવ્યું.

હી. ૧૧૦૭ (ઈ. સ. ૧૬૯૫)માં સંતાજી જે મરેઠાઓનો બહાદુર સરદાર હતો તેણે બાદશાહી ફોજને કંઇક નુકશાન કર્યું. બાદશાહને પોતાની છાવણીથી ૮૦ ગાઉ દૂર સંતાજીના હોવાની ખબર મળતાંજ પોતાના બહાદુર સરદારો કાસમખાન તથા ખાનાજાદખાન વગેરેને તેની તરફ મોકલ્યા. કૂચ કરી સંતાજીથી છ ગાઉ છેટે પહોંચ્યા. કાસમખાન પોતાની સાથના સરદારોને ભારે જ્યાફત આપવા ચાહતો હતો તેથી તેણે આદુનીના કિલ્લામાં રાખેલો પોતાનો

શાહી સરદારોને સંતાજી સાથે દુધેરી વગેરે ઠેકાણે થએલો મુકાબલો.[5]

---

૧ મામીરે આલમગીરી પૃ. ૩૬૦.
૨ „ „ „ ૩૬૦, ૩૬૫.
૩ „ „ „ ૩૬૫.
૪ „ „ „ ૩૭૩.
૫ „ „ „ ૩૭૪–૩૭૮.

સોના ચાંદી વગેરેનો સામાન મંગાવ્યો. તેને તથા બીજા સરદારોના સામાનને માણસો સાથે આગળ રવાના કર્યો. લૂટારા મરેઠાઓને ખબર થતાંજ તેમણે પોતાના લશ્કરના ત્રણ ભાગ કર્યા. એકને શાહી ફોજના આગળ મોકલેલા સામાનને લૂટવા, બીજાને શાહી ફોજ સાથે લડવા તથા ત્રીજા ભાગને અલગ રાખ્યો. પહેલા ભાગે ઠેઠ સાંજરે એકદમ ટૂટી પડી ઘણા જણને મારી સામાન લૂટ્યો. ખબર થતાંજ કાસમખાન પડે, ખાનાજાદખાન વગેરે સૂતેલા હતા તેમને જગાડયા વગર મરેઠાઓ સામે ચાલ્યો ગયો. એક ગાઉ ગયો કે મરેઠાઓ સામા આવ્યા અને લડાઈ શરૂ થઈ. મરેઠાઓનું પાયદળ તથા ઘોડેસવાર લશ્કર ઘણું હતું. ખાનજાદખાન ઉઠયો તેવોજ બધાને મૂકી પોતે જલદીથી કાસમખાનની મદદે પહોંચ્યો. ભારે લડાઇ થઇ. બંને તરફનાં ઘણાં માણસો માર્યાં ગયાં. જો કે શાહી ફોજમાં માણસોની સંખ્યા બહુ ઓછી હતી છતાં મોટી બહાદુરીથી મરેઠાઓની મોટી સંખ્યા સાથે મુકાબલો કર્યો. એવામાં સંતાજીએ પોતાની અલગ રાખેલી ફોજને કાસમખાન તથા ખાનાજાદખાનની છાવણીપર કબજો કરવા તથા લૂટવા મોકલી. લડાઇના ખાસ હંગામમાં આ ખબર શાહી સરદારોને મળી એટલે તેઓએ ઠરાવ કર્યો કે એક ગાઉ છેટે દુધેરી નામનો નાનો કિલ્લો છે અને તેની આગળ તળાવ છે ત્યાં પહોંચવું. લડતાં લડતાં ત્યાં ગયા ત્યારે સાંજ પડી ગઈ અને કિલ્લામાં દાખલ થયા પછી મરેઠાઓએ તે કિલ્લાને ચારે તરફથી ઘેરી લીધો. શાહી ફોજ પાસે પોતાને કે પોતાના ઘોડાઓને ખાવા માટે કાંઈ નહોતું. ત્રણ દિવસ સુધી મરેઠાઓ સામા આવ્યા પણ લડયા વગર ચાલ્યા ગયા. એ લોકો જાણતા હતા કે મુસલમાનો પાસે ખાવાનું નથી એટલે અધમુઆ થઇ જશે ત્યારે લડવું ઠીક પડશે. એટલામાં ચીતલદુર્ગ તરફથી ઘણું મરેઠી પાયદલ આવી પહોંચ્યું જેમને કાસમખાને ત્યાંના ઘેરામાં ખૂબ હેરાન કર્યું હતું. ચોથે દહાડે લડાઈ થઈ. મુસલમાનો પાસે તોપો હતી પણ તેનો દારૂગોળો થોડો હતો

અને ખપી ગયો એટલે મુકાબલામાં લાચાર બની ગયા. ઘણા જણ માર્યા ગયા અને બાકીના ઘણી મુશ્કેલીથી કિલ્લામાં પેસી ગયા કેમકે ચારે તરફ મરેઠાઓ હતા. બધા મળીને શાહી લશ્કરના ⅓ ભાગનાં માણસો માર્યાં ગયાં. કિલ્લાવાળાઓએ જાણ્યું કે ભૂખે મરી જવા કરતાં મરેઠાઓ સાથે લડીને મરી જવું વધારે સારૂં છે. તેઓ લડવાને તૈયાર થયા પણ તેમના સરદારોએ ના પાડી. ઘણા જણ ભૂખથી મરી ગયા. કાસમખાન અફીણ બહુ ખાતો હતો તે નહિ મળવાથી મરી ગયો. આ પ્રમાણે ખરાબ હાલત જોઈ ખાનાજાદખાને સંતાજીને કાસમખાનનો બધો સામાન તથા તે ઉપરાંત ૨૦ લાખ રૂપિયા આપવાની કબૂલાત આપી તથા કાસમખાનના હિંદુ કારભારીને ઓળમાં રાખ્યો. ત્યારે કિલ્લાવાળાઓને મરેઠાઓએ જીવતા જવા દીધા. શાહી ફોજની આ પહેલી નામોશી સરદારોની ગફલતથી થઇ છે. બાદશાહને ખબર થતાંજ **હમીદુદ્દીનખાનને** કુમકે મોકલ્યો હતો, તથા હૈદ્રાબાદથી **રૂસ્તમદીલખાન** આવ્યો હતો પણ આ બંને પહોંચે તે પહેલાં ઉપલું કામ થઇ ચૂક્યું હતું. સંતાજી તો ત્યાંથી જતો રહ્યો. ખાનાજાદખાન બાદશાહ તરફ જતો હતો અને રસ્તામાં **આહુની** આગળ કુમકી સરદારોને મળ્યો. બીજી તરફ **હિંમતખાન** બહાદુર કરીને શાહી સરદાર મરેઠાઓને શિક્ષા કરવા આવ્યો હતો. તેની પાસે એક હજારથી વધારે માણસો નહોતા. તેનો મુકામ વિષ્નપટનમાં હતો, એટલામાં સંતાજી સાથે મુકાબલો થયો. લડાઈ શરૂ થતાંજ આ બહાદુરને બંદુકની ગોળી એવી લાગી કે તરત મરી ગયો. તેનો હાથીવાળો પાછો ફરતો હતો એટલામાં બાકીબેગ નામનો ફોજી અમલદાર આવ્યો, તેણે હાથીવાળાને રોક્યો અને કહ્યું કે સરદાર હજી જીવતો છે એમ કહી મરેઠાઓ સાથે ખૂબ બહાદુરીથી લડ્યો અને ઘણાને કાપી નાંખ્યા પણ છેવટે વગર સરદારે ક્યાં સુધી નભે. પાસેના નાના કિલ્લામાં માણસોને લઈ ભરાઈ બેઠો. મરેઠાઓએ તેને ઘેરામાં લીધો પણ તેમને બાદશાહના મોકલેલા કુમકી સરદારોનો ડર હતો એટલે છોડી ચાલતા થયા.

હમીદુદ્દીનખાન બહાદુર તથા રૂસ્તમદીલખાન વગેરેને દુધેરીના કિલ્લાનો ઘેરો ઉઠાવવા મોકલવામાં આવ્યા હતા. તેમની સાથે સંતાજીનો મુકાબલો થયો. મરેઠાઓની સખત હાર થઇ અને સંતાજી પાસેથી કાસમખાનના હાથી વગેરે લીધેલો બધો માલ પાછો પડાવ્યો. સંતાજી જીવ લઈને નાઠો. વજીહુદ્દીન નામે સરદારને પણ મરેઠાઓના ઈલાજ માટે અનંતાપુર[1] તરફ મોકલ્યો હતો, તેમજ શાહજાદા બેદારબખ્તને પણ મોકલ્યો હતો. એણે પણ સંતાજીને ભારે સપાટામાં લીધો હતો. પણ આખરે તે બચીને નાશી ગયો.

સંતાજીની હાર.

ભીમા જેને ફારસી લેખકો ભીમરા લખે છે તે મોટી નદી છે. તેમાં હી. ૧૧૦૯ (ઇ. સ. ૧૬૯૭)માં ભારે રેલ આવવાથી શાહી છાવણીને મોટું નુકશાન થયુ. એને કિનારે મોગલાઇ અમીરોએ મોટી મોટી ઈમારતો પણ બાંધી હતી તેમાંની ઘણી ખરી નાશ પામી. ફારસી ઇતિહાસોમાં બાદશાહ તથા લોકોને થએલા નુકશાનની લાંબી વિગત આપેલી છે.

ભીમા નદીમા રેલ આવવાથી થએલી નુકશાની[2]

શાહી મોટો સરદાર ખાનજહાં બહાદુર ફિરોઝજંગ માંદો પડી તા. ૧૯ જમાદિઉલ અવ્વલ હી. ૧૧૦૯ (૨૩ નવેમ્બર ૧૬૯૭) ને રોજ મરણ પામ્યો.[3]

શાહી સરદાર ખાનજહા બહાદુર ફિરોઝજંગનું મરણ

લાંબી[4] મુદતથી ઝુલફિકારખાને ઘેરો નાંખેલ જીંજીનો મજબુત કિલ્લો હી. ૧૧૦૯ (ઈ. સ. ૧૬૯૮) માં જીતાયો.[5]

જીંજીના કિલ્લાની જીત.

---

૧ માસીરે આલમગીરી પૃ. ૩૮૬

૨ " " પૃ. ૩૮૭

૩ " " પૃ. ૩૮૯-૯૦

૪ બાદશાહી ફોજનો એક ભાગ ઘેરામા રોકાતો અને બાકીના બીજા કિલ્લા વગેરે જીતવામા રહેતાં હતા.

૫ માસીરે આલમગીરી પૃ ૩૯૦-૯૨

મજકુર ખાન સાત હજારી તથા રાવ દલપત ત્રણ હજારી વગેરેને ઈજાફા તથા ભારે ઇનામો મળ્યાં બધા મળી ઘણા મરેઠા માર્યા ગયા. રામ તથા સંતાજી[1] કિલ્લામાંથી નાશી ગયા. એમનો બધો માલ તથા રામની ચારે સ્ત્રીઓ, ત્રણ દીકરા તથા બે દીકરી ઝુલફિકારખાનને હાથ આવ્યા જીંજીનુ નામ નસરતગઢ પાડવામાં આવ્યુ. તે સિવાય કર્ણાટકના બધા કિલ્લાઓ ઉપર તથા પોર્ટુગીઝોના તે તરફનાં બંદરો ઉપર બાદશાહી કબજો થઇ ગયો. તે તરફના બધા જમીનદારોમા કેટલાક ઘણા બળવાન હતા તે સૌએ ખંડણીઓ આપી બાદશાહની તાબેદારી કબૂલ કરી ભાકુ[2] નામે એક વણજારો બહુ જોરાવર હતો તેને બાદશાહે પાચ હજારી બનાવ્યો પણ પાછળથી મરેઠાઓને મળી ગયો હતો પરંતુ જ્યારે તેણે માફી માગી ત્યારે તે બાદશાહે સ્વીકારી ફરીથી તેને પાચ હજારીનો મનસબ આપ્યો

સંતાજીનુ મૃત્યુ

ગાઝીઉદ્દીનખાન ફીરોઝજંગ વગેરે સરદારો[3] મરેઠાઓની પુઠે લાગ્યા હતા તેમાં મુત્તલિબખાન સૌથી આગળ વધેલો હતો. તેનો સંતાજી સાથે મુકાબલો થઇ ગયો આ બહાદુર સરદારે મરેઠાઓને બહુ હંફાવ્યા અને તેમના બહાદુર સરદાર[4] સંતાજીને

---

૧ માસીરે આલમગીરી પ્રમાણે સંતાજી આ વખતે રામ સાથે નાશી ગયેલો પણ જણાય છે તથા તે પહેલા બાદશાહી ફોજ સાથે ઘણીવાર લડેલો પણ જણાય છે એ ઉપરથી એવુ માલૂમ પડે છે કે કિલ્લામાથી બહાર દૂર જઇ જઇ લડતો હતો

૨ માસીરે આલમગીરી પૃ ૩૯૩

૩ ,, ,, પૃ ૪૯૦-૪૦૨

૪ મરેઠાઓના આ વખતના પ્રખ્યાત બે સરદારો સંતાજી તથા ધના જાદવ વચ્ચે સખત વેર ચાલતુ હતુ જ્યારે ધના રામને જીંજી તરફ લઇ જતો હતો ત્યારે સંતાજીએ તેનો મુકાબલો કર્યો અને તેના મિત્ર નાગોજી નામના મોટા જમીનદારના ભાઇ અમૃતરાવને સંતાજીએ જીવતો હાથીના પગ તળે કચરાવી મારી નાખ્યો ધના જાદવ જીવ લઇ નાઠો. સંતાજી એવો

પણ મારી નાંખ્યો તથા તેનું માથું તરત ફિરોઝજંગે બાદશાહ તરફ મોકલ્યું, જેને ચારે તરફ ફેરવવામાં આવ્યું. આ બહાદુર મરેઠાના માર્યો ગયા પછી મરેઠાઓનું જોર બહુજ ઘટી ગયું કેમકે શાહીફોજ સાથે મેદાનમાં લડનાર આ એકલોજ હતો. એનાથી ઉતરતો ધનાજાદવ હતો. પણ મેદાનમાં લડવાની ભાગ્યેજ હિંમત કરતો.

રામનું મૃત્યુ, શિવાજી બીજો મરેઠા સરદાર તરીકે.

હી. ૧૧૧૧ ( ઇ. સ. ૧૬૯૯ ) માં ફીરોઝજંગના દીકરા ચીન કુલીચખાને મરેઠાઓને બહુ હંફાવ્યા. રામનો[2] પત્તો બરાર તરફ હોવાનો મળતાં શાહજાદો બેદારબખ્ત તે તરફ ગયો. નર્મદા કિનારે રામ સાથે લડી તેનાં ઘણાં માણસોને માર્યાં પણ રામ બચીને ત્યાંથી નાશી ગયો. થોડા દિવસમાં રખડી રઝળીને દુઃખી હાલતમાં તેના (રામના) મરી જવાના ખબર મળ્યા. મરેઠાઓએ ખરો વારસ શાહુ હોવા છતાં રામના પાંચ વર્ષના દીકરાને પોતાનો સરદાર બનાવ્યો જે તરતમાં મરી ગયો. તેથી બીજો ત્રણ વર્ષનો દીકરો જે તારાબાઇના પેટે જન્મ્યો હતો તેને **શિવાજી બીજાના નામથી સરદાર બનાવ્યો.**

---

નક્કટ હતો કે પોતાના રાજા રામને પણ તેણે આ વખતે બાંધી દીધો હતો. બીજે દહાડે તેને છોડીને પોતે હાથ જોડી ઉભો રહ્યો, કે હવે હું તાબેદાર છું કહો તે કરૂં. પછી જીંજીમાં રામને લઇને ગયો. ત્યાથી બંને જ્યારે નાશા અને સતારા તરફ આવતા હતા તેવામાં ધનાજાદવ સાથે મુકાબલો થયો. આ વખતે સંતાજીની પડતી હતી. તે હાર્યો અને થોડાં માણસો લઈ નાઠો અને માકોજીના મુલકમાં આશરો લીધો. માકોજીની ઓરતે તેને બહુ સમજાવ્યો કે અમૃતરાવને એણે મારી નાંખ્યો છે માટે વેર લેવું જોઇએ. તેણે તેમ ન કરતાં સંતાજીને જવા દીધો પણ તેનો નાનો ભાઈ સંતાજીની પુઠે લાગ્યો અને તેણે રસ્તામાં સંતાજીનું માથું કાપી નાંખ્યું જે ફિરોઝજંગના માણસને હાથ આવ્યું. આ બેમાંથી કઈ રીતે સંતાજી મરાયો તે ચોક્સ કહી શકાતું નથી.

૧ માસીરે આલમગીરી પૃ. ૪૦૫

૨ „ „ પૃ. ૪૦૯, ૪૧૧, ૪૧૯-૨૦

એજ વર્ષમાં બાદશાહે પંડે બસંતગઢનો કિલ્લો જીત્યો.[1] ઘેરામાં બાદશાહ જાતે કામ કરતો. ફતેહ થયા પછી એમાંથી દાટેલો ખજાનો તથા હથિયારો વગેરે ઘણું મળ્યું. બાદશાહની પંડની કિલ્લાઓની આ પહેલી ફતેહ હતી તેથી બસંતગઢનું નામ કિલીદે-ફતેહ (એટલે ફતેહની કુંચી) રાખ્યું. હવે ફતેહનો દરવાજો ઉઘડી ગયો. આ દયાળુ બાદશાહે કિલ્લા માંહેના મરેઠાઓને રક્ષણ આપ્યું. આ વખતથી મરેઠાઓના જુલમને લીધે નાશી ગયેલા લોકો પાછા આવવા લાગ્યા, અને આ દેશમાં શાંતિ વ્યાપવા લાગી.

બાદશાહની બસંતગઢના કિલ્લાની જીત.

એજ વર્ષમાં સતારાની પણ જીત થઈ. મરેઠાઓનો મોટામાં મોટો આ કિલ્લો હતો. અને આ જગાએ મરેઠાઓનું બળ પણ વધારે હતું. આ બળ તૂટયા પછી મરેઠાઓ ઘણા લાચાર બની ગયા હતા. તા. ૨૫ મી જમાદિઉલ આખર (૮ ડીસેમ્બર ૧૬૯૯) ને રોજ એક તરફથી બાદશાહ પંડે અને બીજી તરફથી શાહજાદા આઝમશાહ સતારાના કિલ્લા પાસે આવી પહોંચ્યા. મોટું તોપખાનું સાથે હતું. ગરમીની ઋતુ હતી. મોંઘવારીને લીધે ખોરાકી પહોંચવામાં પણ મુશ્કેલી પડતી હતી. મરેઠાઓએ પણ સારી મજબુતી કરી હતી. બાદશાહે સતારાના મજબુત કિલ્લાને ઘેરો ઘાલ્યો. ત્યાર પછી શાહી લશ્કરને અડખેપડખેથી હેરાન કરવા સારૂ મરેઠાઓ જતા પણ માર ખાઈ પાછા હઠતા. તે તરફના પાહલીયા (માવલીયા) જાતિનાં બેહજાર માણસ જે કિલ્લાના ઘેરામાં ઘણાં ઉપયોગી ગણાતાં હતાં તેમને બાદશાહે નોકરીમાં દાખલ કર્યાં. મોરચા તથા દમદમાનું કામ સારા પાયા ઉપર રચ્યું. કિલ્લામાં દાખલ થવા તેના એક તરફના બુરજને દારૂથી ઉરાડયો તેમાં ઘણા મરેઠાઓ માર્યા ગયા. આ જબરી

સતારાની જીત[2]

---

૧ મારીરે આલમગીરી પૃ. ૪૧૦-૧૧

૨ „ „ પૃ. ૪૧૨-૪૨૪.

છાતીવાળો બાદશાહ ૮૫ વર્ષની વયે સખત તાપની અંદર જાતે કામમાં રહી પોતાના લશ્કરને હિંમત આપતો હતો. એટલે સુધી કર્યું કે પોતાનો તથા શાહજાદાનો તંબુ ડુંગરની વચ્ચોવચ્ચ રાખવા હુકમ આપ્યો કે લડવૈયાઓ હિંમતથી કામ કરે પણ સૌ સરદારોએ આજીજી કરી બાદશાહને તેમ કરતાં રોકયો. અને સરફ્રાઝખાન તથા મનાજી વગેરે શાહી સરદારો ઘેરાના કામને મજબુત કરવા મંડી પડયા. આ જોઈ દુશ્મનોનાં હાંજાં ગગડી ગયાં. એવામાં એવું બન્યું કે સતારાથી ૭ ગાઉ છેટે પરલી નામના કિલ્લાનો પરશરામ નામે એક મરેઠો અમલદાર હતો તે હઝુરમાં આવી બાદશાહનો તાબેદાર બની ગયો. આ જોઇ સતારાનો કિલ્લેદાર સુભાનરાવ પણ શાહજાદા આઝમશાહ મારફત માફીનો અરજદાર થયો. એણે જોયું કે શાહજાદા વગેરેએ એવી યોજના કરી છે કે હવે કિલ્લાને લઇ લેવામાં વાર લાગશે નહિ. એને હાથ તથા ગરદનથી બાંધીને બાદશાહની હઝુરમાં લઈ જવામાં આવ્યો ત્યારે બાદશાહે તરત એને છોડાવ્યો અને પાંચ હજારીનો મનસબ, હાથી, નિશાન, ડંકો તથા રોકડ વગેરેની બક્ષિસ કરી. બાદશાહે કિલ્લા માંહેલા સઘળા મરેઠાઓને માફી આપી. તા. ૧૩ મી ઝિલ્કાદ (૨૧ એપ્રિલ ૧૭૦૦) ને રોજ સતારાનો કિલ્લો બાદશાહના કબજામાં આવ્યો. એની જીતમાં આઝમશાહે ઘણી મહેનત લીધી હતી તેથી એના નામ ઉપરથી સતારાનું નામ આઝમતારા રાખવા બાદશાહે હુકમ આપ્યો અને પોતાના રજપૂત સરદાર સતરસાલ બુંદેલાને ત્યાંનો કિલ્લેદાર મુકરર કર્યો. બાહમની સુલતાનના કિલ્લામાં બંધાવેલી મસ્જીદમાં ચૂનો છંટાવી તેમાં બાદશાહે નમાઝ પઢી.

એજ અરસામાં શાહી છાવણીથી એક ગાઉ દૂર રાતની ચોકી ભરવા એહતેમામખાન નામનો સરદાર પોતાનાં માણસો લઇ ગયો હતો. તેમના ઉપર મરેઠાઓ ઓચિંતા તુટી પડયા. સરદાર તથા તેનાં ઘણાં માણસો માર્યાં ગયાં પણ થોડા વખતમાં તેનો બદલો હમીદુદ્દીનખાને તથા મોહંમદ અમીનખાન વગેરેએ વાળ્યો

એટલે ઘણા મરેઠાઓને કાપી નાંખ્યા. તે વખતથી ફરી એવું કરવા મરેઠાઓની હિંમત ચાલી નહિ.

પરલી ગઢની છત.[1]

સતારાથી બાદશાહે કૂચ કરી પરલીગઢના કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ કિલ્લો સતારાના કિલ્લાથી મજબુતીમાં ઉતરે તેવો નહોતો. પણ એવી ચાલાકીથી બાદશાહે કામ લીધું કે મોટી મોટી તોપો ચઢાવવામાં જેટલા મહિના લાગે તેટલા દિવસોમાં ચઢાવી. વરસાદ પુષ્કળ વરસ્યો, અનાજ તથા ચારાની તંગી હતી. તોપણ બાદશાહની અડગ હિંમતને લીધે ફોજ ઉત્સાહહીન થઇ નહિ. મરેઠાઓ બરાબર મુકાબલો કરી શકયા નહિ. દોઢ મહિનામાં એટલે ૨ છ મોહરંમ હી. ૧૧૧૨[2] (૯ જુન ૧૭૦૦)ને રોજ મરેઠાઓએ જીવ માંગી. કિલ્લો બાદશાહના કબજામાં આવ્યો. કિલ્લાનું નામ નસરસતારા[3] રાખવામાં આવ્યું. વિજાપુરના સુલતાનો તરફથી કિલ્લામાં જે મસ્જીદો બાંધવામાં આવી હતી તેમને મરેઠાઓએ ઉજ્જડ કરી નાંખી હતી તેમને ફરીથી મરામત કરાવી. જીતેલા કિલ્લામાં એક પોતાનો કિલ્લેદાર રાખ્યો તથા આસપાસનો સારો બંદોબસ્ત કર્યો.

બાદશાહનું મુકામ ભુસાનગઢમાં

આ પછી બાદશાહે ભુસાનગઢમાં[4] છાવણી નાંખી લશ્કરને આરામ આપ્યો અને ત્યાંથી પ્રાંતોના સુબાઓ ઉપર ફરમાન મોકલી તાજી ભરતીની ફોજો મંગાવી. જૂના તથા થાકેલા માણસોને તેમની અસલ જગાએ મોકલ્યા. શાહજાદા આઝમ-

---

૧ માસીરે આલમગીરી પૃ. ૪૨૪-૪૨૮

૨ ફતેહની તારીખ "હાઝા નસરૂલ્લાહ" હી. ૧૧૧૨.

૩ વિજાપુરનો ઇબ્રાહીમ આદિલશાહ જે નવી વસ્તુ બનાવતો તેની આગળ "નવરસ" રાખી નામ પાડતો એ આલમગીરના જાણવામાં આવ્યું તો તેણે પણ તે પ્રમાણે નામ પાડયું.

૪ માસીરે આલમગીરી પૃ. ૪૨૮

શાહને બુરહાનપુર જવાની પરવાનગી આપી. પુષ્કળ વરસાદને લીધે નદીનાળાં ભરપૂર હતાં તેથી બાદશાહી માણુસોને ભુસાનગઢ લગીની મુસાફરીમાં ઘણી મુસ્કેલી નડી.

બાદશાહનું મુકામ ખવાસ-પુર તથા મીરચમાં. બાદશાહી સરદારોની જીતો.

હી. ૧૧૧૨ ના રબીઉલ અવ્વલની ૨૬ મી (૩૦ ઑગસ્ટ ૧૭૦૦) તારીખે બાદશાહ ખવાસપુરમાં[1] આવ્યો. અહિં ઘાસ ચારો તથા અનાજ ઘણું સસ્તું હતું તેમ બીજી બધી વાતે સુખ હતું. પરંતુ વરસાદની ઋતુ ગયા પછી કવખતનો એટલો વરસાદ પડ્યો કે રેલ આવી અને તેથી છાવણીમાં કેટલુંક નુકશાન થયું. એજ અરસામાં ઝુલફિકારખાન, રાવ દલપત્ત તથા રાજા રામસિંહ વગેરેએ મરેઠાઓના મોટા સરદાર ધનાજાદવને ભારે હાર આપી.[2] બાદશાહે રજબ મહિનાની અધવચ (ડીસેમ્બર ૧૭૦૦)માં કૂચ કરી મુરતુઝાબાદ ઉર્ફે મીરચ (મીરજ) માં શાબાનની ૨ જી (૧ લી જાન્યુઆરી ૧૭૦૧) એ આવી મુકામ નાંખ્યો.[3]

પરનાલા તથા પુનગઢની જીત.

તે પછી ૧૦મી શવાલ (૯ માર્ચ)ને રોજ પરનાલાના મજબુત કિલ્લાને ઘેરો ઘાલ્યો.[4] આ કિલ્લો પહેલાં જીત્યો હતો. પણ પાછળથી મરેઠાઓએ ફરીથી તેના ઉપર કબજો કરી લીધો હતો. એ ત્રણ વખત એને જીતવા શાહઝાદા તથા સરદારોને મોકલ્યા હતા. પણ તેમને મરેઠાઓ સાથે જુદી જુદી જગાએ મુકાબલો થઇ જતો તેથી પરનાલાના કિલ્લાને ફરી કબજે કરવાનો પ્રસંગ આવ્યો નહોતો. બાદશાહે કૂચ કર્યા પહેલાં શાહઝાદા બેદારબખ્તને તે તરફ જવાનો હુકમ આપ્યો હતો. પોતાની સાથે

---

૧ માસીરે આલમગીરી પૃ. ૪૩૦-૩૧
૨ ,, ,, પૃ. ૪૩૨
૩ ,, ,, પૃ. ૪૩૪
૪ ,, ,, પૃ ૪૩૪-૪૪૦

શાહઝાદા કામબખ્શ તથા મોટા સરદારો હતા. પરનાલાની પાસે પુનગઢનો કિલ્લો હતો, તે મજબુતીમાં પરનાલાથી વધી જાય તેવો હતો. બંનેનો ઘેરાવો ૭ ગાઉનો હતો. બાદશાહ ઘેરામાં જલદીથી ફતેહમંદ થવાની એવી એવી કોશીશ કરતો કે મરેઠાઓ અચંબો પામતા. આ યુક્તિઓની વિગત માસીરે આલમગીરીમા આપી છે. વરસાદની મોસમ આવી પહોંચી હતી. અને આ તરફ વરસાદ પુષ્કળ થાય છે તેથી બાદશાહ ઘેરો છોડી જતો રહેશે એમ મરેઠાઓ ધારતા હતા; પણ જ્યારે એથી ઉલટું જોયું ત્યારે તેમને ખાત્રી થઈ કે બાદશાહ તથા તેનું લશ્કર ગમે તેવી કુદરતી આફત આવે તો પણ ડરતાં નથી. છેવટે મરેઠાઓએ થોડુંક નુકશાન ખમ્યા પછી દયા માંગી અને તેમના સરદાર ત્રંબકરાવે તરબીયતખાન મારફત હાજર થઈ માફી માંગી. આ દયાળુ શહેનશાહે બધાના જાનમાલની "નિર્ભયતાનું વચન આપ્યું. હી. ૧૧૧૩ ના મહોર્રમની પહેલી તારીખે (૨૮ મે ૧૭૦૧ ) બંને કિલ્લા શાહી કબજામાં આવ્યા. પરનાલાનું નામ નબીશાહદુર્ગ પાડયું અને ઇસ્માઇલખાન મોખાને ત્યાંનો ફોજદાર બનાવ્યો. આ વખતથી મરેઠાઓનું જોર નરમ પડતું ચાલ્યું.

વરદાનગઢ, નાન્દગીર, ચંદન તથા વંદન કિલ્લાઓની જીત.[1]

ત્યાંથી બાદશાહે ફતેહુલ્લાખાન બહાદુરને વરદાનગઢનો કિલ્લો જીતવા મોકલ્યો. તેણે જતાંજ દુશ્મનોમાંથી ઘણાને તલવારથી કાપી નાંખ્યા. છેવટે બાદશાહની સવારી પાછળ આવે છે એમ જાણી મરેઠાઓ ડરી ગયા અને કિલ્લો હવાલે કરી દીધો. આ સરદારનું અસલ નામ મોહંમદ સાદીક હતું તેથી બાદશાહે એ કિલ્લાનું નામ સાદીકગઢ પાડયું. ત્યાંથી નાન્દગીરના કિલ્લા તરફ કૂચ કરી. ત્યાંના કિલ્લેદારે દયા માંગી કિલ્લાની કુંચીઓ સોંપી દીધી. તેનું નામ નામગીર પાડયું. ત્યાર પછી ચંદન તથા વંદન ( મંદન ) નામના કિલ્લા

---

૧ માસીરે આલમગીરી પૃ. ૪૪૨-૪૪૫.

જીત્યા, જેમનાં નામ મિફ્તાહ તથા મફતુહ પાડયાં. ચારેક મહિનાની ટૂંક મુદતમાં આ ચારે કિલ્લા બાદશાહના કબજામાં આવી ગયા. દયાળુ બાદશાહે આ વખતે ઘણા મરેઠાઓને નિર્ભય વચન આપ્યું તો પણ પાછળથી તેઓએ લુચ્ચાઇ કરી.

ખેલનાના કિલ્લાની જીત.[1] તે પછી બાદશાહ પંડે ખેલનાનો મજબુત કિલ્લો જીતવા ગયો. આવા કિલ્લાને જીતવો, મહા મુશ્કેલી ભરેલું કામ હતું. રસ્તા એવા ખરાબ હતા કે ફોજને ત્યાં લઇ જવામાં ઘણી અડચણો આવતી હતી. શાહજાદા બેદારબખ્ત મરેઠાઓના કેટલાક નાના નાના કિલ્લા જીતી રસ્તામાં પોતાના દાદાને મળ્યો જે લાયક પૌત્રથી પાદશાહ ઘણો ખુશ થયો અને તેને ભારે ઇનામ આપ્યું. ૧૬ મી રજબ હી. ૧૧૧૩ ( ૬ ડીસેમ્બર ૧૭૦૧ ) ને રોજ બાદશાહનો મુકામ ખેલનાથી ૩॥ ગાઉ છેટે થયો. ત્યાંથી ખેલના સુધી જવામાં બહુજ મુશ્કેલી હતી. જંગલમાં કાંટાવાળાં ઝાડો એવાં સજ્જડ આવી રહેલાં હતાં કે તેમાંથી સૂર્યનો પ્રકાશ પણ મુશ્કેલીથી આવવા પામતો. પહાડી રસ્તો હતો. રસ્તામાં મોટા મોટા પત્થરો હતા. રસ્તો જવા લાયક કરવા ફતેહુલ્લાખાન બહાદુરને હુકમ થયો. તેણે ઘણી સ્ફુરતાથી થોડી મુદતમાં રસ્તા ઉપરનાં ઝાડો કપાવી નંખાવ્યાં; પહાડોને દારૂ વડે ઉખડી દીધા; તથા નીચી ઉંચી જગાને સપાટ કરી દીધી. આ બહાદુર સરદાર રસ્તાની સફાઇની સાથે જે દુશ્મનો સામે આવતા તેમની પણ સફાઇ કરતો હતો. થોડુંક લશ્કર આગળ મોકલ્યા પછી બાદશાહ પોતે મોટા મોટા સરદારો મદારૂલ મહામ અસદખાન તથા હમીદુદ્દીનખાન તથા રાજા જયસિંહ વગેરેને લઇને ગયો. કિલ્લાનો એક ઢાળાવવાળો ભાગ હતો તે તરફ મોટી મોટી તોપો ચઢાવવા જતા હતા એટલામાં ચાર પાંચ હજાર મરેઠાઓ તે તરફ રોકવા આવી લાગ્યા અને મોટાં ઝાડોની આડમાં

---

[1] માસીરે આલમગીરી પૃ ૪૪૫-૪૪૬

રહી બંદુકો મારવા તથા મોટા મોટા પત્થરા ફેંકવા લાગ્યા. ફતેહુલ્લાખાન બહાદુર એવી હિંમતનો હતો કે તેણે પોતાનાં માણસોને લઈ તલવારથી મરેઠાઓનો મુકાબલો કરી ઘણાને મારી નાંખ્યા અને બાકીનાને નસાડી મૂક્યા. મરેઠાઓ ગભરાટમાં કિલ્લાની તરફ નહિ જતાં જંગલને રસ્તે વળ્યા. ત્યાં આવતી શાહી ફોજના હાથમાં પકડાઈ ગયા. આ ઢોળાવવાળા ભાગ તરફજ બાદશાહનો તંબુ નાંખવામાં આવ્યો. મોરચા તૈયાર કરવામાં બાદશાહ આખી રાત જાગ્યો અને તોપો ચઢાવી દીધી. ચારે તરફ સરદારો કામ કરવા મંડી પડ્યા. ફતેહુલ્લાખાન મોરચા વગેરે તૈયાર કરવામાં એક મજુરની પેઠે કામ કરતો હતો. એવામાં દુશ્મન તરફથી એક એવો પત્થર આવ્યો કે તેણે જે તખ્તા ઉપર ખાન બહાદુર ઉભો હતો તેને તોડી પાડયો જેથી તે ઉંડી ખાઈમાં પડયો પણ ત્યાંના ઝાડ ઉપર અટકી રહ્યો. આખા શરીરમાં ઘણા ઘા થયા. પણ એક મહિનામાં સારો થયો. એની ઉમર ૮૦ વર્ષથી કંઇક વધારે હતી. એવામાં બીજી તરફથી શાહઝાદો બેદારબખ્ત જે પાછળથી સામેલ થયો હતો તે તથા રાજા જયસિંહે ખૂબ બળ કરી તે તરફના ભાગ[1] ઉપર કબજો કરી દુશ્મનોને મોટી હાર આપી હઠાવ્યા અને મોટી તોપો આગળ કરી કે કિલ્લાની ભીંતને તોડી નાંખે. ભીંતનું તૂટવું હતું કે મરેઠાઓ ગભરાયા અને નાશાનાસ થઈ. કિલ્લેદારે તરત શાહઝાદા પાસે માફી માટે બ્રાહ્મણોને મોકલ્યા. બાદશાહને અરજ થઇ તેણે બધાને માફી આપી. તા. ૧૯ મી મોહર્રમ હી. ૧૧૧૪ (૪ જુન ૧૭૦૨) ને રોજ શાહઝાદાનો વાવટો કિલ્લા ઉપર ઉડવા લાગ્યો. એનુ નામ સખ્ખરલના પાડયું. અબજદના હિસાબે એની જીતનું વર્ષ આ વાક્યમાંથી નીકળે છે– "ફતેહશુદ કિલ્લયે ખેલના" એટલે ખેલનાનો કિલ્લો જીતાયો.

---

૧ કોકણી દરવાજા તરફ શાહી નોકરી બજાવવા આ વખતે દંડા રાજપુરીના મુત્સદી સીદી યાકુતખાને મોકલેલા પાયદળ માણસો પણ લડવામાં સામેલ થયા હતા.

તોપો ગોઠવી એ કિલ્લાની વધારે મજબુતી કરવા એની આસપાસ બીજા ત્રણ કિલ્લા ચહેલી, પદમાવત તથા સરજોઇ (સેલ્લેદી) નામના હતા. મોંઘવારી ઘણી હતી તેથી ડંડા રાજપુરીના ફોજદાર સીદી યાકુતખાન[1] તરફ ખોરાકી પહોંચાડવાનો હુકમ થયો હતો. તેણે પોતાની ફરજ સંપૂર્ણ રીતે બજાવી. છેવટે કિલ્લાના દરવાજા ઉપર શાહી વાવટો ઉડવા લાગ્યો, ત્યારે મરેઠાઓએ શરૂઆતમાં કંઇક હાથ પગ પછાડયા પણ પાછળથી તો ઘણા માર્યા ગયાથી એવાં હાંજાં ઢીલા થઇ ગયાં કે ફરંગોજી તથા હામાજી નામના મરેઠા સરદારોએ દયા માટે અરજ કરી. આ દયાળુ બાદશાહ દગલબાજ મરેઠા જેવા દુશ્મનો ઉપર દયા દેખાડવામાં કદી પાછો હઠતો નહિ. તા. ૨૧ મી શવાલ (૧૬ ફેબ્રુઆરી ૧૭૦૪)ને રોજ લગભગ અઢી મહિનાના ઘેરા પછી ચારે કિલ્લા બાદશાહના કબજામાં આવ્યા. રાજગઢનું નામ નબીશાહગઢ રાખ્યું.

તુરનાના કિલ્લાની જીત. મરેઠાઓ સાથે એક બે નાની લડાઇ થયા પછી બાદશાહી ફોજ તુરનાનો કિલ્લો જીતવા ગઇ.[2] આ કિલ્લો પણ બહુ મજબુત હતો. કિલ્લાના ઘેરામાં એક તરફથી તરબીયતખાન તથા બીજી તરફથી મોહંમદ અમીનખાને જીતવાની કોશીશ કરવા માંડી. અમાનુલ્લાખાન કરીને એક બાદશાહી સરદાર એવો બહાદુર હતો કે તા. ૧૫ મી જિલ્કાદ (૧૦ માર્ચ ૧૭૦૪) ને રોજ બાદશાહની વરસગાંઠ હતી તે રાત્રે કમંદ દ્વારા ફક્ત ૨૫ માણસ લઈ કિલ્લા ઉપર ચઢી ગયો, તે પછી બીજા શાહી ફોજમાંના હમીદુદ્દીનખાન વગેરે ઉપર પહોંચ્યા અને ઘણા મરેઠાઓને કાપી નાંખ્યા. આખરે મરેઠાઓએ ઘણી આજીજી કરી જાનની સલામતીની વિનંતિ કરી તે વરત

---

૧ થોડા વખતમા યાકુતખાન મરી ગયો, તેને દીકરો નહોતો તેથી સીદી અંબરને તેની જગાએ કાયમ રાખી યાકુતખાનનો ખિતાબ બાદશાહે આપ્યો

૨ માસીરે આલમગીરી પૃ ૪૮૬-૪૮૮.

સ્વીકારવામાં આવી. લડાઈ બંધ પડી અને કિલ્લા ઉપર બાદશાહી વાવટો ઉડવા લાગ્યો. તે તરફના લોકો ઉપર જે જુલમ થતો તે દૂર કરી બાદશાહે ૨૦ મી ઝિલ્કાદ (૧૫ માર્ચ) ને રોજ જુની છાવણી જુનેર તરફ કૂચ કરી. તુરનાનુ નામ ફુતુહુલગેબ રાખ્યું.

વાકનકેરાના કિલ્લાના માલેક બેદ નાયકની હકિકત.

વાકનકેરાનો કિલ્લો મરેઠાઓનો નહોતો, તેમના બે નાના કિલ્લા સિવાય બધા કિલ્લા બાદશાહના કબજામાં જઈ ચૂક્યા હતા અને તેમના સરદારોના કુટુંબને રાખવા એક પણ સારો કિલ્લો મરેઠાઓ પાસે રહ્યો નહોતો. તેથી તેમણે પોતાનાં કુટુંબોને વાકનકેરાના કિલ્લામાં રાખ્યાં હતાં. વાકનકેરાનો માલેક નીચ જાતનો હતો. તેનો ટૂંક ઇતિહાસ આ પ્રમાણે છે. બિજાપુર તથા હૈદ્રાબાદ વચ્ચેનો મુલક [1]પેદ નામે નાયકના કબજામાં હતો. એની પાસે ૧૨ હજાર સવાર તથા એક લાખ પાયદલ લશ્કર હતું. એના મુલકની જમીન બહુ ફળદ્રુપ ગણાતી હતી. બિજાપુર તથા ગોળકોંડાના સુલતાનોની બરાબરી કરતો હતો. બલ્કે તેમને ઘણી વખત એની મદદ માંગવી પડતી હતી. મરેઠાઓ એનુ કોઈ વખત કંઈ પણ કરી શકયા નહિ. એમને પણ એના તરફથી વખતોવખત મદદ મળતી હતી. જ્યારે આલમગીર દક્ષિણમાંથી જુલમ મટાડવા તથા દક્ષિણ જીતવા ૫રે ગયો ત્યારે ત્યાં એની સાથે મુકાબલો કરી શકે તેવા ચાર હતા—બિજાપુર તથા ગોળકોંડાના સુલતાનો, મરેઠાઓ અને આ નાયક. આલમગીર બધાનો નાશ કરી નાખશે એ ડરથી તે જેના ઉપર ચઢાઈ કરતો તેની મદદમાં બીજા જતા. બાદશાહે નાયકને

---

૧. માસીરે આલમગીરીમા પદમ તથા નંદનાયક નામ આપેલા છે. ખાફીખાન એને પરીયા નાયક લખે છે તે મુડદાં ખાનાર નઠારી જાતિનો જેને ઢેડ કહે છે તે જાતનો હતો. એનો વંશ લાંબી મુદ્દતથી એ મુલક ભોગવતો હતો.

૨. માસીરે આલમગીરી પૃ. ૩૦૮-૩૧૦.

કદી છેડયો નહિ બલ્કે હી. ૧૦૯૪ (ઇ. સ. ૧૬૮૩) માં તેને ઇનામ તથા પોશાક આપેલાં[1] છતાં જ્યારે હી. ૧૦૯૭ (ઈ. સ. ૧૬૮૬)માં વિજાપુર ઉપર બાદશાહે ચઢાઇ કરી ત્યારે તેણે વિજાપુરના સુલતાનને મદદ કરી હતી તેથી બાદશાહે તેનો અર્ધો મુલક જેમાં સખ્ખરનો મજબુત કિલ્લો હતો તે ૨ જી સફર હી. ૧૦૯૯ (૨૮ નવેમ્બર ૧૬૮૭) ને રોજ જીતી લીધો અને સખ્ખરનું નામ નસરત આબાદ રાખ્યું તથા રાજા અનુપસિંહને તેનો કિલ્લેદાર બનાવ્યો. ફરીથી તે એવી [2]ભૂલ કરશે નહિ એ શરતે બાકીનો અર્ધો મુલક રહેવા દીધો જેનો મુખ્ય કિલ્લો વાકનકેરા હતો. એક મહિના પછી બાદશાહની હજુરમાં નાયક આવ્યો. પાંચ છ દિવસ દરબારમાં સલામ માટે ગયા પછી એકા એક રબીઉલ અવ્વલની ૬ ઠ્ઠી કે સાતમી તારીખે તે મરી ગયો. તેના મુઆનું વર્ષ અબજદના હિસાબે "આંચુંનાં બદઝિંદગાની મુરદાહબેહ"[3]માંથી નીકળે છે. એ પછી બાદશાહે એના દીકરા ભત્રિજા વગેરે સગાઓને મનસબો આપ્યા. મરનાર નાયકની જમીનદારી તેના વડા દીકરા [4]જકીયાને મળી. તે ત્યાંના રિવાજ પ્રમાણે દેશમુખ કહેવાતો હતો.

વાકનકેરાના કિલ્લાના જીત.[6]

મરનાર નાયકનો ભત્રીજો [5]પેદીયા શાહી મનસબદાર હતો. તેને રૂહુલ્લાખાને પોતાની સાથે રાયચૂરના કિલ્લાની ચઢાઈ વખતે સાથે લીધો હતો. તેની જીત થયા પછી એ બહાનું કરી પોતાને

---

૧. માસીરે આલમગીરી પૃ. ૨૩૯.

૨. એને સજા કરવા ખાનાજાદખાન નામના જે સરદારને બાદશાહે મોકલ્યો હતો તેને કહ્યું હતું કે નાયક નમ્રતા બતાવે તો તેને સતાવવો નહિ..

૩. આવી ખરાબ જીંદગીમાં જીવવા કરતા મરવું સારૂં છે.

૪. બીજામાં જગના નામ આપેલું છે.

૫. માસીરમાનું આ નામ છે. ખાફીખાન પરીયા લખે છે. તઝકરે ચુગતાયામા પેંડતા નામ આપેલું છે.

૬. માસીરે આલમગીરી પૃ. ૪૯૦–૯૨, ૪૯૮–૫૦૭.

વતન ચાલ્યો ગયો. એના કાકાનો મુલક અથાવી પડયો અને મા-ણુસોની ભરતી કરવા લાગ્યો, આસપાસ લૂટ પણ કરતો, મરેઠાઓ સાથે મળેલો હતો. શાહઝાદા આઝમશાહે એના ઉપર ચઢાઇ કરી તો તે વખત આજીજી કરી ખંડણી બદલ સાત લાખ રૂપિયાની રકમ આપી છૂટી ગયો. બીજી વખત ફિરોઝજંગ ગયો ત્યારે પણ એવુંજ બન્યું. જ્યારે એના પિત્રાઇ ભાઈ જકીયા જેને કાઢી મૂકવામાં આવ્યો હતો તે બાદશાહ પાસે ફરિયાદ લાવ્યો કે આ પચાવી પાડનારને કાઢવો જોઇએ. ત્યારે બાદશાહ જુનેરમાં હતો. જ્યાં સાત આઠ મહિના સુધી મુકામ રાખ્યો હતો. પેદીયાની ઘણી લુચ્ચાઈઓ બાદશાહને કાને આવી હતી તેથી છેવટ વાકનકેરા જ્યાં તે કબજો કરી બેઠો હતો તે ઉપર ચઢાઈ કરવાની તૈયારી કરી. ફિરોઝજંગનો દીકરો કુલીચખાન જે વિજાપુરનો સુબો હતો તથા અસદખાનનો દીકરો ઝુલફિકારખાન જે ઓરંગાબાદનો સુબો હતો તેમને તથા બીજા સરદારોને હુકમ મોકલ્યા કે બધા બાદશાહને વાકનકેરા આગળ મળે. પોતે લગભગ સાડા ત્રણ મહિના કૂચ કરી તા. ૨૪ મી શવ્વાલ હી. ૧૧૧૬ (૭ ફેબ્રુઆરી ૧૭૦૫) ને રોજ ત્યાં જઈ પહોંચ્યો પછી બીજા પણ આવી મળ્યા. મોહંમદ અમીનખાન તથા તરબીયતખાન મોટા તોપખાના સાથે હતા તેમણે કિલ્લાથી ફક્ત પા ગાઉ છેટે મુકામ કર્યો. બાદશાહનો મુકામ એક ગાઉ છેટે રહ્યો. મોરચા સ્થાપન કરતી વખતે જે સામે થયા તેમને શાહી માણસોએ મારી નાંખ્યા. ત્યારે કિલ્લાવાળા અંદરથી આવી લડવા તૈયાર થયા પણ તેમાંના કેટલાક માર્યા ગયા અને બાકીના પાછા ચાલ્યા ગયા. લાલટેકરી, પેંઠ તથા દેડપુરા વગેરે પહાડી ભાગો ઉપર કબજો કરી તોપો ચઢાવી દીધી. ચારે તરફથી એવું જોર લાગ્યું કે દુશ્મનની હાર થવાની તૈયારી હતી. એવામાં ૨૩ મી ઝિલ્કાદ (૯ માર્ચ ૧૭૦૫) ના રોજ ધના જાદવ તથા હિંદુરાવ વગેરે પાંચ છ હજાર મરેઠા[1]

[1] ખાફીખાન પ્રમાણે આઠ નવ હજાર સવાર અને બેસુમાર પાયદળ લશ્કર મરેઠાઓ આવ્યા હતા.

સ્વાર દેઠ નાયકની મદદે આવી પહોંચ્યા. એમનો અરો હેતુ તો પોતાના આ કિલ્લામાં રાખેલાં બાળબચ્ચાંઓને લઈ જવાનો હતો. ઘણા મરેઠાઓ શાહી ફોજ સાથે લડવામાં રહ્યા અને થોડા મરેઠાઓ સ્ત્રીઓ તથા છોકરાંને ઘોડા ઉપર બેસાડી નાશી ગયા. મરેઠા સરદારોને તો આલમગીરની હિંમત અને બળની ખાત્રી થઈ ગઈ હતી. મુકાબલો કરવામાં ટાંટીયા ઢીલા થતા હતા તેથી પેદીયાને સમજાવ્યો કે તમારૂં અને અમારૂં મળી ગમે તેટલું બળ હશે તોપણ આવા બાદશાહના મુકાબલામાં નુકશાનજ થશે. માટે આજીજી કરી માફી માંગી લેવી ફાયદાકારક છે, પણ તેણે કબૂલ કર્યું નહિ અને મરેઠાઓને ખૂબ પૈસા વગેરે આપી વધારે લલચાવ્યા. તેથી મરેઠાઓએ હા પાડી અને મદદમાં રહ્યા. અડખે પડખેથી શાહી ફોજને હેરાન કરી પહાડોમાં સંતાઈ જતા પણ જ્યારે શાહી બહાદુર સરદારોએ તેમને શોધી શોધીને મારો ચલાવ્યો ત્યારે પેદીયાને મરેઠાઓની સલાહથી કપટ તથા દગો કરવાનું સૂઝયું. અબ્દુલગની કાશ્મીરી વેપારી હતો જે ઘણો દગલબાજ હતો. તેણે પેદીયાથી મળી બનાવટ કરી બાદશાહ આગળ જાહેર કરાવ્યું કે પેદીયા માફી માંગે છે અને આઠ દિવસમાં કિલ્લો ખાલી કરવા કહે છે. ભલા બાદશાહે કબૂલ કર્યું અને પેદીયાના ભાઈ સોમસિંહને ઓલમાં રાખ્યો. જેને બાદશાહે પોશાક વગેરે ઇનામ આપ્યું. પછી ખોટી ગપ ચલાવી કે પેદીયા ગાંડો બની ગયો અને કયાં ચાલ્યો ગયો તે માલમ પડતું નથી. બાદશાહના હુકમથી મોરચા ઠંડા કરી દેવામાં આવ્યા હતા અને ફતેહની બધી સામગ્રી બરતરફ કરવામાં આવી હતી. પેદીયાની મા રડી કકળાટ કરી અરજદાર થઈ કે મારા નાના દીકરા સોમસિંહને મારી પાસે મોકલો તો તેના ભાઈની જગાએ તેને કાયમ કરવાની ક્રિયા કરવામાં આવે અને પછી તરત કિલ્લો ખાલી કરી શાહી માણસોને સોંપી દેવામાં આવે. શુદ્ધ અંતઃકરણના બાદશાહે તેમ કર્યું. બાદશાહ તરફથી મોહતેશિમખાન કિલ્લેદાર તરીકે કિલ્લામાં રહ્યો. બાદશાહ તરફના બધા નિરાંતે બેઠા હતા એવામાં

દુશ્મનોએ એકદમ ચઢી આવી બાદશાહને ઘેરી લીધો. દક્ષિણનું આ છેલ્લું જોર ઓલવાતા દીવાના જેવું હતું. આવી મુશ્કેલીમાં એ ૯૦ વર્ષનો ઘરડો બાદશાહ જરાએ ડર્યો નહિ. આ ઉમરમાં એવી બહાદુરીનો દાખલો દુનિયાના ઇતિહાસમાં ભાગ્યેજ નીકળશે. તે લડવૈયાઓને હિંમત આપી મુકાબલો કરવા તૈયાર થઇ ગયો. એવામાં ઝુલફિકારખાન, રાવ દલપત તથા રામસિંહ વગેરે તાજી ફોજો લઈ આવી પહોંચ્યા અને બધા સરદારોએ મળી ચારે તરફથી લડાઇ ચલાવી. બંને તરફના ઘણા માર્યા ગયા. રજપૂતોએ બહાદુરી બતાવવામાં બાકી રાખ્યું નહિ. અહિં સુધી કે રાવ દલપતના ઘણા સાથી લડાઈમાં કામ આવ્યા. છેવટે દુશ્મન ઉપર એકદમ હુમલો કરવાનો ઠરાવ થયો. હુમલો કરનારામાં બાદશાહ પંડે પણ શામેલ હતો. હુમલો એવો સખત થયો કે દુશ્મનો હરી ગયા અને પેદીયાના લશ્કરમાં તથા મરેહાઓમાં ચારે તરફ નાસભાગ થઈ અને ઘણા જણ માર્યા ગયા. તા. ૧૪ મી મોહર્રમ હી. ૧૧૧૭ (૨૭ એપ્રિલ ૧૭૦૫) ને રોજ કિલ્લા ઉપર બાદશાહી વાવટો ચઢી ગયો. ચારે તરફ ખુશીના પોકાર થયો. વાકનકેરાનું નામ **રહેમાનબખ્શખેરા**[1] પાડવામાં આવ્યું. લડાઇમાં ભાગ લેનાર ઝુલફિકારખાન, રાવ દલપત્ત, તેના દીકરા તથા રામસિંહ વગેરે બધાને ઈજાફા તથા ભારે ભારે ઇનામો મળ્યાં.

દક્ષિણની ફતેહમા જશને અઝીમ તથા બાદશાહી બક્ષિસો.

આ પ્રમાણે દક્ષિણમાં મરેઠાઓ વગેરે ઉપર પૂરી જીત મેળવ્યાની ખુશીમાં જશનેઅઝીમ[2] એટલે ભારે ઓચ્છવ કરી મોટાથી નાના હિંદુ કે મુસલમાન સર્વે નોકરોને બાદશાહે ઇનામ તથા ઇજાફા આપ્યા. કેટલાક મોટા સરદારોને

---

૧ મસ્જીદ વગેરે પવિત્ર મકાનો બંધાવ્યા જે પહેલાં ત્યાં નહોતાં એ ઉપરથી રહેમાનબખ્શખેરા નામ પાડ્યું.

૨ મઆસીરે આલમગીરી પૃ. ૫૦૬.

ઈજાફા ઉપરાંત ચાર ચાર પાંચ પાંચ લાખ રૂપિયા રોકડા ઈનામ તરીકે આપ્યા. તે જીતેલા દેશમાં એવો સારો બંદોબસ્ત[1] કર્યો કે મરેઠાઓના જુલમથી પીડાયલી રૈયત સુખી થઈ અને બાદશાહને આશિષ દેવા લાગી. જે લોકો બીજી જગાએ નાશી ગયા હતા તે આવી પોતપોતાની જગામાં આબાદ થયા. મરેઠાઓ હવે 'ચોરો[2]'ની જીંદગી ગુજારતા હતા. એક સારી ફોજ લઈ લડવા ઉભા થાય એવી શક્તિ તેમનામાં રહી નહોતી.

કનદાનાના કિલ્લાની ફરીથી જીત.

બખશંદાબખ્શ (કનદાના)ના શાહી કિલ્લેદારની ગફલતથી મરેઠાઓએ તે ઉપર ફરીથી કબજો કરી લીધો હતો. પરંતુ તરતજ તેમના કબજામાંથી હમીદુદ્દીનખાન બહાદુર તથા તરબીયતખાને તે કિલ્લો લઈ લીધો અને તેમને મારી ડુંગરોમાં નસાડી મૂક્યા.[3]

બાદશાહી મુકામ દેવાપુર, બહાદુરગઢ તથા અહમદનગરમાં.[4]

બાદશાહે વાકનકેરાથી ત્રણ ગાઉ છેટે કૃષ્ણા નદીને કિનારે દેવાપુર નામે કસબામાં છાવણી નાંખી ચોમાસું આરામથી ગાળ્યું. દક્ષિણના જમીનદારોએ ખંડણીઓ બાદશાહને અહિં મોકલી. આ અરસામાં બાદશાહ બીમાર પડયો પણ દશ બાર દિવસમાં સારો થઈ ગયો. પછી કૂચ કરી બહાદુરગઢ તા. ૧ લી રમઝાન (૯ ડીસેમ્બર ૧૭૦૫) ના રોજ મુકામ કર્યો તથા રમઝાન ત્યાંજ વીતાડયો. દસ્તુર મુજબ આ વયમાં પણ બધાં રોઝા રાખ્યાં. રાત્રે નમાઝમાં ઘણો વખત ગાળતો. આવો બીજો રાજકર્ત્તા ઈસ્લામી ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે. હવે પોતાનું

---

૧. માસીરે આલમગીરી પૃ. ૫૦૭.

૨. ફારસી ઇતિહાસોમાં આવા મરેઠાઓ 'ચોરો'ના નામથી ઓળખાય છે.

૩. માસીરે આલમગીરી પૃ. ૫૦૮, ૫૧૨

૪. માસીરે આલમગીરી પૃ. ૫૦૭-૫૧૨

કંઈ કામ નથી એમ જાણી તા. ૧૯ મી શવ્વાલ હી. ૧૧૧૭ (૨૩ જાન્યુઆરી ૧૭૦૬) ને રોજ ૨૨ વર્ષ પછી બીજી વાર અહમદનગર તરફ કૂચ કરી તે પહેલાં મરેઠા ચોરોનો ઈલાજ કરવા ઘટતો બંદોબસ્ત કરી દીધો હતો. તથા શાહુ જે હમણાં સુધી ગુલાલબારમાં જ્યાં કેટલીક મુદત શાહી છાવણી રહી હતી અને તે જગા બહુ સહીસલામત હતી ત્યાં રહેતો હતો તેને પણ કિંમતી ચીજો ઈનામમાં આપી, મુલ્કી રાજદ્વારી કારણોને લીધે ઝુલફિકારખાન સાથે રહેવાનો હુકમ આપ્યો હતો.[1] બાદશાહની કૂચ દરમ્યાન લશ્કરથી બે ગાઉ છેટે મરેઠા ચોર નજરે

મરેઠાઓની પડતી.

પડયા તેમને ખાનઆલમ તથા બક્ષી સદરૂદ્દીન મોહંમદખાને ખૂબ મારી નસાડી મૂકયા.[2] તે વખત દરમ્યાન ઝુલફિકારખાન, રાજા રામસિંહ હાડા, હમીદુદ્દીનખાન તથા તરબીયતખાન વગેરે સરદારો મરેઠા ચોરોને સજા કરવા ફરતા હતા. અને તેમણે ત્રણ ચાર જુદી જુદી જગાઓમાં તેમને ખૂબ સજા કરી. તેજ વખતે

---

૧ માસીરે આલમગીરીમા ફક્ત આટલુંજ છે. આખા પુસ્તકમાં તારાબાઈનું નામજ નથી. પણ ખાફીખાન પ્રમાણે બે વર્ષ પહેલાં એટલે રાજગઢની ફતેહ પછી અને તુરનાની છત અગાઉ હી. ૧૧૧૫ (ઇ. સ. ૧૭૦૪) માં ધના જાદવે બીજા મરેઠા સરદારો સાથે સલાહ કરી એવી તજવીજ કરી હતી કે તારાબાઇના બધા સરદારો તરફ બાદશાહી ફરમાનો એવા હેતુથી જાય કે તે સર્વે એકઠા થઇ શાહી છાવણીથી ચાર પાંચ ગાઉ છેટે રાજા શાહુને મળે અને તેની સાથે શાહજાદા કામબખ્શ પાસે જાય અને તે તેમને બાદશાહ પાસે લઇ જઇ સુલેહ કરાવે. પણ બાદશાહને મરેઠાઓ ઉપર વિશ્વાસ નહોતો તેથી એ વાત મંજુર કરી નહિ. ઉપરની વાતમાં શક રહે છે. તારાબાઇના માણસો શાહુ સાથે મળે અને બાદશાહ સુલેહ કરી શાહુનું ભલું કરે એ માનવા જેવું નથી. કેમકે શાહુ જ્યારે પોતાનો મુલક લેવા આવ્યો ત્યારે તારાબાઈ વગેરેએ વાંધો ઉઠાવ્યો હતો.

૨. માસીરે આલમગીરી પૃ. ૫૧૪-૧૫.

પેદીયા[1] નાયક પછવાડે સરફરાઝખાન ગયો હતો. પણ તેનો ફરી કાંઇ પત્તો લાગેલો જણાતો નથી. માસીરે આલમગીરી[2] પ્રમાણે હી. ૧૧૧૮ માં મરેઠાઓના સંબંધમાં છેલ્લો બનાવ એ છે કે ઝુલફિકારખાન બહાદુરની ફોજના એક અમલદાર માનધાતા બીનરાવ કાનોહ તથા યાસીનખાને મરેઠાઓની બાકી રહેલી બે ગઢી મહામંતગઢ તથા પરનઝતગઢ એક વર્ષની મુદતમાં જીતી લેવાનો વાયદો કર્યો હતો. ઉપર પ્રમાણે આલમગીર બાદશાહના સંબંધનો મરેઠાઓનો ખરો ઇતિહાસ છે.

આલમગીરનું મૃત્યુ[3]

આલમગીર બાદશાહ અહમદનગરમાં બરાબર એક વર્ષ સુખચેનમાં રહી તા. ૨૮ મી ઝિલ્કાદ હી. ૧૧૧૮ (૨૦ ફેબ્રુઆરી ૧૭૦૭) શુકવારના રોજ સવારની નમાઝ પઢી વઝીફો પઢતાં પઢતાં સ્વર્ગવાસી થયો.[4] આરંગાબાદમાં શેખઝેનુદ્દીન (રહ)ના મકબરામાં બાદશાહે પોતાની હયાતીમાં કબર બનાવી હતી ત્યાં આજ્ઞા (વસીયત) પ્રમાણે દફન કરવામાં આવ્યો. મરણ પછીનું બાદશાહનું નામ "ખીલ્દેમકાં" છે.

મરેઠી શાખાઓનો અંદર અંદરનો દ્વેપ અને છેવટનું

ખોટા આધારે લખાયલા હાલના ઘણાખરા ઇતિહાસોમાં મરેઠાઓના સંબંધમાં શહેનશાહ આલમગીર ઉપર જે આરોપો મૂકવામાં આવે છે તેમાં તથા શિવાજીએ શાહી મુલકમાંથી ચોથ

---

૧ માસીરે આલમગીરી. પૃ. ૫૧૩. બાદશાહે પેદીયા નાયકના પિત્રાઇ જડીયા દેશમુખને ત્રણ હજારીના મોટા મનસબ ઉપર ચઢાવ્યો હતો.

૨ માસીરે આલમગીરી પૃ. ૫૧૭.

૩ માસીરે આલમગીરી પૃ. ૫૨૦-૨૩.

૪ આલમગીરના મરણની તારીખો નીચે પ્રમાણે છેઃ—

૧ આહ્નાએ આલમનાએમન.

૨ ફઉન વ રીદાનુન વ જન્નાતુન નઇમ.

૩ કાંખેતુલ જન્નતે

પરિણામ. લીધી વગેરે મરેઠાઓની જે વડાઇઓ કરવામાં આવી છે તેમાં કયાં સુધી ખરાપણું છે તે વાંચનારને બહુ સહેલાઇથી માલમ પડી આવશે. હાલના ઇતિહાસો પ્રમાણે મરેઠાઓએ આલમગીરને તેના બુઢાપામાં ઈજા પહોંચાડી, એક તરફ બાદશાહ મરેઠાઓના કિલ્લા જીતી લેતોતો બીજી તરફ મરેઠાએ. તેમને ફરી લઇ લેતા, મરેઠાઓની લડાઈ કોમી લડાઈ હતી; એ બધું પાયા વગરનુ છે. બાદશાહ બુઢાપામાં પણ લડાઈ વખતે જુવાન કરતાં પણ વધારે ખુશીથી કામ કરતો હતો. મરેઠાઓ જ્યારે બાદશાહ આવે છે એવું સાંભળતા ત્યારે તેમના હોશ ઉડી જતા હતા. છાવણીથી દૂર દૂરના દશ વીશ જેનાવર ચોરી લઇ ગયા કે શાહી થોડા માણસો ઉપર છૂપી રીતે ઘણા મરેઠાઓએ પડી તેમને કંઇ નુકશાન કર્યું એવું બે ત્રણ વખત બન્યું છે એનું નામ બાદશાહને ઈજા પહોંચાડી હોય તો તે તદ્દન ખોટું છે. આટલી લાંબી મુદ્દત સુધી ઘણે ભાગે બાદશાહે જાતે મરેઠાઓના કિલ્લા જીતી લીધા હતા. તેમાં ફક્ત બે કિલ્લા મરેઠાઓએ ફરીથી લઈ લીધા હતા જે થોડા વખતમાં ફરી બાદશાહી કબજામાં આવી ગયા. મરેઠાઓની લડાઇ કોમી લડાઈજ નહોતી. સંભાજીના વખતમાં મરેઠાઓની અંદર અંદર અદેખાઇ, દ્વેષ વગેરે ઘણું વધી ગયુ હતું. રાજારામના વખતમાં ધનાજાદવ તથા સંતાજી જેવા મોટા મરેઠા સરદારોમાં સખત વેર હતું. સંતાજીએ પોતાના રાજાને પણ કેદ કર્યો હતો. રાજારામ જ્યારે રઝળી રખડીને જંગલમાં મરી ગયો કે તેની વિધવા તારાબાઇએ પોતાના નાના બાળકને લૂટારાઓનો નામનો સરદાર બનાવી દીધો. જ્યારે બાદશાહની વસીયત મુજબ શાહુ પોતાના બાપના મુલકનો કબજો લેવા ગયો ત્યારે તારાબાઇએ ખરા હકદાર તરીકે શું તેને કબજો આપી દીધો ? ઉલટો તેની સાથે મુકાબલો કરી પોતાના દીકરા માટે કોલ્હાપુરમાં જુદી ઇમારત બાંધી. પેશ્વાઓએ શાહુને તથા તેની ઓલાદને સતારામાં કેદ રાખી પોતે પુનામાં જુદી રાજગાદી સ્થાપી. તે વખત સુધી મરેઠાઓમાં બે તડાં હતાં. પણ પાછળથી

તો તે વધતાંજ ગયાં અને એમણે દરેક વખત માણસ જાત ઉપર જે જે જુલમ કર્યા છે તેનો નમુનો ઇતિહાસમાં જવલ્લેજ મળશે. સંભાજી પકડાયો ત્યારે હિંદુ મુસલમાન તેની સાથે આમ કહેતાં કહેતાં બે માઈલ સુધી ગયા કે કેમ જુલમનો બદલો મળ્યો ? શિવાજી જેને જસ્ટીસ રાનાડે ધારાધોરણ બાંધનાર રાજ કર્ત્તા લખે છે તેનો બધો આધાર લૂટ ઉપર હતો. મરેઠી રાજ્યમાં કદી કાયદો બંધાયોજ નહિ અને થોડો ઘણો બંધાયો હોય તો તેના ઉપર અમલ થયોજ નથી. ગુન્હેગારો પાસેથી ભારે ભારે દંડ લઈ છોડી દેતા. પોલીસ જે બંદોબસ્ત માટે હોય છે તે ચોરો સાથે મળેલી રહેતી. એમની એવી બીજી ઘણી ખરાબીઓ છે.

ટૂંકમાં મરેઠા લડાઈ કોમી લડાઇ નહોતી. મરેઠી હકુમતથી દેશને કે હિંદુ ધર્મને કંઈ નફો થયો નથી. સામાન્ય હિંદુઓ ઉપર લૂટ કરવાના અને રજપૂત રાજાઓના મુલકને નાશ કરવાના જુલમમાં મરેઠાઓએ કસર રાખી નથી.

આલમગીરના દક્ષિણના કામ સંબંધી અભિપ્રાય.

હાલના ઇતિહાસોમાં કહેવામાં આવે છે કે મરેઠાઓ ઉપરની ચઢાઈમાં બાદશાહ ફાવ્યો નહિ. માનો કે મરેઠાઓનો મુલક જીતવામાં જેટલી મહેનત તથા ખર્ચ થયો તેના મુકાબલામાં તેટલો નફો નહોતો. મરેઠાઓનો મુલક નાનો સરખો હતો. બાદશાહને તેની ઉપજની દરકાર નહોતી અને તે અર્થે ચઢાઇ પણ કરી નહોતી. દૂરંદેશ બાદશાહ દક્ષિણમાં મરેઠાના જુલમને ઉખેડી નાંખી લોકોને સુખી કરવા પોતાની ફરજ માનતો હતો. તેની સાથે જો મરેઠાઓને સખત ચાબુક લગાડવામાં ન આવી હોત તો વિજાપુર અને ગોળકોંડાનાં રાજ્યોને પચાવી લઇ બળવાન થઇ પડત અને દિલ્હીના બાદશાહને નડત. આલમગીરના મરણ પછી જો બાદશાહ બનવાની લડાઇ ચાલી નહોત તથા મુસલમાન મોટા સરદારોમાં કુસંપ ઉત્પન્ન થયો નહોત તો આલમગીરે મરેઠાઓની કરી નાંખેલી નબળી હાલત કાયમજ

રહેત. દેશ પહાડી, રસ્તા ખરાબ, કુદરતી બચાવવાળા ડુંગરો ઉપર બંધાયલા મજબુત કિલ્લાઓ, હઠીલા મરેઠાઓની નાશી નાશીને પહાડોમાં સંતાઈ બેસવાની ટેવ, આ મુશ્કેલીઓ ઉપરાંત મોંઘવારી, દુકાળ, મરકીનો રોગ, નદીઓમાં રેલો વગેરેએ પણ આલમગીરની ચઢાઇનોજ સમય સાંધ્યો હતો. આવી આફતોમાં પણ બાદશાહે જે અચળ અને અખંડ હિંમત બતાવી તેને અમર રાખવાજ જાણે કુદરતે આ બધું કર્યું હોયની! હઠીલા મરેઠાઓના મુકાબલામાં આલમગીર તેમના માથાનો હતો અને એમના પહાડી મુલકમાં આવેલા મજબુત કિલ્લા જીતી એમનો જુલમ દૂર કરવાનું કામ આલમગીર સિવાય બીજો પાર પાડી શકત નહિ. મોટી ફોજ, મોગલ, અફઘાન, ઈરાની તથા રજપૂત બહાદુર સરદારો જે બધા પોતાના બાદશાહના હેતુ પાર પાડવામાં ખરા અંતઃકરણ પૂર્વક સુદૃઢ હતા તેમને આલમગીર લઇ ગયો. શું તેટલાથીજ મરેઠાઓની જીત થવા સંભવ હતો? ના, મરેઠાઓ સામે માત્ર બળ કરતાં લાંબા વખત સુધી મુસીબતો ઝીલવાની શક્તિ જોઈતી હતી, પહાડી મુલકમાં કેવી રીતે લડવું તેની જુદી જુદી યુક્તિઓ જાણવાની જરૂર હતી. આ બધી રીતે આલમગીર પૂરો પડે તેવો હતો. જે જોશથી સમૂહગઢની તખ્ત માટેની લડાઈમાં રોઝા રાખી ભર ઉનાળામાં લડતો હતો તે જોશથી આવી ઘરડી વયમાં મરેઠાઓ સામે ઉનાળાના સખત તાપમાં રમઝાનનાં રોઝા રાખી જાતે ઉભો રહે એવો કોઇપણ દાખલો ઈસ્લામી ઇતિહાસમાં મળશે નહિ. ઘેરો કેમ નાંખવો, કિલ્લાને દારૂથી કેમ ઉડાડવો વગેરે યુક્તિઓ જાતે જઈ પોતાના સરદારોને બતાવતો. મોરચા સ્થાપન કરવામાં બાદશાહ આખી રાત જાગતો. મરેઠા માવલીયોના મુકાબલામાં કિલ્લાગીરીનું સારૂં કામ જાણનાર મેવાતી તથા બુંદેલાને હિંદથી લઈ ગયો હતો. જે બાદશાહ પોતે એવી રીતે કરતો હોય તેના સરદારો કામ કરવામાં શું બાકી રાખે? મોટા મોટા શાહી સરદારો અમુક વખતપર મજુરની પેઠે કામ કરવા મંડી પડતા હતા. આવા બહાદુર સરદારોને નાજુક કે તેમની વચ્ચે અણબનાવ તથા બાદશાહનો તેમના

ઉપર વિશ્વાસ નહિ હોવાનું કહેવું તદન ખોટું છે. ખાનજહાં તથા દિલેરખાન જેવા વચ્ચે એક પડેલા મતભેદને અણબનાવ કહી દેવો અને બાદશાહની પોતાના સરદારો સાથે લીધેલી સાવચેતીને અણવિશ્વાસ ઠોકી બેસાડવો એ અન્યાય છે. આ પ્રમાણે બાદશાહના નહિ ફાવવાનાં પાયા વગરનાં કારણો ક્યાં સુધી નભી શકે ? જ્યારે પરિણામ એ આવ્યું હોય કે બે નાના કિલ્લા સિવાય તમામ કિલ્લા બાદશાહે જીતી લીધા. અહિં સુધી તો થઈ ગયું હતું કે મરેઠાઓના સરદારોનાં કુટુંબોને રાખવાની સારી સલામતી ભરેલી એક પણ જગા મરેઠાઓ પાસે રહી નહોતી. હી. ૧૧૧૭ ( ઈ. સ. ૧૭૦૫ ) માં દક્ષિણની જીતનો મોટો ઓચ્છવ આલમગીરે કરી પોતાના રજપૂત તથા મુસલમાન બહાદુર સરદારોને ભારે ભારે ઈનામ આપી નિરાંતે અહમદનગર ગયો અને ત્યાં જઇ એક વર્ષ પછી મરી ગયો. આ વાત ખરી છે તો પછી એના વિજયી થવામાં શી શંકા રહે છે ? આલમગીરે પોતાનો પાછલો અર્ધો ભાગ જાતે રહી ફક્ત મરેઠાઓનોજ મુલક જીત્યો એટલુંજ નહિ, બલ્કે આખા દક્ષિણના દ્વીપકલ્પ ઉપર પોતાની સત્તા બેસાડી આખા હિંદનો શહેનશાહ કહેવાયો. ફારસી ઇતિહાસોને આ બાબતમાં સ્ટાન્લે લેનપલ સાહેબ જેવા તરફથી પૂરી પુષ્ટિ મળે છે. યૂરોપના ડૉક્ટર ગેમીલી તથા બીજા પ્રવાસીઓએ આલમગીર વિષે જે કંઇ લખ્યું છે તેમાંથી એક પણ એવો નથી કે જેણે મરેહાઓ ઉપર આલમગીરના નહિ ફાવ્યાનું લખ્યું હોય.

**મરેઠાઓને જીતવામા વિલંબ કેમ થયો ?**

મરેઠાઓના કિલ્લા જીતવામાં વિલંબ થયાનું કારણ કેટલાક ઇતિહાસોમાં મરેઠાઓની બહાદૂરી બતાવવામાં આવે છે પણ તેનાં સબળ કારણો બીજાં છે. કેટલાક સાહેબ લોકો ધૂનમાં મરેઠાઓની બહાદુરીનાં ગીતો ગાય છે. ખરૂં એ હતું કે મરેઠાઓ બહાદુર તો નહોતા, પણ કઠણ દુઃખ ઉઠાવનાર,

બાજરીના સૂકા રોટલા અને કાંદા ઉપર ગુજારો કરનાર હતા, પહાડોના રસ્તાથી વાકેફ હતા; નાના કદનાં નાનાં ટટ્ટુઓ ઉપર ફુરતીથી પોતાનું કામ કરતા. જે સાહેબ મરેઠાઓની બહાદુરીનાં ગીતો ગાય છે તે બીજી તરફ એટલે બાદશાહને બહાદુર તથા મરેઠાઓને બધી વાતે પૂરો પડનાર લખે છે. પણ શાહી ફોજ કે ફોજી સરદારોને નાજુક, બારીક મલમલનાં લુગડાં પહેરનાર વગેરે લખે છે. તેનું કારણ આધારભૂત ઇતિહાસોથી અજાણપણું છે. ફારસી ઇતિહાસોમાં મોગલ ફોજની બહાદુરીના અનેક દાખલા છે અને જ્યારે બાદશાહ પંડે એવો હતો તો ફોજ નાજુક થઇ શકેજ નહિ. બાદશાહના મોટા કદના મોગલ, અફઘાન, ઇરાની, વાંકા રજપૂતો સારા બનેલા અને ભારે હથિયારો પહેરીને ચાલતા હતા. તે જોઇ નાના કદના મરેઠાઓ ડરતા અને પહાડોમાં સંતાઈ જતા. આ વાતને યૂરોપીયન પ્રવાસીઓનાં વર્ણનથી ટેકો મળે છે. મેદાનમાં મરેઠાઓ કદી લડવા આવતાજ નહિ. આલમગીર તથા મરેઠાઓની લડાઇ ઘણી બાબતોમાં અંગ્રેજ અને બોર લોકોની લડાઈ સાથે મળતી છે. મરેઠાઓ કે બોર લોકો ગમે તે કરે પરંતુ છેવટે મોટા અને કેળવાયલા લશ્કર આગળ કયાં સુધી ટકી શકે! શિવાજી બહાદુરીના ખરા અર્થમાં બહાદુર નહોતો. બાદશાહના ખરા બહાદુર દિલેરખાન, રાજા જયસિંહ, મહાબતખાન તથા આગરખાન વગેરે જે મરેઠાઓ સામે લડયા છે તેમાંથી એકની પણ બહાદુરીમાં બરાબરી કરી શકે તેવો નહોતો. શિવાજી પોતે કહેતો કે જે લશ્કરનો બાદશાહને ગર્વ છે તેની સાથે મુકાબલો કરવો બેવકુફી ભરેલું છે. જ્યાં બહાદુરી બતાવવાના વખત આવતા હતા ત્યાંથી શિવાજી નાશી જતો હતો. સંભાજી ઘણી વિકટ જગામાં રહેતો હતો; એજ કારણથી કે ત્યાં મોગલ ફોજ જઈ શકેજ નહિ. રસ્તા એવા સાંકડી ખીણો જેવા હતા કે ફકત ૨૦–૨૫ માણસ નાકા ઉપર આવી ઉભા થઇ જાય તો હજારોની ફોજને મારી હઠાવે અને ઉપરથી પત્થરો ફેંકે તો સેંકડોને મારી નાંખે. તેવે રસ્તે મુકર્રબખાન, સંભાજીનો મુકાબલો

કરવા ફક્ત બને બહાદુર માણસો લઇ ચઢયો અને પાચ છ હજાર મરેઠાઓને મારી હઠાવી સભાજીને તથા તેના માનીતા કલુશાને પકડી બાદશાહ પાસે રજુ કર્યા, એનુ નામ બહાદુરી જસ્ટીસ રનાડે એક જગાએ લખે છે કે " મરેઠા ઘોડેસવાર લશ્કર જે આલમગીરના મોગલો સાથે લડતું હતુ તેનો ત્રાસ આખા હિદુસ્તાનમા વર્તી રહ્યો હતો " આ વાત તદ્દન હસવા લાયક લખી છે તે વખતના મોગલોની બહાદુરીનો અદાજો ખરા ઇતિહાસો વાચવાથીજ જણાઈ શકે મોગલ મરદ તો શુ પણ દક્ષિણની લડાઇમા મોગલ સ્ત્રી જે શાહઝાદા મોહમદ આઝમ-શાહની બેગમ હતી તેણે પોતાના ભરથાર સાથે રહી જ્યારે તે ઘેરાયલો હતો ત્યારે દુશ્મનો ઉપર તીર ચલાવી તથા લશ્કરને ઉશ્કેરી બહાદુરીનો નમુનો બતાવ્યો હતો આલમગીરે દક્ષિણમા પાચ છ વર્ષ અનુભવ લીધા પછી એટલે હી ૧૦૮૮ મા બે જાતની ફોજો બનાવી એક ખુલ્લા મેદાનમા લડવા લાયક, જેનો ઉપરી ઝુલફિકારખાન હતો અને બીજી કિલ્લાના ઘેરામા સારૂ કામ કરી શકે તેવી જેનો ઉપરી પોતે થયો. જીજીના કિલ્લાના ઘેરામા ઝુલફિકારખાન સાથે ફક્ત બે હજાર સવાર હતા. લગભગ એક લાખ મરેઠાઓએ તેમને ઘેરી લીધા પણ આ પોતાના ધણી આલમગીર પાસે રહી ઘડાયલે બહાદુરે જરાએ ડર્યો નહિ અને હિમતથી મરેઠાઓ સાથે મુકાબલો કર્યો, જેમા છેવટે મરેઠાઓને નાસવુ પડયુ બેએક વખત સતાજી ઘણા મરેઠાઓ સાથે શાહી બે સરદારો કે જેમની પાસે બહુજ થોડા માણસ હતા અને તેમણે કઇક ગફલત પણ કરી હતી તેથી તેમના ઉપર ફાવ્યો હતો એવા એક બે દાખલા સિવાય કોઈ વખત મરેઠાઓ ફાવ્યાજ નથી આખા ઇતિહાસમા મુસલમાન તથા રજપૂત બહાદુર સરદારોની બહાદુરીના હજારો દાખલા છે છેવટ છેવટ વાકનકેરાના કિલ્લાના ઘેરામા પેદીયા નાયકની મદદે આવેલા ધનાજાદવ વગેરે એ મરદ ગ્રેએ ચોખ્ખા શબ્દોમા કબૂલ કર્યુ છે કે આલમગીર ના બાદશાહની સામે થવામા કઈ માલ નથી એની ફોજ

આગળ કંઈ નભી શકે તેમ નથી. આલમગીરના મરણ પછી પણ મરેઠાઓની બહાદુરીના સારા દાખલા નથી. એહમદશાહ અબ્દલીના લશ્કરથી મરેઠા લશ્કર ત્રણ ગણું હતું છતા સખત હાર થઈ તે પછી અંગ્રેજો સાથેની મરેઠા લડાઈઓમાં ઘણી સંખ્યા છતા થોડી સંખ્યાવાળાથી મરેઠાઓએ ઘણીવાર હાર ખાધી છે.

**આલમગીરની મરેઠાઓ તથા દક્ષિણના મુલક પ્રત્યે લાગણી**

આલમગીરના ખરા ઇતિહાસોનો ઇનસાફથી અભ્યાસ કરો તો ખબર પડે કે તે કેવા ગુણનો હતો તે પૂરો દયાળુ હતો. એની પાસે ફોજ બહુ ભારે હતી, મન્દારો પણ પૂરા ભરોસાના અને પૂરા બહાદુર હતા જો બાદશાહ એમ ધારત કે મરેઠાઓને જલદી કચડી નાખવા છે તો તેમ તે બહુ થોડા વખતમા કરી શકત પણ એની ચાલ બહુ ધીમી હતી. થોડા થોડા માણસોની ફોજને મરેઠાઓ સામે મોકલતો જો શરૂઆતમા શિવાજી કે તે પછી સંભાજી કોઇએ પણ બાદશાહની તાબેદારી કરી તેને રાજી કર્યો હોત તો જે હાલતમા તેઓએ તથા તેમની પછીના મરેઠાઓએ જીદગી ગાળી તે કરતા સારી જીદગી કાઢત શિવાજી લુચ્ચાઇ છોડી નમ્યો હોત તો તે એક વખત આખા દક્ષિણનો મોગલાઈ સુબો થાત પણ એને તથા એના પછીના મરેઠાઓને લૂટની ખરાબ લત લાગી હતી અને એમની પ્રકૃતિમા લુચ્ચાઇ કુદરની હતી તે કયા જાય ! જો તેઓ ભલાઇથી ચાલ્યા હોત તો સામે થવા કરતા તાબેદારીમા એમને વધારે નફો હતો અને દેશના લોકોએ જે જે દુખ ઉઠાવ્યા તે તેમને ઉઠાવવા ન પડત અને બાદશાહને આટલી બધી મહેનત ન કરવી પડત. જ્યારે ખરો હકદાર બાદશાહના કબજામાં હતો ત્યારે બીજાને મદદાર કેની લડાઈ કરવી એ તેમની હઠીલાઈ તથા ઉદ્ધતાઈજ હતી તેઓ કેવા લુચ્ચા

અને દગલબાજ હતા તે બાદશાહ સારી પેઠે સમજતો હતો, છતાં ત્યારે લડાઈમાં મરેઠાઓ શરણે આવતા ત્યારે તેમને રક્ષણ મળતું. ત્યાંથી એવી રીતે બચી બીજી જગાએ જઈ બાદશાહી સરદારોનો મુકાબલો કરતા. એવી ઘણી માફીઓ બાદશાહે એમને આપી છે. એક વખત એક શાહી ફોજનો અમલદાર અબુલખેરખાન કરીને મરેઠાઓ પાસે સપડાઈ ગયો હતો. તેની સાથે વાયદા કર્યા છતાં તેની માલમતા લૂટી લીધી. મરેઠાઓનાં આવાં કામો છતાં ઉદાર આલમગીર માફી ઉપર માફી છેવટ સુધી આપતો રહ્યો. આ વાત નક્કી છે કે જેટલી માફી આલમગીરે આપી છે તેટલી હાલની કોઈ સારી સરકાર પણ ન આપે. ટૂંકમાં બાદશાહે બે કામોમાં ઘણીજ મહેરબાની કરી. એકતો થોડાં માણસો મરેઠાઓ સામે મોકલતો જે માટે એના સરદારોએ અનેક વખત અરજ કરી કે મોટી ફોજની સાથે ચઢાઈ કરી મરેઠાઓને કચડી નાંખવા. પણ બાદશાહ એમજ કહેતો હતો કે એ લુચ્ચા લોકો ધીમી ચાલથી પોતાની લુચ્ચાઈ દૂર કરી સુધરે તેવું કરવા હું ચાહું છું. બીજી મહેરબાની એ હતી કે દરેક જગાએ એમને માફી આપતો. ઢીલનાં સબળ કારણો આજ છે. જો કે બાદશાહને વખત લાગ્યો પણ એની ધારેલી ઈચ્છા પાર પડી, તેની સાથે ઈનસાફી લોકો આગળ બાદશાહ હમેશ માટે રહેમદીલ ગણાશે. જેમ વિજાપુર, ગોળકોંડા તથા મરેઠાઓનો મુલક વગેરે આખા દેશને જીત્યા પછી તેમાં શાંતિ પણ ફેલાવી. જેઓએ તાબેદારી કબૂલ કરી તેમના ઉપર ખંડણી મુકરર કરી તેમને પોતાના મુલકમાં જમીનદાર તરીકે રાખ્યા. હાજીશફીખાન[1] જે પોતાના કામમાં મહા પ્રવીણ હતો તેણે દક્ષિણની માપણી કરી. ખાસ મરેઠાઓના જૂલમથી તેમના દેશમાંથી નાશી ગયેલા લોકો ફરી આવી વસ્યા. વેપાર હુન્નરમાં તથા ખેતીના કામમાં સુધારો વધારો કર્યો. આલમગીરે બળવાખોર

---

૧ એની પહેલા દક્ષિણના શાહી પ્રાંતોની માપણી મુરશીદ કુલીખાને કરી હતી. ઘણા વખત સુધી એના નામનો ધારો દક્ષિણમાં પ્રખ્યાત હતો.

મરેઠાઓની જડ ઉખેડી નાંખી નહિ અને તેમ કરવાનો તેનો ઇરાદો પણ નહોતો. પણ તેમને એવા કરી દીધા હતા કે એવા લોકોથી દેશનો જે નાશ થવાનો સંભવ જણાતો હતો તે બીલકુલ દૂર થઈ ગયો. એમાં ભૂલ એ થઈ છે કે, આલમગીરના મુઆ પછી તરત મરેઠાઓ પોતાના મુલક ઉપર કબજો રાખનાર જોવામાં આવ્યા. તે વખતે જાણે આલમગીરે કંઈ કર્યુંજ નહિ, પણ એમ નથી.

મરેઠાઓની બે શાખા શાહી મરેઠાઓ તથા બળવાખોર મરેઠાઓ.

નીચેની હકિકત હાલના ઇતિહાસોમાં નથી એટલે નવીન લાગશે. પણ ખરી છે. તે વખત મરેઠાઓના બે વિભાગ પડ્યા હતા. તેમાંના એકને "શાહી મરેઠાઓ" નામ આપવું અને બીજાને "બળવાખોર મરેઠાઓ" નામ આપવું યોગ્ય ગણાશે. રાજા શાહુની તરફેણમાં જે જે હતા તે બધા શાહી નોકરીમાં મોટા દરજ્જા ઉપર હતા. તેમાં વધારે સંખ્યા ખાસ શિવાજીના કુટુંબનીજ હતી. આની ખાસ સાબિતી એ છે કે જ્યારે રાજા શાહુ પોતાના બાપદાદાના મુલક ઉપર કબજો કરવા ગયો ત્યારે બળવાખોર મરેઠાઓના સરદાર તરફથી તેનું બધું કામકાજ તેની મા તારાબાઈ ચલાવતી હતી. તારાબાઇ તથા તેના પક્ષના મરેઠા સરદારોએ રાજા શાહુને કેમ માન્યો નહિ ? જ્યારે શિવાજીના ખરા હકદારને પણ મરેઠાઓ માને નહિ તો તેમની લુચ્ચાઇની શી હદ રહી ? તારાબાઇએ શાહુનો મુકાબલો કર્યો અને છેવટ પોતાના દીકરા માટે કોલ્હાપુરમાં જુદી રાજગાદી સ્થાપી. શાહુની રાજગાદી સતારામાં થઈ.

આલમગીરના તાબાના મરેઠા અમલદારો.

મરેઠા કોમને તોફાની જાણતો છતાં બાદશાહે તેની સાથે જે સારૂં વર્તન ચલાવ્યું છે [1] તેનો દાખલો ઇતિહાસમાં જવલ્લેજ મળશે. બાદશાહ દક્ષિણ ગયો તે પહેલાં મારૂજી, પેહલાદજી, હનુમંતરાવ, જાદવરાય, દત્તાજી વગેરે ઘણા

---

[1] ફકત નંબાજીને માટે નામ [illegible] અપવાદ છે. નંબાજીના કામો [illegible]

મરેઠાઓ થાણદાર તરીકે શાહી નોકરીમાં હતા. બાદશાહના દક્ષિણ ગયા પછી આ નામો આવે છે—બળવંતરાવ ચાર હજારી, ચાર હજાર સવાર, કાનોજી[1] પાંચ હજારી પાંચ હજાર સવાર, આસોજી ચાર હજારી મનસબ ( ડંકો નિશાન સાથે ), માંકોજી બે હજારી મનસબ એક હજાર સવાર, દુંદીરાવ બે હજાર પાંચ સદી, સુભાનરાવ પાંચ હજારી મનસબ બે હજાર સવાર ( ડંકા નિશાન વગેરે સાથે ), ખટાનુંનો થાણદાર રામચંદ[2] બે હજારી ત્રણ હજાર સવાર, ચંદન કેશનો જમીનદાર વાસુદેવ ત્રણ હજારી વગેરે. બીજા ઘણા થાણદાર જેવા મોટા હોદ્દા ઉપર હતા—જેમકે માનોજી ઘોરપરા, ગોપાલરાવ, મનાજી વગેરે. તે સિવાય પોશાક તથા ઇનામો લેનારામાં કેટલાકનાં નામ આવે છે. પણ તે શાહી નોકરીમાં હતા કે નહિ તે ચોકસ જણાતું નથી. સાંકરાજી કરીને શિવાજીના વખતનો તેનો નોકર હતો તે જીંજીના કિલ્લાની જીત પછી શાહી નોકરીમાં દાખલ થયો હતો. તે દરબારમાં મરેઠાઓના વકીલ તરીકે રહેતો હતો. લશ્કરમાં નાના દરજાના ઘણા હતા. તેમાંના ઘણાખરા રસ્તા વગેરેથી ફોજને જાણીતી કરતા હતા. નાગોજી દેશમુખ તથા દેવગઢનો જમીનદાર[3] શાહી નોકરીમાં દાખલ થઈ પોતાના કોમવાળા તરફથી ફરી ગયા હતા.

એક વફાદાર મરેઠણ.

માહુરની દેશમુખ મરેઠણ એવી બહાદુર અને બાદશાહ તરફ એવી વફાદારી રાખતી હતી કે મરેઠા લશ્કરે તેને પકડી લીધી તો પણ તે ડગી નહિ.

---

૧ માસીરે આલમગીરી પૃષ્ટ ૨૨૦ મા છે પણ પૃષ્ટ ૪૯૫ મા ' કાનોજી ' નામની સાથે મરઠીયા ( મરઠે ) શબ્દ લખ્યો છે તે પણ પાંચ હજારી તથા પાચ હજાર સવારનો હોદ્દો રાખે છે. પરંતુ પાછળથી તે છ હજારી થયો હતો. આ બને એક છે કે જુદા જુદા તે કહી શકાતું નથી.

૨ આવાં નામો મરેઠાઓના ન હોય પણ તે તરફનીજ નોકરીમા હોય છે તેથી તે તરફના મરેઠાઓ નહિ તો બીજી જાતના હિંદુ હશે.

૩ આ જમીનદાર મુસલમાન થઈ ગયો હતો અને તેને બખ્ત બુલંદ ( બુલંદ બખ્ત ) નો ખિતાબ મળ્યો હતો

આલમગીરની શિવાજીના કુટુંબ ઉપર ઉદારતા.

શિવાજીના ખાસ કુટુંબ ઉપર બાદશાહે જે મહેરબાની અને ઉદારતા બતાવી છે તેનો ખાસ રીતે મરેઠા કોમે આભાર માનવો જોઇએ. શિવાજીનો એક સગો. મહેદાજી નામે શાહી જાગીરદાર હતો. શિવાજીનો જમાઇ અચલાજી પાંચ હજારી તથા બે હજાર સવારનો ડંકા નિશાન સાથે શાહી મનસબદાર[1] હતો. શિવાજીનો પિત્રાઇ પદાજી[2] ત્રણ હજારી તથા ૧૫૦૦ સવારનો ઉપરી હતો. સંભાજીનો પિત્રાઇ[3] અરજોજી બે હજારી તથા એક હજાર સવારનો મનસબદાર હતો. સંભાજીની[4] માતાઓ, સ્ત્રીઓ, દીકરીઓ, દીકરાઓ, રાજારામની ચાર સ્ત્રી, ત્રણ દીકરા, બે દીકરીઓ કેદ પકડાયાં હતાં તેમને ઘણી આબરૂની સાથે ગુલાલબારીમાં રાખ્યાં હતાં. બધાંને સારો પગાર કરી આપ્યો હતો. બધાં માટે મુત્સદ્દી (કારભારીઓ) રાખ્યા હતા. સંભાજીના બે નાના દીકરા મુદનસિંહ તથા ઉધુસિંહને ઘટતા મનસબો આપ્યા હતા તથા તેમને બાદશાહ રૂબરૂ બોલાવી વખતોવખત ઇનામો આપતો હતો.

સંભાજીની એક દીકરીને બિજાપુરના પદભ્રષ્ટ થએલ સુલતાન સિકંદરના દીકરા મોહંમદ મોહીયુદ્દીન સાથે, રાજારામની એક દીકરીને મશહુર શાહી સરદાર આગરખાન જેનું નામ સાંભળી મરેઠાઓ કાંપતા હતા તેના પૌત્ર શમશીરબેગ સાથે, બીજી દીકરીને રાજા નેકનામ સાથે તથા સંભાજીના મોટા દીકરા રાજા શાહુને બહાદુરજીની દીકરી સાથે પરણાવવામાં બાદશાહે બહુ મોટો ખર્ચ કર્યો[5] હતો.

ઉદાર દીલના શહેનશાહનું મરઠાઓ તરફ સૌથી વધારે

---

૧ માસીરે આલમગીરી પૃષ્ટ ૨૭૬
૨ „ „ ૪૮૦
૩ „ „ ૨૫૮
૪ „ „ ૩૩૨
૫ „ „ ૪૮૦-૪૮૨

આલમગીરની શાહુ ઉપર ઉદારતાનું કામ એ હતું કે, સંભાજી જેની ઉદારના અને મરેઠાઓની જડ ઉખેડવા દિલ્હીથી આવ્યો હતો તેના

પરિસ્થિતિ. મોટા દીકરા શાહુને સાત હજારી[2] મનસબ, સાત હજાર સવાર, રાજાનો ખિતાબ, હાથી, ડંકા, નિશાન, વાવટો વગેરે આપી રાજા જયસિંહના દરજાનો બનાવ્યો હતો. તેને એવા હેતુથી પાસે રાખ્યો હતો કે એને ખુબ સુધારી બળવાખોર મરેઠાઓની જડ કાપી એને પોતાના બાપનો મુલક સોંપવો. એક ફારસી કહેવત મુજબ "સર્પને મારવો અને તેનાં બચ્ચાંને પાળવાં" એ ડાહ્યા માણસનું કામ નથી. તે કામ આલમગીરે શિવાજી તથા સંભાજીના વારસ માટે કર્યું. એ ઉપરથી આ ઉદાર શહેનશાહ કેવી નિયતનો હતો, તે સાફ જણાઇ આવે છે. રાજા શાહુનો ઘોડો સવારીમાં પોતાના ઘોડા પાસે રાખતો. ને જ્યારથી શાહુ આવ્યો ને પોતાને મુલક ગયો ત્યાં સુધી આલમગીરે તથા શાહજાદા વગેરેએ એને ઘણીવાર કિંમતી ઇનામો આપ્યાં છે જેની વિગત ફારસી ઇતિહાસોમાં વર્ણવેલી છે. જ્યારે બાદશાહ અહમદનગર ગયો ત્યારે રાજા શાહુને ઝુલફિકારખાન સાથે રહેવાનો હુકમ આપતો ગયો. અને બળવાખોર મરેઠાઓ પાસેથી ફક્ત બે નાના કિલ્લા જીતવા બાકી હતા. તે જીતાઈ રહ્યા પછી રાજા શાહુને તેનો મુલક સોંપવાનો ખાસ ઠરાવ હતો. બાદશાહ મરી ગયો કે તરત તેની વસીયત મુજબ શાહજાદા મોહંમદ આઝમશાહે રાજા શાહુને તેના મુલકે જવાની રજા આપી. આ વખતે રાજા શાહુ ૨૦ હજાર મરેઠાઓ સાથે આલમગીરની કબર પાસે ઉઘાડે પગે કબરને, પગે પડવા ગયો. પગે પડયા પછી ગરીબોને બહુ દાન વહેંચ્યું. રાજા શાહુ તથા તેની તરફના મરેઠાઓ, બાદશાહથી કેટલા ખુશ હતા તે આ કામથી સાફ જણાય છે. જો રાજા શાહુ સાથે આલમગીરે આવું ન કર્યું હોત તો આજે શિવાજીનું નામ ઇતિહાસોમાં ન આવત અથવા એક લૂટારાથી વધારે ગણના એની ન થાત.

---

૧ માસીરે આલમગીરી પૃ. ૩૩૨

# પ્રકરણ ૯ મું

## હિંદુ પ્રજા પ્રત્યે બાદશાહની વર્તણુંક સંબંધી વિવેચન.

ઓરંગઝેબની પ્રજા પ્રત્યેની વર્તણુંક સબંધી

હિંદુઓનાં દહેરાં તોડવાના, તેમને નોકરી ઉપરથી દૂર કરવાના, તેમને કોઈ હક નહિ આપવાના, તેમને સતાવ્યાના તથા જઝીયા વેરો નાંખ્યાના વગેરે આરોપોથી ઓરંગઝેબનું જે ધર્માંધપણું અજ્ઞાનતાને લીધે દેખાડવામાં આવે છે તે આ જગાએ કેટલાક ખુલાસાથી લખવામાં અયોગ્ય ગણાશે નહિ.[1]

હિંદુઓના મંદિરો તોડવા વિષે

હી. ૧૦૭૯ (ઈ. સ. ૧૬૬૮) માં બનારસ, મથુરા, મુલતાન વગેરે કેટલેક ઠેકાણે બ્રાહ્મણો મંદિરોમાં દરેક ધર્મનાં માણસોને કે જેમાં મુસલમાનો પણ શામેલ કરવામા આવ્યા હતા તેઓને હિંદુ ધર્મ સંબંધી શિક્ષણ આપતા હતા જ્યારે આલમગીરને આ બાબતની ખબર થઈ ત્યારે પ્રાંતોના સુબાઓને હુકમ કર્યો કે આવા બ્રાહ્મણોને આવાં કામથી અટકાવવા પણ તેઓ અટકયા નહિ અને લુચ્ચાઈ કરી ઉશ્કેરણી ચાલુ રાખી. ખાસ કરીને બનારસના બ્રાહ્મણોએ વિરોધ દર્શાવી મંદિરોમાં શિક્ષણ આપવાનું ચાલુ રાખ્યું તેથી છેવટે ત્યાંનું મંદિર પાડી નાંખવામાં આવ્યું. તેથી વધારે હરકત મથુરામાં તેમજ તેની આજુબાજુનાં મંદિરોમાં ઉશ્કેરણીને લીધે થઈ, એટલે સુધી કે ત્યાંનો ફોજદાર પણ મારો ગયો. ઉધુ નામે વેરાગી,

---

૧ આ બાબતોમા આ પુસ્તકમા આગળ ટીકા થઇ ગઇ છે.

લોકોને ઉશ્કેરણી કરતો પકડાયો. તેના બે ચેલા ત્યાંના કાઝી (ન્યાયાધિશ) પાસે પોતાના ગુરૂને છોડવવા આવજા કરતા હતા. લાગ જોઇ તેમણે કાઝીને ખંજર મારી, મારી નાંખ્યો. એ ત્રણેને મોતની સજા થઇ. બાદશાહે હસનઅલીને ફોજ આપી બળવો સમાવવા મોકલ્યો. તેણે બળવો શાંત પાડી દીધો. ત્યાં પણ નવું બંધાવેલ મંદિર તોડી પાડવામાં આવ્યું. બીજે કોઇપણ ઠેકાણે આવું કાંઇપણ કારણ ઉત્પન્ન ન થતાં તેવું કાંઈ કરવામાં આવ્યું નહિ. જો બાદશાહે ખાસ કરી હિંદુઓ વિરૂદ્ધ ધર્માંધપણું રાખ્યું હોત તો બીજાં સ્થળોના તથા બનારસ, મથુરાનાં બીજાં મંદિરો પણ પાડી નાંખત. જ્યારે હિંદુઓ આટલે સુધી માથું ઉચકે અને ફોજદાર જેવા (હાલના કલેકટર જેવા) મોટા અમલદાર તથા કાઝીને જીવથી મારી નાંખે. આવા તોફાનીઓને તાબે કરવા માટે આલમગીર જેવો બાદશાહ જે સલાહશાંતિ જાળવવા પોતાની તંદુરસ્તી તથા જીવની પણ દરકાર કરતો નહોતો. અને સલાહશાંતિ માટે જેણે ભાઈઓને કતલ કરાવી તથા બાપને તથા દીકરા તથા ભત્રિજાઓને કેદમાં મૂકયા, તેવો બાદશાહ આવા તોફાનીઓનો ઇલાજ કર્યા વગર કેમ ચૂકે ? માટે સમયાનુસાર સુલેહશાંતિની જાળવણી ખાતર એ બેઉ મંદિરો તોડવાં પડયાં. તે કારણો રાજ-દ્વારી હતાં. ધર્મ સાથે તેમને કશો સંબંધ નહોતો. જો ધર્માંધપણું હોત તો બીજાં મંદિરો તોડી પાડવા હુકમ આપત પણ એવો એક પણ દાખલો નથી. જોકે ફારસી ઇતિહાસોમાં રજપૂતાનામાં મંદિરો પાડી નાંખવા બાબત લખવામાં આવ્યું છે પણ જ્યારે રજપૂતોએ મુસલમાનોની મસ્જીદો પાડી નાંખવાની શરૂઆત કરી ત્યારે મુસલમાનોએ બદલો લઈ તેમનાં મંદિરો તોડી નાખ્યાં હોય તો તેમાં બાદશાહનો દોષ નથી. (હાલમાં તો જુઓ રજપૂતા-નામાં કેટલેક ઠેકાણે મસ્જીદોમાં બાંગ દેવાની પણ મના છે.) અયોધ્યામાં ઔરંગઝેબના પહેલાં લાંબા વખત ઉપર તૂટેલાં મંદિરો બાબત પણ પાછલા સમયમાં કોઈ વિદ્વાન, તે ઔરંગઝેબે તોડા-વ્યાનું લખે છે.

સતનામી લોકોનું બંડ.

હી. ૧૦૮૨ ( ઇ. સ. ૧૬૭૧ ) માં હિંદુઓની એક ટોળી નામે સતનામી જે ફારસી ઇતિહાસોમાં મોંધીયા નામે ઓળખાય છે અને જેમાં ખેડુત, ચમાર તથા ઢોરોને ઝેર આપનાર નીચ ઢેડનો પણ સમાવેશ થાય છે તેમણે નારનોલ અને મેવાતમાં હુલ્લડ કર્યું. પાંચ હજાર હુલ્લડખોરો ભેગા થયા. નારનોલની આસપાસ ઘણાં ગામો લૂટયાં તથા ઘણાઓ ઉપર જુલમ ગુજાર્યો. આ હુલ્લડખોરોએ તરેહ તરેહની જુઠી વાતો ઉપજાવી કાઢી હતી. મહાભારતને સાથે રાખી એમ જાહેર કરતા હતા કે, અમારામાંનો કોઈ પણ માર્યો જશે નહિ. કદાચ એકાદ મરશે તો તેને બદલે ૭૦ ઉભા થશે. લોકોને એવી અસર થઈ કે તેમને જાદુ એવું આવડે છે કે તીર, ગોળા તથા ગોળીઓની તેમના શરીર ઉપર બીલકુલ અસર થતી નથી. લોકો માનવા લાગ્યા કે જાદુની લાકડીનો ઘોડો તેઓ બનાવે છે અને સ્ત્રીને તેના ઉપર સવાર કરાવે છે અને તે જીવતા ઘોડાની પેઠે લશ્કરની આગળ ચાલે છે. તે લોકોએ એવું પણ જાહેર કર્યું કે આખા હિંદુસ્તાનને અમે જીતી લઇશું. બાદશાહે બળવાખોરોને સજા કરવા ફોજ મોકલી તેના સરદારોમાં રાજા બિશનસિંહ પણ હતો. બળવાખોરોની પૂરેપૂરી જડ ઉખેડી નાંખવામાં આવી.

ઔરંગઝેબે તાબુત બનાવવાનો રિવાજ આખા હિંદુસ્તાનમા બંધ કર્યો.

હિંદુઓ જેવી વર્તણુંક જો મુસલમાનોએ ચલાવી હોત તો શું આલમગીર જેવો બાદશાહ આંખ મીચીને બેસી રહે એવો હતો ? નહિ કદી નહિ. જ્યારે મુસલમાનોમાં બુરહાનપુર શહેરમાં હી. ૧૦૭૯ ( ઈ. સ. ૧૬૬૯ ) માં તાબુત ફેરવવાના રસ્તા સંબંધી તકરાર થઈ ત્યારે બાદશાહે તમામ સુબાઓને ફરમાન મોકલ્યું કે તાબુત બનાવવાનો ચાલ બંધ કરવામાં આવે અને એજ પ્રમાણે થયું. એટલે સુધી કે એ બાદશાહની હયાતી સુધી હિંદુસ્તાનમાં કોઈ પણ

ઠેકાણે તાબુત બનાવવામાં નહિ આવ્યા. બાદશાહ જાણતો હતો કે આ રિવાજ ઇસ્લામના ફરમાનોને અનુસરતો નથી છતાં પણ જાણી જોઇને રૈયતને–ગમે તે હોય હિંદુ કે મુસલમાન–કનડવા એ વાત તે પસંદ કરતો નહોતો. તેથી તેણે આ ચાલનો અટકાવ કર્યો નહિ પણ જ્યારે મોહરંમની નવમી તારીખે તાજીયા ફેરવવા ટાંણે બુરહાનપુરમાં લડાઈ થઇ અને કેટલાંક માણસો માર્યાં ગયાં ત્યારેજ આલમગીરે ગુન્હેગારોને સજા કરી અને તાજીયાનો ચાલ હિંદમાં બંધ કરાવ્યો. આ કામ કાંઈ ઓછું અઘરૂં નહોતું. બળવાન બ્રિટિશ સરકારના વખતમાં હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે તાજીયા વખતે બખેડા થાય છે અને ભલી સરકાર મહાન ઔરંગઝેબની પેઠે દીલથી પણ નથી ચાહતી તો પણ આ ચાલને આખા દેશમાં બંધ કરવા એ યોગ્ય ધારતી નથી.

ઔરંગઝેબના સમય સિવાય બાજે વખતે પ્રજા ઉશ્કેરાઈ જાય છે.

હવે જુઓ કે આલમગીરની અરધી સદીના રાજ્ય અમલમાં આ બે બનાવ સિવાય હિંદુઓએ કાંઇ હરકત કરી નહિ. આવી જાતના અજ્ઞાન હિંદુઓએ બ્રિટિશ સરકારના અમલ હેઠળ હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે તોફાનો કર્યાં છે. કેટલાંક વર્ષપર ભરૂચમાં સતનામીઓએ હુલ્લડ મચાવ્યું હતું, સુરતમાં મીઠાના કર માટે મોટું હુલ્લડ થયું હતું, અમદાવાદમાં ભંગીઓએ હડતાલ પાડી હતી, બંગાળામાં બબગોળાના શક ઉપરથી બળવાખોરોને પકડવામાં આવ્યા હતા વગેરે વગેરે.

ઔરંગઝેબના અરધી સદીના અમલમાં આટલું થયું એ કાંઈ ગણત્રીમાં લઇ શકાય નહિ. પાછળથી હિંદુઓએ કદી એવું કર્યું નહોતું. કોઈ અમુક કોમના નાલાયક આવી રીતે રાજ્ય વિરૂદ્ધ સુલેહ શાંતિ તોડવા માટે કોશીશ કરે તે સામાન્ય રીતે બધા હિંદુઓ માટે કહેવાય નહિ. આટલું થયાથી બાદશાહે હિંદુઓ ઉપર કોઇપણ જાતનો જુલમ ગુજાર્યો નથી, કોઇની

પાસેથી હથિયારો પણ છીનવી લીધાં નથી, તેમનો એકે મેળો પણ બંધ કર્યો નથી.

હિંદુઓને બાદશાહી નોકરીમાંથી દૂર કરવાની વાત પણ તદ્દન ખોટી છે. ખરી વાત એટલીજ છે કે હી. ૧૦૮૧ (ઇ. સ. ૧૬૭૧) માં આલમગીરે એવો હુકમ કર્યો હતો કે, સુબાઓ તથા તાલુકદારોના પેશકાર[1] અને દીવાનો તથા ખાલસાની ઉપજ વસુલ કરનાર (રેવન્યુ ખાતાના) હિંદુઓને રાખવા નહિ. આ ઓદ્ધાઓ ઉપર ઘણાખરા કાયસ્થ હતા અને તેઓ લાંચ લેતા હતા એવું બાદશાહના જાણવામાં આવ્યું ત્યારેજ ધમકી માટે ઉપર મુજબ હુકમ કર્યો હતો. તેને ધર્મ સાથે કાંઇપણ સંબંધ નથી. તે તો ફક્ત એક ધમકી હતી. કારણ કે તે હુકમનો અમલ પણ થયો નહોતો તેટલામાં તો તે રદ કરવામાં આવ્યો; અને એક પેશકાર મુસલમાન અને એક હિંદુ રાખવા હુકમ થયો. જો હિંદુઓને નોકરીએથી દૂર રાખવાનો હેતુ હોત તો આવી ગોઠવણ બાદશાહ ન કરત. હિંદુઓને ધર્મને લીધે નોકરીમાંથી કાઢી મૂકવાનો એક પણ દાખલો મળશે નહિ.

*ઔરંગઝેબે હિંદુઓને નોકરીમાથી કાઢી મૂકયા નથી.*

હિંદુઓના આવા રમખાણ પછી હી. ૧૦૮૫ (ઈ. સ. ૧૬૭૪) માં ઔરંગઝેબ હસન અબ્દાલ ગયો હતો. ત્યાંના સરકારી બગીચામાં મુકામ કરેલો હતો.તે બગીચાની પાસે એક ગરીબ, વૃદ્ધ ડોસીનું ઘર હતું. તે બગીચાના ચાલતા પ્રવાહને લીધે તે ડોસી પાણીનો ઉપયોગ કરતી હતી. પણ સરકારી માણસોએ તેને રોકી. તેથી તે બાદશાહ પાસે ફરિયાદ કરવા ગઇ. પાડોશીનો હક છે એમ કહી બાદશાહે રજા આપી. તેના ઉપર દયા ખાઇ, બાદશાહે તેને પોતાની પાસે બોલાવી. તે વખત બાદશાહે તથા બેગમોએ તેને ઘણી બક્ષિસો આપી. જ્યારે બીજી વખત તેને બોલાવી ત્યારે

*ઔરંગઝેબની દિલ્ગતનુ દૃષ્ટાંત.*

[1] પેશકાર, મેક્રેટરીને કહે છે.

બાદશાહને જાહેર થયું કે તેની બે કુંવારી છોડીઓ છે તો તેને કન્યાદાન[1] આપી મહેરબાની કરી. બેગમો તરફથી પણ એટલી બક્ષિસો મળી કે તે ગરીબ હિંદુ ડોસી પૈસાદાર બની ગઈ.

ઔરંગઝેબ બાદશાહે દારા સામેની લડાઈમાં ઘણા હિંદુઓને માફી આપી હતી. પોતાના કટ્ટા શત્રુઓને પણ એણે ઉપરાચાપરી માફીઓ બક્ષિ હતી; જે આ પુસ્તકમાં બતાવવામાં આવ્યું છે. જેથી જાહેર થશે કે બાદશાહે ગાદીએ બેસતાંજ હિંદુઓને માફીઓ આપી, મોટા મોટા મનસબો આપ્યા હતા. ઔરંગઝેબની આખર સુધીની જીતોમાં હિંદુઓએ ખુશી જાહેર કરી હતી. મરેઠાઓ સામે લડવા હિંદુઓ શાહી લશ્કરમાં હતા. આશામમાં પણ હિંદુ મુસલમાન બધા ખુશ હતા. હિંદુઓના કેવા કેવા ગુન્હા માફ કર્યા હતા તે ઇતિહાસોમાં મોજુદ છે. હિંદુ કેદીઓ જ્યારે રાંધેલું નહોતા ખાતા ત્યારે તેમને તેમની મરજી પ્રમાણે મેવા વગેરે પૂરૂં પાડવા બાદશાહ તરફથી તાકીદ કરવામાં આવતી હતી. પોતાના શાહજાદાઓની દેખરેખ રાખવા કેટલીક વખત હિંદુઓને રાખ્યા હતા. હિંદુ વૈદ્ય નોકર હતા. ઔરંગઝેબના દરબારમાં સુંદર નામે એક બ્રાહ્મણ કવિ નોકર હતો જે ઘણો હુશિયાર હતો. ' કબરાય 'નો તેને ખિતાબ મળ્યો હતો. કોઈ પણ દરબાર એવો નહોતો કે જેમાં હિંદુ વિદ્વાન કે અમીર ન હોય. રાય લાલચંદ નામના હિંદુ ઉપર ભરોસો કરીને તેને અમુક કેસની તપાસ માટે કાબુલ મોકલ્યો હતો. બાદશાહના પોતાના લખેલા કાગળોમાં હિંદુઓ માટે ઘણા ઉંચા શબ્દોમાં લખેલું છે. હિંદુ સરદાર કે દીવાન વગેરેનાં નામ લખતાં જરા પણ બુરૂં લખ્યું નથી. બાદશાહે હિંદુઓને હાથીઓ તથા ગાયો ઈનામમાં આપ્યાં હતાં. આલમગીરની ભલી ઇચ્છા તો જુઓ. સતીદાસ સાથે ગુજરાતના લોકો માટે જે ફરમાન મોકલ્યું હતું તેમાં હિંદુ,

---

૧ મામીરે આલમગીરી પૃ ૧૩૫ કન્યાદાન રાજ દરબારી ઇતિહાસોમા લખવામા આવ્યો છે.

મુસલમાનને સરખા ગણવાના હતા. સતીદાસ માટે ખેરખાહ ( ભલું ઇચ્છનાર ) શબ્દ લખ્યો છે. માઇસોરના રાજા ચીકારાજની ઔરંગઝેબે કદર કરી હતી. તેને જગત દીવાનનો ખિતાબ તથા હાથીદાંતનું તખ્ત આપ્યાં હતાં. ગુજરાતના મોડાસા માટે ચંદ્રસિંહ ઝાલાની થાણદાર તરીકે નીમણુંક કરવા પહેલાં તજવીજ થઇ હતી. શાહઝાદા મોહંમદ આઝમશાહે કે જે ગુજરાતનો સુબો હતો તેણે, એહમદ બાકીર માટે લખ્યું ત્યારે ઔરંગઝેબે હુકમ આપ્યો કે ઝાલા માટે ગોઠવણ થઇ ગઈ છે, જેથી એને સારૂ બીજી તજવીજ કરવી. આ બનાવ બાદશાહના મરણની પહેલાં થોડી મુદતે બન્યો હતો. આ પણ ધર્મની છૂટ છે કે બનારસમાં રાજા જયસિંહે એક મોટી કોલેજ બંધાવી હતી અને ત્યાં બ્રાહ્મણો કેળવણી આપતા હતા. રાજાએ ત્યાં એક મંદિર બંધાવ્યું હતું, તેમાં મૂર્તિ પધરાવવા બ્રાહ્મણોને પાચ લાખ રૂપિયા આપવામાં આવ્યા હતા. બનારસ તથા તેની આસપાસની જગાના હિંદુ રહેવાસીઓ ઉપર અમુક લોકો તરફથી જુલમ થતો હતો તથા તે જગાઓના અસલના પૂજારીઓને તેમની પૂજાથી અટકાવવામાં આવ્યા હતા ત્યારે બાદશાહે ત્યાંના મોટા અમલદાર અબુલ હસનને ફરમાન મોકલ્યું હતું કે કોઇ પણ માણસે આવા પૂજારીઓ તથા હિંદુ લોકોના કામમાં આડે આવવું નહિ. જુઓ બાદશાહે ચેહ્નોના અને બિકાનેરના રાજાઓ ઉપર કેવી મહેરબાનીઓ બતાવી છે. બંગાળામાં આલમગીરનાં સ્થાપિત કરેલી હિંદુ રાજ્યો હમણાં સુધી અસ્તિત્વમાં છે. ઘણા હિંદુઓને જાગીરો આપી તેમજ મંદિરોને જાગીરો આપી છે, અને તે ઉપરાંત અગાઉના હાકેમોએ આપેલી સનદો પણ બહાલ રાખી હતી. આ બાબત ખાત્રી કરવા માટે હિંદુસ્તાનનાં બધાં મંદિરોની સનદો બારીકીથી તપાસ કરે તો ખરી હકિકત જાહેર થાય. પણ ધર્માંધતાને લીધે ઔરંગઝેબનાંજ આવાં ફરમાનો પૂજારીઓના કબજામાંથી સંતાડવામાં આવે તો તે ખુલ્લી રીતે અન્યાય કર્યો નહિ કહેવાય ? જેમકેઃ—બિકાનેરના

મહારાજા સાહેબે જાણી જોઇને આલમગીરના ઉપકારોની ભૂલ થાપ આપી છે.

જોકે અકબરે સતી થવાનો ચાલ કાઢી નાંખ્યો હતો પણ તેના અને તેના પછીના બાદશાહોના વખતમાં બરાબર અમલ થતો નહોતો પણ આલમગીરના વખતમાં તેનો પૂરેપૂરો અમલ થયો છે. બાદશાહે હોલી તથા દીવાળીના તહેવારોમાં રૈયતને નુકશાન કરનાર રીતરિવાજ બંધ કર્યા હતા પણ તહેવાર બંધ કર્યા નથી. માટીના હાથી, ઘોડા વગેરે રમકડાંઓ ઈદ, ઉર્સ તથા શબેબરાતમાં વેચાતાં તે બાદશાહે બંધ કર્યાં પણ હિંદુ તહેવારો માટે કાંઇ નથી.

પાલખી, હાથી વગેરે ઉપર વગર રજાએ હિંદુઓ ન બેસે તથા અમુક જાતના હથિયારો ન બાંધે વગેરેનો કાયદો બધા હિંદુઓ માટે નથી. આ વખતે બ્રિટિશ સરકારે પણ ગોરા તથા કાળા લોકોમાં ફેર રાખેલો છે. આલમગીરના વખતમાં આ ફેરફાર બીલકુલ હતોજ નહિ. રજપૂતોને હથિયાર બાંધવાની બધી રીતે છૂટજ હતી.

યૂરોપીયનોને પણ ધર્મ બાબત પૂરેપૂરી છૂટ હતી. એ લોકોએ હિંદુસ્તાનમાં હજારો દેવળો બંધાવ્યાં હતાં. એટલે સુધી કે રાજધાનીના શહેરમાં પણ વગર અટકાવે પ્રાર્થના કરતા હતા. મુસલમાનોને દારૂ પીવાની તથા વેચવાની સખત મનાઇ હતી છતાં ખ્રિસ્તિઓ માટે એ વાત નહોતી. એ લોકો દરેક રીતે આરામ ચેનમાં હતા. હવે ઇનસાફ કરો કે આલમગીરે હિંદુઓ ઉપર ધર્માંધપણું વાપર્યું હોય એ તદ્દન ખોટું છે. અલબત તેણે નવા થયેલા મુસલમાનો સાથે સારૂં વર્ત્તન ચલાવ્યું પણ તેણે ધર્મ બાબત બીજાઓ ઉપર કાંઈપણ દબાણ કર્યું નથી. કોઈપણ હિંદુ રાજાએ મુસલમાન વલી (પીર)ની કરામત જોઈ ઈસ્લામ સ્વીકાર્યું હોય અને તે જોઈ તેની રૈયતમાંથી ઘણા મુસલમાન થયા હોય તો તેમાં ઔરંગઝેબ ઉપર કોઈપણ પ્રકારનો આરોપ મૂકી શકાતો નથી.

ઇ. સ. ૧૯૦૬ ના બંગાળાના એશિયાટીક સોસાઇટીના ચોપાનીયામાં ઔરંગઝેબનાં બે ફરમાનો છપાયાં છે. તેમાંના એકમાં મહેસુલ તથા વેરા કેવી રીતે વસુલ કરવામાં રૈયત (જેમાં હિંદુ ખેડુતો કે હિંદુ રૈયત શામેલ છે) પ્રત્યે જે લાગણી રાખી તેમને લાભ થાય એવા ઉમદા કાયદા ઘડયા છે તેમાં બાદશાહની સાચી તથા ખરી લાગણી જાહેર થાય છે. બીજું ફરમાન રસિકદાસ કરોરી નામે રેવન્યુ ખાતાના એક મોટા હિંદુ અમલદારને મોકલવામાં આવ્યું હતું તેથી જાહેર થાય છે કે, બાદશાહ પારકા ધર્મના અમલદાર ઉપર કેટલો ભરોસો કરતો હતો. મજકુર ફરમાનમાં માફ કરેલા વેરા નહિ ઉઘરાવવાની સરકારી નોકરોને સખત ધમકી આપવામાં આવી હતી.

બાદશાહનાં આવાં ફરમાનો ઉપરાંત રૈયત તથા ખેડુતના લાભકારક ઘણા હુકમો પ્રાંતોના સુબાઓ તરફથી પણ નીકળેલા છે. આ બાબતના કાઠિયાવાડમાં જુનાગઢ, સોમનાથ પાટણ તથા માંગરોળમાં પત્થર લેખો હજી સુધી જોવામાં આવે છે.

હવે કોઈ લખે કે, બાદશાહે હિંદુઓને સતાવ્યા તો તે જુઠો છે. ખરી હકિકત આજ છે કે બાદશાહ આલમગીર નેક અને દયાનતદારની કદર કરતો હતો પછી તે ગમે તે ધર્મનો હોય.

અલીગઢ કૉલેજના પ્રોફેસર આર્નોલ્ડ સાહેબ પોતાના "પ્રીચીંગ ઓફ ઈસ્લામ" નામના અંગ્રેજી પુસ્તકમાં લખે છે કે, "ઔરંગઝેબનાં ફરમાનો અને કાગળોનો રસિક જથો (જે અબ્દુસ સલામખાનના કબજામાં છે) જે હજુ સુધી છપાયો નથી, તેમાં અન્ય ધર્મીઓ ઉપર રાજ્ય કરનાર હાકેમે પાળવાની ધર્મ સંબંધી ઔદાર્યતાનો સર્વોત્કૃષ્ટ નિયમ કહી શકાય તે સ્થાપિત કરતો આપણે તેને જોઇએ છીએ; જે બનાવ માટે વર્ણન કરેલું છે તે એ છે કે આલમગીરને કોઈએ સમજાવ્યો કે બે પારકા ધર્મના નોકરો કે જેઓ પગાર ચુકાવતા હતા તેઓ આને લીધે કે તેઓ અગ્નિની પૂજા કરે છે એટલે પારસી છે તેથી તેમની જગાએ સારા અનુભવી

મુસલમાનોને મુકરર કરવામાં આવે. કારણ કે કુરાનશરીફમાં ફરમાવ્યું છે કે "અરે ઈમાનદારો મારા તથા તમારા દુશ્મનોને દોસ્ત રાખો નહિ." આલમગીરે જવાબ આપ્યો કે ધર્મને દુનિયાનાં કામો સાથે કાંઈ સંબંધ નથી અને આવી બાબતોમાં ધર્માંધપણાને જગા મળી શકે નહિ. અને તેની પુષ્ટિમાં આ વાક્યો રજુ કર્યાં કે "તમે તમારા ધર્મ પ્રમાણે ચાલો અને અમે અમારા ધર્મ પ્રમાણે ચાલીએ" અને બાદશાહે એ પણ લખ્યું કે જે આયત અરજદારે અરજ કરી છે અને તેજ રાજ્યનો કાયદો હોત તો અમને જરૂર હતી કે આપણે આ દેશના રાજાઓ તથા રૈયતનો નાશ કરત. સરકારી ઓદ્દાઓ લાયકાત મુજબ આપવા જોઇએ અને બીજા કોઇપણ કારણસર મળી શક્તા નથી."

**ખોટા ઇતિહાસો બંધ કરવા બાબત. જઝીયા વેરાનો અર્થ.**

નિશાળના મહેતાજીઓ તો જઝીયાના[1] નામથી પોતે કંપી ઉઠે છે અને વિદ્યાર્થીઓને બીવડાવી દે છે. કારણ કે તેમને તે શબ્દ અપ્રિય લાગે છે. તેઓ સમજે છે કે તેની ઉત્પત્તિ ઇસ્લામથી છે અને તેની શોધ ઔરંગઝેબે કરેલી છે જેથી તેનો હેતુ હિંદુઓને મુસલમાન કરવાનો છે. તેથી કાંઇપણ વધારે તે બાબતમાં જાણતા નથી અને જાણવા કાંઈપણ કોશીશ કરતા નથી. આવા મહેતાજીઓ ઉપરજ શું? ઘણા વિદ્વાન જેઓ હાલમાં રાજદ્વારી મામલામાં ભાગ લે છે તેઓ પણ જઝીયાનો અર્થ મહેતાજીઓ જેટલોજ જાણે છે. પણ એમાં નવાઇ જેવું નથી. આનો દોષ મુસલમાનોના આગેવાનો ઉપરજ છે કે જેઓ કોન્ફરન્સ કે લીગમાં મોટા મોટા ઠરાવો પસાર કરે છે ત્યારે સરકારી રીતે ચાલતાં ખોટાં પુસ્તકો ખાસ કરી ઇતિહાસોને કેમ બંધ કરાવવા ભલી સરકારને અરજ કરવામાં પાછળ પડે છે.

લશ્કરી લોક રાજ્યના રક્ષક છે અને રાજ્યને માટે પોતાનો

---

[1] મોલાના શીબલી સાહેબે જઝીયા ઉપર એક નાનું પુસ્તક ઉર્દૂમા લખ્યુ છે જેનો તરજુમો ગુજરાતીમા પણ થયો છે.

જઝીયાની ઉત્પતિ શી રીતે થઈ?

જીવ જોખમમાં નાંખે છે, માટે લોકોની આવકમાંથી અમુક રકમ ખાસ તેમની મહેનતના બદલા તરીકે ઠરાવવામાં આવે, આવા વિચાર ઉપરથી ઈરાનના ન્યાયી રાજકર્ત્તા નામાંકિત નવશેરવાંએ જઝીયાનો કર ચાલુ કર્યો. નવશેરવાં તથા તેની ઈરાની પ્રજાનો એકજ ધર્મ હતો તો પણ જે કર તેમના ઉપર નાંખવામાં આવ્યો હતો તેને મુસલમાનો "જઝીયા" કહે છે. જઝીયા અસલ ફારસી શબ્દ છે. ઈસ્લામની સ્થાપના પહેલાંથી તે શબ્દ અરબસ્તાનમાં વપરાતો હતો. બીજા ખલીફા હજરત ઉમર ( ર. ) સાહેબે તેજ કાયદાનું અનુકરણ કર્યું. ઈસ્લામે જે કાયદા બાંધ્યા હતા તેની રૂઈએ દરેક મુસલમાન લશ્કરી નોકરી કરવામા પોતાની જાતને બંધાયલી સમજતો. આ કાયદો કાંઈ સહેલો નહોતો. અને જો લોકો બહાનું કરી એમાંથી છટકી શકે એમ હોત તો તરત તેથી ફાયદો ઉઠાવવાને ચૂકતે નહિ. એક વખતે સિસિલીના ટાપુમાં સ્કૂલના માસ્તરોને આ ફરજ્યાત લશ્કરી નોકરીના બંધનથી મુક્ત કરવામાં આવ્યા ત્યારે હજારો માણસોએ પોતાના બીજા કામને મૂકી આ ધંધાનેજ પસંદ કર્યો.

જઝીઓ એ શું છે? અને તથી રાજ્યને શું ફાયદો હતો?

આ બંધનને લીધે બધા મુસલમાનો લશ્કરી નોકરીમાં જોડાતા હતા અને એ જરૂરી હતું કે જેવી રીતે નવશેરવાંએ લશ્કરનાં માણસોને વેરામાંથી મુક્ત કર્યાં તેમ મુસલમાન આ જઝીયામાંથી મુક્ત રહેવા જોઇએજ. પરંતુ બીજા ધર્મના લોકો જે મુસલમાન રાજ્ય હેઠળ હતા અને જેમનું રક્ષણ મુસલમાનોનેજ કરવું પડતું હતું તેમને લશ્કરી નોકરીમાં જોડવાનો ઈસ્લામને કાંઇ હક નહોતો. તેમજ તેઓ પણ આવા જોખમ તથા ભય ભરેલી નોકરીમાં રહેવાને ખુશી ધરાવતા નહોતા તેટલા માટે રાજ્યને એ જરૂરનું હતું કે કોઇ કર કે વેરો તેના બદલામાં તે લે અને એનુંજ નામ જઝીયા હતું, જે ફારસી ભાષામાંથી અરબીમાં

દાખલ કરવામાં આવ્યો હતો. અગર જો કોઇપણ બીજા ધર્મવાળો લશ્કરી ખાતામાં જોડાવા ખુશી બતાવતો તો તેઓને પણ જઝીયામાંથી મુક્ત કરવામાં આવતા. મુસલમાનોએ જ્યાં જ્યાં રાજ્ય કર્યું છે ત્યાંના ઇતિહાસો વાંચવાથી હજારો દાખલા નજરે પડે છે. માટે ચોખ્ખું જણાશે કે જઝીયા રક્ષણનો બદલો છે ધર્મનો દંડ નથી પરંતુ લશ્કરી વેરો છે.

ઔરંગઝેબના વખતમાં જઝીયો ક્યારે શરૂ થયો.

અજ્ઞાન લેખકો લખે છે કે હિંદુઓએ હુલ્લડ કર્યાં તેથી જઝીયા વેરો લેવામાં આવ્યો એ વાત પણ તદ્દન ખોટી છે. એક લાંબી મુદ્દત પછી ઔરંગઝેબે જઝીયા લીધો. જઝીયા લેવાનું કારણ ધર્માંધપણાને લીધે નથી.. તે વખતે હિંદુઓએ કાંઇપણ અડચણ કરી નહોતી. ઔરંગઝેબે માસીરે આલમગીરી પ્રમાણે ૧ લી રબીઉલ અવ્વલ હી. ૧૦૯૦ (૨ જી એપ્રિલ ૧૬૭૯) માં જઝીયો ચાલુ કર્યો. યુરોપીયન લખનારા ૧૬૭૧ માં જારી થવાનું ખાફીખાન ઉપરથી ભૂલ ખાઇને જણાવે છે. ખાફીખાનના ઇતિહાસમાં ૧૨ મા વર્ષથી ૨૧ મા વર્ષ સુધીનો હેવાલ સમયના અનુક્રમ ઉપર લક્ષ રાખ્યા વગર લખાયલ છે. એકજ પ્રકરણમાં સામટું લખી દીધું છે.

જઝીયાથી મુસલમાન કરતા હિંદુ પ્રજાને કેટલો ફાયદો હતો વગેરે.

આલમગીર ગાદીએ આવ્યો તે પહેલાં તથા એના રાજ્યની શરૂઆતમાં અંદર અંદર થયલા ઝઘડાઓથી રાજ્ય મામલામાં બગાડ થયો હતો અને તેથી મુલકમાં વેરાની થઇ હતી. તેથી આ દયાળુ બાદશાહે ઘણા કરો હમેશ માટે માફ કર્યા હતા તથા કેટલુંક મહેસુલનું બાકી લ્હેણું પણ માફ કર્યું હતું; જાગીરદારો, જેમાં હિંદુ પણ શામેલ હતા, તેમના ઉપર જે વંશપરંપરાનું કરજ ચાલ્યું આવતું હતું, તે પણ આલમગીરે માફ કર્યું હતું. વળી રાજ્યનો ખર્ચ ઘણો [illegible] ગયો હતો. રૈયતની પરવરશી અને શાંતિ માટેનો જે ખર્ચ અકબરથી લઇ શાહજહાં સુધી થતો હતો તે આલમગીરના વખતમાં

ઘણો વધી ગયો હતો. ૨૦ વર્ષ તો જેમ તેમ ચાલ્યું. બાદશાહે પોતાના તેમજ શાહઝાદાઓ તથા બેગમોના ખર્ચમાં ઘણો ઘટાડો કર્યો હતો. તે વખતે ગરીબોનાં કામો માટે મુસલમાનો પાસેથી ઝકાત લેવાતી હતી, અને તેજ અર્થે જાનની સલામતી, લશ્કરી નોકરીમાંથી મુક્તિ, ધર્મનાં બધાં કામોમાં સ્વતંત્રતા આપી મુસલમાન સિવાયના પાસેથી જઝીયો વસુલ કરવા બાદશાહે હુકમ આપ્યો; એટલા માટે નહિ કે અમુક માણસ હિંદુ કે યાહુદી, પારસી કે અંગ્રેજ છે. આ બોજ ઉઠાવવામાં હિંદુ મુસલમાન બંને શામેલ હતા. પણ મુસલમાન કરતાં હિંદુઓ ઉપર આ બોજ ઘણોજ હલકો હતો કારણ કે મુસલમાનો લશ્કરી નોકરી બજાવવા બંધાએલા હતા; હિંદુઓમાંથી જેઓ લશ્કરી નોકરીમાં જોડાતા હતા તે જઝીયામાંથી મુક્ત રહેતા હતા. દાખલા તરીકે રજપૂતાનાના કુલ રજપૂત રાજાઓ લશ્કરી નોકરીમાં જોડાયા હતા તેથી તેઓ જઝીયામાંથી મુક્ત થયા હતા. તેમજ મુસલમાનો તરફથી ઝકાત તથા સદકા (ભોગ) માંથી જે રકમ ભેગી થતી હતી તે બીજા ધર્મવાળા પાસેથી લેવાયલા જઝીયાના વેરા કરતાં ઘણીજ મોટી થતી હતી. મુસલમાનો ઝકાત તથા સદકા આપ્યા પછી પણ લડાઈમાં ભાગ લેતા, પ્રાણ આપવા તૈયાર થતા તથા રાજ્યને સઘળા જોખમમાંથી બચાવતા.

જઝીયાનો દર

જઝીયાનો દર વધારેમાં વધારે વાર્ષિક ૨૦ રૂપિયા હતો. લાખો રૂપિયાવાળાને પણ તેથી વિશેષ આપવું પડતું નહોતું. મધ્ય અને કનિષ્ટ વર્ગને ૭ તથા ત્રણ રૂપિયા આપવા પડતા હતા. લશ્કરી નોકરો, બ્રાહ્મણ, સાધુ, ભીખારી, વીશ વર્ષથી ઓછી વયવાળા, પચાસ વર્ષથી ઉપરની વયવાળા, સ્ત્રીઓ, માંદા (પૈસાદાર હોય તો પણ), અપંગ, લૂલાં, આંધળાં, ગાંડાં તથા નાદાર એટલે જેની પાસે બસો દિરહમ[1] થી ઓછું નાણું હોય તેવાને જઝીયા વેરામાંથી મુક્ત કરેલ હતા.

---

1 એક દિરહમ સવાચાર આના બરાબર છે.

આવો હલકો કર ન આપતાં એક પણ માણસે પોતાનો ધર્મ તજ્યો હોય એવો એક પણ દાખલો જઝીયા જેવા હલકા કરથી આલમગીરના વખતમાં બન્યો નથી. હવે જે હિંદુ પ્રજા નારાજ થઇ નથી. લખે છે કે, આલમગીરે જોરજુલમથી મુસલમાન ધર્મમાં વટલાવ્યા તે જૂઠા છે. ચાલુ જમાનામાં ઘણા હિંદુઓ ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરે છે તેમાં કોની તરફથી જોર જુલમ થાય છે ? માસીરે આલમગીરી પ્રમાણે જઝીયાંથી હિંદુ નારાજ થયેલા નથી. હાલના જમાનામાં લાયસન્સ ટેક્સ માટે સુરતમાં બળવો થયો તો શું આખો હિંદ નારાજ ? કદી નહિ. રાજ્યની શરૂઆતમાં આલમગીરે પહેલાંના ઘણા કરો જેની યાદીમાં ૮૦ ની સંખ્યા બતાવવામાં આવે છે તે માફ કર્યા છે. જેમાં મુસલમાનો કરતાં હિંદુઓને ઘણો ફાયદો થયો. કારણ કે વેપારમાં તેમની સંખ્યા ઘણી વધારે હતી જાત્રા તથા મેળાઓના માફ કરેલા કરો વિષે કેટલાક ઇતિહાસકારોએ એવી રીતે ખુલાસો કર્યો કે હિંદુઓના જાત્રા વગેરેના અપવિત્ર પૈસાને આલમગીર પોતાના ખજાનામાં દાખલ કરવા ચાહતો નહોતો. જો એમજ હોત તો જઝીયાને પણ અપવિત્ર જાણત. પણ એ લોકો તેનો અર્થ સમજ્યાજ નહિ. હિંદુઓની જાત્રા તથા મુસલમાનોના પીરના ઉરસ વખતે જે દુકાનો માંડીને વેપાર ચાલતો હતો તે ઉપર આ કર હતો. મતલબ કે જે જે કરો માફ કરવામાં આવ્યા હતા તેનાથી હિંદુઓને જઝીયો આપવા કરતાં વધારે ફાયદો હતો. એ વાત ચોકસ કરવા માટે ફારસી ઇતિહાસોમાં બરાબર હિસાબ મળતો નથી. હી. ૧૦૯૨ ( ઇ. સ. ૧૬૮૧ ) માં બુરહાનપુરમાં રૂપિયા ૨૬ હજાર જઝીયા પેટે વસુલ થયા ( અને પછી અરધા ભાગમાંથી ૧ લાખ ૮ હજાર થયા ) અને ગુજરાત તથા કાઠિઆવાડમાંથી એક વખત ૫ લાખ રૂપિયા થયા હતા. હિંદુઓને માફ કરેલા કરોના કરોડો રૂપિયા ખજાનામાં આવતા હતા. જઝીયાની રકમ ગમે તેટલી થાય તો પણ આખા હિંદમાં ૧ કરોડ રૂપિયાથી તો ઓછીજ થશે.

## પ્રકરણ ૧૦ મું.

### બાદશાહના ગુણદોષ વિષે વિવેચન.[1]

---

આલમગીરનો ધર્મ તથા તેની તે ઉપર લાગણી.

આ કીર્તિવંત બાદશાહ આલમગીર સાચો મુસલમાન તથા હનફી મઝહબનો હતો. ગાદીએ બેઠા પછી એણે કુરાન શરીફ મોઢે કર્યો હતો. નમાઝ ( પ્રાર્થના ) અને રોઝાનો નિયમિત હતો. હમેશા વઝુ સાથે રહેતો હતો. નમાઝ તેના પ્રથમ વખતમાં જમાઅતની સાથે મસ્જીદ કે અન્ય જગોએ પડતો હતો. રમઝાન માસના સઘળાં તથા સોમ, ગુરૂ અને શુક્રવારનાં રોઝા રાખતો હતો. શુક્રવારની નમાઝ જામેમસ્જીદમાં તથા ઈદની નમાઝ ઈદગાહમાં પડતો હતો. પવિત્ર રાત્રિઓમાં જાગરણ કરી પ્રાર્થના કરતો હતો. રમઝાન માસની રાત્રિની નમાઝ તરાવીહ પડતો તથા એકાંતમાં બંદગી કરતો. હમેશા ધર્મ અનુસાર લુગડાં પહેરતો હતો. હલાલ તથા નિર્દોષ નાણું પોતાના ઉપયોગમાં લેતો હતો. પોતાના જાત ખર્ચ માટે કેટલાંક ગામડાંઓ તથા બે ત્રણ મીઠાના અગર રાખ્યાં હતાં. પોતાની તથા પોતાની ઓલાદ તરફથી ઝકાત દેતો હતો. રાજ્યના કારોબાર તથા રૈયતના હિતખાતર મક્કા શરીફની હજની ઇચ્છા પૂરી ન થઈ, ઘણા લોકોને ખર્ચ આપી હજ પડવાને મોકલ્યા હતા. મક્કા તથા મદીના મોટી મોટી નાણાંની રકમો મોકલી હતી. પોતાનાજ હાથનું લખેલું એક કુરાન શરીફ મક્કા તથા એક મદીના મોકલાવ્યું હતું.

ઉમર લાયક થતાં દરેક પ્રકારના ખેલ તમાશા તજી દીધા હતા. પોતે સંગીતકળામાં કુશળ હતો, પરંતુ

---

૧ આ બાબત આ પુસ્તકમાં આગળ ટીકા થઇ ગઇ છે.

મનનો નિગ્રહ. તેને તેણે તદ્દન બંધ કરી દીધું હતું. તે કળાના ઉસ્તાદોને ઘણું ઈનામ આપતો હતો. પણ પાછળથી તેમની પાસેથી બીજાં કામો લેવા માંડયાં હતાં.

આલમગીરે મુલ્લા ગૌસ વજીહ જે કુરાનનો મહાન વિદ્વાન હતો તેને ખાસ કામ ઉપર નીમ્યો હતો, કે

પ્રજાના વ્યસનાદિ દુર્ગુણો નાબુદ કરવાની યુક્તિ. જેથી દારૂ, ભાંગ, વ્યભિચાર વગેરે હરામ તથા દુષ્ટ બાબતો રાજ્યમાંથી સદંતર નાબુદ થઇ જાય. આ કાર્ય માટે તેને સહાય કરવાને બીજા માણસો આપ્યા અને સઘળા પ્રાંતોમાંતે માટેના હુકમો લખી મોકલાવ્યા.

પોતાના રાજ્ય તથા ખાલસા સરહદના સઘળા માર્ગો અને નાકાઓ ઉપર અનાજ તથા બીજી જણસો

વેરા અને જકાતની માફી. પર જે વેરા લેવામાં આવતા હતા અને જે હમેશાથી ચાલતા હતા અને જેની એક મોટી રકમ થતી હતી તે માફ કરી આપી. ત્યાર પછી મોટાં મોટાં શહેરોમાં જે ખાધ-ખોરાકીની જણસો પર વેરા લેવામાં આવતા તેને હમેશને માટે બંધ કર્યા. તે ઉપરાંત ચાલુ માલના વેરા પણ મોકુફ કરી દીધા; ફકત ખાલસામાંજ પચીસ લાખ રૂપિયાની આવક ઓછી થઈ. પોતાની હકુમતના કુલ મુલકની તો કોઈ હદજ નહોતી. આ સઘળી વાતો મોઢેના હુકમો ઉપર આધાર રાખનાર નહોતી, પરંતુ તે માટેનાં તાકીદ ભરેલાં ફરમાનો સઘળા ઇલાકાઓમાં મોકલાવવામાં આવ્યાં હતાં અને તેના પર અમલ કરવામાં આવ્યો અને તેથી ભાવ ઘણાજ ઘટી ગયા હતા.

બાદશાહ પંડે દરરોજ ન્યાયની અદાલતમાં બેસી અરજદારોની ફરિયાદો સાંભળતો અને બરાબર ઈન-

ન્યાય. સાફ કરતો. એના સારા ઈનસાફનાં બધા લેખકો વખાણ કરે છે.

જે ફરિયાદો તથા દુભાયલાઓની અરજ સાંભળવામાં ન્યાય

*અરજદારોની અરજ સાંભળવાની યુક્તિ.*

કોર્ટના અધિકારી તરફથી કોઈ પણ પ્રકારની ઢીલ કે પક્ષપાત થવા ન પામે તે માટે એક ખાસ વિશ્વાસુ અધિકારી નીમ્યો હતો. તેને લોકો પોતાની અરજીઓ આપતા અને તે તેને બાદશાહ સુધી પહોંચાડતો. આવી ફરિયાદની અરજીઓ કેટલીક વખતે ખાનગીમાં બાદશાહના વાંચનમાં આવતી અને તે તેના હાંસીયા પર પોતાને હાથે તેના જવાબ લખતો.

*શિક્ષા.*

શાસન કરવામાં તે તદન શરેહના રાજદ્વારી હદો પર અમલ કરતો હતો. તે કદી પણ અંતઃકરણના ગેરવ્યાજબી વલણ કે ગુસ્સાને આધીન થઇ કોઇને ગરદન મારવાનો હુકમ કરતો નહિ.

વળી કોઈ શાહઝાદો જે પ્રાંત અથવા દેશના વિભાગના કોઇ મુખ્ય કાર્ય માટે નીમાતો હતો તે બાદશાહની બીકને લીધે કોઇને પણ કતલ કરવાની હિંમત નહિ કરી શકતો હતો. જે લોકો સજાને પાત્ર થતા તેમના તુમારો સુબાઓ તથા લશ્કરના વડાઓ પોતાની અરજીઓ દ્વારા બાદશાહની હઝુરમાં પહોંચાડતા. જે માટે બાદશાહ શરેહ પ્રમાણે સજાઓના હુકમો આપતો. તે આજ્ઞાઓ ઉપર અમલ કરવામાં આવતો. તેની હઝુરમાં મોટા તથા નાના અને રંક તથા રાય સઘળાને માટે સરખો ન્યાય થતો. શરેહની હદો ચાલુ કરવામાં અમીર તથા ગરીબ અને તવંગર તથા કંગાલ વચ્ચે કશો પણ ભિન્નભાવ રાખવામાં આવતો નહિ.

*ગુન્હાની શિક્ષાને બદલે માફી, બાદશાહનો ન્યાય.*

ગુન્હા માફ કરવાની લાગણી તથા વલણ એવાં હતાં કે જે લોકોએ શત્રુઓ સાથે લડાઈ કરતી વેળા વિરૂદ્ધતા બતાવી હતી, અને તેની સામે લડાઇ કરવા જેટલી અયોગ્ય વર્તણુંક ચલાવી હતી, તે સઘળાઓ સખત પ્રકારની સજાઓને પાત્ર થયા હતા. છતાં પણ ઉદાર આલમગીરે તેમની અઘટિત

મનનો નિગ્રહ. તેને તેણે તદ્દન બંધ કરી દીધું હતું. તે કળાના ઉસ્તાદોને ઘણું ઈનામ આપતો હતો. પણ પાછળથી તેમની પાસેથી બીજાં કામો લેવા માંડયાં હતાં.

આલમગીરે મુલ્લા ગૌસ વજીહ જે તુરાનનો મહાન વિદ્વાન હતો તેને ખાસ કામ ઉપર નીમ્યો હતો, કે જેથી દારૂ, ભાંગ, વ્યભિચાર વગેરે હરામ તથા દુષ્ટ બાબતો રાજ્યમાંથી સદંતર નાબુદ થઇ જાય. આ કાર્ય માટે તેને સહાય કરવાને બીજા માણસો આપ્યા અને સઘળા પ્રાંતોમાં તે માટેના હુકમો લખી મોકલાવ્યા.

પ્રજાના વ્યસનાદિ દુર્ગુણો નાબુદ કરવાની યુક્તિ.

પોતાના રાજ્ય તથા ખાલસા સરહદના સઘળા માર્ગો અને નાકાઓ ઉપર અનાજ તથા બીજી જણસો પર જે વેરા લેવામાં આવતા હતા અને જે હમેશાથી ચાલતા હતા અને જેની એક મોટી રકમ થતી હતી તે માફ કરી આપી. ત્યાર પછી મોટા મોટાં શહેરોમાં જે ખાધ-ખોરાકીની જણસો પર વેરા લેવામાં આવતા તેને હમેશને માટે બંધ કર્યાં. તે ઉપરાંત ચાલુ માલના વેરા પણ મોકુફ કરી દીધા; ફક્ત ખાલસામાંજ પચીસ લાખ રૂપિયાની આવક ઓછી થઈ. પોતાની હકુમતના કુલ મુલકની તો કોઈ હદજ નહોતી. આ સઘળી વાતો મોઢેના હુકમો ઉપર આધાર રાખનાર નહોતી, પરંતુ તે માટેનાં તાકીદ ભરેલાં ફરમાનો સઘળા ઈલાકાઓમાં મોકલાવવામાં આવ્યાં હતાં અને તેના પર અમલ કરવામાં આવ્યો અને તેથી ભાવ ઘણાજ ઘટી ગયા હતા.

વેરા અને જકાતની માફી.

બાદશાહ પંડે દરરોજ ન્યાયની અદાલતમાં બેસી અરજદારોની ફરિયાદો સાંભળતો અને બરાબર ઇનસાફ કરતો. એના સારા ઇનસાફનાં બધા લેખકો વખાણ કરે છે.

ન્યાય.

જે ફરિયાદો તથા દુભાયલાઓની અરજ સાંભળવામાં ન્યાય

બનતા સઘળા બનાવો લખી મોકલતા હતા અને તેથી દરેક હકિ-
કત જેવીને તેવી માલમ પડી આવતી હતી આવી યોજનાથી જુદા
જુદાં સરકારી કામો માટે જેમને ગોઠવ્યા હતા તેઓના કાર્યો
તથા ઓહોદામાં ભલાઇ તથા સચ્ચાઇ પ્રવેશ કરી ગઈ હતી.

ઉદારતા ભરેલી બક્ષિસો.

તેની ઉદારતા, ઉપકાર વૃત્તિ, બક્ષિસ તથા કીર્તિની
એવી સ્થિતિ હતી કે, જેટલા પ્રમાણમાં
તેનાથી હિંમત, ભલાઈ, ઇનામ તથા વજી-
ફાની બક્ષિસો વગેરે જાહેર થઇ તે બીજા
મોટા મોટા બાદશાહોથી પણ થઈ હોય એવુ જાહેર થયુ નથી. તેની
મોટી બક્ષિસો પકી એક તો એ છે કે તેણે પોતાના સઘળા રાજ્યમાથી
અનાજ તથા બીજી જણસોની જકાત તથા વણઝાર માલની જકાત
વગેરે ઘણા કરો માફ કર્યા હતા. બીજી એ કે જાગીરદારો
ઉપર જે વરાપર મપગનુ કરજ ચાલ્યુ આવતુ હતુ અને તે તેમના મ-
નસબો તથા પગારમાથી ધારા પ્રમાણે વસુલ લેવાઈ શાહી ખજાનામા
દાખલ થતુ હતું અને તેથી ખજાનાને એક મોટી રકમ મળતી
હતી અને તે લોકો તેના વસુલ આપવાથી ઘણા નારાજ તથા
પાયમાલ થઇ જતા હતા તેની બાદશાહે એવી રીતે માફી કરી આપી
કે ૪૦ સવારના મનસબદારથી લઇ સાત હજાર સુધીના જેટલા મન-
સબદાર હતા તેમની પાસેથી તેમના દાદા તથા પરદાદાઓના કર
જને એકદમ માફ કરી આપ્યા તેવીજ રીતે ૪૦ સવારના મનસ-
બદારથી લઇ ચાર સદી સુધીના મનસબદારોથી કરી પાયરીઓના
ઓછા મનસબના કારણે તેમના કરજો કે જે તેમના બાપના નામે
હતા તે પણ બક્ષિસ આપ્યા, પાચ સદીથી લઇ સાત હજારી
સુધીના મનસબદારો જે કરજ પાછું આપવાની શક્તિ ધરાવતા
હતા તેટલા માટે તેમના માટે એવી ગોઠવણ રાખી હતી કે જો
તેમણે કરજ જેટલો બાપનો વારસો મેળવ્યો હોય તો તે ધીમે
ધીમે વસુલ આપે અને જો કરજ જેટલો વારસો ન મળ્યો હોય
તો વારસામા મળેલ મિલ્કત કરજ પેટે વસુલ આપે અને જો

કાંઇપણ વારસો નહિ મળ્યો હોય તો તે પણ કરજથી તદ્દન મુક્ત ગણવામાં આવતો.

ઉપર પ્રમાણે જે મોટી રકમ બાદશાહે માફ કરી આપી હતી તેનો અડસટો કરોડો રૂપિયા ઉપરાતનો આવે છે.

સાર્વજનિક કામો

તેના સાર્વજનિક હિતના કામો પૈકીનુ એક એ છે કે તેની પહેલા રાજ્યના ઘણા માર્ગો અને સડકો પર મુસાફરોને ઉતરવા તથા આરામ લેવાને માટે ધર્મશાળાઓ તથા વીશીઓ નહિ હતી તે એટલે સુધી કે કેટલાક માર્ગો ખાસ કરીને ઔરંગાબાદ થી અકબરાબાદ અને લાહોરથી કાબુલ સુધી મુસાફરોને ઘણીજ અડચણ ભોગવવી પડતી હતી આ બાદશાહે ભલાઇ તથા સાર્વજનિક હિત માટે એવો સામાન્ય હુકમ આપી દીધો હતો કે, આ દેશના સઘળા રસ્તાઓ તથા સડકો પર જ્યાં ધર્મશાળા તથા વીશી ન હોય ત્યા સરકારી ખર્ચેથી વિશાળ, મજબુત તથા ટકાઉ પત્થર ઇંટ, ચુના તથા છોથી બનાવવામા આવે અને તે ધર્મશાળાઓની સાથે બજાર, પાકા કુવાઓ તથા હમામો[1] પણ હોય અને પ્રત્યેક મજલ પર એક એવો ઉતારો બનાવવામા આવે કે, જ્યા દૂર દરાજના થાકયા પાકયા મુસાફરો ઉતરે અને તેમનુ તથા તેમની જણસોનુ રક્ષણ પણ થાય મુસલમાનો માટે આવી જગાઓમા ખાસ કરી મસ્જીદો પણ બનાવવામા આવી હતી

તેવીજ રીતે પ્રથમની તથા પુરાણી ધર્મશાળાઓ જે મરામત કરાવવા જેવી હતી તેની મરામત માટે હુકમ આપી દીધો અને જે જગોએ પૂલની આવશ્યકતા હતી ત્યા મજબુત પૂલ બાંધવાનો હુકમ આપ્યો. આ કામમા જેટલુ નાણુ ખરચાયુ હતુ તેનો અંદાજ ખ્યાલમા પણ આવી શકતો નથી પોતાના તખ્તનશીન થવાના પહેલા વર્ષેજ જ્યારે તેને મસ્જીદોના જીર્ણ થઇ ગયાની, ગયાની તથા બેરોનેક થઇગયાની ખબર મળી ત્યારે તેણે

[1] ન્હાવાના ઓરડાઓ

એવો સામાન્ય હુકમ આપ્યો કે, પોતાના સઘળા દેશોમા જ્યા કોઈ પુરાણી મસ્જીદ હોય તેનો જીર્ણોદ્ધાર કરવામા આવે અને તેના માટે ઇમામ, બાગી, ખીઝાયત તથા હીવાળત્તી સાથે મુકરર કરવામા આવે આ કામમા પણ મોટી રકમનો ખર્ચ થતો હતો

વિદ્યાવૃદ્ધિ

વિદ્યા તથા સદવર્તનનો પ્રચાર કરવા તથા તેના પાયાને મજબુત કરવા માટે હિંદુસ્તાનના સઘળા શહેરો તથા કસ્બાઓમા જ્યા જરૂર જણાઈ ત્યા નિશાળો તથા કોલેજો સ્થાપી હતી

મહાન વિદ્વાનોને શિક્ષણ આપવા માટે નીમ્યા હતા. તેમને મોટા મોટા વજીફાઓ મળતા હતા અને ગરીબ વિદ્યાર્થીઓ માટે પણ નિર્વાહનું સાધન મુકરર કરી આપ્યુ હતુ આ ખાતામા શાહી ખજાનામાથી એક મોટી રકમ દરવર્ષે ખર્ચ થતી હતી

"ફતાવાએ આલમગીરી નામનું ગ્રંથનું તૈયાર થવું

તેણે હનફી મતના ફીકાહ પર એક મોટો ઉપકાર એ કીધો કે જ્યારે તણે જોયુ કે ફીકાહ તથા ફતાવાના ગ્રથોમા ઘણોજ મતભેદ અને ઓછા વજનદાર તથા મતફેરવાળા આધારો તથા રીવાયતો ભેળસેળ થઈ ગયા છે તેમ છતા કોઈ એવો ગ્રથ અસ્તિત્વ ધરાવતો નથી કે જે તેના પર સરસાઈ લઈ જાય અને જ્યા સુધી મોટા મોટા ગ્રથો હાજર ન હોય અને તે પર જ્ઞાન ધરાવનારા વિશાળ અભ્યાસીઓ તથા નિયામકો હસ્તી ધરાવતા હોય નહિ ત્યા સુધી તે સત્ય તથા ફતવો અપાયલા મસ એવો જાણી શકે નહિ તેથી બાદશાહને વ્યાજબી લાગ્યુ કે રાજધાનીના વિદ્વાનોની કમિટી ફીકાહના મોટા મોટા ગ્રથો તથા ભરોસાપાત્ર પુસ્તકો જે તેની (બાદશાહી) લાયબ્રેરીમા મોજુદ હોય તે દ્વારા શોધખોળ તથા વાટાઘાટ કરી એ મસાએલોને એકત્ર કરે અને તે સઘળાઓને એક એવો એકીકરણ ગ્રથ તૈયાર કરે કે પ્રત્યેક માલુમ તેથી મગળતાએ

ફતવો અપયશ્મ મમાઓલે જાણી લે અને મુફતીઓ તથા કાઝી-ઓને મઘળી ઢીતાઓ, જુદા જુદા દફતરો અને ફતવાઓની શોધખોળથી છુટકારો મળી જાય, તો આ મહત્વના કાર્યને પાર પાડવાનુ કામ શેખ નિઝામ કે જે માકુલ (બુદ્ધિપૂર્વકના) તથા મનકુલ (ગૂઢ વર્ણવાયેલા) મા અતિ પ્રવીણ તથા યોગ્યતા ધરાવતા હતા તેમને સુપ્રત કીધુ કે તે તેના માટે બધી ગોઠવણ કરે અને આલેમો તથા ફાઝેલોની સમતિથી તે મમાએલોને એકઠા કરે અને આલેમોની એક મડળી તે માટે નીમવામા આવી હિંદુસ્તાનમા જ્યા પણ કોઈ વિદ્યા કે જ્ઞાનમા પ્રખ્યાત તથ કુશળ જણાયો તેને શાહી ફરમાનથી હાજર કરી તે મડળીમા શામેલ કરવામા આવ્યો જે જે ગ્રથોની આ કાર્ય માટે આવશ્ય કતા જણાઇ તેની અસલ ખગી નકલ શાહી લાયબ્રેરીમાથી તેમને હવાલે કરવામા આવી આવી રીતે બે લાખ રૂપિયા ખર્ચ કરી એક પુસ્તક તૈયાર કરવામા આવ્યુ અને તે "ફતાવાએ આલમગીરી" ના નામથી ઓળખાય છે આ કામમા જે વિદ્વાનો રોકવામા આવ્યા હતા તેમને બાદશાહે સારા વજીફાઓ તથા ઇનામો આપ્યા હતા

બાદશાહના ગુણ — આ બાદશાહની બહાદુરી, હિમત કાર્ય કુશળતા, પરિપકવ અભિપ્રાય તથા ઉચ્ચ હેતુની ખ્યાતિ માટે આગળ વર્ણન થઇ ગયુ છે યુદ્ધકળા તથા લડાઈના નિયમો જાણનારાઓ એ બાબતમા એક મત છે કે, જેટલુ જ્ઞાન તથા અનુભવ, લડાઈ લઈ જવા, શત્રુના દળ સાથે હુમલો કરવા તથા જાની શસ્ત્ર વા પરવામા આ બાદશાહ ધરાવતો હતો તેટલો મોટા મોટા બાદશાહો તથા સુલતાનો (માત્ર અમીર તૈમૂર સિવાય) ધરાવતા નહોતા તેમ પ્રથમના કોઈ બાદશાહોએ પોતાની જાત આવડતથી ફતેહના એના જેવા એવા પરાક્રમો દેખાડ્યા નથી તેની દઢતા તથા ઇશ્વર ઉપર વિશ્વાસ, લડાઇના ધાસ્તી ભર્યા પ્રસગોમા પણ એવા હતા કે, તેણે ફરી પણ ઇશ્વરની સહાયતા

તથા તેનીજ કૃપા સિવાય બીજા કોઇના પર ભરોસોજ નહિ કીધો. તેમ તેને પોતાના શત્રુઓની મોટી સંખ્યાઓનો કદી ખ્યાલ પણ થયો નથી. લડાઈ તથા લડાઇની સફોમાં અનેક પ્રસંગો એવા થવા પામતા કે લશ્કરના લોકો વીખરાઈ જતા અને માત્ર એક નાની સરખી ટુકડી તેની સાથે રહેવા પામતી અને શત્રુ તો પ્રથમ પ્રમાણે પોતાના બળ તથા વડા લશ્કર સહ લડતો રહ્યો. પરંતુ તેવા પ્રસંગે પણ તે પહાડની માફક મુકાબલામાં ટકી રહ્યો; અને છેવટ પોતાની બહાદુરી, હિંમત, દ્રઢતા તથા કુશળતાથી શત્રુ પર વિજય મેળવી પાછો ફર્યો. આ સુલક્ષણ ખાસ આ બાદશાહનેજ પ્રાપ્ત થયું હતું કે ખાસ લડાઈના ચાલતા હંગામમાં જ્યારે નમાઝ પડવાનો વખત આવી લાગતો ત્યારે વગર અચકાયે તે ઘોડા ઉપરથી ઉતરી પડતો અને પોતાની સાથેની લશ્કરી ટુકડી સાથે જમાઅત કાયમ કરી, ઘણી લાગણી, એકાગ્રતા તથા ભાવનાથી જેવી કે તેની હમેશાની ટેવ હતી તે પ્રમાણે તે નમાઝ અદા કરતો. આવા અનેક કટોકટના પ્રસંગો વખતે મિત્ર તથા શત્રુ સઘળાઓએ તેને તે પ્રમાણે વર્તતો દીઠો છે.

સમાપ્ત.